# જીવતું દોજખ!

(એક વારતા.)

લખનાર

## ડોસાભાઈ ફરાંમજી લંગરાના

'રફીક.'



પ્રગટ કરનાર

**એરવદ દોરાબ ફ્. જા. દસ્તુર-મેહેરજીરાણા.**

આ ચોપડી "ધી શાહનામા પ્રેસ" મુંબઈ કોટ ફ્રીયર રોડ કારવાર સ્ટ્રીટ
માણેકજી રૂસ્તમજી કંટ્રાકટર બીલ્ડીંગ નંબર ૫૦-૬૨ માં એર્વદ
ફરામર્ઝ નવરોજી કુટારે દોરાબજી રૂસ્તમજી દસ્તુરને
માટે છાપી ત્યાંથીજ પ્રગટ કરી છે.

મુંબાઈ.

૧૯૧૮.

# મી. 'રફીક'ની બીજી વાર્તાઓ.

| | |
|---|---|
| બદુરા ... ... ... | (પુસ્તકરૂપે બાહાર પડી છે.) |
| ગમગીન ગુલાં ... ... | ” |
| ગુલજાર ... ... ... | ” |
| એલમ ચોર ... ... ... | ” |
| નિતા ... ... ... | ” |
| મોબતની મોહીની ... ... | ” |
| મોબતની મકતબ ... ... | ” |
| લુચ્ચાનો પીર ... ... | ” |
| સરોવરની સુંદરી ... ... | ” |
| એશિયા અને યુરોપની પતિવ્રતા બાનુઓ ... | ” |
| કાળું વ્હેત્યું ... ... ... | ” |
| ખુબસુરત મક્કાર! ... ... | ” |
| બિલોરનો બુચ! ... ... | ” |
| જાન કે જીગર? ... ... | ” |
| ઘેરનો ગોધો ... ... ... ... ... ... | |
| બાંડો સાપ ... ... ... ... ... ... | |
| સરજતની સાંકળ ... ... ... ... ... | |
| મોરનાં પીછમાં કાગ ... ... ... ... ... | |



શેઠ શોરાબજી આદરજી પાત્રાંવાલા.

વડોદરા દરબારમાં પોતાના ચમત્કારિક વૈદાંથી

પ્રખ્યાતિ પામેલા

**મરહુમ ડૉ૦ આદરજી જમશેદજી પાત્રાંવાળાના સપુત**

મ્હારા ખેરખ્વાહ, મ્હારા પિતાજીના હિતચિંતક

**ડૉ૦ શેરાબજી આદરજી પાત્રાંવાળા**

જેમણે પોતાની બાહોશી, પોતાની લાયકી, પોતાની પરમાર્થિક વૃત્તિ,

પોતાના હમકોમી હમદર્દીઓ પ્રત્યેની અથાગ દિલદારી,

ગરીબો તરફની દિલબરી, અને

દુઃખી દર્દીઓ તરફ બતાવેલી બેહદ દિલસોઝીથી

**નવસારી નગરીમાં નામ કાઢ્યું છે,**

અને

પ્લેગના બારીક હિંગામમાં જીવના જોખમે ઉસ્તવારીથી પોતાના

હમજાતિ ભાઇબંધોની ઉત્તમરીતે મુફત સારવાર કરીને

કોમી સેવા બજાવવાથી નવસારીની અનજુમનનું

**બહુ માન મેળવ્યું છે,**

**તેમજ નવસારીની**

"ધી ર. ફ. ડાબુ પારસી જેનરલ હોસ્પીટલ"ના એક પિતા સમાન

વડા તબીબ તરીકે બીન હાંસલે પુણ્યવંત સહાસ ઉઠાવવાની

અદ્દભુત શક્તિ બતાવી ખ્યાતિ મેળવી છે,

**એવા એક ભલા, નમાના, પરદુઃખભંજન, પરમાર્થી, અને**

**સર્વ માનન્ય તબીબને**

સંપૂર્ણ માન સહિત આ પુસ્તક અર્પણ કરૂં છું.

**ડો. રૂ. બા. દસ્તુર.**

# પ્રસ્તાવના.

ગુજરાતી વારતા લખનારાઓને પોતાની વારતા વાંચનારના હાથોમાં સોંપતાં શુરૂઆતના થોડાક શબ્દો તેઓને પ્રસ્તાવનારૂપે કહી સંભળાવવાની આદત પડી ગઇ છે, અને તે પણ એટલે સુધી કે જાણે પ્રસ્તાવના વગરની વારતાની ચોપડીજ નહીં! વારતાને પ્રસ્તાવનાની ખરેખર જરૂર છે કે? એ સવાલ જેમ આજે ઘણો વખત થયો મારાં મનમાં તેમજ મારા બીજા ભાઈબંધોનાં મનમાં પણ ઘોળાયા કીધો હશેજ. હું તેમ વળી જોતો આવ્યો છું કે ઘણાક મોટા અફલાતુન ઇંગ્રેજી વારતા લખનારાઓ એવા કોઇ પ્રસ્તાવના કે દિબાચાની જરૂર ધારતા નથી અને તેઓનાં પુસ્તકો પછી પુસ્તકો એવા 'શુરૂઆતના બોલો' વગરજ પ્રગટ થવા પામે છે. ગુજરાતી વારતા લખનારાઓમાં એકાદ બેએ એજ રૂઢી અખત્યાર કરી પોતાનાં પુસ્તકો બાહર પાડતા મેં જોયા છે. મારો વિચાર પણ હવેથી એજ રૂઢી અખત્યાર કરવાનો છે, અને તેથી મારી આ વારતાનાં પુસ્તકને મારી તરફના કશાબી શુરૂઆતના શબ્દો વગર એમનું એમજ પ્રગટ થવા દેઉં છું અને જો હૈયાતી હશે અને આ પછી બીજાં પુસ્તકો તમો મેહેરબાનોના હાથમાં મુકવાની મને તક મળશે તો તેઓના સંબંધમાં પણ એજ રૂઢી હું અખત્યાર કરીશ.

તા૦ ૧-૧-૧૮. 'રફીક.'

મુંબાઈ.

## આ પાનું આખ્ખું વાંચજો.

### નહિં વાંચશો તો

## પાછળથી ઘણા પસતાશો.

હાલ આપણે જ્યાં જોઈએ છીએ ત્યાં લોકો દાંત તથા દાઢના દરદથી બહુ પીડાય છે. કોઈના દાંત દુખે છે તો કોઈની દાઢ બહુ હેરાન કરે છે. જ્યારે બીજાંઓનાં દાંતમાંથી વારંવાર લોહી નીકળે છે ત્યારે કોઈના મોઢાંમાંથી ખરાબ બદબો બહાર આવે છે અને ઘણાંજ થોડાંઓના દાંત ઉપર થરો અથવા રંગ જોવામાં આવતો નથી. એ સઘળી વેદનાઓમાંથી સદા માટે દુર થવું હોય, દાંતને મોતી જેવા સફેદ ને સુંદર બનાવવા હોય ને ઘડપણ સુધી મજબુત કરવા હોય તો વાપરો

## મોતીવાલાનું દાંતનું મંજન.

કીંમત રૂ. ૦ા શીશી એકનો તથા દબી એકનો રૂ. ૦ાા.

વાંચો મુફત સરતીફીકેટો.

**ડો. બે. મોતીવાલા,**

મોરલેન્ડ રોડ, ભાયખલા, મુંબઈ.

# જીવતું દોજખ!

## (ઔરતનાં પાપની એક કરૂણામય કાંહાંણી.)

### પ્રકરણ ૧ લું.

### મોતની તલબગાર.

મેડમ ડી સેન્ટ લાન્સ પોતાના ખાનગી ઓરડામાં એકલી એકાંત બેઠી હતી.

તે એક રાજકીય મેહેલનો ઓરડો હતો, જે મેહેલ મેડમના ત્યાં આવી વસવા અગાઉ કાંઇક વર્ષોનો પડત પડેલો હતો, અને જોકે તેટલો વખત તેની ઉપર કોઇની તકેદારી કે માવજત હતી નહીં, છતાં, અસલનાં બાંધકામ અને અથંગ હુન્નરમંદીને પ્રતાપે આજે તેનો એક કાંકરોબી ન ઘસ્તાં તે જેમનોતેમ અનામત સલામત સચવૈ રહેલો હતો. તે ઓરડો તે મેહેલના બીજા બધા ઓરડાઓની માફક આંઠ ખુણ્યો હતો, અને તે આંઠ ખુણ્યો હતો એટલે તેને બારીઓ આંઠ હતી, જેઓપર અસલના નાંખવામાં આવેલા પડદાનો ગુલાબી રંગનો કીનખાબ આજેબી જેમનો તેમ હતો, જોકે પડદા પોતે ફાટી તુટી હાલતે બીસ્માર પડયા હતા. તે ઓરડાની સીલીંગપરનું રોગન કામ ઝાંખું પડી ગયું હતું અને દીવાલે જડેલું ઓક ઝાડનાં લાંકડાંમાંથી બનાવેલું લાકડકામ ચીરાઇને તેમાંથી ગાપચાં નીકળી આવ્યાં હતાં. ત્યાં ઇંગ્રેજી

ઢબની સળગાવેલી સગડી હતી, જેની સંગેમરમરની મેન્ટલપીસપર ગોઠવી મુકેલાં સંગેમરમરનાં પુતળાંઓ પેલાં ઓકનાં લાકડકામની માફક હાલ હવાલ પડેલાં હતાં, અને ત્યાંજ બાજુમાં સળગાવેલું એક લામ્પ હતું.

મેડમ પોતે જોકે વાંચતી બેઠી હતી છતાં તે ચોપડી તેને કશીબી મજાહ નહીં આપતી હોય અને ચોપડીમાં તેનું કશુંબી ધ્યાન નહીં લાગતું હોય તેવી અદાથી તે બેઠી હતી. તેમ બેસતાંબી તે થોડીક-વારમાં કંટાળી અને ઉઠીને એક બારી આગળ તે ગઇ અને તે ઉંઘાડી તે વાટે બાહાર જોતી તે ઉભી, જેમ કરતાં તે સાંજની સદાની રમત્યાળ શીતળ લ્હેકી તેના ચ્હેરાને ઠંડક આપી તેનાં મગજને શાંત કરવામાં કાંઇક ફત્તેહ પામી ખરી.

તેણીએ દુર દુર નજર ખેંચીને જોયું કે ફ્રાંન્સની તે સરજમીન કેવી સુંદર અને ફળદ્રુ હતી—ખરેખર આખી જગતની જમીનમાં તે એક ખુશનુમાં અને ખુબસુરત જગ્યા હતી જે આજે તે અબલાની નજરે પડતી હતી, અને તે તરફ પોતાની નજર તાણીને એવી તો એકી ટગરે ટીકતી તે ઉભી કે તેમ કરતાં તેની આંખ્યોબી થાકી જઇ દુ:ખવા લાગી, અને તે બારી આગળથી અંદર ઓરડામાં તે પાછી જવા કરતી હતી તેટલાંમાં આટલો વખત વાદળોમાં છુપાઇ રહેલી રાતની માહરાણી માહતાબ બાહાર આવી કે તેની થાકેલી આંખે પાછી તેજી પકડી અને તેણીનાં દુ:ખથી આજેજ બનેલાં હૈયાંમાં સુખની રોશનીનો ઝાંખો સરખો પ્રવાહ વ્યાપી રહ્યો!

"આહ! તે રહેમી બાપ જો મને મ્હોત આપે! મ્હોતથી કોણ ડરે? જે ગુનાહગાર હોય, જેને પોતાના પયદા કરનારની નજીક જવાનો ડર હોય તે! બાકી મોત જેવો બીજો આશિરવાદ કીયો છે? નેકને બદીના બસમાંથી છોડવનાર, એ મોત છે; ગફલતની નીંદમાંથી ઇનશાનને સદા બેદાર રાખનાર, એ મોત છે! હું મરૂં—જ્યાં મારી કબ્રપર ગુલોની પાંદડીઓ ખરવાનો જોગ હોય ત્યાં દટાઉં—એ હવે તો મારી

જીંદગીની મોટાંમાં મોટી ઉમિદ છે! હું મરૂં ને આય જગની જહેમત જે મોત કરતાં બદતર છે તે સદાની છોડું એ આજે મારો પ્યારામાં પ્યારો અરમાન છે!"

મોતની તલબ! ઇનશાનમાં કેટલાંક એવાંબી છે, જેઓ આત્માની અમરગીમાં માનવાવાળાં નથી: અને તે છતાં અગાધ દુઃખમાં, અમાપ દલગીરીમાં, જીવની જહેમત, તેની નાઉમેદી અને નિરાશીમાં આપણા વિચારો મોતની તલબમાંજ મજાહ શોધતા હોય તો તેમાં કાંઇ નવાઇ છે? કાંય? કેમકે એ મોતજ હવે પછીની વધારે સારી, વધારે સુખી અને વધારે ઝળકતી જીંદગીની એકલી ચાવી છે!

"કેટલાંકો" મેડમે પાછું બબડવાનું ચાલુ કીધું "એકની એક આશા ઉપર જીવેછ. મારૂં જીવવુંબી એકની એકજ આશાપર છે, અને મારી તે આશા મેં મારી રેનીમાં ભરી મુકેલી છે. દોલત ગેઇ, દરજ્જો ગીયો; માન ખોલ્યું, મરતબો ખોલ્યો; ખેતાબ ગુમ, ખાવીંદ ગુમ ને બધાં દોસ્ત આશનાવો ગુમ! અરે, તે બાદશાહી ખાનદાન જેની હીમાયતમાં અમારી આય હીણી હાલત થઇછ તેનુંબી નામ ગુમ! ત્યારે હવે મારી પાસે બાકી શું રેહ્યું? મારી એકની એક દીકરી રેની. મેં એમતો એવી ઘણીક અજબ જેવી કાંહાંણી સાંભળીછ, જેમાં નબળાં હૈયાંની નાજુક છોકરીઓથી નામીચાં ખાનદાનનાં મોટાં નામો પાછાં મેળવાયલાં જણાયાં છે; ત્યારે શું એવાંજ કોઇ કારણસર મારૂં સર્વસ્વ જતાં રેની મારી પાસે બચવા પામી છે?"

એવો કાંઇક ખ્યાલ તે દુઃખી અબલાનાં મગજમાં દાખલ થતાંજ તેને કેવીએક રીહાઇ મળી હોય તેમ તેનું હૈયું શાંત થયું અને તેના અત્યાર સુધીના કઠોર ચ્હેરાએ કાંઇક નરમાશ પકડી. તે હવે બારી આગળથી ખસી ગઇ અને તે બંધ કરી પાછી પોતાને જગે આવીને બેઠી.

હવે તે એવી રીતે બેઠી કે પેલાં લેમ્પની રોશનીની મદદથી તેણીનો ચ્હેરો પ્રગટ દીસ્તો હતો, અને તેથી ત્યાં તેણીને કોઇ જોનાર હતે તો

તેણીનો, જે ઓરડામાં તે બેઠી હતી તેની સાથે મુકાબલો કરી કહી શકતે કે જેવો આજે તે અસલી ઓરડાનો હાલ અહેવાલ હતો તેવોજ હુબહુ તે અબલાનો હાલ હતો. જેમ તે આજે ખખરી વખરી ગયલો કોઇ બાદશાહી મકાનનો ઓરડો હતો તેમ તે અબલા કોઇ અસલી નામીચાં ખાનદાનનું ખખરી વખરી ગયલું સ્વરૂપ હતી. તે જાણે એકાદ એક વખતની ખુબસુરત અને નામીચી રાણીનો નાશ પામેલો ઓળોજ હતી. તેનો રોબ, તેનો તોર અને ઠઠેરો આજેબી એવોજ હતો કે જે કીસમનો તોર, ઠઠેરો અને રોબ એક બાદશાહી ખાનદાનની ગુણયલ અબલામાંજ જોવામાં આવે છે, અને જે, જો કોઇ સ્હેજ ઉતરતી પંકતીની ગ્રહણ કરવા ચાહે તો ગમે તેટલા પૈસાથી તે ખરીદી શકાતો નથી કે કોઇ હુન્નરથી મેળવી શકાતો નથી, કેમકે, તે માત્ર ઉંચ ખાનદાનમાં પેઢી દર પેઢી ઉતરતોજ આવે છે. તે અબલા તરફ જોતા ઉભેલાની માત્ર એકજ નજર, અને તે તેને કહી શકવાને સામર્થ હતી કે તેની સામે બેઠેલી મેડમ કોઇ ઉંચાં નામીચાં ખાનદાનમાં જન્મ પામી, બાદશાહી દરબારમાંજ તેણીએ પોતાનું જીવણ ગાળેલું હોવું જોઇયે.

તે અબલાનું કદ મજેહનું બધી ગમથી ભરેલું, દમામદાર અને 'ગ્રેસફુલ' હતું. તેણીએ શોકનો કાળો પોષાક પ્હેર્યો હતો, જેમાં વિંટળાયલો તેનો દેખાવ બાદશાહી પોષાકમાં ઠઠેરો કરી નીકળેલી એક શેહેનશાહબાનુંના કરતાંબી ઝયાદા દીપી રહ્યો હતો.

તેજ એકની એક બતીની રોશનીથી જણાઇ આવતું હતું કે તે ચ્હેરો તેની જવાની અને અસલની જાહોજલાલીના વખતમાં ઘણોજ ખુબસુરત અને ઘટમારો હોવો જોઇયે. તેણીના ચ્હેરાનો ઘાટ સ્હેજ લંબાચો ગોળ અને સુફેદ દુધ જેવો નહીં પણ સ્હેજ તેમાં ગુલાબી રંગનો પસરાટ નજર આવતો હતો. એ બધું જેમનું તેમ હતું, મગર, તેણીની કાળી ભ્રમર આંખોમાંનો તેજસ્વી પ્રકાશ આજે નહીં હતો. આજના એ પ્રકાશમાં અને તે આંખોનાં અસલ તેજમાં ફરક પડી ગયલો

પ્રગટ માલમ પડતો હતો. તેનાં માથાંના વાળનાં પેચદાર ઝુલ્ફાં જેનો ફાંસો ખાઇને મરવા તે વખતના મોટા માતબર મારતે મીયાંઓ એક પગે તૈયાર રહેતા હતા તે આજે તેની કમર સુધી વેરવિખેર થઇ નિસોસ હાલતે પડ્યાં હતાં. તેના એક વખતના ભરેલા લાલ હોઠ આજે ગોયા તેમાંનો મીઠો મધ જેવો રસ નીચોવાઇ જઇ પટલા અને ફીક્કા પડી ગયલા હતા, અને જો એક ઇનશાનનો ચ્હેરો તેના જીવની, તેના જાનની આરસીજ હોય તો, એ મેડમના ચ્હેરાપરથી જણાઇ આવતું હતું કે તેના જીવને કશી શાંતી હતીજ નહીં, તે ઝુરી ઝુરીને અંદરનો અંદર ધોવાઇ જતો હતો, અને કોઇ અસહ્ય દુઃખ અને નહીં ખમી શકાય એવી કંટાળાભરી જીંદગીથી તે જળી બળીને ખાખ રાખ થઇ જતો હતો. તે માહતાબના જેવા રોશન ચ્હેરાની અબલાનો જીવ જે સેંકડો બલકે હજારો લોખા ઉપર હુકમ કરવાને, તે લોકની સલામી લેવાને જન્મેલો તેજ જીવ આજે કવખતનાં મ્હોતની તલબગારી કરી તેની પનાહ શોધતો હતો!

મેડમે પેલી ચોપડી પાછી હાથમાં લીધી અને આંહનો ટંકારો પડ્યો.

"હજી તો આંઠ થયા, ને એકેક કલાક જે જાયછે તે મને એકેક જમાના જેવો લાગેછે ત્યારે હવે અગ્યાર–બાર વાગ્યા સુધીનો વખત કેમ નીહશે?"

અને જાણે એ સવાલના જવાબમાંજ હોય તેમ તે ઓરડાનું બંધ બારણું ઠોકાયું, અને મેડમની દાસી જેન હાથોમાં એક ટ્રે લઇને અંદર આવી.

"મેડમ ગુસ્સો ના કરતાં" એટલું બોલી તે દાસીએ તે ટ્રે મેડમની પાસેનીજ એક ટેબલપર મુકી, અને પછી ગુંઠણ મરડયે બેસી તે સગડીમાંનો આતશ બરાબર રોશન કીધો અને ઉઠીને લેમ્પની બતી જરા ચઢાવી એટલે તે ઓરડામાં હતું તે કરતાં દબલ ઉજેરુ થઇ ગયું.

"મેં જોયું મેડમ કે તમે ખાણાંપર અમસ્થું ચેર ચંચેર કરીને

ઉઠી ગીયાં ને તેથી મારે હાથે આય કાફી બનાવી એક પાંઉં ને થોડીક સાકર જેવી મીઠી લીલી દરાખ લાવવાની મેં બેઅદબી કીધીછ."

ત્યારે મામલો એ હદે આવીને અટક્યો હતો!

તે કે જેની ખીદમતમાં ઘનેતર અમીરો હાથમાં રકાબી લઇ તેની આગળ ખડા મીનીટોની મીનીટો સુધી તેણીની મેહેરબાની ભરી નજરના ઉમીદવાર બની ઉભા રહેતા હતા તે આજે એક દાસીની મેહેરબાનીની તલબગાર હતી, તે દાસીની આ માવજતને માટે તેની આભારી હતી!

અને ખરેખર મેડમે તે દાસીનો ઘણાજ થોડા અને લાયક શબ્દોમાં ઉપકાર માન્યો અને તે દાસી જેન ત્યાંથી ચાલી ગઇ.

તે દાસી ગઇ ને મેડમ પાછી એકલી પડી પંણ પેલી સળગાવેલી સગડી અને મોટી કીધેલી બતીના ઉજાસના પ્રતાપે તે આગળો એકાંત-વાસ ઘણે દરજ્જે દુર થયો હતો, અને તેથી હાથમાં પકડેલી ચોપડી વાંચતાં વાંચતાં તેણીએ તે પાંઉનો તોસ્ટ ખાઇ ગરમ ગરમ કાફી પીધી, કે તેણીને નવું જોમ અને નવું જોર આવેલું લાગ્યું.

"જો મારે રેનીને માટે જીવવુંજ હોય તો મારે ભુખમરો સ્હેવવો જોઇતો નથી. ખરેખર ખોરાક વગર શરીર કેટલી હદ સુધી નબળું પડી જાયછ તેનો મને ખરો ખ્યાલ આગળ કદી નહીં હતો!"

બાદ, મેડમ પાછી તે ચોપડી વાંચતી બેઠી. એ અરસામાં સાંજની નીકળેલી પવનની લ્હેકી વા વીજોડાંના મોટા ભયાનક સુસવાટામાં ફેર-વાઇ ગઇ હતી જે સુસવાટાના અવાજ રાતના એકાંતવાસમાં મેડમને કાને વધારે ભયાનક અને વધારે ભયંકર લાગતા હતા.

"ઘણી એકાંત જગ્યે છે, આય અસલી મ્હેલ" તે બોલી, અને વધુ કાંઇ બોલવા તે જતી હતી તેટલાં તેણીને કાને ગાડીનાં પૈડાંનો અવાજ આવ્યો અને તે ચોંકીને ચુપ બેઠી.

## પ્રકરણ ૨ જું.

# "મારી દીકરીને તમે રાખશો?"

મેડમને જાણે કોઇ ઘણી અગત્યની મુલાકાત આપવા આવ્યું હોય તેમ તે આવતી ગાડીનો અવાજ તેણીને કાને આવ્યો. નીચે ઝટ ઉતરી જઇ તે કોણ હતું, શાને માટે આવ્યું હતું તે જોવાની તેણીની ઇચ્છા તો થઇ, મગર, સ્વમાન અને તેણીના અસલી તોરે તેણીને તેમ કરતી અટકાવી. એકાયક બારણું ઉઘડયું અને અંદર આવવાની રાબેતા મુજબની રજા માંગ્યા વગર જેનેટ દાસી હાંફળી ફાંફળી જેવી અંદર દાખલ થઇ.

"મેડમ!" તે હાંફતી હુંફતી બોલી "કોઇ ગૃહસ્થ તમુને મળવા માંગેછ; તેવણુ કોઇ ઇંગ્લીશ લૉર્ડ હોય તેવા લાગેછ." એમ કહી મેડમની આગળ તેબલપર તે ગૃહસ્થનાં નામનો એક કાર્ડ તેણીએ મુકયો.

મેડમે તે લઇને વાંચ્યો.

"લૉર્ડ કલાન્સી" એમ તે કાર્ડપર લખેલું હતું. તે નામ જોકે મેડમથી અજાણ હતું છતાં મેડમ બોલી—

"એવણુને ઉપર લઇ આવ, જેનેટ, હું તેવણુને અહીંજ મળસ."

તે ઓરડો મેડમનો ખાનગી ઓરડા જેવો હતો અને પોતાના ઓરડામાં એકની મીલાકાત લેવી એ પશ્ચિમ તરફની ચાલતી આવેલી રાહરીતીથી તદન ઉલટું હતું, એટલે જેનેટ તે ઓરડાની હાલ હવાલીપર નજર ફેરવી અજબ થતી ઉભી.

જેનેટનાં મનમાં શું હતું તે મેડમ ચેતી ગઇ અને બોલી—

"કાંઇ ફીકર નહીં, બીજા રૂમોમાં આય ઓરડા જેટલી હુંફ નહીં હોસે."

"તે ગૃહસ્થ સાથે એક નાની બુચી છે, તે ચારેક વરસની હોય તેમ લાગેછ."

"ઠીક" મેડમે જવાબ દીધો "તે ગૃહસ્થને ખોટી ના કર."

હવે કેટલીક તેની જાતનીઓ ઝટ ઉઠી આરસી આગળ જઇ તે ગૃહસ્થ ત્યાં આવે તેટલાં પોતાના વાળ અને પોષાક સરખા કરવા પડતે, મગર, આ આપણી વારતાની મેડમે તેવું કશું કીધું નહીં. તે કેવી લાગતી હતી અને કેવી નહીં તેની તેને જરાબી કનવાર હતી નહીં, એટલે તે ગૃહસ્થ અંદર આવે તો તેને બા ઇજત રીસીવ કરવા તે પોતાની એઠકપરથી ઉઠી સીધાં સરૂનાં ઝાડની માફક ટટણખાર ઉભી થઇ રહી.

"કલાન્સી–કલાન્સી!" તે મનસે બડબડી "એ નામ મેં સાંભળેલું લાગેછ."

પછી તે પોતાની આગલી જીંદગીની બધી યાદ કરતી ઉભી–મગર તેણીને એ નામ કોઇ રવેશે ચોક્કસ તો યાદ આવ્યુંજ નહીં.

"કલાન્સી! મેં એ નામ સાંભળ્યુંછ કે મારાં મનનો ખાલી એ ધ્રખારો છે?"

આહ! જે વખતે તે એમ પોતાની એક વખતની કરમાઇને નાશ પામવા આવેલી ખુબસુરતીના હજીબી કાંઇક બાકી રહેલા ઠેકેરા સાથે ઉભી હતી તેજ વખતે તેણીની ભવિષ્યની જીંદગીની આસપાસ જે ભયંકાર 'ત્રાજેડી'ની વિંટ વિટળાતી હતી તેની તેણીને અફસોસ કે કશીજ આગાહી થઇ નહીં.

તે બારણું પાછું ઉઘડયું અને તે ઓરડામાં શોકના કાળા પોષાકમાં સજ થયલો એક ખુબસુરત જવાન, એક નાનાં બચ્ચાંની પાંખડી પકડી અંદર દાખલ થયો અને તેની નજર તેની સામેજ ઉભેલી દમામદાર અબલાપર પડતાંજ તે ઘણોજ નીચો નમ્યો અને તેણીની સામે આવી ઉભો.

"મેડમ ડી સેન્ટ લાન્સ?" તે ઘણાજ ધીમા અવાજે ઘણી અદબથી બોલ્યો "હું નહીં ધારતો મેડમ કે મારૂં નામ તમોને યાદ હોય."

મેડમ ફકત હસી.

"એ નામનો મને કાંઇક ઝાંખો ખ્યાલ છે ખરો" તે ચ્હેરો

શાંત અને ગંભીર રાખી બોલી.

"આપ બાનુંને મળવાની તો મેં કદી મોજ ભોગવી નથી, મગર, દશ વર્ષની વાત ઉપર મારા કાકા મરહુમ લૉર્ડ કલાન્સી, કાઉન્ટ ડી સેન્ટ લાન્સને મળ્યા હતા."

તે વાતની તેણીને હવે કાંઇક યાદ આવી હોય તેવું તેણીના ચ્હેરાના સ્હેજ ફેરવાયલા કલાપરથી લાગતું હતું.

"તે વખતે હું મી૦ રૉથશીલ્ડનાં સાદાં નામે ઓળખાતો હતો, પણ, હવે હું લૉર્ડ કલાન્સી થવા પામ્યો છેઉં, અને મેડમ આજે તમારીથી એક મેહેરબાનીની આરજુ કરતો આવ્યો છેઉં."

મેડમ નમી અને તે ગૃહસ્થને બેસવાની તેણીએ અરજ કરતાં, તેની સાથે આવેલી બુચ્ચીને પોતાની સાથે લઇ એક ખુરસીપર તે ગોઠવાયો, અને પછી તે બચ્ચાંને તેણે પોતાના ખોળાપર બેસાડયું.

"મેડમ, મારૂં કામ શુરૂ કરતાં પ્હેલાં મારે તમોને મારી તરફનો દિલાસો આપવાની મારી ફરજ છે. તમારી ઉપર વિંટેલી આફતોની વાત મેં વર્ષો અગાઉ સાંભળી હતી."

"હાજી, અમો બાદશાહી સત્તાને સેવટ સુધી સાબેત કદમ વળગી રહ્યાં; અને અમારા જેવું હીણું નસીબ તો કોઇનુંજ થયું હોસે."

"ત્યારે તમે મેડમ કાંઇજ બચાવી નહીં શકયાં?"

"જરાબી નહીં—કોઇ ચીઝ નહીં" તે બોલી "અમારી જાગીર જમીનો તે વખતે જપત થઇ અને આજે તે વ્હેંચાઇ જઇ પારકે હાથ પડીછ. અમારો અમીરી બેતાબ રહ્યો નથી, અમારા અમીરી નામની કોઇને આજે યાદ રેહી નથી."

"પણ, એ નામ, મેડમ ફ્રાંન્સની તવારીખમાં સોનેરી હરફે લખાયલું કાયમનું મોજુદ રહેસે."

"હા, પણ ઇનશાનનાં મગજમાં તો નહીંજ કેની? ને હું તમુને કેહેતાં ભુલી ગેઇ કે લેન્સ ખાનદાનની મોતેબર મિલકતોમાંની ફકત બે

ચીજ અમો બચાવી શક્યાં હતાં: એક, અમારૂં ખાનદાની નામ, અને બીજું મારાં ઝર જહવેરાતનો દાબડો." તે મેડમ કડવાસથી હસીને બોલી "જેવું બંડખોરોનું ટોળું અમારા 'શાટોં'ની આસપાસ ફરી વળ્યું કે એ દાબડો લેવા જેટલોજ વખત મને મળ્યો. એ દાબડામાં હીરાનાં એમુળ નંગોના બનાવેલા દાગીનાઓ હતા, તેમાંના કેટલાક દાગીના તો અમારા વડવાઓને રશ્યાનાં ઝરીના કેથેરીને ભેટ આપેલા હતા, અને તેમાંનો એક જોયો જોવાય નહીં તેવો કીંમતી નેકલેસ ઓસ્ટ્રીયાની શેહેનશાહબાનુંએ આપેલો હતો. એ બધું લઇને અમે ઇંગ્લાંડ નાહસી ગયાં અને ત્યાં તે જહવેરાત અમે વેચ્યું. એ જહવેરાત, લૉર્ડ કલાન્સી જો અમારી પાસે નહીં હોતે તો અમે ભુખે મરી જતે!"

"ખરેખર, એ બધાંનો વિચાર કરતાં કંપારી છુટેછ—પણ, તમોએ તમારાં દોસ્તોની મદદ કેમ નહીં માંગી?"

"તમારી ત્યારે ભુલ છે" મેડમ ગંભીર થઇ બોલી "લેન્સ ખાનદાનવાળાંઓ કદીબી હાથ ઓળતાં જણાયાં નથી. તમારી સરદ ઇંગ્લાંડની આબોહવાએ મારા ખાવિંદનો જીવ લીધો. તમારા દેશનો ધુમસ, તમારી સરદ રૂતું અને તમારો ચાલુ વર્ષાદ તે બીચારાથી સહન થઇ શક્યાં નહીં, અને ફ્રાંન્સની તંદરોસ્ત આબોહવાની તેણે એવીતો ટગર ધરી કે મને લાગ્યું કે તેને જો વખતસર ત્યાં પાછો નહીં લઇ જવામાં આવશે તો ઇંગ્લાંડમાં તે બીચારો ઝુરી ઝુરીને આખર થશે, એટલે, તુફાન જરા સમી ગયલું જણાયું કે અમો જુદે વેષે ભરાતાં છુપાતાં પ્રોવન્સમાં ચાલી આવ્યાં. અમારી પાસે બાકી નાણું રહેલું હતું ને આય 'શૅટોં' ભાડે આપવાનો હતો. ભાડુંબી ઓછું હતું, કેમકે, જોકે એ 'શૅટોં' આવેલો છે ઘણી સુંદર જગ્યાપર પણ એકાંત ઘણો છે. ત્યાં મારો ખાવીંદ બીચારો હીણાયલો, અફળાયલો, તજાયલો, હાલ હવાલ થયલો અને દુઃખી ઠર પડયો અને અહીંજ હક્ક થયો. લેન્સવાળાઓએ ફ્રાંન્સની તાબેદારીથી સેવા બજાવી છતાં તે ખાનદાનનો છેલ્લો

નબીરો આય હાલતે ફ્રાંન્સની જમીનના ૭ ફુટ ખાદામાં દફન પામ્યો."

એક મીનીટ તે દમ ખાવા થોભી, કેમકે, આગળ વધારે તેનીથી બોલાયું નહીં, તો જોકે તેણીની આંખોમાં આંસુનું એક ટીપુંબી હતું નહીં, કેમકે, આંસુ પાડવાની વખતે તે દુઃખી અબલા હજારો લાખો આંસુંએ રડીને પરવારી ચુકી હતી.

"મારા વરને ગુજર્યાંને લગભગ બે વરસ થઇ ગીયાં; મારી બુચી રેની આજે લગભગ પાંચ વરસની થવા આવીછ. જે મારી પાસે થોડું ઘણું બાકી હતું તે ગીયે વરસ સુધી ચાલ્યું અને હવેને માટે મેં છોકરાંઓને મારે ત્યાં રાખી તેઓને શીખવવાને લગતી જાહેર ખબરો પેપરમાં આપી."

"અને ઉમેદ છે કે તમોને એવાં છોકરાંઓ ઘણાં—"

"નહીં, તેવાં ઘણાંજ થોડાં છોકરાંઓ હું મેળવી શકીછ. મારી હાજત પુરતાં હાલ છે, વધારે કશું હું પેદા કરી શકતી નથી."

"ગયે અઠવાડયે હું પારીસમાં હતો, મેડમ, અને ત્યાં મેં સાંભળ્યું કે તમો પ્રોવન્સ શેહેરમાં રહો છો, જ્યાં, તમો છોકરાંઓને રાખી કેળવો છો અને તેથી આજે મારૂં તમારી આગળ આવવું થયું છે."

થોડીક મીનીટ તે બન્ને ચુપ બેઠાં, જે દરમ્યાન બાહાર ફુંકતા જબરદસ્ત પવનનો સુસવાટો તે બેઉને કાને તો આવતોજ રહ્યો હતો. લૉર્ડ કલાન્સીએ પોતાનાં તે બચ્ચાં ગમ જોઇ પોતાની સામે બેઠેલી અબલા તરફ તેણે જોયું.

"મેડમ, મારી મતલબ બરાબર બર આવે માટે મારે તમોને વિશ્વાસમાં લેવાની જરૂર છે. જે વિશ્વાસ મેં કોઇપર નથી મુકયો તે મારે તમારી ઉપર મુકવાની જરૂર છે. તે વિશ્વાસ મારી આય દીકરીની વાતને લગતો છે."

"આય તમારી બુચ્ચી છે! ત્યારે તમો તો પરણેલા છેવો લૉર્ડ કલાન્સી?"

"હા, મેડમ, ને મારે જે વાત તમોને કહેવી છે તે તેનેજ લગતી છે. તે વાત તમોને હું કેહી સંભળાવીશ તોજ તમોને મારી મતલબ તેના અચુક આકારમાં સમજ પડશે.

"મારા કાકાના વારેસ તરીકે" તેણે બોલવાનું ચાલું રાખ્યું "મને ઘણાંજ સુખમાં ઉધારવામાં આવ્યો હતો, અને જ્યારે હોય ત્યારે હું પોતેજ લૉર્ડ કલાન્સી થનાર હોવાથી, મારા બાબમાં પૈસાની કશીબી વાણ ન રાખતાં, મને જેમ ગમે તેમ ફરવા હરવા અને જે કરૂં તે કરવા દેવામાં આવ્યો હતો. હું રજેરજને માટે મારા કાકા લૉર્ડ કલાન્સીનેજ આધારે હતો. હું કશાંનો મોહતાજ ન હતો. મારીપર તેવણુની માયા ઘણી હતી અને મારી તરફ તેવણનું દીલ દર્યાવ જેવું બોહોળું હતું; ફકત એકજ વાતની તેવણને જીદ્દ હતી કે મારે જ્યારેબી પરણવું ત્યારે મારી નહીં પણ તેવણનીજ મરજી રાખી પરણવું.

"એતેફાકન, મેડમ, હું તો પ્યારમાં પડયો; પણ તે છોકરી પૈસે મ્હોતાજ અને સાધારણ કુટુંબની હતી તે છોકરીનું નામ એલીસ લત્રેલ હતું, અને તે નેવરસ્લી નજીકનાં એક નાનાં શેહેરની સ્કુલમાં રહેતા સ્કુલ માસ્તરની છોકરી હતી. ને વિશે મારા કાકાજીને મેં કેહ્યું ને કેહ્યુંજ એવણે તો મારીપર ઝાડનાં ઝાડ તોડી પાડયાં. તેવણે એવો તો ગડગડાટ કીધો કે હું તો હેબતીને ફાટીજ ગીયો."

"હોસે, હોસે, તે હું બરાબર સમજી શકું છ" મેડમ દલગીર ચ્હેરે સ્હેજ હસીને બોલી.

"તેવણે તો મને રોકડુંજ પરખાવી દીધું કે જો હું એ છોકરી સાથે પરણુસ તો મને તેવણ વીલમાંથી બાતલ કરશે. તેવણનો આખરે તો હું વારેસજ હતો એવા ખ્યાલથી હું ઉધરેલો. નહીં બીજો હું ધંધો કે રોજગાર જાણું, અને નહીં મારી પોતાની પાસે એક ફુટી બદામ એટલે મારા હાથમાં મેડમ જે એકનો એક ઉપાય હતો તેને મેં કામે લગાડયો. તમે કહેશો કે તેવા ઉપાયો હમેશાં હીચકારાઓજ લેય છે. તેમ હોયબી,

કેમકે એક નવજવાન કોમળ વયની છોકરીનાં હૈયાંને ભાંજીને ભુકો કરવા કરતાં મેં એ રીતે હીચકારા બનવાનું વધારે પસંદ કીધું હોય એ બનવાજોગ છે. એલીસને હું છુપાછુપ પરણી ગયો, ને તેને પરણીને હું ફ્રાંન્સમાં લઇ આયો. તે મારી પરણેતર થઇ ચુકી હતી અને મારા કાકાજીએ ધાર્યું કે તે છોકરી તેને ઘટતા ખુરા ફેજે પુગી હતી. અમે બેઉ એક વરસ અરસપરસનાં સુખમાં સાથે રહ્યાં; બાદ, તેણીએ એક નાની બુચીને જન્મ આપ્યો અને રખેને મારી વધુ ચાલુ ગેરહાજરીથી વ્હેમ ઉમજ થાય એમ ધારી હું ઇંગ્લાંડ પાછો આવ્યો.

"મેડમ, આ બધું, મારીથી જે ભુલ થઇ તેના બચાવમાં તમુને કહી સંભળાવું છું એમ તમે માનતાં ના. ગોયા મારી જીંદગીજ સીલસીલાબંધ ભુલોનીજ બનેલી છે. મારે એમ ખાનગીમાં છુપાછુપ પરણવુંજ નહીં હતું; અને જો પરણ્યો તો પછીથી મારે મારી પરણેતરને વિસારી મુકી તેનીથી લાંબો વખત મારે ગેરહાજર નહીં રહેવું હતું. તે બીચારી મારી ટગર કરતી ઝુરી ગેઇ ને મારીથી મારા કાકાને છોડી તેની આગળ દોડી પ્હોંચાયું નહી. છએક મહીને મારા કાકાજી હક્ક થયા અને તેવણુની માલમીલકત અને જાગીર જમીનોના વહીવટમાં હું રોકાઇ ગયો.

"મારા કાકાજી ગુજર્યા કે મેં મારી એલીસને અને મારાં બચ્ચાંને વાજતે ગાજતે ઘેર લાવવાનો અને એલીસ જેને મેં આટલો લાંબો વખત વિસારી મેલી હતી તેને હવે મારી તે બેદરકારીનો બદલો વ્યાજ સાથે વાળી આપવાનો ઠેડાવ કીધો. પણ મેડમ, હસ્તે વ્હેરે જેવો હું મારી પરણેતરને મેં રાખી હતી ત્યાં હું ગયો તો તે બીચારી મરવા સુતી હતી. મારા વગર બીચારી એવી ઝુરી ગેઇ હતી કે કશોજ ઇલાજ કારગત લાગ્યો નહીં અને મારીજ ટગર ધરી મારી સાથે એક નજર થવાજ મને લાગ્યું કે તેનો જીવ તેનાં તનનાં ખોખાંમા ગુંગળાયા કીધો હોવો જોઇયે, કેમકે હું આવ્યો અને મારો સાદ જેવો તે બીચારીએ સાંભળ્યો કે આંખ ઉંઘાડી તેણે મારી ગમ જોયું અને તેનો જીવ તનનું

ખાકી કફન છોડી પોતાના પેદા કરનારની રૂબરૂ ઝટ જઇ ઉભો, અને હું મારી નીના સાથે એકલો અટુલો પડી ગયો. મારાં દુ:ખનો, મારી ઉપર પડેલા આય જાલેમ ફટકાનો તમોને ખ્યાલ આપવાની મારી તજવીજ નકામી છે અને તેથી તેવી તજવીજ હું કશી કરવાનો નથી. તેજ ગામનાં નાનાં સુંદર કબ્રસ્તાનમાં મારી વ્હાલી પરણેતરને મેં દફણ કીધી અને તેની સાથે મારા પ્હેલા પ્યારની કાંહાંણીબી દફણ થઇ. હવે મારે તે લગન જાહેર કીધાથી શું થવાનું હતું એમ મેં ધાર્યું. હવે તેથી ફાયદોજ શો હતો? તેથી તો સામી તરેહવાર અટકળો અફવા અને નિંદાને જન્મ મળશે અને તે વળી મારે કાને આવ્યાથી મને સંતાપ થશે એમ મેં કુદરતીજ માન્યું. એલીસ હૈયાત હતે તો વાત જુદીજ હતી—તો હું કશાંની દરકાર નહી કરતે; પણ એલીસ હવે હતી નહીં એટલે અમારાં લગનની વાત જાહેર કરવામાં મને કશો ફાયદો હાંસલ થનાર નહીં હતો, એટલે જે અમો બે—ધણી ધણ્યાંણી—વચ્ચેનો ભરમ તેને મેં એક ભરમ તરીકેજ સાચવી રાખવાનો ઠેડાવ કીધો. તે વિશે કોઇબી કાંઇ જાણતું નથી. એક સારી નર્સને હવાલે મેં નીનાને છોડી હતી. હવે ગયે અઠવાડયેજ મેં સાંભળ્યું કે તે નર્સ બીમાર હતી. હું ઝટ ત્યાં દોડી પ્હોંચ્યો. પેલી નર્સ બીચારી ગુજરી ગેઇ, અને મેડમ મારી દીકરીને હું તમારી આગળ લઇને આયોછ, તમે તેને રાખશો?"

---

## પ્રકરણ ૩ જું.

## "હું એ હવાલો કબુલ રાખુંછ."

લૉર્ડ કુલાન્સીએ પોતાના પ્યારની કાંહાંણી પુરી કરતાં, તેની બુચીને તેણે હેતથી હાથમાં ઉંચકી.

"ઘણું મજેહનું ગરીબ, ભેસરામનું અને સુંદર બચ્ચું છે, મેડમ. ઇંગ્રેજીનો એક બોલ એ જાણતી નથી, કેમકે, મેં તમુંને હમણાંજ કહ્યું તેમ એનો જન્મ ફ્રાંન્સમાંજ થઇ એ ફ્રાંન્સમાંજ ઉઘરવા પામી છે. બચ્ચું ઘણું શ્યાણું અને કહ્યાસરનું છે, એટલે તમારી પોતાની ખુચી સાથે તેને બેધડક ભેળાવા દેશો તો કશીજ હરકત નથી; અને, મેડમ, મારાં દીલની મોટાંમાં મોટી ઉમેદ એનો હવાલો તમોને સોંપવાની છે."

મેડમે ડોકના લ્હેકાથી તેનું બોલવું કબુલ મંજુર રાખ્યું, પણ તેણીના ચ્હેરાપર ના ખુશી પ્રગટી નીકળી, કે નહીં કરાજીની નીશાણી ત્યાં દેખાઇ.

"હું એ હવાલો કબુલ રાખુંછ, લૉર્ડ કલાન્સી." તે બોલી.

"હું તમારો ઘણોજ આભારી છેઉં, મેડમ." લૉર્ડ કલાન્સી બોલ્યો "હવે થોડો ઘણો વધારે ખુલાસો કરવાની અને મારી એ દીકરીને તમો શું શરતે રાખશો તે વિષે થોડીક વાતચીત કરવાની મને રજા આપશો? અમારી નેવરસ્લીની જાગીર 'એનતેલ્ડ' હોય છે, એટલે અમારા ખાનદાનના મરદ વારેસોમાં તે વંશપરંપરા ઉતરવી જોઇયે છે, તેથી મારી આય નીના મારી ખાનદાની જાગીર જમીનોની વારેસ થઇ શકવાની નથી. અમારાં ખાનદાનની છોકરીઓને અમે અમારી આવકમાંથી જે બચાવી શકયે, તે લઇ સંતોષ પકડવો પડે છે; તેજ રીતે મારી નીનાના સંબંધમાં હું કરીશ. તેને પૈસાની બાબદમાં મોહતાજ હું રહેવા દેવસ નહીં, પણ તમારી મને જે બાબદમાં મદદ જોઇયે છે તે એ છે કે મેં મારાં લગન કોઇ આગળ કબુલ રાખ્યાં નથી, અને હવે તેમ કરવા માટે અસુરૂં ઘણું થયલું કહેવાય; ઉપરાંત મારો તેમ કરવાનો વિચારબી નથી. હું ઘણો મગરૂર અને લાગણીવાળો આદમી છેઉં, એટલે મારાં લગનની વાત જાહેર થતાં જે ટીકા, ટાહુકા અને અસેમસેની નિંદા જન્મ પામે તે મને પસંદ નથી; અને તેથી મારૂં એમ ચાહવું છે એટલુંજ નહીં, પણ મેં મક્કમ ઠેડાવ કીધો છે કે મારાં

લગનની વાત તદન ખાનગીજ મારે રાખવી, પણ તેમ વળી તે ખાનગી રહ્યાથી મારાં આય ફુલ બચ્ચાંને કોઇ રીતે ખમવું પડે તે જોવા હું રાજી નંથી. મેડમ ત્યારે મેહેરબાની કરી એ બુચીને તમારી પોતાની તરીકે ઉધારશો? તમે એને કરી લેઇ તમારૂંજ નામ આપવાની મેહેરબાની કરશો? અને મને પ્રમાણીક કબુલાત આપશો કે એ વાત–તેનાં માય બાપને લગતી આય કાંહાંણી તમારે મોંહેથી તેના કાનપર આવવા દેશો નહીં?"

મેડમ થોડીકવાર ચુપ બેઠી અને પછી બોલી—

"મને તમારો એ વિચાર, લૉર્ડ કલાન્સી, ઝાઝો પસંદ નથી; તમારૂં એ કહેવું મને વાજબી લાગતું નથી."

"મારી માંગણી વાજબી છે કે નહીં તેનો વિચાર કરવાનું મારાજ હાથમાં રહેવા દેશો, મેડમ તો બ્હેતર છે. મારાં તે લગન મેં તમોને જણાવ્યું તેમ મારી એક મોટી ભુલને પરિણામે હતાં. મારી ગરીબડી એલીસ લેડી કલાન્સી થવાને મુતલગ લાયક હતીજ નહીં, છતાં હું તેની તરફ ઇનસાફથી વર્તયો છેઉં. તેને હું પરણ્યો અને મારી એ મુરખાઇને લીધે મેં ખમ્યું. હું કોઇનેબી ગેરઇનસાફ થતો જોઉં તેમાંનો હું આદમી નથી, મેડમ, અને તેથી, મને લાગેછ કે તેની એ દીકરીને સારી રીતે રાખી, સારી કેળવણી આપી, પૈસા ટકાની મોહતાજ હું નહીં રાખસ તો એલીસના જીવને કાંઇક શાંતી પુગાડી શકસ."

મેડમ પાછી વિચાર કરતી બેઠી.

"તમેજ કહોછ તેમ સારૂં શું અને નરસું શું વાજબી શું ને ગેરવાજબી શું તે સમજવાને તમો પોતે મુખત્યાર છેવો." મેડમ બોલી "પછી લૉર્ડ કલાન્સી, આગળ ચાલો."

"દર સાલ, મેડમ, મારી દીકરીને માટે તમારે સ્વાધિન પાંચસો પાઉન્ડ કરતો રહીશ, તેમાંથી ત્રણસો પાઉન્ડ તેના ખાવાપીવા અને રહેવા માટે તમો લેજો અને બસો પાઉન્ડ એના અંગત ખરચના રાખજો. આય ગોઠવણ એ મારી દીકરી અઢાર વર્ષની થશે ત્યાં સુધી કાયમ રહેશે,

અને પછી મારે જે તેને આપવું હશે તે એને હું સ્વાધિન કરીશ."

મેડમ કાંઇ મનસે બડબડી, પણ શું બડબડી તે લૉર્ડ કલાન્સી સાંભળી શકયો નહીં. ત્રણસો પાઉન્ડ સાલના! એતો તે જેવી એકને માટે મોટી દોલત આજના વખતમાં થઇ; એટલે તેનો અર્થ એમજ થયો કે ગરીબી–હાડમારી–દળીદ્રતા અને ભુખમરાને છેલ્લી સલામ! તેનો અર્થ ત્યારે એમજ થયો કે તેની પોતાની બેટી રેનીનાં સુખ સગવડને માટે જે જોઇતું હતું તે તેણીને આઇતુંજ આવી મળ્યું! ત્યારે તે એ શર્ત કબુલજ કાંય નહીં કરી દેય? તે જો એ ના પાડે તો કોઇ તે લેવા કબુલ થઇ જશે, કાંઇ લૉર્ડ કલાન્સી તેથી બીહીને બેસી રહેવાનો હતો?

"તમે મેડમ કદી કદીબી, મારી રાજી રજાવંદી વગર, એ મારાં લગન અને તેના જનમને લગતા ભેદનો એક બોલબી મારી દીકરીને કાને આવવા નહીં દેશો તે વિષેનું પ્રમાણીક વચન તમારે મને આપવું પડશે. તે એટલી નાની અને નાદાન છે કે ઉંમરે આવતાં મારૂં કે તેની માયનું તેને કશુંબી ધ્યાન હોસે ને રહેશે નહીં. ગઇ ગુજરીની બધી યાદ તેનાં મગજમાંથી નીકળી જશે. એ તમારીજ બુચી છે, તમારી બુચીની બેહેન છે એમજ સમજતી ઉઘરશે અને એ બેઉ બુચીઓ પોતાને એકમેકની બેહેનજ સમજશે. તમારે કબુલ છે, મેડમ?"

મેડમનાં ખાનદાનની અસલ્યાત અને તે બીચારીની હાલની જરૂ-રીયાત એ બે વચ્ચે તેણીનાં મગજમાં જુંબેસ ચાલી રહી. એક નહીં પણ અનેક વખત ધસીને લૉર્ડ કલાન્સીની માંગણી ના મંજુર કરવાની મેડમને લાલચ થઇ. તેણીની જબાં ઉપડવાની અણીપર ઘણી વખત આવી કે 'નહીં લૉર્ડ કલાન્સી, સેન્ટ લાન્સનાં ખાનદાનની એક એ શરતે હવાલો લેવાને જરાબી તૈયાર નહીં થાય.' પણ ત્રણસો પાઉન્ડ! મ્હેલનું ભાડું આપવા આગમજ જે દીવસો અગાઉથી વિચાર પડતો હતો તેને હવે સેવટની સલામ, તે ઉપરાંત મગજને કેટલી શાંતી અને મનને

કેટલી નીરાંત? તેને વળી યાદ આવી કે એક રાજાનું રાજપાટ જતાં તે બીચારો સ્કુલ માસ્તર તરીકે એક સ્કુલમાં રહ્યો હતો. આ બધી તકરારો તે પોતાનાં મનમાં કરતી હતી તે વખતે લૉર્ડ કલાન્સી તેણીને એકી ટગરે જોતો બેઠો હતો.

"હું એ હવાલો કબુલ રાખુંછ, લૉર્ડ કલાન્સી" તે ધીમેથી બોલી "અને તમે મારીપર મુકેલા વિશ્વાસને હું સાચી રહેવાની તમોને પ્રમાણીક કબુલાત આપુંછ. તમારી દીકરીને મારી પોતાની એક બીજી દીકરીજ હોય તેમ ઉધારસ."

"હું તમારો ઉપકાર માનુંછ, મેડમ" તે બોલ્યો "અને મારી એ દીકરીને માટે આ કરતાં બીજી કોઇ વધુ ખુશ નસીબી હું ચાહતો કે માંગતો નથી. લવાજમોની બાબદમાં કોઇ વખત કશીબી ઢીલ ન થવા પામે તે મતલબથી જરૂરી દસ્તાવેજો હું તૈયાર કરાવસ, ને મેહેરબાની કરી એટલું ધ્યાન રાખજો કે તમારી કોઇબી હીલચાલ કે કોઇબી યોજના ઉપર મારો જરાબી કાબુ રહેશે નહીં. તમારે ગમે ત્યાં જવાને અને તમારે ગમે તે કરવાને તમો મેડમ મુખત્યાર છેવો. જરૂરી દસ્તાવેજો તૈયાર કરવાને અને પૈસાની એ જોઇતી રકમ મારી દીકરીને નામે મુકવા માટે મારે મારા પ્યારની કાંહાંણી મારા વકીલો લીનકન ઇન્સવાળા મેશર્સ કાર્લતન અને હેગની આગળ જાહેર તો કરવી પડશે. જો તમો મેડમ વરસમાં એકાદ બે વખત મારી દીકરીની તંદરોસ્તીના સારા સમાચાર મને લખતાં રહેશો તો હું તમારો ઘણો ઉપકારી થવસ. એ કાગળોમાં મારે માટે કે મારી આય મુલાકાતને માટે કશોબી ઇશારો નહીં કરવાની સંભાળ રાખશો; ફકત મારી દીકરીની તંદરોસ્તી અને તે સુખી હોવાનીજ ખબરની મને જરૂર છે."

"ઠીક છે," તે બોલી "એ મુજબ કરવાનું હું માથે લેઉંછ, લૉર્ડ કલાન્સી" અને એટલું બોલી તેણીનાં દીલમાં પોતાની સામે બેઠેલા લૉર્ડને કાંઇ ચોક્કસ સવાલ પુછવાની જીજ્ઞાસા ઉશ્કેરાઇ હોય તેમ તેણીએ

તેની તરફ જોયું અને પછી પુછ્યું—

"ને મારા લૉર્ડ, તમારી દીકરીથી એમ વિખુટું પડતાં તમુને કાંઇજ દલગીરી લાગતી નથી, કશુંજ દુઃખ ઉપજતું નથી?"

"લાગેછ, દુઃખતો ઘણુંબી લાગેછ, પણ જ્યારે તેમ કરવું મારી ને એની બેહેતરી ખાતરજ છે, એટલે કશોજ ઇલાજ નથી. ખુલ્લાં દીલથી તમુને કેહુું તો, મેડમ, એ બનવાજોગ છે કે હું પાછો પરણુંબી. હું તમારી આગળ કબુલ કરી ચુકયોછ કે મારાં પ્હેલાં લગન એક મુરખાઇ ભરેલી બચપણની મારી ભુલ હતી. મને હાલ એક એવી ખુબસુરત અને ખાનદાની અબલા સાથે ઓળખાણ પડીછ કે જેણે મારૂં દીલ મારી બધી શક્તિ અને મરદાનગીનું જોર એ બધું લુટી લીધાંછ. મારૂં તન–મારો જાન અને સર્વસ્વ પ્યાર તેને હું અર્પણ કરી ચુકયોછ. અને તે બાનું મારી એ મુરખાઇની વાત જાણે એમ હું ચાહતો નથી."

"હું સમજી." મેડમ બોલી.

"આવતાં અઠવાડયાંમાં બધા જરૂરી દસ્તાવેજોની બબે કાપીઓ તમો ઉપર મોકળીશ, જેઓપર તમારી સહી કરી એક સેટ તમો પોતે રાખી બીજો સેટ તમે મારી ઉપર મોકળી આપજો."

એટલું બોલી લૉર્ડ કલાન્સીએ પોતાની પાકેટબુક કાઢી.

"મને અહીં આવતાં સરસામાનની કડાકુટ કરવા ગમી નથી અને તેથી મારી સાથે બેબીનાં કપડાં હું લાવ્યો નથી. આય પચાસ પાઉન્ડની નોટ તમે રાખો, મેડમ, અને એનાં જોઇતાં કપડાં એને કરી આપજો. આય બીજા દોઢસો પાઉન્ડ અડધાં વરસનાં લવાજમ તરીકે લેવો. બધા મળીને બસો પાઉન્ડ થયા."

મેડમે તે લેવા હાથ લંબાવ્યો તે વખતે સર્યામ તેણીનો તે હાથ ધ્રુજતો દેખાયો. એ પૈસાની રકમ તે જવાનને મનસે જે આટલી નજીવી હતી તે તે બીચારીને મનસે કેટલી મોટી હતી!

"તમોને એની પ્હોંચ આપું લૉર્ડ કલાન્સી." તે બોલી.

પણ જવાબમાં તે ઉમરાવ હસ્યો અને બોલ્યો—

"તમારે તે બાબે કડાકુટ કરવાની કાંઇજ જરૂર નથી. એ બધું વકીલો કર્યા કરશે. તમે મારૂં બધું કહેવું જે ધીરજ અને માયાથી સાંભળ્યું તેને માટે તમારો હું ઉપકાર માનું છ, મેડમ, અને તે કરતાં વધારે ઉપકાર તમો મારી બધીજ અરજો કબુલ રાખવા માટે હું માનું છ."

"તમો મારા લૉર્ડ, કાંઇ જમવાનું લેશો?"

તેણે તેણીની આ અરજ ઉપકાર સાથે ના પાડી.

"જો બને તો છત્રીસ કલાકમાં મારે ઇંગ્લાંડ પાછા પ્હોંચી જવુંજ જોઇયે, કેમકે મારી હાલ તુરત એકકે એક મીનીટ ઘણી કીંમતી છે. મારી ગાડી મેં મેહેલના દરવાજા આગળ ઉભી રાખેલી છે."

પછી લૉર્ડ કલાન્સીએ પોતાની તે બુચીને હાથમાં ઉંચકી મેડમને સ્વાધિન કીધી. બુચી મેડમનો દમામદાર ગંભીર ચ્હેરો જોઇ જરા બાધી તો ખરી, પણ તેના બાપે તે બચ્ચાંની બીહીક પામી જઇ હેતથી તેને એક કીસી લીધી કે તે બુચીનો ચ્હેરો પાછો કાંઇક શાંત થઇ ગયો. એટલું તો ખરૂં કે તે ચુંમી લેતાં તે ઉમરાવની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને ગળાંમાં ચઢી આવેલું ડચકું તેણે ઘણી મેહેનતે દાબી દીધું.

"મેડમ, મારી ગરીબડી નીનાપર ઘણીજ મેહેરબાની રાખજો." તે બોલ્યો.

"તમે કાંઇજ ફીકર એને વાસ્તે રાખતા ના, એને મારાં બચ્ચાંની માફકજ હું રાખસ" મેડમ બોલી અને મેડમનું બોલવું જાણે તે નિરદોશ બચ્ચું સમજી ગયું હોય તેમ તેણે પોતાની ફુલ જેવી ડોક મેડમનાં ખભાંપર પ્યારથી મુકી. લૉર્ડ કલાન્સી જવા ઉઠતાં મેડમ તે બુચીને કેડપર લઇને ઉભી હતી.

"ગુડ બાઇ બેબી" પાછી એક કીસ લેતાં તે બચ્ચાંથી લાંબી મુદ્દત સુધી વિખુટો પડનારો બાપ ગળગળતે સાદે બોલ્યો. "સાહેબજી મેડમ, તમે મને તમારો જીંદગી સુધીનો આભારી બનાવ્યોછ."

બીજીજ પલે તે ઓરડામાંથી તે ચાલતો થયો અને મેડમ, જો પેલું બચ્ચું તેની કેડપર નહીં હતે તો જે બધું હાલ બનવા પામ્યું હતું તેને સ્વપ્નુંજ જોયલું સમજતે એમાં કાંઇ નવાઇ નહીં હતી.

---

## પ્રકરણ ૪ થું.

# સરજતની સાંકળમાં એક કડી.

નાની નિનાને ત્યારે મેડમ ડી સેન્ટ લાન્સની પનાહ પોસ્તીમાં ઉછરતી અને મોટી થતી છોડી, આ વારતાનો સીલસીલો બરાબર સમજવા માટે, લૉર્ડ કલાન્સીની આગળી જીંદગીની આપણે તપાસ લેવાની જરૂર છે.

એક વખત વળી એવો હતો કે હ્યુબર્ટ રોથશીલ્ડ, લૉર્ડ કલાન્સીનું ઉમરાવ પદ પામ્યા અગાઉ, આખાં લંડનમાં પોતાની જવાંની, પોતાની ખુબસુરતી, પોતાની નેક ચલણ અને સેવટે લૉર્ડ કલાન્સીનો તે વારેસ હતો તેનાં જોરે તે 'ઓઘઇ મોઘઇ' રહ્યો હતો. તે ઇંગ્લાંડના એક મોટા માતબર અને ઘણા બળવાન નેવરસ્લીવાળા લૉર્ડ એરન્ડેલનો વારેસ હતો એટલી સરટીફીકેટ તેને લંડનનાં મોટાં મોટાંઓનો લાડકવાયો બનાવવા માટે પુરતી હતી.

હ્યુબર્ટ રોથશીલ્ડની સોડ ભલાં ભલાંઓ સાંધતાં હતાં. લંડનમાં એવો એક ખુબસુરત ચ્હેરો ન હતો જે તેને જોઇને મલકાતો ન હતો. લંડનમાં વસ્તી મોટે ઘેરની માયોની એકની એક ઉમેદ નીચલાં વાક્યમાં સમાઇ ગઇ હતી:

"મારી દીકરીને લેડી એરન્ડેલ થયલી જોઇને મારી આંખ વિંચાય કે જાણે દુન્યાનો મારો ફેરો સફળ થયો સમજું."

પણ, જોકે રોથશીલ્ડને અબલા જાતીને માટે ઘણું માન હતું છતાં તેનાં હૈયાંપર તેઓમાંનું કોઇ જીવ જેવી અસર નીપજાવી શક્યું ન હતું.

તે કદાચ એ સબબસર હોય કે ભલી ભલી પુટડીઓને જોતોજ તે ઉધર્યો અને મોટો થયો હતો એટલે ઉંમરે આવતાંબી તેઓમાંની કોઇનો તેને મોહો રહ્યો ન હતો. કોઇનીબી સાથે તે મન મુકીને ભેળાતો ન હતો અને તે જોઇ લૉર્ડ એરન્ડેલ પોતાના ભત્રિજા—વારેસનાં ભવિષ્ય માટે જો ચિંતાતુર બન્યો હોય તો તે કુદરતી હતું.

"મેં તો મારી જીંદગી કુંવારી કાઢી" તેનો કાકો બોલતો "કેમકે—મારે સાચું કેહી દેવું જોઇયે કે—હું એક આપસ્વાર્થી આદમી છેઉં, પણ તેમ તારેબી કરવું જોઇતું નથી, હ્યુબર્ટ; મેં તો મારે મનસે લાંબા વખતથી ગાંઠ માર્યો હતો કે અબલા જાતીની મોહીની માત્ર થોડોક વખતની હોય છે, એટલુંજ નહીં પણ, તેઓ વગરનું એક ઘેર વધારે સુખ સગવડ ભરેલું હોય છે, અને એક પરણેતરને તેના સારા 'હ્યુમર' માં રાખવા માટે આપણને ઘણોક ફોકટનો 'ફ્સ' કરી ઘણી ધીરજ રાખવી પડે છે; પણ હું ભાર મુકીને કેહુંછ હ્યુબર્ટ કે એ બાબેના તારા વિચારો મારા કરતાં જુદાજ હોવા અને રહેવા જોઇયે."

"તેઓ જુદા છેજ, કાકાજી" તે હસીને બોલતો.

"હું જાણતો'તો કે તું મારો વારેસ તો છેજ" તે ડોસાએ ચાલુ રાખ્યું "એટલે વળી એક વારેસની હોંસમાં બૈરીની ટૉક ગળે ઓળ-વવાનું મેં અગત્યનું યા વાજબી નથી વિચાર્યું. પણ તારો કેસ જુદોજ છે. મારી પછી અર્લ તરીકે તું આવશે, પણ એટલું ખુબ ચોંપથી યાદ રાખજે કે તારે ત્યાં કોઇ વારેસ નહીં થશે તો તારૂં સર્વસ્વ પેલા એ-રીક સીલવરના હાથમાં જશે, અને તેમ જો થયું તો મારી કબ્રમાંબી હું શાંત રેહી શકવાનો નથી."

"હું તમુને ખાતરી આપુંછ કાકાજી કે લગન કરવા સામે મને વાંધો કશોજ નથી; મુશ્કેલી માત્ર એજ છે કે મારી આસપાસ ભમતી

ઘણીક ખુબસુરત અને સોહામણી છોકરીઓમાંથી મારે કયાને પરણેતર દાખલ પસંદ કરવી તેનીજ મને સમજ નથી પડતી."

"બધીઓના ઝળકાટ અને ભપકાથી તું અંજાઇ ગીયોછ કે? જીંદગીનો દીકરા આજે કાંઇ ભરોસો નથી." "પેલી એવલીન રસ-ટન છે."

"ઘણીજ મીઠી મધ જેવી. તેને મનસે બધાજ જવાનો એક પંક્તિપર છે. જેને તે જોશે તેની સાથે ઘરાંપરાં કરશે. જે તે લોક કહેશે તે હાજી હા કરશે. હું તો એવીથી જરાવારમાં કંટળાઇ જાઉં, કાકાજી."

"પેલી લેડી ઇથલ લેંગહામ?"

"બાપરે! બૉલના મેળાવડાઓની મોટી શોખીન. તેની સાથે પરણું તો તેને બૉલના મેળાવડાઓમાં લઇ જતો મરવા પડું."

"ત્યારે હુબર્ટ" તેનો કાકો ગંભીર થઇ તેની તરફ ચિંતાથી જોઇને બોલ્યો "તું એમ કોઇ 'આઇડીયલ' બૈરી શોધવા જશે તો પછી તું પરણી રેહ્યો. ઓરત જાતની મોહીનીજ શામાં છે? તે થોડીક સ્યાણી અને ઘણી મુર્ખ હોય છે—તે ઘણી ખામીઓ અને થોડીક ખુબીઓનું એક ભેગું મિશ્રણ હોય છે—તે 'હા' અને 'ના' એ એની જીવલેણ વેરી હોય છે તેથીજ. તેનાંમાં એ ભેળમભેળની જાત્રા જો નહીં હોય તો તે કોઇબી ઘેરમાં બૈરી તરીકે નીભી અને નિવડી શકે નહીં, તે ઘણી કંટાળા ભરેલી થઇ પડે!"

"નહીં, કાકાજી, હું કોઇ 'આઇડયલ' પરણેતરની શોધમાં છેઉંજ નહીં. મને તો એવી બૈરી જોઇયેછ કે જે મારે ખાતરજ મારીપર ફીદા હોય અને રહે, અને જે છોકરીને મારી પરણેતર તરીકે હું પસંદ કરૂં તેનીજ સાથે મારે આખી જીંદગી ગુજારવાની હોવાથી મારે ઘણીજ સંભાળથી એ પસંદગી કરવાની છે."

લૉર્ડ એરન્ડેલને તેના ભત્રિજાનો આ જવાબ એટલો બધો ગમ્યો નહીં.

"વારૂં ત્યારે, હ્યુબર્ટ, તું એટલું તો યાદ રાખજે કે તું મારો ભત્રિજો હોવાને બદલે મારો તું છોકરોજ હતે તો તને વધારે જ્યાદા પ્યારથી હું ચાહી શકતે નહીં. પણ, જો તારા કોઇ ઇડયોટીક ફાંટાને આધિન થઇ તારી પરણેતરની પસંદગીથી મને નિરાશ–નાસીપાસ તું કરશે, તો તુંને મારા વારસા હીસ્સમાંથી સદંતર રદ બાતલ કરવાની મારે માથે ગંભીર ફરજ આવી પડશે, અને તારે બદલે મારે પેલા એરીક સીલવરને–તેની સામે મને ગમે તેવો અણગમો છે છતાં–મારો વારેસ ઠેડવવો પડશે."

"તમે કશીબી ફીકર કરો ના, કાકાજી, કેમકે તેવી પસંદગી માટે મારા વિચારો એવા છે કે તેમાં તમને મારીથી નાસીપાસી કદી મળવાની નથી. તમારી મારીપર કાંઇ થોડી માયા છે?"

"લગનથી હ્યુબર્ટ તારાં માનમાં–તારાં વજણમાં તારે વધારો કરવો જોઇયે છે. નેવરસ્લીવાળા એરન્ડેલના અમીર કરતાં વધારે મગરૂર અને વધારે બળવાન આખાં ઇંગ્લાંડમાં કોઇ બીજો ઉમરાવ નથી. પણ તે મગરૂરી અને તે બળને જો તારાં ધરખમ લગનનો ટેકો મળ્યો તો તેના જેવું બીજું કાંઇજ નથી. એવાં લગન માટે હ્યુબર્ટ લેડી ઇથલ લેંગહામ કરતાં વધુ લાયક છોકરી મારાં તો ધ્યાનમાં કોઇ નથી."

આ ઉપરથી આપણે જોઇ શકીશું કે પોતાની સરજત શું છે અને શું થશે તેની પુરતી માહીતી છતાં હ્યુબર્ટ રોથશીલ્ડે પેલી મેડમ ડી સેન્ટ લાન્સ આગળ ખુલાસાથી કહી સંભળાવેલી ભયંકાર ભુલ તેણે કીધી હતી:

હ્યુબર્ટ રોથશીલ્ડનું પોઝીશન લૉર્ડ એરન્ડેલના વારેસ તરીકે ખરેખરજ ઘણી અદેખાઇ ઉપજાવનારૂં હતું. લૉર્ડ એરન્ડેલે તેને દુલ્લાં દિલથી લવાજમ આપતું કીધું હતું. પોતે એકાંતવાસને ચાહનારો એટલે પોતાના વારેસને પોતાની સાથે 'છેડા છેડી' બાંધીને રાખવાનું લૉર્ડ એરન્ડેલને પસંદ નહીં હતું. હ્યુબર્ટને તે પોતાની સાથે રહેવાજ

દેતો નહીં હતો.

"મને એકાંત રહેવા વધારે ગમેછ" જ્યારેબી હ્યુબર્ટ તેવણના મ્હેલમાં લાંબો પથીંગો મારવાની વાત કરતો ત્યારે તે તેને કહેતો "એવાં છુટાપણાં વગર મારી જીંદગી મને ઝેર જેવી લાગે; કોઇનોબી સહવાસ મને ગમતોજ નથી."

હવે પોતે એકલા એકાંત રહેવાનીજ તેના કાકા હઠ લઇ બેઠા હતા, એટલે, હ્યુબર્ટને પોતાને જ્યાં ગમે ત્યાં, પણ જ્યાં તેવણ પોતે નહીં રહેલા હોય ત્યાં જવાની અને રહેવાની છુટ હતી. દાખલા તરીકે લૉર્ડ એરન્ડેલ પોતાના સ્કૉટલાંડ ખાતેના મ્હેલમાં હોય તે વખતે હ્યુબર્ટ નેવરસ્લીના મ્હેલમાં રહેતો હતો. તેના કાકા જો ત્યાં આવી રહેતા તો હ્યુબર્ટ લંડનના તેવણના મ્હેલમાં જઇ રહેતો હતો.

એ જવાનને હરેક તરાંહની મોજમજાહની છુટ હતી; દોલત, દરજ્જો, ખુબસુરતી અને જવાનીના તે માલેકને, પોતાના કાકા રાજી થાય તેમ પરણવું એ સિવાય તેની ઉપર કશો બીજો વધુ આંકોશ ન હતો.

"તારી પરણેતરની તું પસંદગી કરે ત્યારે પૈસાનો કશો વિચાર તું રાખતો ના. પૈસાને તુચ્છ ગણજે, કેમકે આપણી પાસે તે એટલા બધા છે કે જેનો કોઇને ખ્યાલબી નહીં હશે. બસ તે છોકરીનું ખાનદાન જોજે. તુંને આજે કેહુંછ, હ્યુબર્ટ કે મારી આવકનો અડધો હીસ્સોબી હું આવી ચ્હેલ મ્હેલથી રહેતાં વાપડી શકતો નથી, એટલે તેનો બાકીનો બચેલો ભાગ પોતે આજે એક ગંજાવર દોલત થવા પામ્યો છે. તું મને મેં કેહી તે બાબદમાં રાજી રાખશે તો એ બધું એકુ દાહડે તારૂંજ છે; ને તેથીજ તુંને હું ચેતવણી આપુંછ કે તારી પરણેતરની પસંદગી કોઇ દોલતમંદ દીકરીપર નહીં પણ કોઇ ખાનદાની છોકરીપરજ ઉતારજે."

આ બીના તરફ લૉર્ડ એરન્ડેલે પોતાના વારેસ ભત્રિજાનું ધ્યાન એક વખત નહીં, બે વખત નહીં, બાર વખત નહીં, પણ એટલો બધો વખત ખેંચ્યા કીધું કે અંતે તે વાત હ્યુબર્ટનાં મગજમાં સખ્ત રીતે

બેસી ગઇ; અને તેટલું છતાં વ્હાલાં વાંચનારાંઓ, જે તે જવાનની સર-જતમાં બનવાનું હતું તે તો બન્યું અને તેને તે આડા હાથ દઇ શકયો નહી હતો, એ આપણે જોયું, અને હવે પછી વિગતે જોઇશું.

લૉર્ડ એરન્ડેલ પ્રાંટાનો ધણી હતો. જોકે આટલા વખતમાં તેણે એક એવી પ્રૂનશાનનુંબી પેટ ભરાય અને ધરાય તેવી મજાહ ભોગવી લીધી હતી, છતાં હવે તેનાં મગજમાં એમજ વ્હારૂં આવ્યું કે ઇટલી જઇ રોમની અસલી કીંમતી જીણસોનો તેણે એક સંગ્રહ કરવો.

આ તેના ફ્રાંટાને માટે તેને રોમ જવાનું અવસ્ય હતું, એટલે, તેવણે આપણા હ્યુબર્ટને તે જયાં હતો ત્યાંથી બોલાવી મંગાવ્યો.

"મને પાછું ફરતાં એક વરસ લાગે કે કદાચ બેબી લાગે, કેમકે, જે હું એકઠું કરીને લાવવા માંગુંછ તેવું દુન્યામાં કેઠેબી હોવું જોઇયે નહીં, ને તેથી તેટલો બધો વખત તું અહીં નેવરસ્લીમાંજ રહે એવી મારી મરજી છે. આપણાં નેવરસ્તેંનાં ગામમાં ઘણીક ચીજો કરવાની અધુરી છે. નવી સ્કુલનું મકાન તૈયાર થઇ રેહુંછ, પણ તેને ખુલ્લું મુક-વાનું છે, ને હ્યુબર્ટ એ સ્કુલને માટે એક સારો હેડ માસ્તર તારે શોધીને રાખવો પડશે. પૈસાની કશી વાણ કરતો ના, કેમકે હલાલ પૈસો ગમે તેવા બોહોળા પણ સારા અને નેક વપરાસથી ખુટતાં ખુટતો નથી. એ મકાન મેં તે ગામને ભેટ આપ્યું છે એટલે બધું મારાં નામને જેબ આપે તેવુંજ કરજે."

બીજું ઘણું જે તેવણની ચાલુ લાંબી ગેરહાજરી દરમ્યાન જોવાનું, તપાસવાનું અને કરવાનું હતું તે બધું હ્યુબર્ટને લૉર્ડ એરન્ડેલે કહી સંભળાવ્યું, અને ગરીબ બીચારો હ્યુબર્ટ! તેના કાકાનું એ કહેલુંજ બજાવવા જતાં તેની સરજત આખીજ ફરી જનાર હતી તેની હાલ તુરત કશીબી જાણ વગર તેણે તે ધ્યાનથી બધું સાંભળ્યા કીધું, અને પછી બધુંજ બરાબર બજા લાવવાનું તેણે વચનબી આપ્યું.

"એટલું ધ્યાન રાખજે હ્યુબર્ટ કે મારી ગેરહાજરીમાં તુંજ મારા

પ્રતિનીધી તરીકે અહીં રહેશે વાસ્તે છુટે હાથે પરોણાગત કરવામાં તું કાંઇબી કચાસ રાખતો ના. જેમ જેમ તું મારી ઉપર અતરે થતી પારટી, નાચના મેળાવડાઓ અને રમત ગમતના અખાડાઓનાં વર્ણનો લખી ખબર આપશે તેમ તેમ હું ખુશી થવસ. પણ, સૌથી વધારે ખુશી તો હું ત્યારેજ થવસ કે જ્યારે તારા અદરાવાની અને જલ્દી થનારાં લગનની હું વધાઇ સાંભળશ."

"હુંબી કાકાજી ઉમેદ કરૂંછ કે એ ખબર તમોને ઘણી જલ્દી લખી વાળવા જેટલો ભાગ્યશાળી હું થાઉં" હુબર્ટ બોલ્યો.

"મેં સાંભળ્યુંછ કે પાસેનો હેનલી પાર્ક, ડયુક ઑફ ઑરમોન્ડ ખરીદવાનો વિચાર રાખેછ, ને એમ કહેછ કે તેની દીકરી લેડી આઇસોરા; જે આયજ વરસ સોસાયટીમાં બાહાર આવી ફરતી હરતી થઇછ તે ઇંગ્લાંડની ખુબસુરતીઓમાં એક નમુનેદાર ખુબસુરતી છે, અને તેથી મારાં દીલની મોટી ઉમીદ છે કે તેણીને તું પરણે."

અને હુબર્ટને ઇનસાફ આપવા ખાતેર મારે કહેવું જોઇયે કે જે વખતે તે પોતાના મેહેરબાન, છુટે હાથના, દર્યાવ દિલના છતાં મતલબી અને એકાંતવાસ ચાહનારા અમીર કાકાની સામે તેવણની આ બધી સલાહ અને સુચનાઓ સાંભળતો ઉભો હતો તે વખતે તેનું ખરાં દિલથી ચાહવું એજ હતું કે લૉર્ડ એરન્ડેલની મરજી મુજબનીજ એકાદ મોટે ઘેરની અને ખાનદાની છોકરી સાથેજ પ્યારમાં પડી પરણી જવાને તે ભાગ્યશાળી થાય!

જેવા લૉર્ડ એરન્ડેલ વિદાય થયા કે હુબર્ટે આવીને નેવરસ્લી ઍબીમાં ધામો નાંખ્યો, અને તેના કાકાજીએ ફરમાવેલી ફરજોની પુઠે લાગી ગયો.

પ્હેલું કામ પેલી નવી બંધાયલી સ્કુલને હાર પાડી આપવાનું તેણે લીધું, અને તે હાથમાં લેતાંજ ગોયા તેની થનારી સરજતપર પોતાનેજ હાથે તે કાયમનું સીલ મારતો હતો એમ જો તે સમજતે તો બીહીને નેવરસ્લી ઍબીથી તે સેંકડો બલકે હજારો લાખો ગાઉ દુર નાહસી જતે

અને ત્યાં પાછો આવવાની હીંમત તે કરતેજ નહીં.

પણ, પાછળ આવતું જોવાને ઇનશાનને નજરજ ક્યાં તે પાક પેદા કરનારે આપી છે?

પ્હેલે તો ત્યારે તેણે એક લાયક માસ્તરને માટે જાહેર ખબર આપી, અને જવાબમાં તેની ઉપર અરજપત્રોનો ગોયા વર્ષાદ વરસ્યો.

તે અસંખ્ય અરજપત્રોમાંથી સારા અક્ષરે ટુંકાં અને સુંદર વાક્યોથી રચેલું જૉન લત્રેલની સહી સાથનું કાગળ તેણે પસંદ કીધું. તેમાં તેના લખનારે જણાવ્યું હતું કે તેણે ઘણી સારી પ્હેલા વર્ગની કેળવણી લીધી હતી, અને એક સ્કુલ ચલાવવાની દરેક લાયકાત તેનામાં હતી. હાંલેજ તે એક મોટી સ્કુલનો ઉપરી હતો, મગર એકાદ એકાંત અને શાંત જગ્યે એવો કોઇ ઓધો મળે તો તે પોતે, પોતાનું કામ કીધા ઉપરાંત, પોતાનો અભ્યાસ વધારી શકે એવી તેની ખાહેશ હોવાથી, હાલની પોતાની નોકરી છોડી ત્યાં આવી રહેવા તે રાજી હતો.

તે કાગલ આપણા હ્યુબર્ટને પસંદ પડયું, અને તેણે તે કાગળનો એક લાયક જવાબ લખી વાળ્યો અને પરીણામમાં બસો પાઉન્ડના સાલ્યાણાંએ જૉન લત્રેલ નેવરસ્તેની સ્કુલનો માસ્તર નેમાયો.

તે ગામના વડા ધર્મગુરૂને હાથે તે સ્કુલનું મકાન ઉંઘાડવામાં આવનાર હતું અને તેની અગાઉથી મી૦ જૉન લત્રેલને ત્યાં આવી જુનની આખેરીએ પોતાના ઓધાનો ચાર્જ લેવાનો હતો, અને સ્કુલ ઉંઘડવાની ખુશાલીમાં ત્યાંનાં તમામ બચ્ચાંઓને એક મોટી દબદબાભરી ટી પારટી આપવામાં આવનાર હતી.

અને વ્હાલાં વાંચનારાંઓ, એ બધી ધધુખરથી જે પરિણામો નીપજનારાં હતાં તેથી બીચારા હ્યુબર્ટને કોઇયે જો ચેતાવ્યો હતે તો નેવરસ્તેમાં એક ઘડીબી તે નહીં રહેતે!

## પ્રકરણ ૫ મું.

# સરજતનો મિલાપ.

તા૦ ૨૭ મી જુન આવી પ્હોંચી અને તે સહવારે હ્યુબર્ટ રેથફીલ્ડ જાગૃત થતાંજ તેને યાદ આવી કે તે દીને તો સ્કુલનો મેળાવડો થનાર હતો અને તેથી નેવરસ્તે ખાતે હાજર થવાની તેની એ દિવસે ફર્જ હતી.

મી૦ લત્રેલ આવી પુગ્યાની તેને ખબર મળી હતી, અને તે નવો સ્કુલ માસ્તર તે સ્કુલનાં મકાનથી અને તેને લગતા મોટા રમણ્ય બગીચાથી ખુશ ખુશ થઇ ગયો હતો તેથી તેને માલમ પડયું હતું.

તે આજે રાબેતા કરતાં વ્હેલો ઉઠયો.

બધાજ પૈસાવાળાઓ કાંઇ મોડે સુધી પોતાનાં બીછાણાંમાં પડી રહેતા નથી અને બધાજ ગરીબો કાંઇ સકાળે ઉઠી કામે વળગતા નથી. એતો જેવાં જેનાં હાડકાં. પૈસાવાળો ઘણીક વખત પોતાને ત્યાં કામ કરતા નોકર કરતાં વધારે મેહેનત કરતો હોય છે, જ્યારે એક ગરીબ તેના પોતાના શેઠથી ઉલ્ટો મોડે સુધી બીછાણે પડી આળસ-ઉળસ કર્યા કરે છે. અમે કહ્યું તેમ એતો જેવાં જેનાં હાડકાં.

હ્યુબર્ટ ત્યારે તે દીને સહવારે છ વાગ્યામાં ઉઠયો, સાત વાગે તેણે નાસ્તો લીધો અને તૈયાર થઇ તે નેવરસ્તે ખાતે ઘોડેસ્વારી કરતો ઉપડી ગયો.

તે પછીનાં ઘણાં ઘણાં વર્ષો સુધી તેને તેની એ મુસાફરી તેના સાબુત આકારમાં યાદ રહી ગઇ હતી.

એક તંદરોસ્ત ગામડાં તરફ જવાનો સુખવાસી રસ્તો અને સુંદર ખીલતી સહવાર એ બે સાથે મળ્યાં તો પછી પુછવુંજ શું ?

તે પોતે કાંઇ કવી નહીં હતો છતાં જે દેખાવ તેની નજરે પડયો તેથી તેનું દીલ અને મન ખુશીથી ખીલી રહ્યાં, કેમકે, જો આપણાંમાં

તે ચીજ હોય જેને બધાં **હૈયું** કહે છે, તો, તે જવાનની નજરે ત્યાં ખાલેસ ખુશનીદીથી ખીલી રહેલી જે સુંદરતા પડી તેના સુખભર્યા સહવાસથી પેલી હૈયાં નામની ચીજ અસર પામ્યા વગર રહેજ નહીં.

સહવારનાં ઠંડાં તડકાં અને રસ્તાની આજુબાજુ ઉગેલાં ફુલોમાંથી આવતા પમરાટ વચ્ચેથી લ્હેરે લ્હેરે રસ્તો લેતો તે સ્કુલનાં મકાન આગળ આવી પ્હોંચ્યો.

તે કાંઇ તમારાં ધપધપ્યાં શેહેરની એકાદ ગીચ ગલીમાં આવેલું સ્કુલનું મકાન નહીં હતું. તે, ત્યાં શીખવા આવતાં છોકરાંઓની જેમ કેળવણી તેમ તંદરોસ્તીની કાળજી કરી ગામની બાહાર ખુલ્લી હવામાં તંદરોરતીના બધા નિયમો સાચવીને બાંધવામાં આવેલું એક સુખવાસી મકાન હતું. તે સ્કુલનાં મકાનની અંદર ન જતાં તેથી થોડે દુર આવેલી એક નાની બંગલી તરફજ સીધો ગયો. તે મકાનની બારીઓ અને ભીંતપર ચઢી પરવારેલા ફુલોના વેળ, આસપાસ ઉગેલાં લાલ અને સુફેદ ગુલાબોનાં ઝાડોથી જણાઇ આવતું હતું કે તે બંગલી અસલની હતી, અને તેને એમને એમજ રહેવા દીધામાં આવી હતી. જે જગ્યા સ્કુલનાં નવાં મકાન માટે પસંદ કરવામાં આવી હતી, ત્યાંજ એ મકાન, તેની પાછળ આવેલાં બીલોર જેવાં પાણીનાં વ્હેતાં નાળાં સુધી લંબાયલા રમણ્ય બગીચા વચ્ચે આવેલું હતું અને તેનેજ સ્કુલ માસ્તરનાં મકાન તરીકે કાયમ કરવામાં આવ્યું હતું. તે દરેક વાતે એક અભ્યાસીને લાયકનું એકાંત અને શાંત જગ્યે આવેલું મકાન હતું. તેની પાછળ વ્હેતું નાળું બે લીલા કુંજર કીનારાઓ વચ્ચેથી એક બચ્ચાંના જેવો પટપટારો કરતું દોડતું થોડેક દુર આવેલી નેવર નામની નદીમાં મળી જતું હતું.

તેનો સામટો દેખાવ એક કાબેલ ચીતારાની પીછીથી જન્મ પામેલાં પીકચર જેવો હતો.

"ખરેખર, મકાન ફાંકડું છે!" તે જોઇ હુબર્ટથીબી બડબડયા વગર જાણે રહેવાયું નહીં.

તે બંગલીનાં બાહારનાં બારણાં, જાણે તેમાં રહેનારાંઓ કોઇઓ વાતે બીહીતાંજ નહીં હોય, યા તો એમ તે બારણાં પ્હોળાં પટાક ઉંઘાડાં રાખવામાં સમાયલો જોખમ નહીં સમજવા જેટલાં નિરદોષ અને ભોળાં હોય, તેમ ઉંઘાડાંજ હતાં અને તેથી તે ઘોડાપરથી ઉતરી સરભોગ બગીચો પસાર કરી તે બંગલીના વરંડામાં જઇને ઉભો. બાહાર ઉભા રહી મુલાકાતે આવ્યાની અંદરનાંઓને ખબર આપવા માટે ચંગ-ફુંગની મોટે ઘેરની બીસની ત્યાં હતી નહીં મગર, તેનાં પગલાંનો અવાજ સંભળાતાંજ ત્યાં ઝટ પાછળી ગમથી સાદો અને સુઘડ ડ્રેસ પ્હેરેલી એક દાસી નીકળી આવી તેની આગળ 'કર્તસી' કરીને ઉભી રહી.

"મી૦ લત્રેલ અંદર છે?"

"નહીંજી, બાગમાં ફરતા હોસે, હમણા પાછા આવશે-મેહેરબાની કરીને હાલમાં 'વેટ' થશો?"

એટલું બોલી તે દાસી હોલમાં પેઠી અને હ્યુબર્ટ તેની પુઠે હાલમાં દાખલ થયો. હાલમાંબી ઘણા સારા તેસ્ટથી ફુલોનાં કુડાં અને ચોપડીઓ ગોઠવી મુકેલી તેની નજરે પડી.

"મને લાગેછ, આય બધું ગોઠવ ગાઠવ કરવામાં એક છોકરીનો હાથ હોવો જોઇયે" તે ત્યાં રચી મુકેલાં ફુલોનાં નાનાં સુંદર કુંડાંઓનાં સ્ટેન્ડો, નાનાં ચળ્યાંનાં પીંજરાંઓ અને બીજી નાની નાની શોભાની જીણસો તરફ નજર ફેરવી બડબડયો.

એક બાજુએ વળી બીજી ચોપડીઓનો બુક કેસ હતો, જે ઉડી તપાસ્તાં તેનો ચ્હેરો મળકાયો અને તે બડબડયો—

"મને લાગેછ, આય સ્કુલ મારતર અચ્છો નિવડશે."

તે જ્યાં બેઠો હતો તે ઓરડાનું 'સરાંઉન્ડીંગ'જ એવું મોહક હતું કે સેકન્ડ પછી મીનીટો કયાં નીકળી ગઇ તે તેને માલમ પડયું નહીં, અને ધ્યાનમાંને ધ્યાનમાં તેણે ત્યાંનાં ઘડયાળ તરફ જોયું અને તેમાં થયલા ટાઇમને-ઘડ્યાળ પ્હેડનાર દરેકને એ આદત હોય છે તેમ-પોતાનું ઘડયાળ

કાઢી તેના ટાઇમ સાથ સરખાવ્યો અને તે ચોંકયો. અત્રે તે લગભગ ચાલીસ મીનીટ થોભ્યો હતો, અને હજીબી મી૦ લત્રેલ ત્યાં આવી ન પુગવાથી તે હવે તે ઓરડામાંથી બાહાર નીકળી બાગમાં ઉતર્યો, અને તરેહવાર ફુલોના મંડપોમાંથી પસાર થઇ તે જમણી તરફ ફર્યો કે તેને કાને કોઇનાં મીઠાં ગાણાંનો સરોદ આવી અઠડયો.

તે ઘણો ખુલ્લો, મીઠાસથી ભરેલો અને લાગણીથી ભરપુર અવાજ હતો. રખેને તે અવાજનાં મુળની નજીક જવાથી તે કોઇની એકાંત મજાહમાં ખલલ પુગે એમ બીહીને તે ત્યાંજ થંબ થઇ ઉભો; પણ જેવો તે અવાજ તેને કાને આવતો બંધ થયો કે તેણે પાછા પગ ઉપાડી ચાલવા માંડયું. આગળ વધતાં લીલાં ઘાસોવાળી ખુલી જગ્યા આવી જ્યાં સેબફળ અને લીલી દરાખ વગેરે ફળોના માંડવાઓ હતા જેમાંના એકમાં ગોઠવેલા 'રસ્તીક' બાંકપર બેઠેલી એક જવાન છોકરીપર તેની નજર પડી. તે તેની તરફ કોરવંકી બેઠી હતી એટલે તે હ્યુબર્ટ જેમ તેણીનું આંગ, તેણીનો સામટો દેખાવ તેમ વળી તે છોકરીનો ચ્હેરો ખુલ્લો જોઇ શકયો. એક લખનારને માટે તેની વારતા દરમ્યાન જો કોઇબી મુસ્કેલી મોટી હોય તો તે તેની વારતામાં દેખાવ દેતી ખુબસુરત છોકરીના દેખાવનું વર્ણન આપવાને લગતી છે. હ્યુબર્ટે પોતાના વખતમાં ઘણી નવજવાન ખુબસુરતીઓ જોઇ હતી, પણ આ તેની નજરે પડતી ખુબસુરતી તે સઘળીથી કાંઇક જુદીજ કીસમની હતી એમ તેને લાગ્યું.

તે છોકરીનો ચ્હેરો સ્વચ્છ નિરદોષતાથી ભરપુર અને મીઠો હતો; સોનેરી ભરાવદાર વાળ સાથનું તેનું માથું, તેનું સુફેદ દુધ જેવું કપાળ, લીલી દરાખ જેવી તેની આંખની ગોયા ચોકી કરતાં બેઠેલાં કાળાં ભ્રમર ભવાં, લાલ હોઠ, નાના નાજુક પગ અને પટલા ગોરા ઘટમદાર હાથ, એ તે છોકરીના સામાન્ય દેખાવનો સામટો સરવાલો હતો. તેણીએ આસમાની રંગની મજલીનનો ગળાં આગળ મુકેલી સુફેદ લેસ સાથનો ફ્રૉક પેહેડયો હતો, જે સાથે તે જવાન કોમળાંગીનો દેખાવ તે સુંદર સહવારનાં એક

બીજાનું સ્વરૂપ જેવોજ હતો. ગોયા કુદરત તેને જોઇ પુકારી રહી હતી કે—

"અમારો અંગ-ભાગ ર્‌હે છે, કોઈ ના છેડતું એને,
અમોથીજ જન્મ લઈ ઉતરીછ, કોઈ ના તેડતું એને;
તમોમાંની નથી તે એક, જશો એની અડાશે નહીં,
અમો એને તેડી લઇશું, એનીથી જો રહેવાસે નહીં."

અને ખરખર હ્યુબર્ટનેબી તેની નજરે પડતું એ ચીત્ર ખુદ બખુદ સહવારનું સ્વરૂપજ હોય તેમ તેને લાગ્યું. તેને લાગ્યું કે તે નિરદોષ, મીઠો, અને કમળફુલ જેવો સાફ સ્વચ્છ ચ્હેરો, જે હાલ તેની નજરે પડતો હતો તે આખો જનમ તેનીથી નહીં ભુલાય તેવો હતો.

તે હવે ઘણોજ ધીમે કદમે ચાલતો તે છોકરીની આગળ ગયો, અને તે એક પરાયા મરદને પોતાની તરફ આવતો જોઇ તે છોકરી કશીબી બીહીકથી નહીં પણ અજાયબીથી ચોંકી. તે એઉની નજર એક થતાં તેણે પોતાની ટોપી ઝટ ઉતારી હાથમાં લીધી અને ઉંઘાડે માથે તેણીની આગળ આવી ઉભો.

"ઉમેદ છે કે તમોને કોઇ વાતે મેં ડીસ્તર્બ નથી કીધાં" તે બોલ્યો "હું મી૰ લત્રેલને મળવા આવ્યો હતો."

તેનો એટલો અવાજ સાંભળતાંજ તે જવાન બાળાનો ચ્હેરો કોઇ અણદીઠ રોશનીથી એવો પ્રકાશી રહ્યો કે હ્યુબર્ટથી બીહીને ગોયા બે પગલાં પાછળ હઠાઇ ગયું.

"મારા બાવાજી" તે બોલી "ત્હાં ફળવાડી તરફ ગીયાછ. આજે મી૰ રોથચીલ્ડ આવવાના છે, તે તેવણ તે તરફથી આવશે એમ સમજી તેવણ ત્હાં ગીયાછ."

"હુંજ મી૰ રોથચીલ્ડ છેઉં" તે બોલ્યો અને તે નામ તે છોકરીને કાને પડતાંજ હરણીની ચપળતાથી તે ઉછળીને ઉભા થઇ.

"તમેજ મી૰ રોથચીલ્ડ" તે બોલી અને એ નામ તે છોકરી ઘણાંજ માનથી બોલી હતી એમ તેને પ્રગટ માલમ પડયું. "તમોને

જોવાને મારા બાવાજી એટલા આતુર હતા કે તમુને નહીં મળવાને લીધે તેવણ ઘણા દલગીર થઇ જશે."

"તેવણ ત્યાંથી પાછા ફરે ત્હાં સુધી હું થોભી શકું તેમ છે. મને કામનું કશું દબાણ નથી અને તેથી તમારી રજા હોય તો તેવણની રાહ જોતો હું અહીં બેસું."

જવાબમાં તે ફક્ત હસી અને હ્યુબર્ટે જોયું કે તેણીના ચ્હેરાએ વળી કાંઇક રતાશ પકડયો હતો.

"તમે આય સેબફળના માંડવા હેઠેની બેઠક મજેહની પસંદ કીધીછ" તે એક ઝાડનાં થડપર બેઠક લઇ બોલ્યો.

"હાજી" તેબી પોતાની બેઠકપર પાછી ગોઠવાતાં બોલી "મારી જીંદગીમાં મેં કદી નહીં ધારેલી તેવી સુંદર આય જગ્યા મને—અમુને—મળીછ. ને અજબ જેવું તો એ છે મીο રોથચીલ્ડ કે હમણાં હું તમારોજ વિચાર કરતી બેઠી હતી તેજ વખતે તમે મારી સામે આવી ઉભા" તે નિરદોષ બાળાએ હસીને ઉમેર્યું.

"મારો વિચાર કરતાં'તાં?" તે અજબ થઇ બોલ્યો "મને તમે આપેલાં એ માનને વાસ્તે તમારો હું ઘણો આભારી છેઉં. મારો તમે શું વિચાર કરતાં હતાં?"

"હું એમ વિચાર કરતી હતી કે" અને તે છોકરીએ જન્મ પામતાં એક બાળક જેવી નિરદોષતાના એક પછી એક નમુના રજુ કરવા માંડયા "કે તમે જવાન હોસો કે ઘરડા—ને તમે કેવા હોસો. એકવાર તમોને રૂબરૂ મારે મળીને તમે જે અમોને આય બધું મોટે હાથે બખસ્યું છે તેને માટે તમારો ઉપકાર માનવાને મારૂં દિલ તડપી રેહ્યું હતું."

હ્યુબર્ટ તે છોકરીની આ વાતોથી વધતો ને વધતો તાજુબ થતોજ રહ્યો.

"મને ભય છે કે તમારાં બોલવામાં સહરાગાતનો અંશ ઘણો

ઝાઓ છે." તે બોલ્યો "મેં તમોને એટલાં તે શું નિવાજીને નેહાલ કીધાંછ ?"

તે હસી અને તેનાં તે હસવાથી તે એટલી તો ખુબસુરત દેખાઇ કે વળી પાછો હુબર્ટ બીહીને બે પગલાં પાછળ હઠી ગયો !

"કાંય ? અમે અહીં આયાં ને આવી જગ્યાએ રહેવામાં કેટલું સુખ છે તેનો મને અનુભવ થયો એ તમારી ભલૈથીજ કેની ? મારી આખી જીંદગી મેં ઇસ્લીંગટનના એક સાંકડા મોહલ્લામાં ગુજારી'તી. મને તો આવા આવા બગીચાઓ સાથની બંગલીઓ હોય એમ સ્વપ્નેબી ખબર નહીં હતી. હું તો એટલુંબી નહીં જાણતી'તી કે દુન્યામાં આય નેવરસ્તે જેવાં ગામો હસ્તી ભોગવેછ."

"ત્યારે તમે નેવરસ્લી ને તેનાં મેદાનો જોયાંછ કે ?"

"હજુ નહીં. બાવાજી કહેછ કે પહેલાં આય બાગ અને બંગલી જોવાની તબેહ પાડ ને પછી બધું રફતે રફતે જોતી ચાલ નહીં તો તું હરખથી ઘેલી થઇ જસે."

"ત્યારે તમે ઇસ્લીંગટનથી કેડે બાહાર ગીયાંજ ન હતાં કે ?"

"કોઇજ વખત. હું હેમ્પતન કૉર્ટ, હેમ્પસ્ટેડ અને હાઇગેટનાં ગામો જોઇ આવીછ, પણ મને તે ખરેખરાં ગામો જેવાં કાંઇ લાગ્યાં નહીં. એવી હમણાં હમણાં એકબી ખુશાભરી ઘડી જતી નથી કે જેમાં હું તમારો આભાર મનમાં ને મનમાં માનતી નહીં હોઉં."

"હું ખુશી છેઉં ત્યારે કે મારી પસંદગી ઘણી ભાગ્યશાળી નીવડીછ, પણ, તેને માટે હું ધારૂંછ કે મારી ભલૈ કરતાં તમારા પપાની કાબેલ્યતને તમો આભારી વધારે છેવો."

"તમારી માયા મેહેરબાનીથી હું કેટલી સુખી જીંદગી ભોગવતી થઇછ તેને માટે તમારો આભાર માનવાનો હું વીચારજ કર્યાં કરતી હતી અને તે તક આજે મને મળી, તો જોકે જે ઇનશાન ખરેખર ઘણા મોટા આભાર તળે મારી માફક કચડાઇ ભચડાઇ ગીયું હોય તેનાં હૈયાંમાં જે

લાગણી હોય તે લાગણી દેખાડનાર બોલો તેના હોદ્દાપર આવી શકતા નથી."

"તમે ઘણું મજેહનું બોલોછો—તમારી વાક્ય રચના ઘણી સંભાળભરી અને સુંદર છે."

"મારા બાવાજીનું મત તમારાં મતથી જુદુંજ છે. તેવણ કહેછે કે બોલવામાં વ્યાકરણના હું નિયમો નથી સાચવતી."

"પણ આવા હુશ્યાર બાપનાં તમો હુશ્યાર દીકરી હોવાંજ જોઇયે." તે બોલ્યો.

"નહીંજી, તમે ધારોછો તેટલી હુશ્યાર હું નથી. મને નહીં શીખવવા હંમેશ ~~મારા~~ બાવાજીને હાથ જોડી હું અરજ કરતી હતી. મને તરેહવાર શીખેલી અબલાઓના દાખલા બતાવી મારૂં મન ફેરવવાની તેવણ ઘણી તજવીજ કરતા હતા, પણ એ વિચારજ મને તો બીહીવડાવી મારતો હતો. આય ઉડતાં પક્ષીઓને કોણ શીખવેછ? ને તોબી કેવું મધુર તે ગાયછ! વગર તંકેદારીએ અને કશીબી મેહેનત લીધા વગર કુદરતમાં ઉગેલું એક ફુલ કેવું મોહક અને કેવું સુંદર હોયછ—ખરૂં કેની?"

હ્યુબર્ટ રોથશીલ્ડ આ બે-તકરાર તકરારનો શું રદયો આપે?

"બસ મને સાદી સુખ્યારી બેદરકાર અને ખુશનુમાં જીંદગી ગુજારવા દેવાને મેં તેવણ પાસે કાલાવાલા કરીને માંગી લીધું, અને જોકે પ્હેલે તો તેવણે નહીં માન્યું, પણ પછી મને મારા ધોરણે રહેવા દીધી જેનું પરીણામ એ આયું કે હું શીખ્યા વગરની રેહી ગઇ."

તે છોકરી આટલું બોલી રહી કે ત્યાં આવતાં કોઇનાં પગલાંનો અવાજ તે બેઉને કાને આવ્યો. મીસ લત્રેલે પાછું ફરીને જોયું, અને તેણીનો ચ્હેરો ગુલાબી થઇ રહ્યો અને આંખ્યો કાંઇ અજબ પ્રકાશથી ચમકી રહી.

"લેવો મારા બાવાજી આયા" તે બોલી, અને તેના એ અવાજમાં હ્યુબર્ટને એવો તો તોર દેખાયો કે જાણે તે છોકરીની નજરમાં તેના બાપ જેવો બાપ આખી દુન્યામાં શોધ્યો નહીં જડે!

## પ્રકરણ ૬ થું.

# સ્કુલનો મેળાવડો.

આપણા હ્યુબર્ટ રોથફીલ્ડે વક્કી રાખ્યા મુજબ તે સ્કુલ માસ્તર તેની પસંદગીનોજ નિવડયો. તે માતબર મોતેબરોના મનના ધખારા મુજબનો ખાનદાની ગૃહસ્થ નહીં હતો. તે માસ્તરમાં મોટી ઉંચી સોસાયતીને શોભે તેવો ઉંચો સુધરેલો તેસ્ટ બીલ્કુલ હતો નહીં કે ના તે ભલા આદમીનું કોઇ અમે ઉપર જણાવ્યું તેમ મોટું મોતેબર ખાનદાન હતું. તે જે હતો તે સીધો, સાદો, ને સાહેબજાદો હતો, મગર, ઘણાં વિચારવંત મગજનો, ડાહ્યો, અક્કલવાળો અને ઘણો સારી રીતે કેળવાયલો તે આદમી હતો.

રોથફીલ્ડને જોતાંજ કાંઇ તે બે હાથ જોડી નમી પડયો નહીં કે હાલી ખુશામદમાં તે ઉતરી ગયો નહીં, મગર તેની તરફની તેની અદબ અદા તે બેઉના દરજ્જાના અંતરને છાજતી અને પેશ આવતીજ હતી.

તેઓ બધાં તે પછીથી બંગલામાં ગયાં, અને ખુશ વાતચીતમાં એકાદ કલાક ક્યાં નીકળી ગયો તે તેઓમાંના કોઇને માલમ નહીં પડયો. માસ્તર સાહેબે હ્યુબર્ટને તેવણની દીકરીએ કહેલી વાત કબુલ રાખી ઉમેર્યું કે ઇસ્લીંગટનમાં અને અહીં રહેવા વચ્ચેની સરખામણીમાં એમ કહી શકાય કે તે બેહેસ્ત અને દોજખની સરખામણી કરવા બરાબર હતું.

"અમે તો જાણે કે કોઇ સુખવાસી નવીજ દુન્યામાં આવી વસ્યાંછ" મી૦ લત્રેલ બોલ્યા "અને મને ખાતરી છે કે અમે બેઉ અહીં ઘણાંજ સુખથી રહીશું."

બાદ, તેણે ઘણી મગરૂરી અને ઘણાંજ પ્યારથી પોતાની દીકરી તરફ જોયું.

"તમો જોગાં મારાં કાગળમાં મેં મારે ત્યાં એક દીકરી હોવા

વિશેનો કશોબી ઇશારો કીધો હતો નહીં, તે એમજ ધારીને કે તે વાત કાંઇ એટલી અગત્યજોગ હતીજ નહીં.”

“મીસ લત્રેલના સંબંધમાં કોઇબી વાત ઘણીજ અગત્યજોગ અને જરૂરનીજ લેખી શકાય એમ મારૂં માનવું છે” હ્યુબર્ટ બોલ્યો “ને હું ઉમેદ કરૂં છ કે નેવરસ્તે એવણને ગમશે અને માફક આવશે. વખત જતાં તમોને આસેપાસેનાંઓ સાથે દોસ્તી અને પરીચય પડશેજ. એકુ વખત તમોને ફુરસદ હોસે ત્યારે તમુને અમારૂં નેવરસ્લી ઍબીનું મકાન અને જમીન બતાવવા હું લઇ જવસ. અમારાં એ મકાનમાં ઘણાંક કીમતી અસલી પીકચરો અને ઘણીક કેતાબો છે.”

મી૰ લત્રેલે ઘટતા શબ્દોમાં તે ઉમરાવજાદાનો ઉપકાર માન્યો. એલીસ લત્રેલ તો કશુંજ બોલી નહીં, અને નહીં બોલી તેમાંબી કશો મુજાકો નહીં હતો કેમકે હ્યુબર્ટની એ બધું તે બાપ દીકરીને બતાવવાની કીધેલી માંગણીથી તે છોકરીનું કોમળ હૈયું જે તેને માટેના ઉપકારથી ભરાઇ ગયું હતું તે તે છોકરીની હરણી જેવી ચપળ આંખોમાંથી ઝટ જણાઇ આવતું હતું.

હવે તેને લાંબો વખત બેસી રહેવાનું કશુંજ બાહાણું ન હોવાથી હ્યુબર્ટે જવાની તૈયારી કીધી. તેને પાછું ત્યાં સાંજે ચાર વાગે આવી મેળાવડામાં હાજર રહેવાનું હતું.

“સ્કુલનો મેળાવડો ઘણો આનન્દ થશે” તે જવા ઉઠતાં બોલ્યો “બધી મોટે ઘેરની બાનુંઓ ત્યાં આવવાની છે.”

“કોણ કોણ?” મી૰ લત્રેલે હસીને પુછ્યું.

“લેડી ઇથલ લેન્ગહામ, લેડી ડીલામેન, મીસ ડગલાસ—ને કેટલીકોનાં તો નામબી મને યાદ નથી આવતાં.”

“ત્યારે તો બા ત્હાં હું નહીં જવાની” એલીસ કાને હાથ દઇ ગભરાયલે ચ્હેરે બોલી ઉઠી.

“ને કાંય વારૂં?” મી૰ રોથશીલ્ડ હસીને બોલ્યો “તમુને તો

આવવુંજ જોઇશે—જો તમે ત્યાં આવવાને હાજર રહેવા ચાહતાં હોવ તો. તમે મોટે ઘેરની બાનુંઓથી બીહીતાં તો નથીની ?"

"મેં કોઇને જોયાં નથી તે" તે છોકરી તમામ નિરદોષપનાથી હસીને બોલી "મને લાગેછે કે તે લોકને જોઇને હું તો બીહીને મરીજ જવસ."

હુબર્ટ હસી પડયો અને મી૦ લત્રેલે પોતાની દીકરીનાં સોનેરી વાળોથી ભરેલાં માથાંપર પોતાનો હાથ મુકયો. તે બેઉ મરદોનાં મનમાં એકજ વિચાર જાણે હતો અને તે એ કે ભલા ધનેતરના મેહેલ શોભીત એ છોકરીને કોઇથી ડરવાનું કે બીહીવાનું કશુંએ ન હતું.

અને પછી આપણા હુબર્ટે ત્યાંથી ચાલતી પકડી. મી૦ લત્રેલ તેની સાથે બગીચાના દરવાજા સુધી આવ્યા અને તે ઘોડાપર સ્વાર થયો ત્યાં સુધી ત્હાં થોભ્યા.

એ હુબર્ટ રોથશીલ્ડ જે રસ્તે સવારી કરતો આવ્યો હતો તેજ રસ્તે જોકે પાછો ચાલ્યો, તેને જોકે રસ્તામાં તેજ ઝાડ, તેજ પાંદડાં, તેજ ફુલોના છોડવા મળ્યા અને સહવારબી તેજ હતી અને સહવારનું જોકે તડકુંબી તેજ હતું છતાં તેને તેમાંનાં કશાંમાં કશીબી મોજ હવે નહીં મળી એમ કેમ ? એ તેને એકાયક શું થયું હતું ? સહવારના બડી ગજ્જર તે તાજો તફડતો ઉઠયો હતો તે વાતને જાણે સદીઓ થઇ ગઇ હોય એમ તેને લાગતું હતું, એમ કેમ ? તેણે તે રખશને દોડાવી જોયો, કુદાવી જોયો પણ જે ખ્યાલ તેનાં મગજમાં સૌથી પ્હેલી જગ્યા રોકી બેઠો હતો તે કેમે કરીને ત્યાંથી નીકળ્યો નહીં. તેનાં મનની આરસી સામે જે એકનો એક ચિતાર રજુ થઇ રહ્યો હતો તે કેમે કરીને ત્યાંથી ઝાંખો પડી ગુમ થઇ શકયો નહી. તે ચિતાર તે તેણે હમણાજ જોયલા મોહક ચ્હેરાનો હતો, અને તેણે તેજ સહવારે મીસ લત્રેલના મુખથી સાંભળેલું ગાનું હાલબી તેનાં મગજપર થોકાયા કરતું હતું, અને તેની છાટી ધડક ધડક થતી હતી !

એ, ખરેખર તેને આજે એકાયક શું થયું હતું ? તે તે પોતે

સમજી કે સમજાવી શકયો નહીં. તે હાલે ફકત વીસ વર્ષનો એક ઉધ-રતો ઉછળીતો જવાન હતો, અને એટલી ઉમર છતાં લંડનના બૉલરૂમોની બલાગતોનાં છટકાંમાં સપડાયા વગર તેઓમાંથી ફત્તેહ સાથે બાહાર આવી ચુકયો હતો. તે દરમ્યાનમાં આંખ નહીં ઠડી શકે તેવી કાંઇક નામીચી ખુબસુરતીઓ તે જોઇ વળ્યો હતો. કાંઇક ફાંકડી ફુટડીઓને તેણે તેની તરફ હસી હસીને જોતાં જોઇ અને જાણી હતી, છતાં તેને લાગ્યું અને તેણે મન સાથે મક્કમ માન્યું કે તે સહવારે તેણે જે રોશન ચેરાગ જોયો હતો તેની આગળ તે બધીઓ ભભુકદાર બળતા આતશ જેવીઓ હતી.

તેની કાંઇ આંખોને તો ખલલ નહીં પ્હોંચી હોય, એમ તેણે વમા-સ્યું. એ આજે તેને થયું 'તું જ શું? તેજ ઘાસ, તેજ આસ્માન, તેજ પંખીઓ અને તે છતાં હાલે તેને ઘાસો વધારે લીલાં કંજર, તે આસ્માન વધારે સાફ, વધારે સ્વચ્છ અને પ્રકાશિત અને તે પંખીઓનું ગાનું વધારે મધુર અને વધારે ખુલ્લું તેને કેમ લાગતું હતું? તેની જીંદગીનો રોહજ કાંઇ એકાયક જુદાંજ નાળાંમાં વ્હેતો હોય એમ તેને લાગ્યું. તેને ખબર ન હતી કે જે પ્રકાશ તેનાં હૈયાનાં અંતરમાં તુરતનો રોશની લઇ રહ્યો હતો તેની આગળ તે સહવારની ઝળક જોકે ખુદરતથી જન્મ પામી હતી છતાં તુચ્છ હતી!

"આહ! સાદાઇમાં કેવી શોભા અને કેવી મોહિણી છે તે જો મોટે ઘેરની સોલે સીંગાર સજી નીકળતી સુંદરીઓ જાણે તો તેઓમાંથી ઢોંગ અને બાહારની ટીપણુ ટાપણનું તત્વ કેટલું નાબુદ થાય." તે બપો-રનું જમતાં જમતાં બડબડયો.

તેને આજનું બપોરનું ખાણુંબી રોજના કરતાં વધારે ટેસ્ટદાર લાગ્યું અને તેને ભુખબી આજે કાંઇ નહીં જણાયલી ફાસમે એવી વધારે છુટી હતી કે તેણે બે ત્રણ વાણીઓ બબ્બે ત્રણ ત્રણવાર મંગાવીને લીધી હતી અને ખાણું પકાવવા માટે આજેજ પોતાના જવાન શેઠને મોંહ-ડેથી તારીફના વચન સાંભળી તેનો 'ચેફ' માત્ર ખુશીજ નહીં પણ ઘણો

અજબ થઇ ગયો હતો.

ચાર વાગે તેની ઘણો અગાઉનો તે તૈયાર થઇ રહ્યો હતો. તેણે પોતાનો સુટ પસંદ કરવામાં ઘણીજ મેહનત લીધી હતી. તે પસંદ કરવા આગમજ તેણે પોતાનો આખો 'વાર્ડ રોબ' ખાલી કરી ઉપર તળે કરી નાંખ્યો હતો તેનું તેને જરાએ ભાન નહીં હતું અને તૈયાર થઇ રહેવા બાદ એક ખીલતો સુફેદ ગુલાબ લાંબી ડાંખલી સાથનો ખાસ કપાવી મંગાવી તેણે પોતાના કોટનાં બટન-હોલમાં ખોસી લેવાની કાળજી રાખી અને કીધી હતી અને જોકે એ બધી ધધુખર તેણે 'પેલી'ને ખાતરજ કીધી હતી છતાં 'તેને'જ વાસ્તે તે આ બધું કરી રહ્યો હતો તે વિષે તે અજાણજ હતો. તે વળી ઘણો સુંદર તુરો તૈયાર રાખવાની પોતાના બાગબાનને વરદીબી આપવાને ચુકયો નહીં હતો.

"તે બીચારી ફુલોની એટલી શોખીન મને લાગી, ને આમાંનાં કેટલાંક તો તેણે જોયાંબી નહીં હશે" તે વડા બાગબાનના હાથમાંથી તેણે ખાસ તૈયાર કરાવેલો તુરો પોતાના હાથમાં લઇ તે બડબડયો.

પણ એ બધું છતાં હું વાંચનારાંઓને પ્રમાણીકપણે ખાતરી આપું છું કે એ બધું આજે શાને ખાતેર તે કરતો તેનું તેને જરાબી ભાણ ન હતું, કેમકે, પ્યારની બાબદમાં હજી એ આપણો હુમર્ટ તમો વ્હાલાંઓએ જોયું હશે તેમ એક બચ્ચાં જેવો બેખબર અને નિરદોષજ હતો.

સ્કુલનો તે મેળાવડો ખરેખર એક ફત્તેજ પુરવાર થયો, અને તેને માટે આગમજથી મી૦ લત્રેલે તૈયાર કીધેલી ફળવાડીની જગ્યા સદંતર અનુકુળજ માલમ પડી. ત્યાં ખુદરતના કારીગર હાથે બનાવેલો લીલો કુંજર ફરશ, ઇનશાનના હાથે વણેલા કીંમતીમાં કીંમતી ગાલીચાને ટક્કર મારે તેવો હતો. ત્યાં એક ખાસ બેન્ડ બોલાવવામાં આવ્યું હતું અને છોકરાંઓની મોજને ખાતર ઝાડે ઝાડે હીંચકા બાંધવામાં આવ્યા હતા. જુદી જુદી કીસમની રમત ગમતથી થાકતાં આંગોને માટે પેટની પુંજા તો હોવીજ જોઇયે અને તેબી ત્યાં એટલી બધી અને એવી કીસમની

હતી કે દાંત્યા પીરને ચઢાવવાની ભારીમાં ભારી માનતાઓ લઇને આવેલાંઓનીબી રૂચીને તૃપ્ત કરવાને તે પુરતી અને પુરતી કરતાં વધારે હતી. ચાની તેબલોનો તો ત્યાં પાર નહીં હતો અને તૈયાર ચાનાં કપ હાથમાં લઇ દોડતી ફરતી ગોરી ઘટમારી સમકલીઓને જોઇ ચાની તરસ વળી કેટલાકોને (લાપર અનુસ્વાર નહીં, મી૦ પ્રીન્ટર) ઘડી ઘડી લાગ્યા કરતી હતી. તેમાં સૌથી હસ્વા જેવો રકાસ તો તે મોટે ખાંચરેનીઓનો હતો કે જેઓ એવી વખતે જાણે એવા મેળાવડાઓને પોતાની હાજરીથી માત્ર શોભાવવાજ અને તેવા મેળાવડાઓ કરનારને આબરૂ આપવા માટેજ તેઓ ત્યાં આવી છે અને આવે છે એવું સમજતીઓ હતી.

એ બધી ધધુખ્ખર ચાલતી હતી તે વખતે ત્યાં આપણા હુબર્ટનાં આવી પુગવાંએ તે ભેગાં મળેલાંઓમાં એક 'સેનઝેશન' કરી મુક્યું. તે હસ્તે ચ્હેરે નમી નમીને બધાંઓને મળ્યો અને પછી એલીસ લત્રેલની શોધમાં તેણે નજર ફેરવી.

તે તેના બાપ પાસે શરમાઇને ઉભેલી દેખાઇ અને હુબર્ટ દોરબાંધ્યો તે તરફ દોડયો.

"કેમ, મીસ લત્રેલ, તમોને અહીં ખુશ લાગેછ કે?" તેણે પુછ્યું "ઘણો મજેહનો મોહક મેળાવડો છે, ખરૂં કેની?"

"મારી બીહીક જરા જરા ઓછી થાયછ ખરી." તે ઘણા મીઠાસથી બોલી.

"કોણની બીહીક? આય મોટે ઘેરની બાનુંઓની? તે લોક શું તમુને કાંઇ મારવાનાં છે?" હુબર્ટે રમુજથી હીમત આપી.

"પણ એ લોક એટલાં તો ખુબસુરત અને દમામદાર દેખાવનાં છે કે—"

"તમે ત્યારે કોઇ દાહડે આરસીમાં તમારો ચ્હેરો જોયોછ કે?" તેણે હસીને પુછ્યું.

"હાજતો ઘણી વખત" આટલી તેની કૉમ્પ્લીમેન્ટથી નહીં

સમજી તે છોકરીએ જવાબ દીધો.

"ત્યારે ખુબસુરતીને બાહ્યાણે બીહીવાનું કશુંજ નથી. પેલાં કાળા દ્રેસમાં બાઇ આવેલાં છે તે તમે જોયાં કે?"

"હા, તેવણ કોણ?"

"એવણ લેડી ડીલામેન–પેલી જવાન બાનું છે તે લેડી ઇથલ લેંગહામ ને પેલી છોકરીઓ તે મીસ ડગલાસો છે. આવો તમુને હું લેડી ડીલામેન સાથે ઓળખાણ કરાઉં કે તમારી બીહીક ભાગે."

એમ કહી તે બેઉ બાપ દીકરીને હ્યુબર્ટ લેડી ડીલામેન સાથે ઓળખ કરાવવા લઇ ગયો.

એવી વખતે એવાં મોટાંઓ સાથે કેમ વર્તવું અને કેમ કામ લેવું તે તે સ્કુલ માસ્તર કરતાં વધારે કોઇજ જાણતું નહીં હતું. એટલે તે બાપ બેટી બન્નેએ જરા સરખી વાત કરવામાં તે મોટે ઘેરની 'લેડી'નું દીલ જરાવારમાં જીતી લીધું, તેમાં એલીસે તો પોતાના રતાસ મારતા ખુબસુરત ચ્હેરાથી, પોતાની ઓસકભરી રીતભાત અને તેણીને તે 'લેડી'ની હાજરીથી ઉભા થયલી મીઠી મુઝવણથી તે 'લેડી'ને પોતાની તરફ કાયમનીજ ખેંચી લીધી, અને તેથી જરા ઉપર ટપકેની વાત કરી તે લેડી ડીલામેને તેના બાપને રૂખસદ આપી એલીસને પોતાની પાસે જકડી પકડીને રાખી, અને જેટલોવાર એલીસ લેડી ડીલામેન આગળ રહી તેટલો બધોજ વખત હ્યુબર્ટ ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો એબી તે મેળાવડાનું એક બીજું 'સેનઝેશન' હતું.

"મને લાગેછ" લેડી ઇથલ લેંગહામે કોઇના કાનપર પડી કહ્યું "કે જો મી૦ રોથશીલ્ડ સાથે આપણને એ વાત કરવી હોય તો આપણે પેલી ગોરી ગામડયનપર ધરાંપરાં કરવાં જોઇશે."

અને તેઓમાંની કેટલીકે તો આ ઇલાજ અજમાવ્યોબી ખરો અને પરિણામ એ આવ્યું કે તે 'ગોરી ગામડયન' એટલી તો ખુબસુરત સાથે એટલી તો મધુર બોલી અને એટલી તો અદબ અંદાજવાળી પુરવાર

થઇ કે તે બધીઓ પછીથી એકમત થઇ કે તે(એલીસ)ના વર્ગની એકને વાસ્તે તે ખરેખર ઘણીજ ઉંચ તેસ્ટવાળી અને ઉંચી લાયકાત ધરાવનારી છોકરી હતી.

---

## પ્રકરણ ૭ મું.

# "એ વિચારમાંબી પાપ છે."

વિસ વર્ષનો જવાન ઉછળતો હ્યુબર્ટ રોથશીલ્ડ જે ફેશનેબલ સોસાયટીથી અને સુંદર સોહામણી છોકરીઓની નાજોઅદા સામે ઓસ્તવારીથી આટલે સુધી ટકી રહેલો તે, તાપ આગળ માખણ પીગળી તેના રેલા ચાલે તેમ પ્યાર—સાચા પ્યારનાં ખુદાઇ સુખની તલબ કરી રહ્યો હતો એ તેને હંમેશ જોનાર અને તેના સમાગમમાં આવનારાંઓની નજરથી છુપ્યું નહીં હતું.

જીગર અને જીવ એ બેઉની મજાહની જોત તેનાં દિલમાં હમણાં હમણાંજ રોશન થવા પામી હતી, જે એક પ્યારની કાંહાંણીને હુબહુ પેશ આવતી હતી.

તે છોકરી—એલીસ—ખુદ હતીજ એવી અસીલ, એવી નિખાલસ દીલની અને સાદી કે નખરાં કરવાનો સ્વપ્ને વટીક તેને ખ્યાલ હજી થયો ન હતો, પણ, યાદ રાખવું ઘટે છે કે એવી સાદી સોહામણીઓ, બાજે વખત, ભલી નખરાંબાજો કરતાં ઘણી વધારે જોખમ ભરેલી થઇ પડે છે એ બેશક ખરી પુરવાર થયલી બીના છે.

તે તે જવાનની કંપનીમાં એવી પ્રમાણીક મોજ લેતી હતી, અજાણપણે એવા તો ભક્તિભાવથી તેને તે પુંજતી હતી, તે એવી તો ભોળી, એટલી તો ખુબસુરત અને નેક ચલણની હતી કે તેને ચાહવા

સિવાય જાણે કશો ચારોજ તે જવાનને માટે નહીં રહ્યો હતો.

તેણીની સાથની તેની ઓળખને પ્હેલે તબકે તેને તેવો વિચાર કશોજ હતો નહીં; તે તો તેઓનો એક મુરબ્બી હતો અને તે બાપ બેટી તેને આશરે પડેલાં ઓસ્યાળાં હતાં; તે મોટો ઉમરાવજાદો હતો અને તે તો ફકટ એક સ્કુલ માસ્તરની છોકરી હતી; તે તે તરફનો એક મોટો માતબર જવાન હતો અને તે બીચારી એક ગરીબ છોકરી હતી. ત્યારે હવે તે એમજ સુઝમાં રોજ બોલતો હતો કે તેઓ વચ્ચેની ઓળખ કશું ગંભીર રૂપ લેયજ કેમ? તે પોતાના કાકાએ સ્થાપેલી સ્કુલના માસ્તરપર ફરૂટના કરંડ્યા અને મારેલા શીકારો તે મોકળતો રહેતો હતો—ને તેમાં શું થયું? અને કોઇ બીચારીને ચોક્કસ જાતના ગુલાબનો શોખ હોય તો તેવા ગુલાબનો ઝુરો તે ફરૂટના કરંડ્યામાં મુકવાને ચુકતો ન હતો—તો તેમાંથી કાંઇ પાપ હતું? પોતાના તે સ્કુલ માસ્તરને પોતાના મેહેલની લાઇબ્રેરીનો જ્યારે ગમે ત્યારે છુટથી ઉપયોગ કરવાની તેણે રજા આપી હતી અને એક દાહડે, તેણે તેઓને આપેલી કબુલાત મુજબ તે તેઓ—બાપ બેટી—ને પોતાને ત્યાં તેડી ગયો હતો અને તેઓને તે આખો મેહેલ અને નેવરસ્લીની રમણ્ય જગ્યાઓ દેખાડી લાગ્યો હતો, જે મેહેલ અને જે જગ્યાઓ એલીસને તો પરસ્તાનો જેવીજ લાગી હતી. પ્હેલે તો કુદરતની પેદા કીધેલી દુન્યામાં આવીબી કોઇ જગ્યાઓ હોય એમ તે છોકરીએ તો માન્યુંજ નહીં. પોતે રેહેતી તે કરતાં વધારે સારી જગ્યાઓના વિચારો કર્યાં કરતાં તેવી સારી જગ્યાઓના તેને સ્વપ્ના ઘડી ઘડી આવ્યા કરતા હતા, પણ જે જગ્યાઓ હાલ તે જોતી ઉભી હતી તેના કરતાં તે સ્વપ્નામાં તેણીની નજરે પડેલી જગ્યાઓ કોઇ રવેશે બેહેતર નહીં તો નહીંજ પણ ઘણી રીતે તેણીને ઉતરતીજ લાગી હતી.

અને તેણીની જવાન જીંદગીપર એકાયક અને અચાનક ચમકતો થયલો તે માહતાબ જ્યારે હશે ત્યારે એ બધાંનો એકલો અને અચુક માલેક થનાર હતો! તેને થનારા એ ખાકી લાભ થકી તે જરાબી લુભાઇ

નહીં હતી, મગર તેણીને તો ફક્ત તે જવાનની આસપાસ જે મીનોઇ પ્રકાશ પંથરાયલો પોતાની નજરે તે જોતી હતી તેનોજ મોહ હતો.

તે બેઉ બાપ બેટીએ ત્યાં એક સુખી દાહડો ગુજાર્યો. ડાઇનીંગ રૂમમાં તેઓ બધાંએ બપોરનું ખાનું સાથેજ લીધું, અને ત્યારેજી એલીસે પોતાની જવાન જીંદગીમાં પ્હેલાંજ સોના રૂપાંની પ્લેટો અને બીજાં વાસણો જોયાં; જે ફુલો ફળોને તે માત્ર બેહેસ્તનાજ બાગમાં ઉગતાં ધારતી ઉધરી હતી તેઓને તે દીને પોતાની નજરો સામે જોયાં એટલુંજ નહીં પણ તે છોકરીએ તેમને તેસ્ટ વટીક કીધાં. તેણીની સામે ગોયા તેણીએ એક નવીજ દુન્યા ઉઘડેલી દીઠી, અને તેથી તે કોમળ વયની તારૂણીનું જીગર અને જાન કોઇ નવી ઉસ્કેરાયલી લાગણીથી સજાગરૂ થયાં હોય તો તેમાં કાંઇ નવાઇ નહીં હતી; અને તેથીજ હુબર્ટ રોથચીલ્ડને આ દુન્યાનો જીવતો જાગતો અને ફરતો હરતો એક ઇનશાન સમજવાને બદલે એક અકાશી આત્મા તે માનવા લાગી હતી. તે છોકરી તેને એક પ્હેલવાન, એક શાહજાદો, એક રાજાજ જેવો માનતી થઇ કે જેના હાથની આંગળીની માત્ર એક ઇશારતથી બધું અજબ જેવું બનવા પામતું હતું; અને ખરેખર તેમ તે માનતીજ હતી તેથી તે છોકરીનો જવાન જીવ તેની દરેક સાદાઇ અને ભોળાઇથી, તે જવાન જ્યાં જ્યાં પોતાનું કદમ મુકતો, તે કદમ નીચેની ખાકને પુંજતો થયો હતો.

હુબર્ટ રોથચીલ્ડ તમારા વારતા લખનારાઓ કહે છે તેમ માથાંના વાળની ટીચકીથી તે પગનાં તળ્યાં સુધીનો સુધ્ધો અને સાચ્ચો એક ગૃહસ્થ હતો. અલબત તેણે દુન્યામાંની કોઇ કોઇ મુરખાઇમાં ભાગ તો લીધો હશેજ મગર, એકાદ અવિચારી, અપ્રમાણીક કે અનિતીમાન કામ તેને માથે થોકવા જેટલી કોઇની હીંમત કે મગદુર ન હતી, તો તે આદમી ઓરતજાત સાથે દગો રમે? તેને લલચાવી ફસાવે? નહીં, તેની જોડે એકજાન થઇ બેઠેલા એક દોસ્તનું ગજવું તે કાતરે એ માનવું જેમ બેજા છે તેમ એક કાચી વયની કોમળાંગીને તે આડે રસ્તે દોરવી લઇ

જાય તેબી માનવું બેજાજ છે—નહીં તેના જેવાઓને એવાં કામોનો સ્વપ્ને વટીક ખ્યાલ હોતો અને આવતો નથી. એવાં નીચ અને અધમ પાપોને માટે એવાઓ સરજાયલાજ હોતા નથી, અને જેઓ હોય છે તેઓ પોતાને ઇનશાન તરીકે ઓળખાવા અને કહેવાવાને લાયક હોતા નથી. બુરાંમાં બુરૂં પાપ એ છે અને તેનો શ્રાપબી બુરો છે.

પણ, આપણે આપણી મુળ વારતાથી અજાણપણે વેગળા જતા રહ્યા.

હુબર્ટ રોથશીલ્ડને તો એલીસના સંબંધમાં તેથી તેવો કશોજ ખ્યાલ હતોજ નહીં.

પ્યાર એ બોલ તરફ ઘણી શંકાથી જોનારો તે જવાન હતો, કેમકે, તે જે સોસાયટીમાં છુટથી ફરતો હરતો હતો ત્યાં એ પ્યારનાં નામ હેઠળ પસાર થતું ખરૂંબી અને ખોટુંબી તત્વ તેને જોઇ વળવાની તક મળી હતી. અને તેથી પ્યારને નામે ઓળખાતી લાગણીને માટે તેના વિચારો શંકાશીલ બન્યા હોય તેમાં કાંઇ નવાઇ ન હતી, અને તેથીજ આજે ખાસ કરીને તેનો જીવ સુખી અને ખુશાલ કાંય હતો તે તે સમજી શકતો નહીં હતો, અને તેથીજ એલીસ સાથે તે પ્યારમાંજ પડયો જતો હતો તેનું તેને ભાણ નહીં હતું; અને તેવી કોઇ લાગણીના સનસારાની તેને જો જાણબી થતે તો તે ખ્યાલને વાહીયાત સમજી તે હસીજ કાઢતે.

તેને એટલુંબી ભાણ નહીં હતું કે નેવરસ્તે અવારનવાર જવા માટે તે તરેહવાર બાહાંણાં લેતો અને શોધતો ફરતો હતો, અને એલીસને જોયા વગર તેનો એકબી દીવસ જતો નહીં હતો. એટલુંબી તેને અજબ નહીં લાગ્યું કે નેવરસ્તે તરફ ઝાડોની સુંદર ઘટામાંથી પસાર થતાં અધ-વચ્ચે તેને તે છોકરી મળ્યા કરતી હતી અને તેઓ બેઉ ત્યાં થોડેક છેટે વ્હેતાં નાળાંને કીનારે સાથે વાતે બેસી કલાકોના કલાકો તેઓ બેઉ મીઠી ગુફતેગુમાં પસાર કરતાં હતાં.

તેનાંમાં ખામીઓ હતી, અને કયું ઇનશાન માત્ર ખામીથી ખાલી હોય છે? પણ તે એક ગૃહસ્થ હતો અને તેની ઇજત તેને ઘણીજ

વ્હાલી હતી; અને તેથી જો તેને એ ખરી વાતની જાણ થતે, તે એલીસના પ્યારમાં અને એલીસ તેનાં પ્યારમાં રફતે રફતે લીન થતાં જતાં હતાં એ વાતની જો તેને ખબર થતે તો તેપર અટકાવ નાંખવાના ઇલાજ તરીકે તે તે જગાએથી દુરજ નાહસ્તે.

પોતાની લાઇબ્રેરીમાંથી તે તે છોકરીને માટે સારી સારી ચોપડીઓ લઇ આવતો; સુંદર ચિતારો અને કીંમતી ફોટો ગ્રેવ્યોરની તે છોકરીને તે ભેટ કરતો રહેતો હતો; અને તેના સોખન અને તેના વિચારો તે છોકરી સનમુખ એક નવીજ દુન્યા ઉઘાડી રહ્યા હતા, અને ગરીબ બીચારી તે! તે તો તે જવાનને પોતાનું દીલ, પોતાનો જીવ, પોતાનો જાન અને પોતાની હસ્તી વટીક અર્પણ કરી ચુકી હતી; પોતાની દુન્યાની શુરૂઆત તે તેનીથી જોતી હતી અને તેની આખેરીબી તેનીથીજ જોવાની ઉમેદ હૈયે વસાવી તે રહી હતી! અને જો લેડી ડીલામેન એતેફાક વચમાં આવી નહીં ઉભી રહી હતે તો એ મામલો એમનો એમ કહાં સુધી ચાલુ રહેતે તે કહેવાઇ શકાતું નથી.

લેડી ડીલામેન ઘણા સારા સ્વભાવની અને ઘણી માયાળુ અબલા હતી, અને તેને તે સ્કુલ માસ્તરની છોકરીપર કાંઇ અજબ હેત દોડતું હતું. હ્યુબર્ટની તે તરફની વારંવારની મુલાકાતે જે ગપાટાઓને જનમ આપ્યો હતો તે વાત તેણીને કાને પણ આવી ચુકી હતી અને તે વિષે હ્યુબર્ટ આગળ ઇશારો કરવાનું તે અબલાએ પોતાના સારા ખવાસને આધીન થઇ માથે લીધું; અને તેણીને પોતાનો તે વિચાર અમલમાં મેલવા માટે તકબી ઘણી વ્હેલી મળી.

સપટેમ્બરની અધવચ્ચે તેણીને ત્યાં શુટીંગ પારટીનો મોટો મેળાવડો એકઠો થયો, જેમાં હ્યુબર્ટબી હતો, અને સ્કુલને લગતી કાંઇ વાત કરવાને મસે તેણીએ તેને પોતાની આગળ તેડયો, અને તેને પોતાના રૂમમાં લઇને તે ગઇ.

"મી૦ રોથફીલ્ડ" તે ઘણું લાગણીથી બોલી "તમારૂં ભલું વિચારી

તમુને કાંઇ કહેવા માગુંછ, પણ મને વચન આપો કે તમો તેથી ગુસ્સો નહીં કરો."

"લેડી ડીલામેન, મને તમારાં બોલવાનો ગુસ્સો હોયજ નહીં."

"એમ છે, ત્યારે તો મારા પોતાના દીકરા સાથે જેવી ખુલ્લાં દીલથી હું વાત કરૂં તેવીજ રીતે તમારી સાથેબી વાત કરસ."

"તેથી બાનું તમો પ્રત્યેનાં મારાં માનમાં તમે વધારોજ કરશો."

"નેવરસ્તેના સ્કુલ માસ્તર મી૦ લત્રેલની છોકરી છેજ એટલી ખુબસુરત કે તેની તે ખુબસુરતી કોઇનેબી માટે એક છટકાંજ જેવી જયારે હોસે ત્યારે પુરવાર થવાની એમ મને ભય છે."

તેણીની સામે ઉભેલા તે જવાનનો ચ્હેરો શરમથી જોકે લાલ થઇ ગયો, પણ તેની આંખો નીચે ઝુમાઇ પડયાને બદલે તે અબલાના ચ્હેરા સામે એકી ટગરે જોતીજ રહી.

"મેં વળી સાંભળ્યુંછ કે અઠવાડયાંના પાંચ દાહડા તમારો ઘોડો તેની બંગલી આગળ ચરતો ઉભેલો દેખાયછ ને તમે તે છોકરી સાથે કલાકોના કલાકો ગુજારતા રેહોછ."

"હા, એ ખરૂં છે." હ્યુબર્ટ બોલ્યો.

"ઠીક, ત્યારે વ્હાલા મી૦ રોથફીલ્ડ સાચું બોલી ખુલ્લાં દીલથી વાત કરવા આપણે કબુલ થયાંછ, ખરૂં કેની?"

"હા, ખરૂં."

"ત્યારે તમે ત્યાં ઘડી ઘડી કાંય જાવોછ?"

તે સ્હેજ ગુંચવાયો, કેમકે, અમે ઉપર જણાવ્યું તેમ એ સવાલ તો તે જવાને પોતાને વટીક કોઇ દાહડે પુછ્યો ન હતો.

"કાંય જાઉંછ?" તે બોલ્યો "ખરેખર, લેડી ડીલામેન, હું કાંય તહાં જયા કરૂંછ તે હું પોતે નથી જાણતો; મને ત્યાં જવા ગમેછ તેથીજ હોસે."

"બરાબર, અને મારી ખાતરી છે કે તમારી એ વારંવારની મુલા-

કાતથી તે છોકરીનાં પાક અને સાફ નામને તમે કદીબી કશો ઇલજામ લાગવા દેશો નહીં."

"મેં તેવું કશું કીધું નથી" રોથફીલ્ડે મગરૂરીથી જવાબ દીધો.

"બેઅદબી માફ છે, મી○ રોથફીલ્ડ, પણ જાણી જોઇને નહીં તો અજાણપણે, તમે તેવું કરી ચુક્યાછ. લોકો મીસ લત્રેલને વાસ્તે તરેહ-વાર બોલેછ, ને તમે તેની સોબતમાં આટલો આટલો વખત ગુજારોછ તેથી તો તેઓ કોઇ એ છોકરીને કોહું નથી આપતાં."

"ત્યારે તો તે લોકો પોતે પોતાનાંજ કામ ઉપર ધ્યાન આપે તો બેહેતર છે" તે બોલ્યો અને કાંઇક ખીજવાઇને તે બોલ્યો.

"તેમ તો તેઓ કરવાનાંજ નહીં" લેડી ડીલામેને ઘણી વાજબી તકરાર લીધી "ત્યારે સૌથી સરસ ઉપાય તો એજ છે કે એવી ચાવા-ચાવી કરવાની તે લોકને આપણે તકજ નહીં આપવી. જ્યારે એક છોકરીપર એક જવાન આટલું બધું ધ્યાન આપે ત્યારે તેની મતલબ બે થાય."

"તે કયી કયી?" હુબર્ટે પુછ્યું.

"એક તો એકે તે જવાન તેને ચાહેછ અને તેને પોતાની પરણેતર કરવા માંગેછ, યાતો તે લુચ્છો છે અને તેને ફસાવી તે બીચારીનું સત્યા-નાશ વાળવાનો ઇરાદો રાખેછ."

હુબર્ટ તો તે ભડભડ બોલી પણ પ્રમાણીક અબલા સામે સ્તબ્ધ થઇને ઉભોજ રહ્યો.

"તમારી મતલબ એ બેમાંની એકબી નથી એમ ખાતરી સાથે હું માનુંછ, મી○ રોથફીલ્ડ" તે અબલાએ આગળ ચલાવ્યું. "તમારા મોભા અને દરજ્જાને લીધે આવી છોકરી સાથે તમે પરણી શકવાના નથી—એ લગન બંધબેસ્તાં કહેવાયજ નહીં, અને મારી ખુદાના બાર સુધીની ખાતરી છે કે તમે તે છોકરીને ફસાવીને રખડતી કરનાર નથી."

"તમો લેડી ડીલામેન ખરેખર મને ઇનસાફ આપોછ."

"હવે આપણે માટે એમ ધારવું કુદરતીજ છે કે તમો બેઉનાં

દિલના આટલા વારંવારના મેલાપથી તે છોકરી આયંદેહ તમારી ઉપર ઘેલી દેવાની તો થવાનીજ—જો આ કીસમની મુલાકાતો ચાલુ રાખશો તો. ત્યારે જો ચાલુ મુલાકાતો બંધ પાડી તે બીચારીને થતું મોટું નુકશાન અટકાવી શકાતું હોય તો તમે તેમ કરવાને તૈયાર નહીં થશો ?"

તે વળી પાછો લેડી ડીલામેન તરફ એકી ટગરે જોતો ચુપ ઉભો, અને પછી હસીને શેકહેન્ડ માટે તેવણ તરફ હાથ લાંબો કરી તે બોલ્યો—

"મારે તમારો ઉપકાર કેમ વાળવો તેની મને સમજ નથી પડતી. લેડી ડીલામેન, હું ચાહુંછ કે દરેક જવાનની તમારા જેવી એકેક મિત્ર હોય. મેં આય કામ વગર વિચારે કીધું છે, જેને વાસ્તે હું ઘણો દલગીર છેઉં ને શરમાઉંછ, પણ કોઇ રીતે મેં એ વાત વધવા નથી દીધી. તમારી સલાહ હું માથે ચહડાઉંછ, અને સુંદર એલીસનો મારી મારફતે એક વાળબી વાંકો નહીં થશે એવી તમોને ખાતરી આપુંછ."

"હું ધારતી હતી તેવાંજ સેવટપર તમે આયાછ, મી૦ રોથફીલ્ડ. એ છોકરી છેજ એટલી ખુબસુરત અને એટલી ભલી કે તેનો નાશ તો શું પણ તેના સુધ સુફેદ ફ્રોકની તેવી સુધ સુફેદ લેસપર એક ઝીણોબી કાળો ડાઘ લાગવો જોઇતો નથી."

"ના બોલો, લેડી ડીલામેન, એટલુંબી તમે ના બોલો કેમકે એવી એકના સંબંધમાં એવો કોઇ વિચાર લાવવામાંબી પાપ છે. તમારો ઉપકાર માનુંછ, લેડી ડીલામેન ને તમે જોશો કે તમે આટલી મીનીટ મારી સાથે ફોકટ નથી ગુમાવી."

એમ તે બોલ્યો ખરો, પણ તે પછીનો બાકીનો દીવસ તેણે વિચારોમાં લીન બની રહી દુ:ખની તાસવીસમાં કાઢયો. લેડી ડીલામેને આપેલી સલાહ મુજબ અલબત કરવુંજ જોઇયે એમ તો તેણે માન્યું. તેની પોતાની મારફતે નિંદાએ તેણીની તરફનો માર્ગ નહીંજ લેવો જોઇયે, એમબી તેણે માન્યું. પણ, હવે તે બેઉથી નહીં મળાશે ભેટાશે એમ તે છોકરીને કહેવા જવા કરતાં હજારો બલકે લાખો ભયંકાર ભયમાંથી

પસાર થઇ જવાનું તે લાખ દરજ્જે બેહેતર પસંદ કરતે.

## પ્રકરણ ૮ મું.

## "જુદાઇ? ઓ! એ તો એવો બોલ છે કે તે સાંભળીનેજ મને ધ્રુજરાં છુટેછ."

હ્યુબર્ટ રોથફીલ્ડથી જો કાંઇ ખોટું થયું હોય તો તે સુધારવાને તે વાર ન લગાડતો હતો એ તેની આદત ઘણી નેક હતી. તેની વારંવારની નેવરસ્તે ખાતેની મુલાકાતે ઘણી ઉશ્કેરણીભરી ચરચાને જનમ આપ્યો હતો એમ તેની ખાતરી થવા જેટલું તેણે તે દીને પુરતું સાંભળ્યું હતું. જે દોસ્તો સાથે તે શીકારે ગયો હતો તેઓએ તે બાબે કીધેલા ઇસારાથી તે ચેતી ગયો હતો. તેઓ તેને ચીડવતા હતા, તેની મશ્કેરી કરતા હતા અને આવું એક 'પ્રાઇઝ' તે મેળવી જવા માટે તેની તેઓ અદેખાઇ કરતા હતાઃ મગર તે બંદાનું એ બધા કટોકટ વખતે પાપણબી હાલતું ન હતું. તે એવું જડ ડોળ ઘાલી બેઠો હતો કે જાણે તેઓની તાણાજાણી, તેઓની મજાક કે તેઓની અદેખાઇનો સબબ તે સમજીજ નહીં શકતો હોય! કેમકે, તે જાણતો હતો કે એ બધું જો સમજતો તે જણાયો તો તે બીચારીનું નામ બદનામ થયા વગર નથી રહેવાનું.

તેણે ત્યારે એકવાર તેણીને મળવાનો અને મળીને તેણે અજાણપણે તેણીને કેટલું નુકશાન કરવાનો માર્ગ પકડયો હતો તે કહેવાનો અને તે કહીને હવે ભવિષ્યમાં તેનીથી નેવરસ્તે ખાતે ન અવાય અને તેણીને ન મળાય તો તે વિષે તેને દરગુજર કરી મનમાં તેને વાસ્તે કાંઇ ઓછું નહીં લાવવાને અરજ કરવાનો તેણે ઠેડાવ કીધો. તેમ કરવું જોકે તેના જીવપર જબરી કરવા જેવું હતું, છતાં તેમ કીધા સિવાય બીજો છુટકજ

ન હતો. આ એક ચકુનમ તેને ભવિષ્યને માટે ધડો શીખવશે એમ તેણે ધાર્યું. એ મુજબ જોકે તે વિચાર કરી ઉઠયો ખરો, મગર તે આખો દીવસ ઘણો દલગીર રહ્યા કીધો. જાણે જે પ્રકાશ, જે ઝગઝગાટથી દુન્યા ઝલકી રહી હતી તે પ્રકાશ અને તે ઝગઝગાટ હવે ત્યાં તેને મનસે હતો નહીં. સુર્યમાં તેજ અને ફુલોમાંનો મધુર મઘમઘાતબી હવે ક્યાં હતાં? તેને અત્યારથીજ તેની જીંદગી એક ભારી બોજા સમાન લાગવા માંડી હતી.

તે બીજે દીને સહવારે નેવરસ્તે જઇ પ્હોંચ્યો અને હંમેશ કરતો હતો તેમ 'એરન્ડેલ આર્મસ' નામનાં ત્યાંનાં પ્હોંચખાનાંમાં તે જમ્યો. ત્યાં વળી તેને કેટલાક દોસ્તો મળ્યા, જેઓ ત્યાં જમવા અને બીલ્યર્ડના દાવપર હાથ અજમાવવા ઉતરી પડયા હતા, અને વળી તેઓ વચ્ચેબી જે વાતચીત ચાલતી તેણે સાંભળી તે ઉપરથી તો તેણે પકકુંજ માની લીધું હતું કે તેણે લેડી ડીલામેનને આપેલું વચન જેમ બને તેમ જલ્દીજ પાળવાની તે ધારતો હતો તે કરતાં વધારે અગત હતી.

ત્યાં ભેગા મળેલા એકકે એક તેણે હાથ કરેલાં પ્રાઇઝ અને તે બાબદ છુપી રાખવાની તેની અદભુત શક્તિ માટે મુબારકબાદી આપવા લાગ્યા, અને તે વિષે જ્યારે તેણે અજાણપણું બતાવ્યું ત્યારે તેઓએ તેને હસી કાઢયો હતો; અને તેમ કરવા માટે તેઓ સામે તે બખાળ્યો કે તેઓ તેને ચીડવવા પડ્યા, અને તેને પજવવાની તેઓની આ વાહીયાત વળાણથી રોથશીલ્ડ જયારે સબુરી ખોહી બેઠો કે તેના બરડાપર હાથ થોકી તેઓએ તેને ખાતરી આપી કે આવા ગુસ્સા ભરેલા 'મુડ' માં તેને તેઓએ કદી જોયો નહીં હતો અને તે આવા 'મુડ'માં કોઇ વખતબી આવી શકે એમ તેઓ માનતા ન હતા.

ગરીબ બીચારી એલીસ! તે જ્યારે પોતાની આસપાસની કુદરત, ફુલ-ફળ, ઝાડ-પાન અને ચલ્લી-મેના સાથે હસી રમીને ગેલ કરતી પોતાનો સોનેરી વખત પસાર કરતી હતી તે વખતે તે બીચારીને સ્વપ્ને-

બી ખબર નહીં હતી કે તેની નેક ચલણપર ઇનસાફ કરી તેની ઉપર પોતાનું મતબી પસાર કરવા પોતાનું ખાઇ પારકાંની નીંદા કરનાર, પરવારતાંઓ ખાઇ પીને મંડયાં હતાં!

જે કીધા સિવાય છુટક નહીં તે કરવુંજ જોઇયે—અને તેબી તુરતજ કરવું જોઇયે એમ તેણે મનમાં વિચાર્યું: પણ, કમનસીબે જે કામ તેણે કરવાનું હતું તે કામ કરવા માટે સપટેમ્બરના એક દિવસની રળ્યામણી સાંજ તેણે પસંદ કીધી.

હવે તે નેવરસ્તે કોઇ દીને જશેબી નહીં અને તેણીનાં ઘર આગળ તેનો ઘોડો ચરતો દેખાશેબી નહીં. કુદરતનું કરતું એવું થયું કે જે વખતે તે પેલા ઘટાદાર રસ્તેથી પસાર થઇ જતો હતો તે વખતે ખુરશેદનાં થાકેલાં કિરણ થોડાક કલાકની આસાયશ લેવા પશ્ચિમમાં ગયબ થવાની તૈયારી કરતાં હતાં; તે વખતની હવા ખરતાં પાંદડાં અને ફુલોના સોડમથી મધમઘી રહી હતી; અને મોટાં ઝાડોમાંથી ખરી પડેલાં લાલ ટેટાંથી આસપાસની ઝાડીઓ લાલ સુર્ખ બની રહી હતી; જમીનપર લીલાં ઘાસોનો ગાલીચો બીછાઇ રહ્યો હતો; અને પંખીઓ પોતાના પેદા કરનારની શુક્ર ગુજારીમાં સાંજની બંદગીનું ગાણું લલકારતાં પોતાના માળા તરફ ઉડી જતાં હતાં—બાકી તે સિવાય ગોયા આખી જગતની જમીનપર શાંત ચુપકીદી પંથરાઇ રહી હતી.

વળી એ એક બીજી કમનસીબી હતી કે એલીસ ત્યાં નાળાંને કીનારેજ બેઠેલી તેની નજરે પડી, જે તેને જોઇને હરણીની ચપળતાથી ઉછળીને ઉભી થઇ.

"ઓ, મી૦ રોથચીલ્ડ," તે બોલી "તમુને જોઇને હું એટલી તો ખુશી થઇછ; હું તો જાણું કે તમે કેંડે બાહારગામ સીધાર્યા હશો."

તમારે યાદ રાખવું જોઇયે કે હાલ આપણો હુબર્ટ બધા નેકજ વિચારો લઇને ત્યાં આવ્યો હતો; તે છતાં તમારે એબી યાદ રાખવાની જરૂર છે કે આખેર કરેને તે એક ઇનશાનજ હતો, અને

ખાસ કરીને આજે એલીસની આંખોમાંનાં પ્રકાશે તેનાં હૈયાંને આરપાર વિંધી નાંખ્યું.

"હું બાહારગામ ગીયો હોવસ એમ તમારે ધારવાનો કાંઇ સબબ?" તેણે પુછ્યું:

"મેં આખા ત્રણ દાહડા થયા તમોને જોયાજ નહીં" તે બોલી અને તુરત તેનો ચ્હેરો લાલ સોખ્ખ બની રહ્યો "ત્રણ આખા દાહડા, સમજ્યા? ને ખોદા કરેને એવા બીજા ત્રણ દાહડા ફરીથી નહીં આવે. મને તો તે દરમ્યાનમાં એવુંજ કાંઇ લાગું કે જમીને અને આસ્માને સંપ કરીને શોકનો કાળો પોપાક પ્હેર્યોછ!"

હવે હુબર્ટ બીચારો શું જવાબ કરે? તે છોકરી તેની આગળ એક બચ્ચાં જેવી નિરદોષ પુરવાર થઇ હતી. જેમ એક પંખી પોતાનાં મીઠાં મધુર ગાણાંનો અર્થ ન સમજે તેમ તે ભોળી ભાળી કોમળાંગી પોતાનાં તે બોલવાનો પુરેપુરો અર્થ પોતેજ નહીં સમજી હતી.

"ચાલો એલીસ આપણે બેસ્યે ને નિરાંતે વાત કર્યે" તે બોલ્યો.

તેઓ બન્ને એક રમણ્ય ખુણું શોધી મજેહથી ત્યાં ગોઠવાયાં. તે નાળું બચ્ચાંના જેવો પટપટારો કરી તેઓના પગ આગળથીજ વ્હેતું દોડતું હતું. તે છોકરીનો ચ્હેરો એ વખતે એવાં તો સુખ અને એવી તો ખુશાલીથી ખીલી રહ્યો હતો કે તેનીથી જોયો જોવાયો નહીં, અને તેણીનું તેજ સુખ અને તેજ ખુશી આજે તે એક તડાકે ઉડારી નાંખવા તે તેણીની આગળ આવ્યો હતો તે વિચારે તેને ઘણો દુઃખી બનાવ્યો.

"હું તો જાણું કે તમે મને મળ્યા વગરજ કેઠે ચાલી ગીયા" એલીસ તેની તરફ જોઇ મીઠાસથી હસીને બોલી. "ને તોબી મારાં મનમાં તો હું સમજી કે તમે એટલા તો ભલા ને માયાળુ છેવો કે તમે તેમ કરોજ નહીં."

"બરાબર છે" તે બેદરકારીની તજવીજ કરી બોલ્યો "આપણને જ્યારે આટલી પીછાણજ પડીછ તો એમ એકાયક અચાનક કેઠે નાહસી

જવાનું મને કાંઇ કારણ?"

તે છોકરીએ તેની તરફ કાળજીભરી નજરે જોયું.

"મને જરા કામ હતું" તેની તે કાકલુદીભરી આંખો જોઇ તેનીથી તેણીને શાંત પાડનારો કાંઇ જવાબ આપ્યા વગર તેનો છુટક રહ્યો નહીં. અને ખરેખર, એટલો ઉડાવનારોબી જવાબ તે છોકરીને મળતાંજ તેના ચ્હેરાપર ચઢી આવેલું વાદળ વિખરાઇ જઇ તે પાછો ખુશીથી ખીલી રહ્યો.

"મનેબી એમજ લાગ્યું કે તમોને એમ ગેરહાજર રહેવાનું કાંઇબી મોતેબર કારણ હોસેજ, બાકી તમે એમ ઘાટકી તો કદી બનોજ નહીં. હું કેવી ઉમેદ કરૂંછ કે હવેથી તમોને કામમાં એટલું બધું રોકાવાનું થાયજ નહીં! તમુને જોયા નહીં તે જાણે હું આય નહીં ને કોઇ બીજી દુન્યામાં વસ્તી હોઉં તેમ મને અરજું અરજું લાગ્યા કીધું. મને તો એમજ લાગેછ કે સુરજનાં તડકાંને ખુશનુમા બનાવવાનું અને પંખીઓને ગાતાં કરવાનું તમારામાં કાંઇ જાદુજ છે, કેમકે, મેં તમુને જોયાછ ત્યારથી મને બધું વધુ પ્રકાશીત અને વધુ મીહાસ ભરેલુંજ લાગેછ."

"ખરેખર, એલીસ? ત્યારે તે જાણી હું વધતો ને વધતો ખુશી છેઉં."

પણ ત્યારે હવે જે મતલબસર તે આવ્યો હતો તે વાતની તો હજી શુરૂઆત થતી ન હતી. ખુદા કરેને તે છોકરી જરા તેની તરફથી નજર ફેરવીને બેસે એમ તેણે ચાહ્યું, કેમકે તોજ જે વાત તે છેડનાર હતો તે છેડવાની તેને હીંમત આવે એમ તેણે ધાર્યું. પણ તે ખુબસુરત ચ્હેરો અને મીઠી મધુર આંખો તેની તરફજ ફરીને ઠડી રહ્યાં હતાં.

"ઘણું અજબ જેવું" તે છોકરીએ પોતાનો મધ જેવો મીઠો પટપટારો ચાલુજ રાખ્યો "કે જો હું કાંઇ ચોપડીમાંની બાબદ વાંચુંછ તો તે તમેબી વાંચોછ ત્યારેજ તેમાંની સમજણ મને સંપૂર્ણ માલમ પડેછ, ને આખો દાહડો ફલાણાંને વાસ્તે તમે શું ધારશો ને ફલાણી ચીજને માટે તમારૂં મત શું હોસે એવોજ ધખારો મારાં મગજમાં હરઘડી ને હરપલ થયા કરેછ."

અરે ખુદા! તે ગુલાબી રસદાર હોઠ એક જરા પટપટતા બંધ થાય! પોતે વાતજ કેમ શુરૂ કરે તેનો તેને તો મોટો વિચાર પડી ગયો.

"મને તો ખબર નહીં કે ઇનશાનની જીંદગીબી આટલી સુખવાસી અને ખુશીથી ભરેલી હોઇ શકે" તે છોકરીએ બોલવું ચાલુજ રાખ્યું. "મેં બેહેસ્તને વાસ્તે તો ઘણું વાંચ્યુંછ, ને તેથી મને લાગેછ કે હું ઘણી ખરાબ ને પાપી હોવી જોઇયે કેમકે આય દુન્યાનેજ જાણે હું બેહેશ્ત સમજી રેહીછ."

"માત્ર ફરક એટલોજ" તે બોલ્યો "કે તે જહાંન દુઃખબી નથી ને જુદાઇબી ત્યાં હોતી નથી."

"**જુદાઈ?**" તે બોલી ને તે બોલતી વખતે કમકમી હોય તેમ તેને લાગ્યું "ઓ! એ તો એવો બોલ છે કે તે સાંભળીનેજ મને ધ્રુજરાં છુટેછ. મને તો કોઇથી જુદું પડવાનું હોય તો હું તો મરીજ જતી રેહુ!"

હુબર્ટ તો આ સાંભળી ફાટીજ ગયો.

"આય નાળું કેવો મજેહનો રાગ વજાડેછ, તમોને એ ગાતું દોડેછ તે સંભળાયછ? જાણે એ રાહપર બોલો ગુંથીને હું એક ગીત બનાઉં એવું મને થાયછ."

"તમેબી ત્યારે મનતરંગી છેવો એલીસ."

"ને મને તેવી કોણે બનાવી? તમેજ" તે હસીને બોલી "મને એમજ લાગેછ કે મારી જીંદગીમાં જે બધું સારૂં, જે બધું રમણીક, જે બધું સુખવાસી, જે બધું ખુશી ભરેલું તે જોવા જાણવા ને સમજવા તમેજ મને શીખવ્યું."

હવે તેણે જોયું કે જે તે કહેવા આવ્યો હતો તે કહેવાની અહીં તેને અચ્છી તક મળી હતી.

"આપણે બેઉ એકમેકના સહવાસમાં ઘણાં રહ્યાંછ, અને એમ આપણે કેટલાં બધાં સાથે રેહ્યાંછ તેનો હું આજેજ વિચાર કરતો હતો અને અજબ થતો હતો."

"હા, પણ તેમાં અજબ શાનું થવાનું? મને તો એમાં કાંઇજ અજબ થવા જેવું લાગતું નથી. મેં તો તે વખતનો એકકે એક કલાક ગણ્યોછ ને યાદ રાખ્યોછ, ને તમે કેહો તો તે દરેક કલાકમાં આપણા વચ્ચે શું શું વાત થઇછ તે કેહી જાઉં."

"એલીસ" તે બોલ્યો "આજે તમારી સાથે હું તો કાંઇ જુદીજ વાત કરવા આયોછ. તે વાત કાંઇ એટલી બધી ખુશી ભરેલી નથી, ને તે વાત કરવાનું આજે મને કારણ મળ્યુંછ તેને વાસ્તે હું પોતેજ ઠપકાને લાયક છેઉં; મને લાગેછ કે અજાણતાં મેં તમુને એક કીસમે નુકશાન પ્હોંચાડયુંછ."

તે છોકરી વાંકી થઇ પોતાની આંખો સામે તેની આંખો મેળવી તેના ચ્હેરા તરફ એકી ટગરે જોતી બેઠી.

"**તમે** નુકશાન પુગાયુંછ, **મને**? હું નહીં માનતી. એમ બનેજ કેમ?"

તેની ગુચવણ ઓછી થવાને બદલે સામી વધતીજ ચાલી. તે તેને કયી ઝબાંએ કહે કે બુરાં લોકો તેને માટે બુરૂં બોલે છે? અરેરે, જંગલોમાં ઉગતાં કમળફુલ તે છોકરીનાં હૈયાં કરતાં વધુ સુફેદ, વધુ નિખાલસ અને વધુ સાફ ઉગતાં નથી ને કોઇ કાળે ઉગવાનાં નથી. તે છોકરીનાં તન બદનની આસપાસ એવો મીનોઇ પ્રકાશ હતો કે તે તોડીને તેણીને ખાકી તત્વ તે દેખાડવાની કેમ હીંમત કરે? તેણે ખરાં જીગરથી ચાહ્યું કે તે બુરૂં બોલનારાં દરેકને ખુદાએ જીભજ નહીં આપી હતે!

"તમોને એ બધું હું કેમ સમજાવીને કેહું તેની મને સમજ નથી પડતી, એલીસ, પણ, તમારે ત્યાંની મારી વારંવારની મુલાકાતને વાસ્તે લોક ટીકા કરેછ."

"કોણ લોકો? પેલી સુંદર પોશાકમાં સજ થયલીઓ કે?" તેણે જરાક હસીને પુછ્યું.

"ખાસ કરીને તે લોકોજ નહીં" તે બોલ્યો અને ત્યાં તેની સન-

મુખ લેડી ડીલામેનનો આકાર તેને સમજાવતી ધપે રજુ થયો.

"ત્યારે તે લોક કોણ છે, મી૦ રોથશીલ્ડ? તે લોક શું બોલેછ?"

"મને લાગેછ કે આપણા બેની વચ્ચે અહીંનાં લગભગ બધાંજ લોકોએ વધતી ઓછી પોતાની મુંડી બેસીછ" તે બોલ્યો "તેમાં મરદોબી છે ને ઓરતોબી છે."

"પણ તે લોક શું કહેછ તે તમે મને નહીં કેહો?" તે છોકરી વસવસાથી હેરાન થતી હોય તેમ આરજુ કરતી બોલી.

"ને જે તે લોક કહેછ તે મને ભય છે કે લગભગ ખરૂં છે" તે બોલ્યો "તે વાતે મને મારે ખાતર નહીં પણ તમારે ખાતર ઘણો દુઃખી બનાવ્યોછ."

"**મારે** ખાતર, મી૦ રોથશીલ્ડ!" તે ફીક્કી પડી જઇ બોલી "ત્યારે એવું તે શું છે?"

હવે તેને કહ્યા સિવાય તેનો છુટક નહીં હતો.

"લોક, કહેછ, એલીસ, કે તમુને મળવા ઘડી ઘડી હું આઉંછ તેમાં ખોટું કરૂંછ. ખુદા ખાતર, એલીસ તમે એટલાં ધ્રુજોછ શાનાં, એટલાં ફીક્કાં શાનાં પડી જાઓછ? મારાં મનમાં બુરી વાસના કદીજ ન હતી. તમારી કમ્પની મને ગમતી'તી; તમારી ખુબસુરતી, તમારૂં સાફ સ્વચ્છ દીલ, તમારૂં રંગરૂપ, તમારૂં નિખાલસપણું મને મજાહ આપી રહ્યાં હતાં, અને આપસ્વાર્થીની માફક મારી એ મજાહ જુઠા ગપાટા અને નીંદાને જનમ આપશે તેનો વિચાર કર્યા વગર મેં મુરખ જેવાએ એ મજાહ ભોગવવી ચાલુજ રાખી."

તે ઘણીજ નરમાશથી, જાણે પોતાની એ ચાલને માટે તે પસ્તાતો હોય એ ઢબે બોલતો હતો અને તેણીને જવાબ આપવાની તક આપ્યા વગર તે બોલતોજ રહ્યો.

"એ માટે હું દલગીર છેઉં, કેટલો દલગીર છેઉં તે હું તમારી આગળ એલીસ વિસ્તારીને કેહી શકતો નથી. જે કારણે તે નિંદાને જનમ

આપ્યોછ તે કારણ નિરમુળ થશે કે તે નિંદાબી નાબુદ થશે; અને એલીસ જોકે આપણે આપણી દોસ્તી તોડવાનું આપણને કાંઇજ કારણ નથી છતાં હવે આપણી બેઉની એ સુખવાસી મુલાકાતો આપણને બંધજ કરવી પડશે."

તેને કશોજ જવાબ મળ્યો નહીં. તેની પાસે બેઠેલી એલીસનું તન બદન તેને જરા હીલતું જણાયું અને તે ગરીબ છોકરી તેના પગની પાસે ફેન્ટ મારી જઇ ઢગલો થઇને પડી હતી એમ તેણે જોયું અને તે પ્રાટીજ ગયો એમ કહીશું તો તે જવાને જે અચાનક ફાળ ખાધી હતી તેને ઘણાંજ નબળાં રૂપમાં વર્ણવેલી કહેવાશે.

---

## પ્રકરણ ૯ મું.

## "મારે મનસે એલીસ તું છે તો દુન્યા છે!"

તે અચાનક ઓચીંતી બીહીકનો માર્યો હ્હરીજ ગયો. તેની ગોયા અક્કલજ ગુમ થઇ ગઇ. તેણે ઝટ વાંકોવળી પોતાના પગ પાસે ઝુમી પડેલા આકારને પોતાના હાથોમાં ઉંચકી લીધો. તે મીઠો મધુર ચ્હેરો એટલો તો સુફેદ મારી ગયો હતો, અને તે છોકરીના હાથો એટલા તો ઠંડા બરફ જેવા હતા કે તેણે તેની બીહીકની પ્હેલી હરોલમાં તો એમજ ફાળ ખાધી કે તે બીચારી ફુલગુઝારજ થઇ હતી!

એક નાનાં બચ્ચાંને માયાથી હાથમાં લઇયે તેમ તેણે તે છોકરીના બેશુદ્ધ આકારને હાથમાં પકડી તેને બોલાવવાની ઘણીજ તજવીજ કીધી, પણ તેનું કાંઇજ વળ્યું નહીં, ત્યારે તેને પોતાની છાટીસે ઘણાંજ હેતથી દાબી તેના હોઠપર એક કીસ લીધી, પણ તેથીબી તે છોકરી તો હુસ્યારીમાં આવીજ નહીં અને તેનો ગભરાટ વધી ગયો.

"એલીસ! એલીસ, મારાં જીગર!" તે બુમ પાડી ઉઠયો "મને તે કેટલા જોરાવર પ્યારથી ચાહતી હોવી જોઇયે! એલીસ! તું સાંભળેછ કે? મારી ગમ જો વ્હાલી; તું ધારેછ તેટલો તારી તરફ ઘાટકી થવાની મારી મતલબ હતીજ નહીં."

યા ખુદા, તે તેના હાથમાં કેટલી ખુબસુરત અને સોહામણી લાગતી હતી! આંખનાં તેનાં સુફેદ ટોપચાં—અને તે બચ્ચાં જેવો નિરદોષ મોંઢો ચ્હેરો! ને તે ગરીબ બીચારી તેને કેવા અગાધ અમાપ પ્યારથી ચાહતી હોવી જોઇયે, કે તેનીથી છુટી પડવાના ખ્યાલે માત્ર તે મરેહાલ બેશુદ્ધ થઇ ગઇ હતી!

"એલીસ!" તે પાછો બોલ્યો "મારી ગમ જોની ડારલીંગ. મને કાંય ગભરાવેછ?"

અને અંતે આજુજી અને વ્હાલના આ બોલો ઘડીભરનાં તે સ્હુન મારી ગયેલાં મગજપર કાંઇ સારી અસર નીપજાવી શકયા. તે છોકરીએ પોતાની આંખો ઉંઘાડી જોયું તો પોતાને તેણે તે જવાનની છાટીની લગોલગ દબાઇ ચંપાઇને પડેલી જોઇ અને ઝટ તેના ચ્હેરાનો ફીકાસ ઉડી જઇ તેની જગ્યા પુરવા માટે ત્યાં આસપાસ ઉગેલા ગુલાબોએ ગોયા એકસંપ કરી પોતપોતાનો રંગ તેણીને ઉછીકો આપ્યો હોય તેવો તે ચ્હેરો ગુલાબી ગુલાબી થઇ રહ્યો.

"એલીસ," તે બોલ્યો "તેં તો મને ગભરાવીને મારીજ નાંખ્યો!"

"ખરેખર?" તે બોલી "મને યાદ છે—તમે મને કેહ્યું કે તમે મને છોડી જવાના છેવો, ત્યારે તો મને તમારા હાથમાંથી નીચે જમીનપર મુકી દેવો કે આસાનીથી હું મરૂં. નહીં, હું કાંઇ ગુસ્સે નથી. જેમ તમે મારા સંબંધમાં વગર વિચારે કામ લીધેલું જણાવોછ, તેમ મેંબી તમારા સંબંધમાં કામ લેતાં વિચાર નથી રાખ્યો; પણ, એ બધું લાગતું 'તુંજ એવું મજાહતું! તેથી કેહુંછ કે એ ગઇ મજાહના ખ્યાલ સાથે મને મરવાજ દેવો. હું જાણુંછ કે મારી આગળથી તમારે ચાલી

જવુંજ જોઇયે, આપણે છુટાં પડવુંજ જોઇયે, પણ તેમ તમે કરો તે આગમજ મારી ઉપર એક દયા કરો અને તે એકે મને મરવા દેવો."

"નહીં, એલીસ!" તે બોલી ઉઠ્યો. તે તેણીની ભોળાઇ, સાદાઇ, તેને માટેના અગાધ પ્યાર અને તેણીની નજાકતથી તે ભેદ ગયો હતો "વ્હાલી, તુંને હું નથી છોડવાનો: મોત નહીં પણ પ્યાર અને જીંદગીની તુંને તો હવે જરૂર છે."

તે હરણીની ચપળતાથી તેના હાથમાંથી કુદીને ઉતરી પડી અને નીચે જમીનપર હાથનો ટેકો લઇ કોરવંકી સુતી, પણ પછી પોતાનું ફુલ જેવું માથું ઘાસોમાં છુપાવી તે ડુસ્કે ડુસ્કે રડી પડી. તે એટલી તો ઝાર ઝાર રડી કે અંતે તેનીથી તે છોકરીનો એ હાલ જોવાઇ શકાયો નહીં.

તે ઝટ તેની બાજુમાં ગુંહણ મરડયે બેઠો. આંસુથી તે હાર્યો હતો; અને આંસુથી હારનાર એ કાંઇ પ્હેલોજ મર્દ નહીં હતો.

"એલીસ" તે બોલ્યો "મારીથી તારો આય કકળાટ દેખી નહીં શકાતો; દુન્યા ગમે તે બોલે ને કહે પણ તારૂં આય દુઃખ મારાથી જોયું જોવાતું નથી."

એમ બોલી તેણીની નાજુક ડોક તેણે ઉંચકી પોતાની તરફ ફેરવી તો તેપર તેણે જે નીરાશી અને નાસીપાસીનો નેહેસ્ત છાપ ત્યાં જોયો તેથી તેનું જીગર ચીરાઇ ફસાઇ ગયું અને તે છાપ તેનાં મગજપર તેની જીંદગીના છેડા સુધી તે પછીથી કાયમ રહી ગયો.

"નહીં હું સમજુંછ" તે બોલી "તમારે મારીથી જુદું થવુંજ જોઇયે. ખરેખર હુંબી કેવી આંધળી ને દેવાની હોવસ. હું ભુલીજ ગેઇ—તમારી સોબતમાં આય જગ્યા એક બેહેસ્ત જેવી હતી, પણ એ વાત તો હું ભુલીજ ગેઇ કે કહાં તમે મોટા લૉર્ડ સાહેબ ને કહાં હું ગરીબીમાં ટળવતી એક કમતાકત અને કમતાલે છોકરી! મારી ઘેલચ્છાએ તમારો વિચાર મારી પાસે કરાવ્યા કીધો ત્યારે એ વાતનું તો મને ધ્યાનજ નહીં રહ્યું હતું.

"એલીસ, એલીસ! મારૂં સાંભળ."

"નહીં" તે બોલી અને તેની સામેથી પોતાનું મોંહ ફેરવી નાંખી તે કોમળાંગી ઉભી. "નહીં, તમારૂં મારીથી હવે કાંઇજ સંભળાય નહીં. તમારે જવું અને મારે હવે મરવુંજ જોઇયે. તમારા વગર મારીથી જીવાવાનું નથી. તે મારી અસલી જીંદગી જેમાં તમારો કશો ભાગ નહીં તે જીંદગીએ મારીથી જીવાવાનું નથી. ખુદા મને મદદ કરે! મારીથી નથીજ જીવાવાનું. મી૦ રોથચીલ્ડ, હમણાં હવે તમે મને છોડીને જશો કે સહવારની રોશનીમાં હું મુવેલી પડેલી હોવસ."

"પણ એલીસ તારે મરવાનું કાંઇજ કારણ નથી."

"મરવા સિવાય મારે માટે બાકી ચાહવાનું રહ્યુંછેજ શું? તમુને હું કાંઇજ ઠપકો આપતી નથી. તમારી સામે ઠપકાનો સોખન હું કાઢું તે અગાઉ મારા હોઠને બાળીને હું ભસમ કરી નાંખસ. તેઓની મગદુર શું કે તમારે વાસ્તે એ હોઠો કાંઇ બોલે? તેઓને તેમ કરવાનું કારણજ શું? મારીપર તમારી માયા ઘણીજ હતી. તમારા ચ્હેરાની રોશની મારી જીવનશકતી હતી; ને તમારો ને તમારોજ વિચાર મેં કર્યા કીધો એ મારી નબળાઇ ને મુરખાઇને લીધે હતું. એ મારોજ વાંક થયો ને તેનો દંડ આપવા હું તૈયાર છેઉં. પણ તમે એમ કેહો કે હું મારી અસલ જીંદગીએ જીવતી રેહુ, મારે મકાને પાછી જાઉં, મારા પપાના પ્યારમાં પળોતાટી રેહું—એ બધું મારીથી નહીંજ બને તેવું છે."

"ત્યારે તું કરશે શું, એલીસ?" તેણે પુછ્યું.

"હું મોતની પછવાડે તેની તલબ કરતી ભમસ ને તેને શોધી કાઢીને મેળવસ!" તે ઘણાજ કડવાસથી હસીને બોલી "તમારી તરફની જો કોઇબી ભેટ તુચ્છકારવા લાયક હોય તો તે જીંદગી છે. તમારી તરફથી એ હું કદી કબુલ રાખવાની નથી."

અને રખે તે એટલું બોલી તેની આગળથી તે નાહસી જાય કરીને તેણે તેની આસપાસ પોતાના હાથો વિંટાળી તેને પકડી રાખી. એ વખતે

જેવી તે છોકરી તેને ખુબસુરત લાગી તેવી તેને તેણે કોઇ વખત જોઇ નહીં હતી. તેની આંખોનાં પાંપણપર આંસુનાં ટીંગાઇ રહેલાં મોતી જેવાં ટીપાં, તેની આંખોમાં પ્રગટી રહેલો પ્રકાશ, તેના ધ્રુજતા લાલ હોઠ અને દુઃખોથી ભરેલી લાગણીવાળો તેનો ગોરો ઘટમદાર ચ્હેરો, એ બધું એક સાધુથી તેનું સંત છોડવનારૂં મિશ્રણ અચરતીની લાગણી સાથે જોતો તે દિગમુઢ થઇને ઉભો.

બાદ, તે પોતાના જીવથી વિખુટી પડી જમીનપર પડી હોય તો તે કેવી લાગે તેનો તેને વિચાર આવ્યો અને આખે આંગે તે ધ્રુજ્યો.

"એલીસ!" તે બોલ્યો "મારી ડારલીંગ હવે તુંને કદીબી હું છોડવાનો નથી. દુન્યા જે ગમે તે બોલે, હું તો તુંને કદીબી એકલી છોડી જનાર નથી."

તેણે ચોંકીને તેની તરફ જોયું અને તેની આંખોમાં કોઇ અણદીઠ ખુશાલીનો ચમકાર ચમકી રહ્યો.

"તમે મને કદીબી નહીં છોડશો?" તે બોલી "ઓ મી૦ રોથ-ફીલ્ડ, તમે ખરૂંજ કેહોછ કે તમે મને નહીંજ છોડશો?"

"નહીં, કદીબી નહીં છોડસ" તે બોલ્યો "મેં કેહ્યું કેની કે દુન્યા ગમે તે બોલે ને ગમે તેટલી અફાળઝીક કરે પણ હું તુંને નથી છોડ-વાનો. એલીસ—એલીસ—તુંને હું ચાહુંછ વ્હાલી, ને જીંદગીમાં કોઇની મગદુર નથી કે આપણને છુટાં કરે."

"તમે **મને** ચાહોછ?" તે છોકરીનાં જાણે માન્યામાં તે વાત નહીં આવતી હોય તેમ ખાતરી કરવા તે બોલી.

"ખચીતજ, તુંનેજ હું ચાહુંછ" તેની તરફ તે વાંકાવળીને બોલ્યો "હું દુન્યાનું ડાહાપણ ડોળવા ગયો; જાય હવે જહાન્નમમાં એ બધું ડાહાપણ અને સ્યાણપણ—મને તેમાંનું એકે જોઇતું નથી. તુંનેજ હું ચાહુંછ એલીસ ને તારીજ સાથે હું પરણસ."

"તમે મારી સાથે પરણસો?" તે લગભગ જાણે પોતાનાં મનસે

બોલતી હોય તેમ બડબડી અને કાંઇ મોટા વિચારમાં પડી હોય તેમ તે થોભી.

"હું તમારી પરણેતર, મી૦ રોથરીલ્ડ?" તે ફરીથી હવે મોટે બોલી "ઓ તમે કેવા ભલા ને કેવા અમીરી ખવાસના છેવો! મારા પ્રત્યેના તમારા આય પ્યારનો બદલો હું તમારેજ વાસ્તે જીવી, તમારીજ ઉપર સદકે થઇને મરસ તોબી વળી શકશે કે? ઓ, તમારી પરણેતર થવાને જ્યાં ભલી શેહેનશાહજાદી મગરૂર થાંય ને રહે ત્યાં મારા જેવી ગરીબ-ડીની શું બીસાદ?"

"મારે મનસે એલીસ તું છે તો દુન્યા છે!" તે બોલ્યો. તેના કાકાની ચેતવણી આજે તેને હૈયે હતી નહીં. તે ફકત એટલું જાણતો હતો કે સૌથી સોહામણી, સૌથી નિખાલસ દિલની છોકરીએ તેને પોતાનું દિલ અર્પણ કીધું હતું.

હવે તેઓ બેઉની નજર નેવરસ્તેની આસપાસ કુદરતી રચના તરફ હતી નહીં; તે દોડતાં વ્હેતાં નાળાંનો અવાજ તેઓને કાને આવતો હતો નહીં; રાતના ઓહામાં સરતી જતી સાંજ તેઓપર પોતાના ઠંડા આશિષ ઉતારી રહી હતી; દુ:ખ અને દલગીરીના વિચારો, દુન્યાની તેઓની તરફની તોછડાઇ અને મજાક, લૉર્ડ એરન્ડેલની શીખામણ એ બધું હાલ ભુલાઇને હવામાં ઉડી ગયું હતું; બસ જે તેઓને હાલ માલમ હતું તે એટલુંજ કે તેઓ એકમેકને ચાહતાં હતાં, એકમેકના સહવાસ અને એકમેકની સોબતમાં સુખી હતાં, અને તેઓને એકમેકથી છુટાં કરવાની કોઇની મગદુર કે હીંમત હતી નહીં; અને તે બેઉની એ સુખી સમાધી-માંથી ઠંડા નીકળેલા પવને અને વધુ અંધારી થતી જતી રાતે તેઓને સજાગૃ કરી હુસ્યાર કીધાં.

"ડારલીંગ એલીસ" તે બોલ્યો "હવે તું ઘેરે સીધાર, કેમકે, જમાના સુધી કાંઇ અહીં મારીથી ઉભું રહેવાવાનું છે?" એમ બોલી તેણે તે છોકરીને પોતાનો હાથ આપ્યો અને તે તેણીએ લીધો.

"હવે તો ડીયર તારે તારી બેવડી સંભાળ લેવાની જરૂર છે"

તે બોલ્યો "કેમકે તું હવે મારી છે."

તે બન્નેએ એલીસનાં ઘર તરફનો રસ્તો લીધો.

તેઓ ઘર આગળ આવી પુગતાં, હુબર્ટ તે છોકરી તરફ ફરી બોલ્યો—

"એલીસ, મારા કાકાજી તરફથી એ વિષેની બાહાલી મેળવું ત્યાં સુધી આપણી વચ્ચેનો આય ભરમં તું જાળવી રાખશે?"

એલીસે તેની બાજુને જારતી વળગી પડી પુછ્યું—

"તમારા કાકાજી ગુસ્સે થશે કે?–એવણ તમુને મારીથી છુટા કરવાની તો તજવીજ નહીં કરે?"

"મારા કાકા એક વિચીત્ર આદમી છે અને આપણા વચ્ચેનું આય સાટું એવણ કેવી રીતે લેશે ને સમજશે તે હું કાંઇજ કહી શકતો નથી." હુબર્ટ જરા ગુચવાઇને, છતાં હસતો ચ્હેરો રાખી, બોલ્યો "પણ એલીસ તું મારી આય અરજ કબુલ કરશે કે? મારા કાકાનો વિચાર શું છે તે હું તુંને જણાઉં તેટલાં બ્હાલી આય વાત છુપીજ રાખજે."

તેણે તેમ કરવાનું તે જવાનને વચન આપ્યું અને તેના અવેજમાં જાણે તે જવાને તે છોકરીનો મીઠો ચ્હેરો પોતાના બન્ને હાથોએ પોતાના હોઠ સુધી ઉંચકી તેના હોઠપર એક મીઠી કીસ લીધી.

અને આવો સુખી પ્યાર તેણે એકહાથ કીધા છતાં, તે તેને મળવા છતાં, નેવરસ્લી ખાતેના પોતાના મેહેલમાં પાછો ફરતાં તેને હંડીનું લખ-લખું ભરાઇ આવ્યું, અને ખરેખર નેવરસ્તેથી હાલ જે સાટું કરીને તે પાછો ફરતો હતો તે તેનાં સુખનું નહીં પણ તેની પોતાની સત્યાના-સીનું સાટું તે કરી આવ્યો હતો એમ કબુલ કરતાં તેને પોતાને ધ્રુજરાં છુટયાં–તે એક એવું સાટું કરીને હાલ પાછો ફરતો હતો કે જેને માટે પાછળથી તે પોતાની જીંદગીના છેલ્લા કલાક સુધી પસ્તાનાર હતો.

## પ્રકરણ ૧૦ મું.

# "તમે મનતરંગી છેવો-તમારા વિચારો કહાં કહાં ભટકેછ?"

તેનું તે કામ સ્યાણું હતું કે મુરખાઇ ભરેલું? આ સવાલ ફત્તેહ-મંદીથી પોતાનાં મન ચાહ્યું ઇનામ જીતી લઇ આવનાર એક આશકનાં મનમાં બરપા કદી થાયજ નહીં, અને તે છતાં તેણે એ સવાલ પોતાને મનસે પુછ્યો. તેણીના મધ જેવા મીઠા બોલો અને પ્યારભરી આંખોની યાદ સાથે જે વખતે તે પોતાના ઘોડાને કદમ કદમ ચલાવી ઘર તરફ જતો હતો તે વખતે તેનાં આખાં આંગમાંનું ગરમ લોહી ઉછાળા મારી દોડતું વ્હેતું હતું. તેણે વાઇનની કેટલીક મજાહ ભોગવી હોય તેવો તેનો ચ્હેરો લાલ સુર્ખ બની રહ્યો હતો. 'એલીસ રોથશીલ્ડ' નામ તે ઘડી ઘડી મોટે બોલ્યા કરતો હતો અને એ નામ જ્યારે હશે ત્યારે કેવું મધુર, કેવું મોહક અને કેવું મીઠું લાગશે તેનો તે વિચાર કરી હસ્યો; અને તે છતાં-અજબ છે કે એ બધા સુખી વિચારો છતાં-તેણે જાણે એ પગલું ભર્યામાં મુરખાઇ કીધી હોય તેવોજ ધખારો તેને થયા કરતો હતો!

તેણે જે ફત્તેહ મેળવી હતી તેને માટે તેણે મગરૂર થવું જોઇયે, એમબી વળી તેણે ધાર્યું; એવી પરણેતર તો કોઇનાંજ કીસમતમાં હોય કે જે તે તેને પોતાને ચાહી, તેના દરજ્જા કે દોલતનો વિચાર કર્યા વગર તેની સાથે પરણી આવી હોય-હવે તે કરતાં બીજું વધારે શું જોઇયે?

પણ એ શું હતું? એ ખરેખર સ્યાણાઓ જેને ખુદાઇ મોહબત કહે છે તેજ તેની ઉપર ગાલેબ થઇ હતી કે એક માત્ર કલ્પિત મને-ચ્છા જેને કેટલાકો ખોટી રીતે મોહબત તરીકે ઓળખી ઓળખાવી ભુલાવો ખાય છે તે હતી? કેટલેક ઠેકાણે લખેલું તેણે વાંચ્યું હતું કે પ્યાર એક તો જીંદગીને સદાની ફુલદાર બનાવી સુખી કરે છે યાતો તેને સુકવી નાંખી તેનો નાશ કરે છે, ત્યારે તેની જીંદગીનું કેમ? તેની

જીંદગી આ પ્યારથી સુખી થનાર હતી કે દુઃખી? તે રસદાર બની તેનો મીઠો ઝરો હંમેશગીના આરામમાં વ્હેનાર હતો કે તે સાવ સુક્કી રહી તેનો નાશ થનાર હતો?

"એ બધું વખત પુરવાર કરશે" તેણે પુછેલા સવાલનો જવાબ તેણેજ આપ્યો "વખત સૌનો ઉસ્તાદ છે. મેં સૌથી મધુરો મુખડો અને ઇંગ્લાંડમાં વસ્તું સૌથી સાચું દિલ મારે માટે જીતી તેને મારૂં પોતાનું બનાવ્યુંછ એટલું મારે માટે ગણીમત છે."

અને તે છતાં તેનાં એ બોલવામાંથી તેને કાંઇક વ્હેમનો ખટકો લાગતો હતો, તેજ વ્હેમ કે જેની તેને આટલો વખત કશી સમજ નહીં પડતી હતી.

તે મ્હેલમાં પુગ્યો તો તેની તેબલપર ડયુક ઑફ ઓરમોન્ડ, કેપ્તન રીડ અને મેજર ફુલરટનના કાર્ડો પડેલા તેણે જોયા.

"મારી ગેરહાજરીમાં અહીં વીઝીટરો આવી લાગેલા દીસેછ?" બતલર તરફ જોઇ તે બોલ્યો.

"હાજી ડયુક ઑફ ઓરમોન્ડ અને બીજા મીલીટરી ઑફીસરો આવી ગયા હતા, તેઓના કાર્ડ મેં તમારી તેબલપર મુકયાછ, સાહેબ."

ડયુકને માટે તેણે એટલું બધું સારૂં અને માન ભરેલું સાંભળ્યું હતું કે તેવણને મળવા તે ઇંતેજાર હતો. તેની ડચેસબી ઘણી ખુબસુરત અને કેળવાયલી અબલા હતી, અને સખાવતથી ચાલતાં ઘણાંક ખાતાં-ઓની તે મુખી અને મુરબ્બી જેવી હતી. લોક કહેતું હતું કે તેણીનાં નામની સાથેજ ગોયા ભલી દુઆ જોડાયલી હતી, અને તેનાં જેટલું લોકનું માન અને ચાહ મેળવવા લાયક તે વખતે ઇંગ્લાંડમાં જાણે કોઇ બીજી અબલાજ નહીં હતી.

એ ડયુકની એક છોકરી લેડી આપ્રસોરાને માટેબી તેણે ઘણી તારીફ સાંભળી હતી, જોકે તેને તેણે કદી જોઇ નહીં હતી. એક પેપરે તેણીને માટે છાપેલું યાદ હતું કે માહારાણી વિકટોર્યાની દરબારમાં તે

સૌથી ઝળકતા સેતારા જેવી હતી. એક ખુબસુરત શાહજાદીનાં લગનના મેળાવડામાં તે હાજર હતી અને તે લગનના લેવાયલા સામટા ગરૂપમાં તેણે તે છોકરીની સબી જોયલી તેને ગાદ હતી. પણ લોક મત તો એવું હતું કે તે છોકરી તેના જીવતા જાગતા અવતારમાં જેવી હતી તેને અડધે ભાગેબી તે સબીમાં ખુબસુરત નહીં દેખાતી હતી.

તેનાજ સંબંધમાં એકવાર તેના કાકા લૉર્ડ એરન્ડેલે કહેલું તેને યાદ આવ્યું કે ઇંગ્લાંડના ભલા ભલા અમીરોની ભલભલી બેટીઓમાં એ લેડી આઇસોરાજ માત્ર હતી કે જે તેની પરણેતર થવાને લાયક હતી, અને તેથીજ ત્યારે એક વખત તે છોકરીને જાતે જોવાની તે જવાનમાં જીજ્ઞાસા ઉશ્કેરાઇ હોય તો તેમાં કાંઇ નવાઇ હતી?

તે પેલા આવી ગયલા વીઝીટરોના કાર્ડો પોતાના હાથમાં લઇને ઉભો હતો તે વખતે તેને તેના કાકાજીએ કહેલા તે બોલોની યાદ તાજી થઇ.

"અંતે ને આખરે હું તો એટલુંજ જાણું કે એક જવાનને કેવી પરણેતર લાયક થઇ પડે તે કહેવું ઘણું મુશ્કેલ છે." તે મનસે બડબડયો.

અને પછી તે માટે તે પોતાની ઉપરજ છેડાયો. ત્યારે એમ નહીં બને કે કોઇને તે લગનમાં પોતાનો હાથ પ્રોમીસ કરે તે અગાઉ લેડી આઇસોરાપર તે એક નજર નાંખી આવે? પણ એ વિચાર તેનાં મનમાં બરપા થતાંજ તેણે તેને પોતાના પગ તળે કચડી ભચડી નાંખ્યો. પેલી તેની મોહબતની મુરતી આગળ આઇસોરા શું ચીજ હતી?

તેજ રાત્રે સુવા જવા અગાઉ પોતાના કાકાજીને યુક્તિથી ભરપુર એક કાગળ તેણે લખ્યું. તેનું પરિણામ શું આવશે તેની તેને આગ-મજથી ખબર હતી, તેથી તેણે એમ હીંમતથી ખુલ્લું નહીં લખ્યું કે—

"મારી નજર અહીં એક અતી ખુબસુરત, સોહામણી પણ ગરીબ, ભલી અને આપણી દુન્યાથી અજાણ છોકરીપર પડીછ. તે મને ચાહેછ ને હું તેને ચાહુંછ; તેને પરણવાની મને તમારી રજા છે?"

એવું કાંઇ લખે તો તેનું પરિણામ કેવું આવે તે સમજવા જેટલો

પોતાના કાકાને તે ઓળખી ચુકેલો હતો માટેજ તેણે માત્ર લખ્યું કે—

"હું પરણી જાઉં તેને માટે તમો ઇંતેજાર છેવો, એ હું જાણુંછ. એમ ધારો કે મને કોઇ દોલત વગરની અને ગરીબ ખાનદાનની છોકરી મળે ને તેને જો હું ચાહી શકું તો તેની સાથે જોડાવા માટે તમારો શું વિચાર તમે આપી શકો? સમજો કે હું એમજ લખવાને થોડા વખતમાં શક્તિવાન થાઉં કે મારાં સર્વ સુખનો આધાર તેને મારી પરણેતર બનાવવામાંજ છે તો પછી? મેહેરબાની કરીને મને તમારો જવાબ જરૂર લખી વાળજો, કેમકે, તે હું જાણવાજ માંગુંછ."

આ કાગળ લખાયું ને ટપાલમાં નખાયું કે તેનાં મગજપરનો ભાર તેને ઘણો ઓછો થયલો લાગ્યો. બાદ, બીજી સહવારે ડયુક ઑફ્ ઓરમોન્ડને તેના હેનલી પાર્કમાં જઇ વળતી મુલાકાત આપી આવવાનો તેણે ઠેડાવ કીધો.

હેનલી પાર્ક તરફની તે સહવારની તેની સવારીએ તેના વિચારોને નવુંજ જોર બખશ્યું, અને તેનાં મગજમાંથી બધા વ્હેમ, બધાજ ધખારા નાબુદ થઇ ગયા. ઇંગ્લાંડમાંની સૌથી ખુબસુરત એક તેને ચાહતી હતી—તે આયંદેહ લૉર્ડ એરન્ડેલ થનાર હતો તેથી નહીં, પણ તેના પોતાવત માટેજ ચાહતી હતી એ વિચાર તેનાં મનમાં રમી રહ્યો. તે મીઠી મધુર અને સોહામણી પરીસુરતનો તે પોતે માલીક હતો તે વિચાર તેનાં અંતરમાંથી તેને હસાવી રહ્યો. રાજા ને શેહેનશાહોએ એવા કીમતી ખજાનાની તલબ કીધેલી અને તે તેઓને વટીક નહીં મળેલી તવારીખમાં નોંધાયલી મોજુદ હતી એમ તેણે વિચાર્યું અને તેજ વખતે આ હેનલી પાર્કની તેની મુલાકાતનો જલ્દી છેડો આવી જઇ તે નેવરસ્તે પાછો કયારે પ્હોંચી જાય એમ તેણે ઇચ્છયું. એ હેનલી પાર્કનો આખો રસ્તો પસાર કરતાં એકબી વખત તેને પેલી ડયુકની બેટી લેડી આઇસોરાની યાદ થઇ ન હતી.

અંતે તે હેનલી પાર્ક પ્હોંચ્યો અને તેને ખબર મળી કે ડયુક ઘરમાં હતા નહીં, અને તે નાસીપાસ થઇ ગયો કેમકે વળી

તેને બીજી વખત અહીં સુધીનો ધક્કેલો ખાવો પડવાનો, એવી તેને ધાસક પડી, પણ તેજ નોકરે તેને તુરત ખબર આપી કે ડચેસ પોતે તો ઘરમાંજ હતાં, તે ઉપરથી લ્યુબર્ટ અંદર ગયો અને ડ્રાઇંગરૂમમાં દાખલ થતાંજ ડચેસે તેને ઘણો મીઠાસથી આવકાર આપ્યો. તે ડચેસ એક મોટાં ઉંચાં ખાનદાનની અબલા હતી અને તેનો સંસારમાં દરજ્જો ઘણો મોટો અને મોતેબર હતો છતાં તેની લાયકી એવી હતી કે તેણીની આગળ ગમે તેવા નવા આવનારનેબી કશું નઓજું કે અજાણું લાગેજ નહીં.

મી૰ રોથશીલ્ડનુંબી માન તે અબલાએ જરાવારમાં ખેંચી લીધું. તે જવાન સાથે તે ડચેસે ગામગપાટાની વાતો કીધી, અને જરાવારમાં લ્યુબર્ટને એમજ લાગ્યું કે તે તેની કોઇ વિશ્વાસુ સહી, તેની કોઇ સાચી ખયરખ્વાહ આગળજ તે બેઠેલો હતો.

"તમોને હેનલી પાર્કમાં એકલું સોહોવાયછ કે? કહાં લંડનની ધમાલ ને કહાં ગામડેનો એકાંતવાસ!"

તે હસી પડી.

"ત્યારે તમે ડયુકને ઓળખતાજ નથી એમ તમારા આય સવાલ-પરથી માલમ પડેછ; એકાંતવાસને ને એ મારા ડયુકને જીવે જાનનું બીયાબારૂં છે. હું તો એવણને ઘડી ઘડી કેહુંછ કે તમે જહાંબી જાઓછ તહાં જાણે આખાં લંડનનેજ તમારી સાથે ઘસડી જાઓછ. લોકની ભર-ચક વસ્તી વગર એવણને ચેનજ જાણે નહીં પડતું."

"હા, મને હવે યાદ આવી. તેવણ કાલે નેવરસ્લી આવી ગીયા ત્યારેબી તેવણ સાથે કોઇ હતાજ."

ડચેસ પાછું હસી.

"ને એમ ધારવામાં આવેછ કે અમે એકાંતવાસ શોધવા ગરગામડે આવી વસ્યેછ. તમે શું ધારોછ, હમણાં અમારે ત્યાં પરોણાઓની શું સંખ્યા છે?"

"તે હું કેમ જાણું?" તે બોલ્યો અને ડચેસ વળી પાછી હસી

પડી. તે હસ્તી પુતળીજ હતી, અને તેથીજ કદાચ એટલી ખુબસુરત અને એટલી તંદરોસ્ત તે હતી.

"સત્તર" તે બોલી "અને મી૦ રોથશીલ્ડ મારાં મોંદેનાં ઇજણુને માટે તમે મનમાં કાંઇ ઓછું નહીં લાવો તો આવતી કાલે આપણે સાથે જમસું તે વખતે તમુને મારાં એ બધાં પરોણાંઓ સાથે ઓળખાણ કરાવસ."

આવતી કાલે તે ત્યાં જમવા આવે? તો પછી આજે તો તે એલીસથી ગેરહાજર રહ્યો અને કાલેબી તેને પાછું તેમ રહેવું પડે.

ડચેસ હસ્તે ચ્હેરે તેના જવાબની રાહ જોતી પોતાની નજર તેની ઉપરજ રાખીને બેઠી હતી.

"તમો મનતરંગી છેવો" આખરે તે બોલી "તમારા વિચારો કહાં કહાં ભટકેછ? નહીં, દરગુજર ચાહવાની કશીજ અગત નથી, દરેકને દરેકના વિચારો સોંપાયલા હોય છે."

"મને તમે દરગુજર ચાહવા ના કેહોછ, પણ તે મારે ચાહવીજ જોઇયે, કેમકે, તમારાં આવતી કાલનાં ઓચીંતાં ઇજણે મને જરા વમાસણમાં નાંખી દીધો હતો, અને અંતે હું એજ નેક ઠેડાવપર આવ્યોછ કે તમારૂં મોહડેનું મુબારક ઇજાણ મારે કબુલજ રાખવું."

"ઠીક ત્યારે—ડયુક પોતાનાં પરોણાંઓને ઍબી દેખાડવા લઇ ગીયાછ. ને હું તમુને પુછતાં ભુલી ગેઇ કે દીકરી આઇસોરા સાથે તમોને ઓળખાણ પડીછ કે?"

"નહીંજી, હજી તે માન મને એનાયત થયું નથી."

"લેડી આઇસોરાબી પોતાના બાપ સાથે સિધારીછ. આવતી કાલે તમારી સાથે તેની ઓળખાણ કરાવસ."

તેઓએ તે પછી થોડીક વાતચીત કીધી અને હુબર્ટ જવા ઉઠયો. જેમ ડચેસ તેની વાતચીત અને તેની રીતભાતથી ખુશી થઇ હતી તેમ હુબર્ટ તણીથીબી રાજી થઇનેજ તેની સીડીએથી ઉતર્યો હતો.

## પ્રકરણ ૧૧ મું.

# "તમો લોકનાં ઘેરની હાઉસ-કીપરો ડચેસ જેવી લાગેછ."

ડયુકને ત્યાંથી એટલો જલ્દીથી તેનો છુટકો થવા માટે ખુશી થતો આપણો હુબર્ટ નેવરસ્તેનાં સ્કુલનાં મકાન તરફ ઘોડો દપટાવતો દોડયો. તે મકાન આગળ તેનો ઘોડો ચરતો ફરવાને લગતો પેલો ગપાટો તેને યાદ આવ્યો અને તે હસ્યો.

"હવે એનો અર્થ શું તે તે લોક હવે સમજશે, અને ત્યારેજ જાણશે કે હું અહીં ઘડી ઘડી શાને માટે આવ્યા કરૂંછ."

સ્કુલનાં મકાનમાં નજર નાંખતાં તેને માલમ પડયું કે માસ્તર સાહેબ પોતાનો કલાસ લેવામાં રોકાયલા હતા, અને તેવણનો ચ્હેરો ઘણો થાકેલો દેખાતો હતો, અને તે જોઇ હુબર્ટે શુકરાના કીધા કે એવું કોઇ કામ તેને ફાળે નથીજ આવ્યું ને આવતે તો એ વેઠ તેનીથી કોણ જાણે કેમ ખમાતે.

તેને જોઇને મી૦ લત્રેલ બાહાર આવ્યા અને તેને તેવણે કાંઇ કહ્યું જેનો હુબર્ટે જવાબ આપ્યો. સ્કુલ માસ્તર જરાબી શકીલા કે વ્હેમી નહીં હતા એમ હુબર્ટે જરાવારમાં જોઇ લીધું.

"ગરમી આજે ઘણી છે, મી૦ રોથસ્ચીલ્ડ" મી૦ લત્રેલ બોલ્યા. "ને તમે ઘણા લાંબેથી આયા હોવ તેમ લાગેછ. તમે બંગલામાં સિધારો—એલીસ તમુને લેમનેડ આપશે કે તમારો જીવ ઠડી જશે."

"એ બોલમાંજ એવું જાદુ છે કે મારો જીવ, મી૦ લત્રેલ, અડધો તો ઠડીબી ગીયો" હુબર્ટ ભરમમાં બોલ્યો "ને મી૦ લત્રેલ, મને એકુ વખત તમારી સાથે જરા નીરાંતે લાંબી વાત કરવાની છે."

સ્કુલ માસ્તર બીચારો સમજ્યો કે કાંઇ સ્કુલને લગતી વાત હશે તેથી તેનું એ ફરમાન તેવણે નમીને કબુલ રાખ્યું.

"તમો જ્યારે ફરમાવો ત્યારે હું તૈયાર છેઉં મી૦ રોથશીલ્ડ" તેવણ બોલ્યા, અને હ્યુબર્ટે તેવણની બંગલી તરફ હેર્યું લીધું.

બંગલીના બધા ઓરડાઓ ખાલી હતા. બારીએ નાંખેલા બરફ જેવા સુફેદ પડદા હવાએ ફરફર હીલતા હતા અને ત્યાં ગોઠવી મુકેલાં વાઝોમાંથી નીકળતાં ફુલોના પમરાટથી તે ઓરડાઓ મઘમઘી રહ્યા હતા—હવે તેની ખાતરી થઇ કે તેની પ્રિયા બાગમાંજ હોવી જોઇયે.

તે લાગલો બાગમાં ગયો અને તેને કયી તરફ શોધવી તેની તેને ખબર હતી. ત્યાં સેબફળના માંડવાની નીચે તે સોહામણી સુરત જેણે તેનું દીલ તેના કબજામાંથી છીણવી લઇ પોતાને હસ્તક લીધું હતું તે તેને દેખાઇ.

તે તેને દેખાઇ અને તે તેણીનેબી દેખાયો કે હરણીની માફક ઉછળી ઉભી થઇ તેની તરફ તે પ્યાર ઘેલી છોકરી દોડતી આવી.

"બસ, મને લાગું કે જે ઘડી જાયછ તેમાં તમે આવવાનાજ."

"હાજતો વ્હાલી, અહીં આઉં નહીં તો હું જાઉં કયાં? તું ખાતરી રાખજે કે જહાં તું વ્હાલી હોસે ત્યાં હું દોરબાંધ્યો આવસ."

"જુવોની સહવાર કેવી મજેહની છે! તે હતીજ મજેહની પણ હવે તો કેવી પ્રકાશીત, ખુલ્લી ને ઝળકાટ ભરેલી લાગેછ; મારી તો રફતે રફતે પક્કી ખાતરી થાયછ મી૦ રોથશીલ્ડ કે તમારામાં કાંઇ જાદુ છેજ; તમે જેવા નજરે દેખાતા થાઓછ, કે કોણ જાણે શું છે કે સુરજનાં તડકાંની રેલ્નલ સુનેરી થઇ જાયછ, હવા પમરવા માંડેછ ને આખી કુદરતમાં આખ, કાન અને નાકને ખુશાલીમાં ગરકાવ કરે તેવા ફેરફારો થઇ જાયછ."

"એ ફકત તારી કલ્પનાઓ છે, મધુરી" તે હસ્યો અને બોલ્યો.

"તમે થાકી ગેયલા લાગોછ, તમે બેસો ને તમારી થાક ઉતરે તેવું તમારે વાસ્તે કાંઇ લઇ આઉં. ખુદાએ છુટે હાથે ને મોટાં દિલથી જ્યારે બખ્ખસ્યું હોય ત્યારે તેની મજાહ આપણે નહીં લઇયે તો આપણે નગુણાં

કહેવાઇયે ને નગુણાંપણુંબી એક પાપજ કહેવાય કેની?"

તે છોકરી તેને ત્યાં બેસાડી ઉલટભેર ત્યાંથી ચાલતી થઇ અને તેણીની તે ચાલણનો મરોડ તે પછીથી તેનાથી ભુલાયો નહીં હતો. ઝટ તે છોકરીએ મોટાં લીલાં કંજર જેવાં તાજાં બેચાર પાંદડાં તોડયાં અને તેમાં પાકીને રસદાર થઇ રહેલી થોડીક સ્ત્રોબેરીઓ મુકી, એ ત્રણ પીચો ગોઠવ્યાં, લીલી દરાખનો એક ઝુમખો તોડીને તેમાં મુકયો, પાકાં ચેરી ફળો તેમાં ઉમેર્યાં, અને જાણે તે ત્યાં આવશે તો તેને અવસ્ય જોઇશે એમ સમજી-નેજ ઝાડનાં એક કુંડાંમાં ઠંડી થવા મુકેલી લેમોનેડની બાતલી તેણે લીધી અને એ બધું હસ્તે ચ્હેરે લાવીને તેની આગળ તે ઉભી રેહી.

"એલીસ, એ કેટલું બધું-એ તો એક રાજાને લાયકનો નાસ્તો-જ થયો!"

"હા, એ બધું એક રાજાનેજ વાસ્તે છે" તે બોલી "મારા રાજાનેજ વાસ્તે છે, ને જ્યારે તે મને મળવા આવશે ત્યારે એવું ને એથી બીજાું વધારે મીઠું, વધારે મોતેબર તેની આગળ રોજ રોજ પીરસી મુકસ."

તેણે તેના હાથમાંથી લેમનેડ લઇને પીધો, "આય ફરૂટ અહીં મુક-ની વ્હાલી" તેણે કહ્યું.

"નહીં, હું તમારી આગળ ઉભીછ, તમે મારા હાથમાંથીજ લઇને જમો, નહીં તો પછી તમે મારા રાજા ને હું તમારી ગુલામડી કેમ કહેવાઉં?"

અને જો હજીબી તેને પોતાની પરણેતર બનાવવી કે નહીં તે વિષેનો વસવસો હ્યુબર્ટનાં દિલમાં હતે તો તે છોકરીની તેની ઉપરની આ ફીદાગીરીથી તે જરૂરજ નાશ પામતે.

તે હસ્યો અને તેના હાથોમાંથી તે ફરૂટ ખાવા માંડી.

"કેમ, તમુને ગમેછ કે એ વ્હાલા?"

"આય લેમોનેડ ઘણો મજેહનો હતો-એ તમે લોક કહાંથી

મંગાવોછ?"

"એ મેં મારે હાથે તમારે વાસ્તે બનાવ્યો. તમુને જે ગમશે તે હું મારે હાથે બનાવસ."

"એલીસ એક સવાલ તુંને પુછું?"

"એક હજાર પુછોની વ્હાલા!"

"હું લૉર્ડ એરન્ડેલનો વારેસ છેઉં એમ તું જાણીને મને ચાહેછ, તેટલોજ જો હું ગરીબ છેઉં એમ તું જાણે તો મને ચાહે ખરી કે?"

"હાજતો વળી, એમાં પુછવાનું શું? પ્યારની આંખ્યો એ ફરક ક્યારે જોયછ? પ્યારમાં તેથી ફરક શું પડવાનો? જે સગવડ અગવડનો ખ્યાલ કરે તેને એ સવાલ મોટો થઇ પડે—જેને પ્યારનોજ વિચાર હોય તે એ તફાવટને તુચ્છ ગણે."

"ત્યારે તું વ્હાલીને સગવડ અગવડનો કશોજ ખ્યાલ નથી, તું મને એમ કહેવા માંગેછ?"

"મને તમો જેવાં મોટે ઘેરની સગવડ કરતાં અમો હાલ જેમ રહેછ તેવી અગવડ વધારે પસંદ છે. મને તો તમારે ત્યાંના નોકર નફરો જોઇનેજ બા બીહીક લાગેછ એવો તે લોકનો ઠઠેરો હોયછ. મેંબી ઘણાં સારા સારા પોપાકોમાં સજ થયલાં માણસો જોયાં છે, પણ, તે કરતાંબી વધારે ભપકો તમારે ત્યાંનાં નોકરોનો હું તો જોઉંછ."

"ખરેખર, એલીસ!"

"હું કેહુંછ તે ખરૂંજ છે. તમો લોકનાં ઘેરની હાઉસ-કીપરો ડચેસ જેવી લાગેછ ને દાસીઓ—"

"પણ, મારી ડારલીંગ તેં એક ડચેસને કોઇ દાહડે જોઇછ કે?" જે ડચેસને હમણાંજ તે મળીને આવ્યો હતો તેનો વિચાર કરતાં તેણે ઘણી ગંભીરાઇથી તેને પુછ્યું.

"નહીં, મેં ડચેસને કોઇ વખત જોઇ તો નથી" તે છોકરીએ ખુલ્લાં દીલનો એકરાર કીધો "પણ, મને એવોજ ખ્યાલ છે કે બધી ડચેસો

મીસીસ સેલ્ડનના જેવી ઘણી રોબવાલી અને દમામદાર હોય છે. મીસીસ સેલ્ડનબી હંમેશ કાળો સાટીનનો ડ્રેસ અને સોનાની લાંબી મોટી સાંકળી પ્હેરે છે."

"તે મીસીસ સેલ્ડન તો હાઉસ-કીપર છે! એલીસ, એલીસ! પણ એટલું તો ખરૂં કે મારા કરતાં તું ઘણું વધારે જોઇ વળીછ."

તે હસીને દોડી જઇ વળી કોઇ બીજાં ઝાડનાં કુંડાંમાંથી બીજી લેમોનેડની બાટલી લઇને દોડતી આવી.

"તમે મને કોમ્પલીમેન્ટ આપી તેનું આય ઇનામ" તે તે બાટલી તેને આપતાં બોલી. તેણે તે હસીને લીધી અને તે પીધીબી ખરી, પણ તે છોકરીએ કીધેલા છેલ્લા છબરડાની યાદ તેનાં મનમાંથી ગઇ નહીં. જોકે તેનાં એ બોલવામાં ભોળાઇનોજ ભાસ હતો છતાં એક હાઉસ કીપર અને ડચેસ વચ્ચેનોબી ફરક તે છોકરી સમજતી ન હતી તે વાતે તેને ઉપજાવેલો કચવાટ ગયો નહીં. તે બીચારીના ડ્રેસ વિષેના ઉંચા ખ્યાલની હદ કાળા સાટીનના ડ્રેસ અને સોનાની સાંકળીમાંજ આવીને અટકી હતી!

"એલીસ એકુ દાહડો ખરી ડચેસને તું જોશે પછીજ તું તેઓને વધારે સારી રીતે ઓળખશે" તે બોલ્યો.

તે તેની તરફ ઘણીજ ગંભીરાઇથી, જાણે તેનાં મનના વિચારો તે વાંચતી ઉભી હોય તેમ ઉભી હતી.

"મેં, ડીયર, તમુને કાંઇ ગુસ્સે થવાનું કારણ આપ્યુંછ?" તેણીએ નરમ અવાજે પુછ્યું "તે કારણ શું છે તે હું જોકે જાણતી નથી છતાં એટલું અટકલી શકુંછ કે કોઇ વાતે તમે મારાથી નારાજ થયાછ."

તે જવાબમાં ધસીને નાજ કહેવા જતો હતો, પણ, તેટલાં તે છોકરીએ તેના હોઠો ઉપર પોતાનો હાથ મુકી દીધો અને તે બોલી "હું જાણુંછ, ડીયર; તમારાં કપાળપરની એકેક એક લાઇનનો મેં અભ્યાસ કીધોછ, ને તેથી જો એકુ ખુશી ભરેલો ખ્યાલ તમારાં મગ-

જમાંથી પસાર થાયછે કે તે હું વાંચી શકુંછું; જો તે ખ્યાલ કાંઇક ગમગીનીનો હોયછે તો તેબી હું જાણી લેઉંછું. હમણાંજ તમારા ચ્હેરાપરથી એક ઝીણું મઇ જેટલું વાદળું પસાર થઇ ગીયું, ને મેં તુરત જાણ્યું કે મારીથી કાંઇ અવિચારી બોલ બોલાયો હોસે. તમે જાણોછ કે તમુને જરાબી દલગીરી કે ગુસ્સાનું કારણ આપું તે કરતાં મરવાનું હું બેહેતર સમજું."

"મારી ડારલીંગ!" તે તેણીને પોતાનાં પાસાંમાં ખેંચીને બોલ્યો "તું એવું એવું બોલશે તો મને મારી પોતાની ઉપરજ ધિક્કાર છુટશે જો!"

"ત્યારે તમે હમણાં ઘણા નહીં તો જરા સરખાબી ગુસ્સે થયા'તા એ ખરી વાત કેની?"

જવાબમાં તેણે તેને કીસીઓથી ગુંગળાવી નાંખી.

"તું મને દલગીર કે ગુસ્સે કરવાની નથી તે હું જાણુંછું, વ્હાલી" તે બોલ્યો "તારા બોલોજ એવા મીઠા ને તારાં બોલવામાંજ એટલી સભ્યતા છે કે તારીથી હું ગુસ્સે થાઉંજ નહીં."

"હવે તમે રાજી રેહો એવુંજ બોલવા ચાલવાની હું વેતરણ કરસ. તેનો અભ્યાસ આજથીજ હું કરવા માંડસ. મોટે ઘેરની પેલી ચળકતી બઇરીઓ જેવી કોઇ દાહડે હું હુસ્યાર ને સમજદાર થવસ કે?"

"એલીસ ડીયર, 'ચળકતી બઇરીઓ' કરીને કોઇ દાહડે બોલતી ના-'ચળકતી બઇરી'નો અર્થ સારો થતો નથી ને—

પણ એલીસ તેને આગળ બોલતો અટકાવી પોતે બોલી ઉઠી—

"ડેંક યુ ડીયર, કે તમે મારૂં ધ્યાન ખેંચ્યું. ને મારા જે બોલથી કે વિચારથી તમોને ગુસ્સાનું કે કરાજીનું કારણ મળે તે ઉપર મારૂં તમે ધ્યાન ખેંચશો તો હું ઘણું ધ્યાન રાખીને ભવિષ્યમાં બોલસ ચાલસ."

પણ તેણે વિચાર્યું કે એ સુધારો શીખવાયલો શીખાતો નથી—એ ઇનશાનનાં લોહીમાં તેના જનમની સાથે સાથેજ જનમેલો હોય છે—એટલે

જવાબમાં માત્ર તેને કીસ લઇ બીજી ત્રીજી મોબતની વાતોમાં તેઓએ તે બાકીની સહવાર પુરી કીધી.

---

## પ્રકરણ ૧૨ મું.

# કાકાજીનો જવાબ.

"આવતી કાલે તમો આવશો કે, જાન?" તે જવા ઉઠયો ત્યારે તે દિલબરે પોતાના દિલદારને પુછ્યું.

"હું ધારૂંછ કે નહીં. કાલે મેં હેનલી પાર્ક ખાતે જવાનું ને ત્યાં જમવાનું વચન આપ્યુંછ; ને તેથી મને ભય છે કે મને અહીં આવવા જેટલો વખત ફાજલ નહીં થઇ શકશે."

અને એ સાંભળી તે છોકરીની આંખ્યોમાં જે નાસીપાસી અને અજાયબી પ્રગટી નીકળી તે જોઇ તે મોટેથી ખડખડ હસી પડતો માહ મુશ્કેલીએ અટકી શકયો.

"હેનલી પાર્ક!" તે બોલી "ત્યાં તો કોઇ મોટો ડ્યુક રહેછ, તેજ કે વહાલા?"

"હા, ને તેવણની સાથેજ હું જમવાનો છેઉં."

"ને બધાં કહેછ કે એવણની તો એક ઘણી ખુબસુરત છોકરીબી છેની?"

"હા છે ને એ લેડી આઇસોરા એક પંકાયલી ખુબસુરતી લેખાયછ."

તે છોકરીએ તેની ગરદનની આસપાસ પોતાના નાજુક ગોરા હાથ વિંટાળ્યા અને તેની આંખોમાં ઉંચે જોઇ બોલી—

"તે તમુને ઝાઝી ગમશે નહીં કેની?"

અને જવાબમાં વાંકા વળી તે મીઠા રાતા હોઠપર એક કીસ લેતો

તે પોતાને અટકાવી શક્યો નહીં એ કુદરતીજ હતું.

"તમે તે છોકરીને પસંદજ ના કરતા, કેમકે, તે ગમે તેવી લેડી આઇસોરા હોય તોપણ જે જોરાવર પ્યારથી હું તમુને ચાહું છ તેવા, બલકે તેનીથી અડધાબી પ્યારથી તે તમુને ચાહી શકવાની નથી."

પોતાની દિલબરની આવી આજીજી, આ કીસમની કાકલુદીથી બોલેલા બોલો કીયો જવાન લાગણી વગર સાંભળી શકે?

"મારી ડારલીંગ, તે વાસ્તે તું કાંઇજ ફીકર ના કર! પ્હેલે તો મારી ત્યાં જવાની મરજીજ નહીં હતી, પણ, ત્યાં જવાનું મને ફરજ જેવું થઇ પડયું છ; ને દુન્યાની ગમે તેટલી અને ગમે તેવી લેડી આઇસોરાઓ મારી ઉપર કશીબી અસર નિપજાવી શકનાર નથી. હું તારા સિવાય કોઇને ચાહતો નથી."

અને આ બોલોની ફરીથી તેને યાદ કરાવવા માટે એક વખત આવનાર હતો.

*   *   *   *   *   *

થોડાક કલાક બાદ હેનલી પાર્કના ડ્રોઇંગરૂમમાં ડયુક અને ડચેસના એક માનવંત પરોણા તરીકે તે જઇ ઉભો. તેના બધા વિચારો હજી તેની એલીસમાંજ ભરેલા હતા અને જોકે ત્યાં ભેળાઇને બધાંઓ સાથે હસીને વાતચીત તો તે કરતો મગર, તેનું ઘણું ધ્યાન નેવરસ્તેનાં સ્કુલનાં મકાનને લગતી પેલી બંગલીના બગીચામાંનાં સેબફળના મંડપ હેઠળ બેઠેલી તે પરીસુરત છોકરીમાં ભરાયું હતું.

"જ્યાં તમે જાવો અને જ્યાં તમે જુવો ત્યાં સોસાયટી બધીજ એક સરખી." તે બડબડયો.

ડયુક તેને જોઇને ઘણોજ ખુશી થયો, કેમકે નેવરસ્લી ઍબીનો ભવિષ્યનો માલેક અને હવે પછીનો લૉર્ડ એરન્ડેલ એક પાડોશી તરીકે ઘણો મોટો અને અગત્યનો આદમી હતો.

તેટલાં તો ડચેસ પોતાના પુર દમામ અને દરજ્જાને છાજતા ડ્રેસમાં

વારાફરતી પોતાનાં દરેક પરોણાને હસી હસીને ડોકી કરતી ત્યાં આવી, અને હુબર્ટ ત્યાંજ કોઇ બે મોટા અમલદારો વચ્ચેની વાત રમુજથી સાંભળતો ઉભો હતો તે વખતે લેડી આઇસોરા અંદર આવી.

તે છોકરીનો તે વખતે તેનાં મનમાં કશોબી ખ્યાલ હતો નહીં, પણ તે હાલમાં એકાયક થઇ રહેલી હીલચાલ, ત્યાં પ્રગટી રહેલી ચકચાર અને પરોણાઓના ચ્હેરાપર છેવાયી રહેલી અજાયબીની નિશાણીઓથી કાંઇ નવાઇ જેવું ત્યાં બનવા પામ્યાની તેને અશારત થઇ અને તેની થોડે દુરથી જમીનપર કપડું ઘસડાવાના જેવો અવાજ તેને કાને પડતાં તેણે તે તરફ જોયું તો તેણે તે તરફથી લેડી આઇસોરાને આવતી દીઠી.

આહ! શું તે ચ્હેરો અને શું તે કદ! બીજના ચંદરના જેવો ચ્હેરો, કાળી ચમકતી આંખ, કાળા ભ્રમર વાળ, અને સીધું સરૂ જેવું ઉંચું આંગ, એક ગ્રીસ્યન દેવીના જેવા વાંકદાર અને બધી રીતે સંપૂર્ણ દેહ એ બધાં સાથનો તે ધનેતર ઉમરાવજાદીનો દેખાવ જોઇ તે જવાન છક્ક થઇ ગયો એમ કહીશું તો ચાલશે.

તે ઉમરાવજાદીએ પ્હેડેલા દ્રેસનું કપડું શું હતું તે તો હુબર્ટની બલાનેબી ખબર નહીં હતી, મગર, તે એટલું જોઇ શકયો કે તે ક્રીમ કલરનું અને ચાંદી જેવું ચળકતું હતું. ગરદનપર મોટાં ગોલીબંધ મોતીની માળા હતી જેની સુફેદી જોઇ કોઇ વિચારમાં પડે કે તેણીની તે ડોકને માળા શોભીતી બનાવતી હતી કે તે માળા તે ગોરી દુધ જેવી ડોકથી શોભી રહી હતી? તેણીનાં સુંદર ઉંચી હીલનાં ઉંચી સાટીનનાં શુ અને હાથે પ્હેરેલાં ગ્લવ્ઝ વટીક ઉંચી હુન્નરમંદનાં ઉત્તમ નમુનાઓ હતાં.

આટલો બધો વખત જાણે ત્યાં તે તરફ અંધકાર હોય અને તેના ત્યાં આવ્યાથીજ બધે રોશાનીની ઝલક પંથરાઇ રહી હોય તેમ ત્યાં બધાંને લાગ્યું.

હુબર્ટે ઘણીબી જવાન અબલાઓને અને છોકરીઓને જોઇ હતી, પણ તેનેબી ત્યારે આજે કબુલ કરવું પડયું કે તેના જેવી આજ સુધી

કોઇ તેની નજરે ન પડી હતી.

તે મા દીકરી તેની આગળ આવ્યાં અને ડચેસે તેની સાથે ઓળખ કરાવતી વખતે જે મીઠાસથી તે ઉમરાવજાદીએ તેને હસીને શેકહેન્ડ કીધી તે વખતે રોશનીનો ઝગઝગાટ જોઇ એક ઇનશાનનું મગજ બેતાબ મારી ફરી આવે તેવી કોઇ લાગણીનો જોશ તે જવાન ઉપર ગાલેબ થયો.

તે જેવી છોકરીને જોઇ દુન્યા જોઇ વળેલા દેશ ખાઇને દરવાજા ગળે બાંધેલા જેવા મરદાંને મરદો ગશ ખાઇ જાય તો તે કાચી વયના જવાનની તેઓ આગળ શી બીસાદ હતી?

અને તે છોકરી તેની સામે ઉભી તેની સાથે જ્યારે વાત કરતી થઇ ત્યારેજ જરા તેનો ગભરાઇ આવેલો જીવ શાંત થયો અને તેણીની સાથે બે વાત કરવાની તેને વાચા આવી.

પણ, જ્યારે તે તેની આગળથી જઇ એક કીરમજી રંગના નરમ ગાદીના દેવાનપર ગોઠવાઇને બેઠી અને તેની આસપાસ મીઠાસપર માખોની રવેશે ભલા ધનેતર જવાનો ફરીવળીને તેની ફકત એક મીઠી નજર, મેહેરબાનીના ફકત એક ઇશારાની આજુજીભરી તલબ કરતા ઉભા, ત્યારે હ્યુબર્ટને તેણીને જોઇને ઉપજેલા ગભરાટને માટે હસું આવ્યું. તેણીને વાસ્તેબી તેના કાકાએ તેને કહી સંભળાવેલા બોલો તેને યાદ આવી ગયા અને તે બડબડયો—

"એવી ખુબસુરતી કાંઇ મારીથી જીતાય? અરે, રાજાબી જો તેના હાથની માંગણી કરે તો રાજાનેબી તે ના કેહીને ઉભી રહે તેવી એ છે. એક બાગમાં ઉભી રેહીને તે જો ખડખડ હસે તો તે બાગ ખરા ઇડનના બાગમાં ફેરવાઇ જાય તેવી એ છોકરી મને કબુલબી કરે?"

તે આ દુન્યા માટે અને દુન્યા તેને વાસ્તે હતીજ નહીં. એક 'સોસાયટી બ્યુતી' તેને કહેવી એ જે કુદરતી કારીગર હાથોએ, તે બની હતી તે હાથોનું અપમાન કીધા બરાબર હતું.

અધુરાંમાં પુરૂં તેને ડચેસે પોતાની એ દીકરીને જમવાના ઓર-

ડામાં લઇ જવાની ઇશારત કીધી, અને તે ગોઠવણ તે પરીસુરત છોકરીને આગમજથી ખબર હોય તેમ, બધાં જ્યારે ડાઇનીંગ રૂમમાં જવા ઉઠયાં ત્યારે તેની બગલને માટે પોતાનો ડાબો હાથ તૈયાર કરી તેની આગળ આવીને તે ઉભી. જેવો તે છોકરીના હાથનો તેના હાથને સ્પર્શ થયો કે માત્ર થોડાકજ કલાક અગાઉ તેની ગરદન આસપાસ વિંટલાયલા એલીસના હાથોની તેને યાદ આવી અને એલીસ લત્રેલનો મીઠો મોહક ચ્હેરો તેની સામે આવીને ઉભો, કે તેનાં મોંહમાંથી બે અટકાવ અફસોસની એક આહ નીકળી પડી.

"જમવા જવાનું તેનોબી તમોને અફસોસ કે?" તેની તરફ જોઇ હસીને તેણીએ કહ્યું "મરદોમાં મી૦ રોથશીલ્ડ એ ઘણું અસાધારણ કહેવાય."

અને તે આટલું એવી ભોળાઇથી હસીને બોલી કે હ્યુબર્ટના જીવને નિરાંત વળી.

"હા, લેડી આઇસોરા એવો અફસોસ ઘણો અસાધારણ હોવાની બીના હું કબુલ કરૂંછ."

"ત્યારે તેનો સબબ તો મારીથી પુછાયજ નહીં કે?"

"નહીં, મેહેરબાની કરીને તે પુછતાંજ ના, કેમકે આજે મારી હાલત એવી છે કે તમે મને જે પુછશો તેનો સાચો જવાબ મારીથી દેવાઇ જવાશે, અને તેમાં આપણે બેઉએ આપણી સારી અક્કલનો ઉપયોગ કીધેલો નહીં કહેવાશે."

"ચાલો ત્યારે તે નહીજ પુછવાની તમારી ઉપર હું મેહેરબાની ફરમાઉંછ." તે વળી પાછું હસીનેજ બોલી.

અને લેડી આઇસોરાથી તે અંજાઇ ગયો હતો એમ કહેવામાં મુતલગ સરાધાટ નથી. ખરેખર બધીજ ઓરતોને તેણે જે રંગના લેપડા અને પાઉડરથી ખુબસુરત બનેલી ધારી લીધી હતી તેમાં તેણે કેટલી થાપ ખાધી હતી એમ આજે હમણાજ તેને માલમ પડયું, અને જે

બધીઓને તેણે જોઇ હતી અને જેઓને તે મળ્યો હતો તે બધીઓમાં એજ કાંય એટલી રૂપાળી, ખુબસુરત અને સોહામણી દીસ્તી હતી તે તેની એક અજાયબી હતી. તેને જોઇ તેણે પરીયાંઓની વારતાઓમાં વાંચેલી પરી જેનાં મુખમાંથી હીરા અને મોતી ખરતાં વાંચ્યાં હતાં તેની તેને યાદ આવી. તે બોલકણી, વાતચીતમાં સમજદાર, દુન્યાની બધી બાબદોથી વાકેફ અને હુસ્યાર તેને માલમ પડી.

આવી અનુપમ ખુબસુરતીને પોતાની મતા તરીકે ધરાવનાર કોણ ભાગ્યશાળી નિવડશે અને કોણને તે પોતાના હાથની નિવાજેશ કરશે તેનો અજાયબીથી તે વિચાર કરવા પડ્યો; ને ધારો કે તેવી માંગણી તેણીની સનમુખ રજુ કરવાને તે પોતે જો છુટો અને મુખત્યાર હોય અને પોતાનું દીલ અને સર્વસ્વ તે જો તેણીનાં કદમ આગળ ધરે તો તેને તે છોકરી શું જવાબ આપે તે વિષેબી વિચાર કરવા તે પડ્યો.

"હું નહીં ધારતો કે રજભારબી તે મારી દરકાર કરે" તેણે મનસે વમાસ્યું. "તે બનવાજોગજ નથી. મારા જેવાએ આસ્માનપરના ચમક ચમક થતા સેતારાને લેવાની તજવીજ કરવી અને તેને મેળવવાની પેરવી કરવી એ બરાબર છે, એમ હું સમજુંછ અને માનુંછ."

તે આખી રાત તેની કેમ અને કેવી પસાર થઇ તે તે કહી શકયો નહીં. જયારે તે ઘરે પ્હોંચ્યો ત્યારે તે જાણે કાંઇ લાંબી સમાધીમાંથી ઉઠયો હોય તેવું તેને લાગ્યું.

બીજે દાહડે લૉર્ડ એરન્ડેલનો તેને જવાબ મળ્યો અને તેમાંનાં સખ્ત તાણુંઓની ભરેલા શબ્દોએ તેને ગુસ્સાથી લાલચોળ બનાવ્યો અને તે વાંચી તેનું જીગર ફાળ ખાઇને ફાટીજ ગયું.

"આવી મજેહની શાહી અને સારાં સફાઇદાર કાગળ તેં મારા વ્હાલા દીકરા કાંય બગાડ્યાં હોસે તેની મને અજાયબી લાગેછ" તેણે લખ્યું હતું "તારી તરફથી મને શું બદલો મળવો જોઇયે અને તારે કયાં તારૂં દીલ લગાડવું જોઇયે તેટલુંબી સમજવા જેટલી અક્કલ તારાંમાં

મને નહીંજ માલમ પડશે તો તુંને મારાં વિલમાંથી હું બાતલ કરસ. તેમ કરવા એક કલાકનોબી હું વિલંબ લગાડસ નહીં, તે વિષે તું શક-મંદ તો રહેતોજ ના. વળી બીજું શું કે એવી એક ગરીબ અને નહીં જણાયલી છોકરી તો પરણ્યા વગરબી તારી પરણેતર થઇ રહેવાનું પસંદ કરશે. વધારે હું કાંઇ લખી શકતો નથી. લેડી આટસોરા\આપણી તરફ મોટો ગડગડાટ મચાવી રેહીછે એમ અહીં સુધી મારે કાને ખબર આવીછે, ને તે છોકરીને તું વખાણશે અને તે તુંને ગમશે તો હું ઘણો રાજી થવસ. એક સ્યાણો આદમી કુદકો મારવા અગાઉ પોતાની સામે ઘણી સંભાળથી જોયછે—વધુ શું લખું ?"



## પ્રકરણ ૧૩ મું.

## "પ્યારનાં હુંબગથી દોરવાઇ જતો ના."

હુબર્ટ રોથરીલ્ડે તે કાગળ લગભગ દેવાનાની હાલતે વાંચ્યું; જે ઇનશાન આવો દયાહિણ અને ગેરઇનસાફની લાગણીથી ભરેલો તેને વાસ્તે તે ભલા જવાનને ધિક્કાર બલકે કમકમાટ છુટયો હોય તેમાં નવાઇ ન હતી.

"'પરણ્યા વગરબી તારી પરણેતર થઇ રહેવાનું પસંદ કરશે!'" તે કાકાજીનાં કાગળમાંનાં તે કમીના બોલો યાદ કરી બડબડયો "એવણ પોતાને મનસે શું ખાંડ ખાયછ? દુન્યાનીબી દોલતને ખાતર એવી એક પાક અને સાફ જીંદગીનો નાશ કરી મારો જાન સેતાનને હવાલે કરૂં?"

તેને ખરેખર ગુસ્સો બરપા થયો. બુરાઇ યા બદી કાંઇ સદાજ એક જવાનને આવકારદાયક હોતી કે થઇ પડતી નથી. તે બીજી ગમે તેવી બદીઓમાં ફસેલો હોય, ગમે તેવાં દોજખી કામમાં ડુબેલો હોય પણ લૉર્ડ એરન્ડેલે સુચવેલી બદી સામે તેનું જીગર બંડ કરી ઉઠે છે—તેવી

બદીથી તેનો જીવ કમકમે છે.

"બેશરમી ને દુઃખોનાં વાદળો તે સ્વરૂપમાન ચ્હેરા ઉપર ખેંચી લાઉં ? નહીં ! એવા એક શું પણ સો કાકાના વારસાને ખાતર નહીંજ ! અને રાજાઓનાં સેંકડો રાજપાટોને ખાતરબી નહીં !"

"ગમે તે થાય," તે ઠેડાવ કરી ઉઠ્યો "જ્યાં સુધી મારાંમાં ઇજ-તનો અંશ છે ત્યાં સુધી એવું કામ તો હું નહીંજ કરવાનો."

હવે તેનાં ભવિષ્યને લગતો મામલો એક ઉંઘાડી ચોપડીના જેવો ખુલ્લો અને સાફ તેને દેખાયો.

તે જો એલીસ લત્રેલ સાથે પરણે તો પોતાના કાકાની ગાદીપર કાકાની પછી તે નહીં આવે એ તો ચોક્કસજ હતું; એબી ચોકકસ હતું કે નેવરસ્લી ઍબી અને તેને લગતી માલ મીલકત જેને તે ભવિષ્યમાં પોતાનીજ થશે એમ શીખતો અને સમજતો ઉછર્યો હતો તેબી તે ખો-હીજ બેસવાનો; તેને નાગી ઉંઘાડી અને ઉજડ ગરીબીમાં સબડવુંજ પડવાનું, કેમકે, લૉર્ડ એરન્ડેલ તેનાં એ લગન કદીજ માફ નહીં કરવાનો.

ત્યારે તેણે એ બે મિરાસોમાંની એક પસંદ કરવાની હતી; અને જોકે એ બીનાથી તે પોતે હાલ અજાણ હતો, પણ, એટલું તો ખરૂં કે તે છોકરી પ્રત્યેનો તેનો પ્યાર હજી તેનાં જીગરનાં ઉંડાણમાં નહીં ઉતર્યો હતો; તેમ જો હતે તો આવા કટોકટના વખતે કેમ કામ લેવું અને શું કરવું તેનાં એકજ સેવટપર આવતાં તે વખત લગાડતે નહીં. રાજા-ઓએ પ્યારને ખાતર પોતાનાં રાજપાટોના ભોગ આપ્યા છે એ વાત જાણીતી છે.

બીજે દાહડે તેને તેના કાકા તરફથી એક બીજું કાગળ મળ્યું, જે તેવણનાં પ્હેલાં કાગળ કરતાં વધારે ધિક્કાર અને વધારે કમકમાટ પેદા કરનાર નિવડયું.

"મારાં આગળાં કાગળના ટેકામાં કાંઇક વધારે તારી ઉપર આજે લખું તો તે બેહેતર થઇ પડશે એમ મને લાગેછ" લૉર્ડ

એરન્ડેલે તેને લખ્યું "લોક કહેછે કે ચેષ્ટાખોર આદમી જેવો મુરખ આદમી કોઇજ નથી. મારૂં મત એ નથી. મારા જાત ભાઇઓના ચેષ્ટા હું કરી શકુંછ અને ઘણા ફત્તેહમંદીથી કરી શકુંછ તેને માટે તો હું સામો મગરૂરી લેઉંછ. મગર, તે બીના સાથે આપણને આજે કામ નથી. તારાં મનપર જે હું ઠસાવવા માંગુંછ તે એ છે કે પ્યારનાં હુમંગથી દોરવાઇ જતો ના. હું જે કેહુંછ તે ખરૂંજ માનજે કે અબલા જાતીઓ બધીજ એક સરખી હોય છે; તારી ઉપર જે છોકરી પ્યારથી મરતી હતી તેને પરણ્યો તો સારૂં થયું, કે કોઇ તારી તરફ બેદરકારી બતાવતીને પરણતે તો તે સારૂં થતે તે વિષે તારાં લગન પછી છ મહીને ટચાકરીભાર તું દરકાર કરવાનો નથી. જેને તમો જવાન્યાઓ પ્યાર અને તેબી વળી ખુદાઇ પ્યાર કેહો છો તે કાંઇજ નહીં, પણ, એક જાતની માત્ર તાપ છે, જે વખત જતે નરમ પડી સદાની નાબુદ થયા વગર રહેતી નથી. હવે જ્યારે કોણને તું પરણે ને કોણને નહીં તે તારે માટે મોટી અગત્યનો સવાલ નથી ત્યારે એવીજ એકને તારી પરણેતર દાખલ પસંદ કાંય નથી કરતો કે જે તારી જીંદગીને માટે જરૂરનું તે બધું મેળવવાને તુંને શક્તિમાન કરે; જે તુંને માન, મરતબો, ઉંચું ખાનદાન, સરકાર દરબારમાં ઉંચો દરજ્જો અને સેવટે દોલત મેળવી આપે? જેના લાગવગથી તારી જીંદગીના લાભો સદાના સચવાયલા રહે? તેને બદલે કોઇ ભલતીજ જે તુંને કશું મેળવી નહીં આપે તો નહીં, પણ ઉલટો સોસાયટીમાં તારો દરજ્જો ઉતારી નાંખી તુંને હીણી હાલને ફરતો કરે, અને પેલી મેં તુંને ઉપર કહેલી તાપ ઉતરી જતાં તેને માટે તુંજ શરમાતો થાય, દગલે ને પગલે તુંજ પસ્તાતો રહે તેવી ઉપર શા માટે તારી જીંદગીનો ભોગ આપવો જોઇયે? મારી જીંદગીમાં હું ઘણાક એવાં માણસોને મળ્યોછ કે જેઓ મારી દયા અને દિલસોજીને લાયક નિવડયાછ—પણ સૌથી વધારે દયા તો મેં તેવાઓનીજ ખાધીછ કે જેઓ બીચારાને પોતાના દરજ્જાથી ઉતરતા દરજ્જાની પરણેતર લઇ આવી ફુરકે ફુરકે પછીથી

મેં રડના જોયાજી!

"અલબત, મારા વ્હાલા હુબર્ટ, તુંને વિચાર કરવાનું બની આવે માટેજ તુંને આય સુચનાઓ કરૂંછ. બાકી તારી પરણેતરની પસંદગી કરવાને તું પોતે કુલ મુખત્યાર છે. તું મારો વારેસ છે એમ શીખતો અને જાણતો તુંને ઉધારવામાં આવ્યો છે. જો તું એમ ધારતો હોય કે એ કીસમનાં લગનથીજ તું સુખી થશે તો તું બેલાશક પરણજે. હું પેલા એરીક રીલવરને જોકે પસંદ તો નથી કરતો, પણ, આવા સંજોગ તરફ જોતાં તેને મારા વારેસ તરીકે મારે લઇ ચલાવવોજ પડશે.

"હવે તું વારસા કરતાં તારી પસંદગીની પરણેતરનેજ વધારે પસંદ કરેછ એમ મને તું ખબર આપશે નહીં ત્યાં સુધી તારી ઉપર એ બાબદમાં વધારે કશું હું લખવાનો નથી. તારી તરફથી એ ખબર મળતાં હું એમજ સમજીશ કે મારી બધી સલાહો અને સુચનાઓને વાપર વખાતી નાંખી તું તારી પોતાની સમજ પ્રમાણે વરત્યોછ."

આ કાગળ વાંચી હુબર્ટને ઘણી વધારે કરાજી ઊરપા થઇ. અને તેથી અમે ઉપર કહ્યું તેમ એલીસ લત્રેલ તરફના તેના પ્યારે તેનાં હૈયાંનાં ઉંડાણમાં જે અસર કીધી હતે તો જે પગલું ભરવાની તેની હવે ફરજ હતી તે પગલું ભરતાં તે વખત લગાડતે નહીં; પણ તેના એ પ્યારને વાસ્તે તેનાં દિલમાં હંમેશનો શક હતોજ-તે એવો શક હતો કે જેની તે બીચારાને કશીજ સમજણ હતી નહીં.

જ્યારે તે એલીસ આગળ રહેતો ત્યારે તેણીનો પ્યાર તેનાં અંતઃકરણ ઉપર સંપૂર્ણ ફત્તેહ મેળવતો હતો. તેની આગળથી તે દુર થતો કે તે છોકરી તેને ચાહતી હતી તે સિવાયની કશી યાદ તેનાં દિલમાં રહેલી જણાતી ન હતી. તેનાથી દુર થતાંજ સારી સમજ પોતાનો કાબુ તેની ઉપર મેળવતી અને તેણે ભરવા ધારેલું આ પગલું વાજબીજ હતું કે કેમ અને તેની ઉપરનો તેણીનો જાંનિસાર પ્યાર સદા સુધીનો સાચો નિવડશે કે નહીં તેના વિચારમાં તે પડતો.

માત્ર થોડાંજ અઠવાડીઆંની વાતપર તો તે એક નાનાં બચ્ચાં જેવી નાચતી કુદતી અને સુખી ખુશાલ જીંદગી ભોગવતો હતો—આજે તેની તેજ જીંદગી તરેહવાર વ્હેમો અને ગુંચવાડાથી ભરપુર બની રહી હતી.

"પ્યારનું તત્વ મારામાં આમેજ થયું તે અગાઉ હું કેટલો સુખી હતો?" તે વિચાર કરતો હતો, અને વ્હાલાં વાંચનારાંઓ એ જવાન જો ખરેખર સ્યાણોજ હતે તો તેનાં મનમાં બરપા થયલા ઉપલા સવાલથી તેની ખાતરી થતે કે તે મુતલગ પ્યારમાં હતોજ નહીં—એક બચ્ચાંસહી ખ્યાલને અને ખોટા આભાસને પ્યાર સમજવાની તે માત્ર ભુલ કરતો હતો.

હવે એ બાબદમાં એલીસને મુખ્ય લાગતું વળગતું હતું એટલે અંતે તેની સનમુખ પોતાની મુશ્કેલી રજુ કરી તે પોતે તે માટે શું ધારતી હતી તે વિષે તેણીનું મત લેવાનો તેણે વિચાર કીધો.

તેણીને તે મળ્યો. તે ઘરમાં હતી નહીં, પણ, પેલાં નાળાંને કીનારેથી 'ફરગેટ–મી૰–નોટ' ફુલો વિણતી હતી.

એલીસને તેણે પ્હેલાં નહીં જોઇ. તે ફુલોની ડાંખલીઓમાં એવી ભરાઇને ગુંચવાઇ ગઇ હતી કે તેની ઉપર કદાચ તેની નજર પડીબી હોય અને તે તેને કદાચ ઝુમતી ફુલોની એક ડાળીજ સમજ્યો હોય! પણ એલીસે તેને જોયો અને તેનું નામ દઇ તેણીએ તેને બોલાવ્યો અને પાછું ફરીને જોતાં તેને એલીસ દેખાઇ.

"એલીસ, તુંને હું અહીંજ મળ્યો તેથી હું ઘણો ખુશી થયો. હું તો તારે ઘેરે જતો હતો. મને તારી સાથે કાંઇ વાત કરવીછ."

"માફ કરજો વ્હાલા હું તમારી માલેકીની જગ્યામાં ઘુસી આવી ફુલો તોડુંછ—તમે મને પકડીને સજા તો નહીં કરાવો?"

"હું તુંને જોઇને એટલો ખુશી થયોછ, એલીસ, કે મને બીજી ત્રીજી વાત કરવાની ફુરસદજ નથી."

"ને તમે જે વાત કરવા હમણા આયાછ તે કાંઇ ઘણી ગંભીર

તો નથીની ?"

"હા, જરા તેમજ છે." તે બોલ્યો.

"ઓ માયરે !" તે બોલી "જો દુન્યામાં ગંભીરતા હોતેજ નહીં– જો જીંદગી આય ઉનહાલાની સહવાર જેવીજ હોતે !"

"પણ, તારે મનસે વહાલી તારી જીંદગી તો સદા ઉનહાલાની સહવાર જેવીજ હોવી જોઇયે !"

"પણ, તે મારી ઉપર તમારી માયા મેહેરબાનીનો સુરજ ચમકે ત્યારે તેમ હોય કેની ?" તેની તરફ પોતાની આંખો ટીકેલી રાખી તે બોલી.

"ઓરતજાતને ખુદાએ આવી આંખની બખશેસ કરવાનું મોકુફજ રાખ્યું હોતે તો કેવું સારૂં" ચુબર્ટે મનમાં વિચાર્યું. "તેમ ખુદાએ નથીજ કીધું તો મરદ બીચારો પછી શું કરે ?"

નાળાં ઉપર એક મોટું ઝાડ ઝુમાઇ પડયું હતું તે તરફ હસીને એલીસે આંગળી બતાવી અને તે બોલી –

"પેલી જગ્યા આપુને બેઉને વાસ્તે નચીંતે બેસી નિરાંતે વાત કરવા લાયક છે–એવી એ ઠંડી ને સુખવારી જગ્યા છે કે નાળાંનો વહેવાનો સાદ સાંભળતી સાંભળતી, એક બચ્ચું હાલરડાંનું ગીત સમજી પોઢી જાય તેમ, હું ઉંઘાઇ જઇશની–ચાલો, વહાલા આપણે ત્યાં જઇએ–જયાં કોઇનું કદમ નહીં તેવી જગ્યાની માલેકી ધરાવનાર કેવો સુખી હોવો જોઇયે !"

તે આગળ ચાલી અને ત તેની પુઠે ગયો, અને તે ઝાડની ઝુમી પડેલી ડાંખલીઓ વચ્ચે તે બેઉ બેઠાં. ત્યાં ડાળે ડાળે બેઠેલાં પંખીઓ પોતાનું અધુરૂં રહેલું ગીત જલદીથી ગાઇ પુરૂં કરી તે લોકથી જાણે તેઓ બીધાં હોય તેમ ઉડીને નાહસી ગયાં.

"અહીં કેવું મજેહનું લાગેછ !" એલીસ બોલી "ઓ, ચુબર્ટ તમારી સુકકીસટ વાતચીત કરી અહી વખતની બરબાદી ખુદા વાસ્તે ના કરતા. જુવો આય પંખીઓ અને ફુલોપરથી તમારે ઉલટો ધડો

લેવો જોઇયે."

"ને તારી સાથે બસ પ્યાર–પ્યારને–પ્યારનીજ વાત કર્યા કરવી જોઇયે, એમ કે?"

"ત્યારે આય જેવી સહવારને બંધ બેસ્તી બીજી વાત કયી હોય, વહાલા?" તે બોલી અને હુબર્ટે બી તેની તે તકરાર કબુલ રાખી. વળી પાછું તેની ઉપર પ્યારનું જાદુ પંથરાયું અને વહેમ. ગુંચવણ એ બધું તેનાં મગજમાંથી નીકળી જઇ. આસપાસ ઉગેલાં ફુલોથી સુગંધમય બનેલી હવામાં ઉડી જઇ પીગળી ગયું; તે છોકરી એટલી ચાહનારી અને ચાહવાલી હતી. એકાયક તેની નજર ત્યાં પડેલી એક ચોપડીપર પડી.

"તું અહીં વાંચતી'તી કે એલીસ?"

"હા, વહાલા, આય ચોપડીનો ધીરજ અને ખંતથી હું અભ્યાસ કરવા આવી, પણ આય નાળું અને પંખીઓ મારૂં ધ્યાન લાગવા દેય ત્યારે કેની?"

"એ શું ચોપડી છે?"

આ સવાલથી તેણીનો ચેહરો લાલ થઇ રહ્યો અને તે છોકરી ગભરાટમાં પડી

"તમારે એ ચોપડી જોવી જોઇતી નથી–તમારી નજરે તે પડે એવી મારી મતલબ હતી નહીં." તે ચોપડીનાં કવરની નામવાલી બાજુ-પર પોતાનો નાજુક હાથ મુકી તે બોલી.

"જોઉં, જોઉં–તારો કેવો ગોરો ને કેટલો નાજુક હાથ છે?" એમ બોલી તે હાથ તેણે ઉંચકયો અને તે છોકરીએ દગાઇને તે હાથ તેને ઉંચકવાબી દીધો અને ઝટ તેણે તે ચોપડીનું નામ વાંચી લીધું:—

## "એટીકેટનો ભોમ્યો."

**"મોટે ખાંચરેની સોસાયટીમાં કેમ ચાલવું તેને લગતા કાયદા."**

અને તેની સઘળી ગંભીરતા છતાં હુબર્ટ મોટે મોટે હસી પડયો.

ભવિષ્યની લેડી એરન્ડેલ આ નાની ચોપડીમાંથી રીતભાત શીખે એ વાત તેનાં ધ્યાનમાંજ નહીં ઉતરી શકી.

---

## પ્રકરણ ૧૪ મું.

## "તમુને હું ખોહવસ તો હું મરી જવસ."

"હવે, તમે વળી પાછા ગુસ્સે થયા કે?" આંસુભરી આંખોએ તેની ગમ જોઇ એલીસે પુછ્યું "તમુને રાજી રાખવાને હું આતુર છેઉં. તમે હેનલી પાર્કમાં જેવી બાનુંઓને જોઇ તેવીઓમાંની એક જેવી થવાની મારી ખુશી છે તેથી હું આગ ચોપડી વાંચુંછ. તે લોક જેમ વાત કરે તેમ હું વાત કરૂં અને તે લોક જેમ કરે તેમ કરવા હું ઘણી આતુર છેઉ."

"તેને લગતું શિક્ષણ કાંઇ એમ મળવાનું છે?" તે પેલી ચોપડીનાં પાણાં હસ્તે ચ્હેરે ફેરવતો બોલ્યો. "કોઇની નકલ કરવાનું એલીસ, કાંઇજ કામ નથી. તું હાલ જેવી છે તેવીજ સૌ કરતાં સરસ અને સૌ કરતાં વધારે વ્હાલી, મારે મનસે છે એમ હું તુંને ખાતરી આપુંછ."

તે છોકરી ખુશી થયલી દેખાઇ; તેણીના ચ્હેરાપર દોડી આવેલી છાંયા ઉડી ગઇ અને તેણીની આંખો ખુશીથી ચમકવા લાગી.

"હું તમુને તે બધીઓ કરતાં ઘણીજ વધારે ગમુંછ?" એલીસે પુછ્યું અને પોતાની બધી ખુબસુરતીનો ખજાનો પોતાની આંખોમાંજ એકઠો કરી એવી રીતે તેણીએ તેની ગમ જોયું કે તે છોકરીનાં ગળાંમાં હાથ નાંખી તેણીની ફુલ જેવી ડોક પોતાની આગળ ખેંચી તેને કીસીઓથી લગભગ ગુંગળાવી નાંખ્યા વગર તેનીથી રહેવાયુંજ નહીં.

"અલબત વ્હાલી એલીસ ને મેં તું વ્હાલીને તે માટેની ઘણી સાબેતીઓ આપીછ."

"ઓ, હું તેથી એટલી તો ખુશી છેઉં!" તે બોલી "હું તેથી ઘણીજ ખુશી છેઉં! હવે મને કશાંની દરકાર નથી; હવે આય એટી-કેટનો બોજ્યો ફોગ્યો કાંઇ વાંચવાની ને સમજવાની માથાંકોડ હું કરવાની નથી; પણ હુબર્ટ તમે જાણોછ કે હું રીતભાતવાલી થવાની હંમેશ કોશેશ કરૂંછ."

"તે હોસેજ; ને તું રીતભાતવાલી છેજ. અબલાજાતી, અકસર કરીને ખુબસુરત છોકરી સદાજ કુદરતી મીઠા સ્વભાવની ને નરમાસ-વાલીઓજ હોયછ."

એક બચ્ચાંને તેનું મન ચાહ્યું મળે ને ખુશી થાય તેવી તે ખુશી થયલી દેખાઇ.

"હું નહીં ધારતી કે જેમ આય ચોપડીમાં લખ્યુંછ તેમ મોટે ઘેરની તે બાનુંઓ ચાલતી ને ફરતી હરતી હોય; ને જેવી હું છેઉં તેવીજ તમોને હું પસંદ છેઉં કેની? ખરેખર કે તમે મને બકાવોછ?"

તેનો તેણે જે જવાબ કર્યો તે તેણીને ઘણોજ ગમ્યો—પણ તે જવાબ શબ્દરૂપી ન હતો.

"હવે એલીસ" તે બોલ્યો "આય ચોપડી બાજુએ મુકી દે, ડીયર, ને હું કેહુંછ તે સાંભળ. હું તારી સાથે કાંઇ ગંભીર વાતચીત કરવા માંગુંછ. આપણી બેઉની જીંદગીનું સુખ જોખમમાં છે."

અને એટલાંમાંજ તે છોકરીની આંખોમાંનું તેજ જે ઉડી ગીયું તે જોવાનું ઘણુંજ દયાજણુક હતું. તે સુર્યનાં તડકાં અને ફુલોના સોડમ વચ્ચે જન્મી, એ બેઉ ગુમ થયાં કે મરી જવાને સરજાયલાં ગોયા એક પતંગ્યાં જેવી તે છોકરી હતી. તેણીમાં અબલાજાતીનું દમામદાર તત્વ કશુંજ હતું નહીં.

તેણીએ એક મરદનો જીંદગી સુધી સાથી થઇ રહેવા માટે નહીં, પણ જાણે માત્ર પ્યાર કરવા, પ્યાર લેવા અને સદા રમ્યાજ કરવા માટેજ તે જન્મી હતી.

"તમે મને કાંઇ ઘણું દલગીરી ઉત્પન્ન કરનારૂં કહેવા માંગોછ? તમારા ચ્હેરાપરથીજ હું તે પારખી શકુંછ."

"વાત એમ છે, એલીસ કે મેં તુંને કેહ્યું'તું કેની કે હું આપણાં લગન બાબે મારા કાકાજીને લખસ ને તેવણ શું કહેછ તે હું જોવસ? મેં તેવણને લખ્યું'તું ને તેવણનો મને જે જવાબ મળ્યોછ તે હું તુંને જણાવવા આજે આયોછ."

અને રખે તે જવાન તેણીની આગળથી જતો રહે એમ તે છોકરી બીહીક રાખતી હોય તેમ તેની વધુ નજીક ખીસી તેનાં આંગ સાથે આંગ લગાડી તેનો હાથ મજબુત પકડીને બેઠી.

"મારા કાકા ઘણા મગરૂર માણસ છે, એલીસ, ને કાંઇ ઘણા ભલા માણસબી નથી. તેવણ પ્યારમાં માનવાવાલા નથી—"

"પ્યારમાં માનવાવાલા નથી?" તે વચમાં બોલી ઉઠી ને એવા તો ગભરાયલા અવાજે તે બોલી કે તેનીથી તે વાસ્તે હસ્યા વગર રહેવાયું નહીં."

"નહીં—જરાબી નહીં. તેવણના વિચારો વિચીત્ર છે. તમે જેની સાથે ગમે તેની સાથે પરણી જાવો એવા તેવણના વિચારો છે; ને ટુંકમાંજ કેહું તો એલીસ આપણાં લગનને લગતી બાબદનો એકબી બોલ એવણ સાંભળવા નથી માંગતા."

ફકત આટલુંજ સાંભળી તે એટલી તો ફીક્કી મારી ગઇ કે તે જવાનને ફાળ પડી કે તે બીચારી ફૂલ ગુઝાર થતી હતી કે શું. તેણીના હોઠપર છાંટો રંગ નહીં હતો અને તે પોતે ઝાડનાં પાંદડાં માફક બીચારી ધ્રુજી રહી હતી. તેણીએ બોલવા માટે હોઠો હીલવ્યા પણ કશો અવાજ તે કાઢી શકી નહીં.

"એલીસ, એલીસ, મારી ડારલીંગ!" તે બોલી ઉઠયો "ખુદા ખાતેર, મારી તરફ તું એમ ના જો!"

"તમુને હું ખોહવસ તો હું મરીજ જવસ" તે બોખરે સાદે

બોલી "મારી બધી જીંદગી મેં તમારામાંજ ભરીછ. મને જો માલમ પડશે કે તમે મને છોડી જશો તો તમે જાણોછ કે હું શું કરસ તે?"

"નહીં, મારી ડારલીંગ, શું?"

"તમારીજ સામે આય નાળાંમાં પડીને મરી જવસ. હું માત્ર ઉમરેજ બચુંજ છેઉં, પણ મેં તમોને જે પ્યાર સપુરદ કીધોછ તે કાંઇ નાની બુચીનો પ્યાર નથી. હું ગરીબ, અજ્ઞાન ને બીનઅનુભવી છેઉં; પણ કોઇ ઘણા જોરાવર ને ઝનુની પ્યારથી તમોને હું ચાહુંછ. તમારીથી છુટી રહેવા કરતાં તમારી સાથેજ રેહી ગમે તેવાં ભયંકાર મોતે મરવા હું તૈયાર છેઉં. માફ કરજો મને! મારે એ બધું બોલવું જોઇતું નથી ને હું શું બોલુંછ તેનું મને ભાન નથી."

તે અજાયબીથી તેની તરફ જોતો બેઠો. તેણીના ચ્હેરાનો તમામ કલ્લોજ તેને ફેરવાયલો લાગ્યો. તેના ચ્હેરાપર જે હંમેશ બચપણની નિશાણીઓ તે જોતો હતો તે આજે ત્યાં હતી નહીં; તેની જગ્યાએ તે ચ્હેરાપર ઉંડા પ્યારની રેખા ખેંચાયલી તેણે જોઇ અને તેણીની આંખો કાંઇ અજબ પ્રકાશથી ચળાચળ થતી તેને દેખાઇ. તેણે તેથી જોયું કે જે લાગણીઓ—જે તેણીને માટે અતિ જરૂરની લાગણીઓ—તેણીનાં અંતરમાં મંદ પડી હતી, તેઓને તેણે સજાગરૂ કીધી હતી.

તેણીના હાથમાં તેનો જે હાથ હતો તેને પોતાના હોઠો અને આંખો સાથે દાબી ચુમીઓ લઇ આંસુથી તેણીએ તરબોર કરી નાંખ્યો.

"તમે પ્હેલે મારી આગળ આયા ને તમારી આંખો મારી આંખો સામે જોઇને હસી તેજ પલે મેં જાણ્યું કે એક કોઇ રાજા—એક મહાન પ્હેલવાને મારા જેવી એક તુચ્છ ઉપર કરમ મેહેરબાની ફરમાવી હતી. જોકે તમારો ચ્હેરો ને તમારો અવાજ મને રાત દીન ઘેરી રહ્યા છતાં તમારો દરજ્જો એટલો ઉંચો હતો કે તમુને ચાહવામાં હું ઘેલચ્છાજ સમજી; મેં મનમાં વિચાર કીધો કે આજે તમુને ચાહવાનો શોખ કરસ તો કાલે સુરજ ને ચાંદને ચાહવાની શેખી કરસ તો તે કાંઇ મારીથી

બનવાનું હતું? પણ, વખત જતે મારી ખાતરી થઇ કે તમોને ચાહવા અને ચાહીને જમીનના જે ભાગોપર તમારાં કદમ પડે તે બધાને પુંજ્યા વગર મારીથી જીવાવાનું નથી, પણ તેજ વખતે મેં તો મનસે નક્કીજ માન્યું કે મારા પ્યાર બદલ તમારો પ્યાર તો મારીથી જીતાવાનોજ નથી; અને તેથી તમો અહીં તહીં સવારી કરતા ફરો હરો ત્યારે તમોને જોવામાં હું મોટી મોજ માનવા લાગી. સુરજ સેતારાને નમન કરે કે? નહીં કેની? તેથીજ મને લાગ્યું કે તમો મને કેમ ચાહી શકવાના હતા? ને તેથી મેં મનસે વિચાર્યું કે 'મારો આય ભેદ કોઇનાં રૂવાંનેબી માલમ નહીં પડે તેમ સાચવી રાખવો જોઇશે.' ને તેમ હું કરતેજ. તમોને ફકત જોઇનેજ આબેહયાતનો રસ પીતી હોઉં તેમ હું સમજતે—જો તમે હું કમીની પ્રત્યેના તમારા પ્યારનો બોલ તમે તમારાં મોંહમાંથી કાઢ્યો નહીં હોતે તો. એ બોલ તમારાં મોંહડાંમાંથી નીકળ્યો કે સટ દેતું કે મારો જીવ, મારૂં હૈયું, મારૂં સર્વસ્વ તમારાંમાં ભરાઇ ગીયું. મારાં જીગરનાં જીગર તમે [illegible] મારાં જીવની જીવણશકિત તમે છેવો, મારાં હૈયાંની હુંફ અને ઉછળાટ મારાં લોહીની ગરમી મારા વાહલા તમેજ છેવો; અને તે છતાં મારીથી છુટા થવામાંજ જો તમોને સુખ હાંસલ થતું હોય તો લેવો વ્હાલા, મારો જીવ, મારૂં હૈયું, મારૂં જીગર, માંરૂં લોહી એ બધું તમારી ઉપરથી સાત સાતવાર સદકે કરવા તયાર છેઉં!"

હુબર્ટ બીચારો શું બોલે!

એટલું બોલતાંજ એલીસની આંખોમાંથી બેઅખત્યાર આંસુઓનો દર્યાવ વ્હેતો થયો તે જોઇ તે જવાનનું જીગર ચીરાઇ ફસાઇ ગયું. તેણે ઝટ તે છોકરીને પોતાના હાથોની મીઠી પનાહમાં ખેંચી લીધી અને તે સંગેમરમર જેવા સાફ ચ્હેરાપરથી આંસુઓના બીણાસ સાફ કરી નાંખવાનું માહ મુશ્કેલ(!) ઘણુંજ અણગમતું(!) કામ તેણે પોતાના બે હોઠોને સોંપ્યું અને તેઓએ બે તાબેદાર ગુલામોની કીસમે તે કામ તે બેઉ વ્હાલાં જીગરોના સંતોષ પુરતું બજાવ્યું.

"હવે મને લાગેછ કે હું તમુને ગમવાનીજ નહીં" તે છોકરી ડચકાં ખાતી બોલી "હું જાણુંછ કે મારે તમારી સાથે આય ફીસમે વાત કરવીજ નહીં હતી. તમારી દુન્યાની બાનુંઓ એવી એવી વાતો કરતીજ નહીં હોસે—પણ મારાં હૈયાંએ બોલવાનુંજ હતું તો તે બીચારૂં મારા હોઠ મારફતે નહીં બોલે તો કેમ બોલે?"

"મારી વ્હાલી એલીસ, મારી ડારલીંગ, તારી ભુલ છે. તારા જેવીને ચાહવા વગર મને વારૂં કેમ ચાલે? રડ ના—રડવાની કાંઇજ જરૂર નથી. આપણે છુટાં પડવાનાંજ નથી. હું કેહુંછ તે સાંભળ."

"હું મરૂં એમ તમો ચાહતા હોવ તોજ મારીથી અલગ થવાનો વિચાર કરજો."

આહ! અને હ્યુબર્ટે જોયું કે આંસુભરી આંખો, મીઠાસથી પસરેલા હોઠ અને મોહબતની લાગણીથી પુરજોશમાં આવી ખીલી રહેલા ચ્હેરા સાથે તે છોકરી આજે જેવી ખુબસુરત લાગતી હતી તેવી કોઇ દીવસે તેણી તેને ખુબસુરત લાગી નહીં હતી.

"એલીસ, તેં બધું હજી સાંભળ્યું નથી, ડારલીંગ" તે જવાન બોલ્યો "લૉર્ડ એરન્ડેલની મગદુર નથી કે આપણને છુટાં કરી શકે—આખી દુન્યામાં કોઇ માયે એવા વિરલાને હજી જનમ નથી આપ્યો કે જે આપણને બેઉને છુટાં કરવાની તાકાત ધરાવતો હોય."

"તમે આય બધું મને ખરૂંજ કેહોછ કે?"

અને તે છોકરીની ભોળાઇપર તેનીથી વળી પાછું હસ્યા વિના રહેવાયું નહીં.

"ને તમારા કાકાજી તમારી સાથે તોડછોડ કરશે તેની તમે દરકાર કરશો કે?"

"હા, હું ધારૂંછ કે તેની મને દરકાર તો કરવીજ પડશે, એલીસ; કેમકે, ભવિષ્યમાં નેવરસ્લીનો લૉર્ડ અને માલેક થવા માટેજ હું ઉછરીને મોટો થયોછ; મારે માટે એ ભવિષ્ય મારા જનમથી ધારી રાખી

નક્કી કરી રાખવામાં આવ્યું છે. મારી પોતાની પાસે કાંઇ દોલત નથી, એક શીલીંગ વટીક મારી પાસે નથી, અને મારા કાકાએ—જયારે હોસે ત્યારે તેવણનો હું વારેસજ થવસ એમ સમજી—મને કોઇ ધંધો કે ઉદયોગ શીખવવાની કોઇ દાહડે કાળજી કીધી કે રાખીજ નથી. જો, કાકાજી મને પોતાના વારસામાંથી બાતેલ કરશે તો એલીસ તારા બાવાજી જેટલુંબી હું પેદા કરી શકનાર નથી. હું ગરીબો કરતાંબી ઘણોજ ગરીબ રેહી જવસ.”

“ત્યારે તો તમારી ઉપર ઘણું ઘાટકીપણું ગુજરશે. મારે ખાતર તમુને નેવરસ્લી તો ખોહવા હું દેવાનીજ નથી. એ બધું અટકાવવાને વાસ્તે આપણા હાથમાં એકજ ઇલાજ છે. હુબર્ટ.”

“તે શું ઇલાજ છે, મારી ડારલીંગ?”

“તે એકે આપણે થોભી જવું. તમારે તમારા કાકાને નાફરમાન થવાનું યા તેવણને ગુસ્સે કરવાનું કાંઇજ કારણ નથી. આપણે આપણા અરસપરસના પ્યારમાં સુખી છઇયે. હાલ તુરત આપણને વધારે કશાંની અગત નથી. હું જો ત્યારે તમારે વાસ્તે મારી આખી જીંદગી સુધી થોભસ તો તે, મોટા શેહેનશાહ સાથે હું પરણી જવા કરતાં લાખ દરજજે બેહેતર સમજસ.”

“પણ તેમ તો આપણી અડધી જીંદગી પસાર થઇ જાય ત્યાં સુધીબી નિવેડો નહીં આવે તો?”

“કાંઇજ મુજાકો નથી વહાલા. વળી તે કરતાં વધારે બેહેતર કે વધારે સુખ્યારૂં શું હોઇ શકે? કોઇ કોઇ વખત આપણે એકમેકને મળતાં ભેટતાં રેહીશું. તમારીપર હું કાગળ લખસ તમે મારી ઉપર લખજો. આપણે જેમ હાલ સુખી છઇયે તેવાંજ તે મુદ્દત દરમ્યાનબી આપણે રહીશું.”

“ત્રીસ વરસબી તેમ કરતાં નીકળી જાય તોબી?”

“એ ચાહનાં જીગરોને માટે વખત શું ચીજ છે?”

ત્યારે જે સહવારની શુરૂઆત ગુંચવણભરી તેને લાગી હતી તે એ રીતે સુખમાં ખતમ થઇ હતી. ત્યારે તેમના પ્યારને જાહેરમાં બા પુકાર

ખુલ્લો કરવાની તેઓને તક મળે ત્યાં સુધી ધીરજથી થોભવાનો એક-મેકસે એકરાર કરી તેઓ બેઉ વ્હાલાંઓ વ્હાલથી છુટાં પડયાં.

## પ્રકરણ ૧૫ મું.

# વળી પાછી સરજત આડી પડી.

લૉર્ડ એરન્ડેલ ઉંચો વાઇનસીપ કરતા, પોતે જે એમુલ છાબુસો ઉંચકી લાવ્યા હતા તે તપાસ્તા મુછમાં હસ્તા હતા. તેવણને મનસે આખરે તેવણનો ભત્રિજો અકકલમંદ પુરવાર થયો હતો. તેઓ વચ્ચે ચાલેલો જે પત્રવ્યવ્હાર આપણે વાંચી આવ્યાં તે ઉપરાંત બીજાં ઘણાં કાગળપત્રો તેઓ બેઉ વચ્ચે ચાલ્યાં હતાં, મગર તેઓમાંનાં એકમાંબી હુબર્ટના પેલા પ્યારના પીજણ પાટલાનો કશોબી ઇશારો તેવણના જોવામાં આવ્યો ન હતો.

"એનું એ દરદ દફે થયું ખરૂં" મનસે તેવણે વમાસ્યું "પ્યારમાં પડેલા આદમીની શુદ્ધીબી કેટલી જલ્દી ઠેકાણે આવી જાયછ, એ અજબ છે. મારી ખાતરી છે કે જ્યારે હું ત્યાં પાછો જવસ ત્યારે કોઇ ગામ-ડેની ગોરીના એકાયક ગુમ થવાની કાંહાંણી મારે કાને આવશે ખરી; ને તે ગામડેની ગોરી કોણ હોવી જોઇયે તે હું મનમાંજ સમજીને રહેવસ; ગમે તે કેહો ને ગમે તે કરો શીલસુરી જેવી કોઇ ચીજ નથી."

થોડીકવાર તો બધું શાંત રીતે ચાલ્યું. હુબર્ટ વારંવાર સ્કુલ જોવા જતો હતો અને એલીસને મળતો ભેટતોબી રહેતો હતો ખરો. છતાં હુબર્ટ રોથ-ફીલ્ડ સુખી નહીં હતો; ભેદ, ભરમ, છુપો મેળાપ, છુપાં લગનો એ બધું તેને પહેલેથીજ ના પસંદ હતું અને તેથી હાલ તેને જે રીતે છુપાછુપ બધું કામ લેવું પડતું હતું તેથી તે ઘણો નારાજ હતો. તે ઘણો ઇજતવાળો

ઇનશાન હતો અને તેથી એ બધામાં તે બેઇઝતી માનતો હતો. પણ એ મામલો બધો ફેરવવો કે સુધારવો કેમ તે તેને સુઝ પડતું ન હતું. જેમ જેમ દાહડાઓ અઠવાડયાંમાં અને અઠવાડયાં મહીનામાં પીગળતાં ગયાં કે તેને કબુલ કીધા વગર ચાલ્યું નહીં કે તેણે એ કામ મુરખાઇ ભરેલું કીધું હતું; કે છોકરવાદી મોહીની માત્રને તેણે પ્યાર સમજવાની ભુલ કીધી હતી–છતાં તે પોતાનો બોલ આપી ચુકયો હતો, અને હવે તે તેણે પોતાની જીંદગીનાં સુખનેબી ભોગે નિભાવવાની તેની ફરજ હતી.

એ કાંહાંણીનું સેવટ શું આવતે તે કેહી શકાતું નથી, પણ તેટલાં વળી પાછી સરજત આડી પડી.

એક સહવારે હુબર્ટે મનસે ઠેડાવ કીધો કે બારવને નેવરસ્તે ખાતે જઇને મી૦ લત્રેલની આગળ એ બધા ભેદનો ખુલાસો કરવો, જેમ કીધાથી તેનું પોતાનું મનબી મોકળું થશે એમ તેણે ધાર્યું. પણ તેજ સાંજે તેને ખબર પ્હોંચાડવામાં આવી કે મી૦ લત્રેલ સ્કુલમાંજ એકાયક પડી ગયા અને હકક થયા!

આ ઓચીંતો બનાવ તેની સરજતમાં શું ફેરફારો કરી નાંખનાર હતો તેનો તેને પ્હેલે તો ખ્યાલ આવ્યોજ નહીં. અલબત તે નેવરસ્તે ખાતે દોડી પ્હોંચ્યો જ્યાં એલીસને તેણે દુ:ખોના પ્હાડો વચ્ચે કચડાઇ ભચડાઇ ગયેલી દીઠી. તે બચાં જેવી નિરદોશ અને હસ્તી રમતી છોકરીએ મોત શું તે કદી જાણ્યું ન હતું, એટલે તેણીનો તે વખતનો સંતાપ સંગદીલથીબી જોઇને સહન નહીં થઇ શકે તેવો હતો. તે પોતાના બાપનાં બીછાણાંપર માથું નાંખી જમીનપર ઉંધે મસ્તક પડી હતી, જ્યાંથી તેને ખસેડવાને હુબર્ટનીબી સમજાવટ નિષ્ફળ નિવડી. તેની નોટીસ વટીક તે છોકરીએ નહીં લીધી; તેની હાજરી વટીક આજે તેણીને કશી જરૂરની નહીં લાગી. તે તો તેના બાપનું નામજ પોકારતી પડી હતી જે પુકારો સાંભળવાને તે બીચારો અશ્કત હતો.

જે બધું કરવું ઘટતું હતું તે હુબર્ટે અલબત કીધું. એલીસ સાથે

રહેવા માટે ત્યાંજ ગામમાંથી કોઇ દયાળુ અબલાને તેણે તેડાવીને રાખી; દફ્ણાવવાની ક્રીયા તેણે પોતાને હાથે કરાવી; જુરી ભરાઇ તેમાં તે પોતે સામેલ હતો અને જુરીએ મત આપ્યું તે તેણે સાંભળ્યું:

"હાર્ટ ડીસીઝથી એકાયક મરણ નિપજ્યું હતું."

હવે આગળ શું કરવું તેની મોટી વમાસણમાં તે પડયો. એલીસ પાસે તેના બાપના એકઠા કીધેલા જુઝ પૈસા તો હતા—પણ તે કેટલા હતા? માત્ર સોએક પાઉન્ડ!

"તેમાંથી બીચારીનો શું ગુજારો થવાનો હતો?" દયાળુ દિલના પાડોશીઓ બોલ્યાં "એટલા તો શોકનાં કપડાંમાં ને બીજા પરચુટણ ખરચમાંજ આવી રહેશે."

પણ ત્યારે તે બીચારાંઓને એલીસના પ્યારની ખબર નહીં હતી.

તે બીચારીનો બાપ ગુજર્યા પછી એલીસ સાથે હ્યુબર્ટનો પ્હેલો મેળાપ જ્યારે થયો, ત્યારે તેનું દિલ દુઃખે દાઝી ગયું. તે જે હંમેશની ખુશાલ, હંમેશની સુખી, હંમેશની હસ્તી અને રમત્યાળ હતી, તે હવે ફીક્કા ગમગીન ચ્હેરાની, ધ્રુજતા હોઠ અને રડતી આંખોવાલી થઇ રહી હતી.

"એલીસ, મારી ડારલીંગ!" તે બોલ્યો "તું શું હવે કોઇ દાહડે હસવાનીજ નથી?"

અને જવાબમાં જેમ એક રડતું બાળક પોતાની માયને વળગે તેમ તે છોકરી તેના હાથને વળગીને બોલી—

"આય વીસ દાહડા અગાઉ હું એટલી બધી સુખી હતી ને આજે? આજે જાણે મારે મનસે મેં દુન્યામાં બધું ખોહી દીધુંછ."

"નહીં બધુંજ નહીં, વ્હાલી, હું છેઉ કેની?"

"પણ, હવે તો તમુનેબી મારે છોડી જવું પડશે" તે બોલી "ઓ, હ્યુબર્ટ મને આય વખતનો તો વિચાર પ્હેલે આયોજ નહીં, ને નહીંજ આયો તે બેહેતર થયું નહીં તો આ બનાવનો ખ્યાલ કરતાંની સાથેજ હું તો મરીજ જતે."

"પણ મારીથી તારે છુટુંજ કાંય થવું જોઇયે ડારલીંગ? હું તે સમજી શકતો નથી. તુંને ગયલી આય ખોટનો બદલો વળે તેવી રીતે હવે તો હું તુંને ચાહવા આયોછ."

"બધાં મને કહેછ કે કોઇ બીજો માસ્તર આવે તેને રહેવાને સારૂં આય જગ્યા, જ્યાં હું એટલી બધી સુખી હતી, તે મારે હવે ખાલી કરી આપવી પડશે. અહીં જ્યારે બીજાજ માસ્તર આવશે, એટલે મારીથી અહીં રહેવાશેજ કેમ?"

અને ખરેખર, તેણે વિચાર્યું કે પોતે કેટલો આંધળો હોવો જોઇયે કે એ વિચાર તો તેને આયોજ નહીં. અલબત, એ બીચારીને બીજું કોઇ મકાન શોધી કાઢવુંજ પડશે."

"પણ, એલીસ" તેણે પુછ્યું "તું હવે કહાં જશે ને શું કરશે?"

"તે હું કેમ કેહી શકું? કોઇ કહેછ કે હવે મારો કેડે ગવરનેસ તરીક રહેવા સીવાય છુટક નથી; તો વળી કોઇ કહેછ કે મારૂં ખાધા જોગું પેદા કરવાને વાસ્તે મારે કાંઇ ધંધો શીખવો જોઇશે. ઓ, હ્યુબર્ટ મારી આટલે સુધીની આખી જીંદગી દરમ્યાન હું આય ફુલોની માફક ઉછરીછ ને રેહીછ. મેહેનત મસાગત શું તે તો હું કાંઇજ જાણુતી નથી. મારા બાવાજી એમ મરી જશે ને એકલી હું રેરવઇ પડસ એવો ખ્યાલ તો મને સ્વપ્નેબી નહીં થયો હતો."

"તું ત્યારે દુન્યામાં સદંતર એકલી છે?" હ્યુબર્ટે વિચારવંત ચ્હેરે તેને પુછ્યું "તારાં કોઇ સગાં, કોઇ ઓળખીતાં, કે માય તરફનાં કોઇજ નથી, જ્યાં તું આવી વખતે જઇને રેહી શકે?"

"નહીં, હું ધારૂંછ કે મારૂં તેવું કોઇજ નથી. તુંબી વ્હાલાને હું છોડી જવસ કે પછી મારૂં ખરેખરજ કોઇજ નથી એમ કહેવાશે."

"ત્યારે તેં કાંઇ તારે વાસ્તે વિચાર કીધોછ?"

"શું કરવું તેની મને કાંઇજ સમજ પડતી નથી." નિરાશાથી ભરેલી બલુ આંખો તેની સામે ઉંચકી તે બોલી. "હું ધારૂંછ, જો બીજી

માયબાપ વગરની ઑરફન છોકરીઓ કરેછ તેમ મારેબી હવે કરવું પડશે—કેઠે જઇને છોકરાંઓને શીખવવાનું કામ શુરૂ કરૂં. મારાં દિલમાં સબર હવે કશીજ રેહી નથી—હવે તમારીથી દુર થતાં મારાં હૈયાંનો પુરેપુરો ચુરો થઇ જવાનો. ઓહ, હુબર્ટ જ્યારે તુંને હું આટલો ચાહુંછ તો એક જરાબી મને સુખી કરવાનો તું વ્હાલો તોડ નહીં કાદે?"

એક નાનું બાળક પોતાથી મોટાંની કાંઇ મેહેરબાની માંગવા પટાવતું તેને ગળે વળગે તેમ તેની ગરદન આસપાસ પોતાના હાથો તેણે વિંટાળ્યા અને રડમસ આંખોએ તેના ચ્હેરા તરફ વાંકી વળી તેની આંખોમાં જોતની તે બોલી. હુબર્ટનો ચ્હેરો ઘણો ગંભીર બની રહ્યો અને તેની ઉપર વિચારોની કરચલી વળેલી દેખાઇ. તે છોકરીપર આવી પડેલું દુઃખ, તેનો હાય અફસોસ અને તેની એકલી એકાંત હાલત એ સઘળાંથી તે જવાનનું દિલ ખરેખર દાઝી ગયું; તેનાં અંતઃકરણનાં ઉંડાણમાં જેઓ પરગજુ અને પરોપકાર લાગણીઓ સુસ્ત પડેલી હતી તે સજાગૃત થઇ હવે ભભરી નીકળી.

"તારી જો રજા ને મરજી હોય તો એકજ ઉપાય તારા બાબમાં લેવાનો મારા હાથમાં છે, વ્હાલી ને તે એકે મારી તુંને હક્કદાર પરણેતર મારે બનાવવી."

"તમારી ધણ્યાંણી! પણ હુબર્ટ, તેમ કરતાં તો તમારી ખરાબી થશે?"

"નહીં, તેમ નહીં થાય તેવી રીતે આપણે એ કામ પાર ઉતારસું. એલીસ, તે કેમ કરવું તે હું જાણુંછ, પણ, જો તું આજે છે તેવી એકલી એકાંત નહીં થઇ પડી હોતે તો એ સુચના હું તુંને કરવાની હીંમત કરી શકતેજ નહીં. તેથી જો તું મારી સાથે છુપાછુપ પરણી જવા તૈયાર ને ખુશી હોય તો તેમ કરવા મને કાંઇબી વાંધો કે અડચણ નથી. બોલ તારી મરજી છે?"

"તમારીથી હું વિખુટી પડું તે કરતાં તો એ સલાહ મુજબ ચાલવું લાખ દરજ્જે બેહેતર છે."

"ઠીક છે ત્યારે. આપણે લંડનમાં પરણસું ને પછી તુંને હું કેઠે બાહાર દેશાવર લઇ જઇને રાખસ. બાહાર દેશાવર રહેવામાં તો તુંને કાંઇ અડચણ નથીની?"

"જરાબી નહીં. તમારીથી જુદી પડું તે કરતાં તમે જે ચાહો ને જે માંગો તે કરવા હું એક પગે છેઉં." એ તે છોકરીનો જવાબ હતો.

"ચાલ ત્યારે ઠીક છે. તું વાયેજહાંન એકલી આય એકદર દુન્યામાં એકાંત પડે ને છોકરાંઓને શીખવીને ગુજરાન કરે એ ખ્યાલ મારીથી ખમી શકાય તેમ નથી. આય નાના નાજુક ને ગોરા દુધ જેવા હાથો પોતાને માટે રોટી તૈયાર કરવાની મેહેનતમાં અટવાય તે જોવા હું રાજી નથી. મારી સાથે તું પરણસે વ્હાલી તો હું તારી ઘણી સંભાળ રાખસ ને તુંને પાછી સુખથી ફરતી હરતી કરી શકસ."

"વ્હાલા, એમ તારી સાથે ખરેખરજ હું સુખી થનાર છેઉં એ વાત જાણે મારાં માન્યામાં નથી આવતી." તે બોલી.

"કોઇ પુછે તો તું એમજ કહેજે કે તું તારાં માય બાવાનાં ઓળખીતાંઓને ત્યાંજ જાયછ" તે બોલ્યો, અને પછી જરૂર જોગી બધી ગોઠવણો કરવા તે ત્યાંથી વિદાય થયો.



## પ્રકરણ ૧૬ મું.

# "હવે હું પસ્તાઉંછ એ વાત એને માલમ પડવી ન જોઇયે."

પાછળથી એ બધી દોડાદોડી હુબર્ટને એક સ્વપ્ના જેવી લાગી. એકાયક અને ઉંચાઉંચ તે બે વ્હાલાંઓનું લંડન ખાતે દોડી જવું; નદીને કીનારે આવેલાં ખડખડ પાંચમ થઇ રહેલાં એક દેવળમાં જઇ પ્હોંચવું અને ત્યાંથી ખુદાની નજરમાં ધણી ધણયાંણી થઇ તે બંનેનું

બાહાર નીકળવું એ બધું હ્યુબર્ટને તેની પાછલી જીંદગીમાં એક સ્વપ્ના જેવુંજ લાગ્યું.

પરણીને તે પોતાની વ્હાલી પરણેતરને લઇને ફ્રાંન્સ ગયો અને ત્યાં તેણે ઘેર વસાવ્યું.

અગાઉ–ઘણાં વર્ષ અગાઉ સાંભળેલાં ગાયણનો ગણગણાત જેમ એકને તેની પાછળી જીંદગીમાં યાદ આવે તેમ એ બધા બનાવોની યાદ હ્યુબર્ટનાં મનમાં તેની પાછળી જીંદગીમાં તાજી થઇ.

ઘેર માંડયું! એ બોલોમાં કેટલો મીઠાસ સમાયલો છે તે તે જવાન ખાવીંદ સમજતો હતો અને તેથી તેણે જે ઘર માંડયું હતું તે ખરે-ખરૂં ઘર માંડેલું કહેવાય કે, એવા વિચારથી તે પોતાની મુરખાઇપર મુછમાં હસ્યો.

એક સુખી ઘર દરેક વાતે બેહેસ્ત જેવું છે. પરણી જીંદગી–જો તે વર બૈયર એકજ દરજ્જાનાં, એકજ સ્વભાવનાં અને જોરાવર પ્યા-રથી એકમેકને ચાહનારાં હોય છે તો તે જીંદગીને તે ખાકી હોવા છતાં મીનોઇ સમજવામાં આવે છે.

ત્યારે હ્યુબર્ટ રોથશીલ્ડને તેણે તે માંડેલાં ઘરમાં બેહેસ્ત સમાન તો કશુંજ નહીં લાગતું હતું.

કેટલાક મહીના તો બધું ઠીકઠાક અને સમાધાણ ઉતર્યું, પણ પછી જ્યારે પોતાની પરણેતરનો દુધ જેવો ગોરો અને સંગેમરમર જેવો સાફ ચ્હેરો જોવાની તેને હંમેશની આદત થઇ ગઇ કે તે સ્હેજ કંટાળવા લાગ્યો.

ખરી વાત એમ હતી કે એલીસ તેની બરોબરની ન હતી એ વાત હવે તેને ખટકવા લાગી હતી. તેનાં અને એલીસનાં ખાનદાન અને પૈસા સંબંધી હાલતમાં ફર્ક હતે તો પરવાહ નહીં હતી. અક્કલ હુસ્યારી અને સમજશક્તિમાં તે તેનીથી ઉતરતી હતી. તે બીચારીમાં સુધરેલા તેસ્ટ અને સારી રીતભાતની મારામાર હતી, અને જે ફીસમની

છોકરીઓને તે જોતો ઉધરેલો તેઓમાંની કશીબી ખાસ્યત કે ખુબી તેનામાં ન હતી.

મરદજાત ગમે તેવાબી ખુબસુરત ચ્હેરાપર જોરાવર ફીદાગીરીથી મોહી પડે છે એમ સમજવામાં મોટી ભુલ છે. જો ખુબસુરતીની મદદે જાનની અને મનની ખુબસુરતી હોતી નથી તો ગમે તેવો ફીદા થયલો જીવબી સ્હેજ કમકમીને પાછાં પગલાં ભરે છે. તેવી ખુબસુરતીપર દીલ મલકાઇને લુભાય છે ખરૂં પણ તે થોડાજ વખતને ખાતર; અને જો તેમાં જાન અને મનનું ઉમદાપણું વખતસર આમેજ થતું નથી તો તે મરદનો પ્યાર કવખતનું મોત પામી ખલાસ થાય છે. તમેજ વ્હાલાં વાંચનારાંઓ વિચાર કરોની કે એક જાણીતી ચોપડીનાં પાણાં ઘડી ઘડી ફેરવી જોવામાં તમોને શું મજાહ મળી શકે? એકવાર તે જાણીતી થઇ કે તેને ફરીફરીથી વાંચવાનો મોહ બંધ પડે છે.

તેજ પ્રમાણે ઇનશાનજાતનું પણ સમજી લેવું.

એલીસ રોથફીલ્ડ જવાન હતી, ખુબસુરત હતી અને તેનો આખો દેખાવ અતિ ચિત્તાકર્ષક હતો અને હુબર્ટ તેણીને તેની સરસમાં સરસ ખાલેસ ખુબસુરતીમાં જોઇયે તે કરતાં વધારે વખત જોઇ વળેલો હોવાથી હવે તેને તેમ ફરીફરીથી જોતાં ઉબક આવતી હતી. તે છોકરીમાં મન કે મગજની કેળવણી જેવું તો કશુંજ હતું નહીં, અને કોઇ કોઇ વાર તો તેણીનામાં હુબર્ટ એવું જોતો અને તેણીને મોંહડેથી એવું સાંભળતો કે જેવું સાંભળતો અને જોતો તે જવાન ઉધર્યોજ ન હતો, એટલે તે છોકરી સાથનો તેનો અનુભવ તેને માટે તદનજ નવો થઇ પડયો હતો.

ત્યારે હવે સમજી શકાશે કે આ ઉતાવળનાં અને કસમજનાં પરિણામે થયલાં લગનથી તેની પોતાની આખી જીંદગીનું સુખ તેણે બરબાદ કીધું હતું એમ હુબર્ટ રોથફીલ્ડે થોડાજ દિવસના અરસામાં જાણી લીધું.

"આય બાબદ એ બીચારીને જણાવવાની કાંઇજ જરૂર નથી" તે એક દિવસ પોતાની થઇ પડેલી એ હાલતનો વિચાર કરી બોલ્યો

"હવે મને મારી જીંદગીમાં એકબી દહાડો સુખ મળે કે નહીં મળે, પણ એ ગરીબ છોકરીને તો હું હવે સુખીજ કરવાનો ને રાખવાનો. હવે હું પસ્તાઉંછ એ વાત એને માલમ પડવી નહીં જોઇયે. તેને તો એમ જાણવા દેવુંજ નહીં કે જે કદી નહીં છુટે એવા સંબંધથી તેની સાથે હું બંધાયોછ તેજ સંબંધથી હવે હું કંટાળવા લાગ્યોછ. મારી સરજતની સાંકળમાંની એકેક કડી મારે હાથેજ ઘડી મેં તેને સંપુર્ણ બનાવીછ. લગન જેવું પવિત્ર પગલું છુપાછુપ મેંજ ભર્યુંછ તો તેનાં પરિણામો મારેજ ભોગવવાં બરહક્ક છે."

એટલે તેણે હવે પોતાની તે જવાન ખુબસુરત પરણેતરને કશુંબી દુઃખ થઇ જરાબી દલગીરી નહીં ઉપજે તેવી રીતે તેણે કામ લેવા માંડયું. તે આખો ઉન્હાળો બાહાર દુર દેશવટો ભોગવીને કાઢતો, એટલે તેનીથી તે કંટાળી ગયો હતો તે બાબદનો સનસારો વટીક તેની તે જવાન પરણેતરને થયો નહીં હતો. હ્યુબર્ટ જે હજી સુધી એ છોકરી સાથે ટકી રહ્યો હતો તે તેના પ્રત્યેની તે છોકરીની ઘણીજ જોરાવર ફીદાગીરીનેજ સબબે હતું; પરણ્યા અગાઉજ તે છોકરી તે જવાન ઉપર કેવા અને કેટલા પ્યારમાં હતી? પણ ત્યારે પરણ્યા પછીબી તે કરતાં ઘણા વધારે પ્યારથી તેને તે ચાહતી થઇ હતી. પોતાની પત્નિ પ્રત્યેનો તેનો પ્યાર જ્યારે ઠંડો પડી ગયો હતો, ત્યારે પોતાના પતિ તરફનો તે જવાન વ્હાલી પરણેતરનો પ્યાર દરરોજ નહીં, દર કલાકે નહીં, દર મીનીટે નહીં, પણ દર સેકન્ડે વધ્યોજ જતો હતો.

કમનસીબ તે જવાન જેને આવી હેતવંતી ધણયાંણી નસીબ થવા છતાં તેના જીવને ચયન કે મનને નિરાંત હતી નહીં! એવા જવાનોએ ગુલાબને કાંટા હોવા વાસ્તે ફફડવા કરતાં ખુશી થઇ શુકર ગુજારીમાં સર નમાવવું જોઇયે છે એમજ સમજીને કે કાંટાપર ગુલાબ ઉગ્યો છે. એ સમજશક્તિ આપણા જવાન હ્યુબર્ટ રોથશીલ્ડમાં હતી નહીં એબી તેની એક બીજી કમનસીબી હતી.

તેથી જ્યારે લૉર્ડ એરન્ડેલ તરફથી તેને ટુંકું પણ તાકીદનું એક કાગળ મળ્યું ત્યારે તે વાંચી તેનાં મનને નિરાંત વળી કે તેનાં દિલને નિરાશી ઉપજી તે તે સમજી શકયો નહીં.

"મારા વ્હાલા હ્યુબર્ટ" તે કાગળમાં હતું "જો હું તુંને હાલ આ કાગળ મારફતે પુછસ કે તું આટલો લાંબો વખત સુધી દેશવટો ભોગવીને શું કરેછ, તો હું નહીં ધારતો કે તે માટે તું મારો ઉપકાર માનશે. હું જાણુંછ કે જુદા જુદા જવાનોના જુદા જુદા ભરમો હોય છે, ને તારાબી તેમ હોસે, પણ તે શું છે તે પુછવાની હું કનવાર કરતો નથી. કેટલાંક કામોમાં જવાનોને દિલ લગાડીને મેં મંડાયલા જોયા છે, તેમ વળી કાંઇ તારા સંબંધમાંબી હોસે, પણ તે વચ્ચે મુડું ખોસવાની મને કશી કાળજી નથી. પણ, તુંને આજે ખાતરી આપવાની જરૂર જોઉં છું કે ઇંગ્લાંડને આ સમયે તારા જેવા એ દેશના જવાન અને બાહાદુર બેટાઓની ઘણી જરૂર છે. તારા દેશમાં તારે માટે કરવાનું કામ ઘણું પડેલું છે. પારલામેન્ટમાં એક બેઠક ખાલી થઇ છે, અને લૉર્ડ લેંગ્હેમ એક બીલ કે જે આપણા દેશને આયંદાહ ઘણોજ ફાયદો કરશે તે પસાર કરાવવાને ઘણાજ આતુર છે, તો તે બીલને જો તું ટેકો આપશે તો પારલામેન્ટની પેલી ખાલી બેઠક તારીજ છે એમ તું માની લેજે; માટે આય અઠવાડયાંની આખેરીએ તું મને નેવરસ્લી ખાતે આવીને મળે એવી મારી ખાહેશ છે."

આ કાગળ વાંચ્યા પછી હ્યુબર્ટ લાંબો વખત સુધી વિચારમાં બેસીજ રહ્યો. આવો એક ચાન્સ મેળવવાની તેની જીંદગીની મોટામાં મોટી ઉમેદ હતી. તે હજી તો કાંઇ સેવટપર આવે તેટલાં તેની પાછ-ળાથી પટલા ગોરા હાથ તેનાં ગળાં આસપાસ વિંટાલાયા અને તે પોતાના વિચારોમાંથી જાગૃત થઇ બેઠો.

"હ્યુબર્ટ, તમે કાંઇ ઘણો ગંભીર વિચાર કરતા બેઠાછ? શું છે મને કેહો."

અને એલીસ ત્યાં એકાયક અચાનક આવી લાગ્યાથીજ તે વાત તેણે તેને કહી. તે વાત સાંભળતાંજ તે છોકરીનો ચ્હેરો દલગીર થઇ ફિક્કો મારી ગયો.

"મારે ખાતર તમારી ઝળકતી કારકીરદીનો તમારે ભોગ આપવો જોઇતો નથી, હુબર્ટ. તમે મારે ખાતર ઘણા કીંમતી વખતનો ભોગ આપી ચુકયાછ. તમે મને થોડો વખત છોડી મારીથી દુર થશો તોબી હાલ હું જેવી છેઉં તેવીજ સુખી ને સંતોષી રહેવસ. તમે અહીં મારી આગળના આગળ રહેશો તોજ હું તમારી પરણેતર કહેવાવસ ને નહીં તો નહીં?"

પોતાની અભણુ પરણેતરથી આ હીંમતની તેણે વકી રાખી નહીં હતી.

"પણ તુંને ખબર છે, એલીસ, કે મારા કાકાજીના હુકમને તાબે થઇ હું હમણાં અહીંથી જાઉં તો વળી પાછો તુંને કયારે આવીને મળસ તે ઘણું અચોક્કસ છે?"

"મારે તેનો વિચાર કરવો જોઇતોજ નથી. મને તો જે યાદ રાખવાનું છે તે એકે એક ભલી પરણેતર પોતાનાં ખાવીંદનાં મોતેબર કામની વચ્ચે કદી આવતી નથી. તમોને કશું હું આપી શકતી નથી, તમોને કોઇ રીતની મદદની હું થઇ શકતી નથી, પણ તમોને તમારાં ભલાં અને ઉમદા કામને માટે મારી આગળથી જવા દેઇને તો હું દેખાડું કે મારો પ્યાર તમારી ઉપર કેટલો અથાગ છે."

તેણે તે મીઠા મોહક ચ્હેરા તરફ જોયું.

"એલીસ, તું આય બધું ખરૂંજ કહેછ?"

"હાજતો" તે જરાક હસીને બોલી "હુબર્ટ તમારે જવાની જરૂરજ છે–તમે સિધારો ને તમારાં કામથી તમે તમારૂં નામ એવું તો ઝળકતું કરીને આવો કે જ્યારે તમારા કાકા મને તમારાં એ નામની ભાગ્યણુ થયલી જોય તો તમારાં નામના એ ઝગઝગાટમાં મને દોષ દેવાનું

ભુલી જઇ મને માફ કરવાને લલચાય."

"પણ, વ્હાલી એલીસ, તેવણ માફ તો મને કરવાનાજ નથી. મારીથી એ વાત તેવણ આગળ કઢાવાનીજ નથી."

"તો પછી આપણું જેમ ભલું થતું હોસે તેમ આપણે કરસું. તમારા રસ્તા વચ્ચે અટકાવનો પથ્થર થઇ બેસવા હું ચાહતી નથી. હું તમારી પરણેતર છેઉં તે વાતમાં કશાંથી કશો ફરક પડવાનો નથી. તમારે લાયકની અને તમારા જેવી હીંમતવાન થવાની હું તજવીજ કરસ."

એલીસથી છુટા થવાની માંગણી તેણીની તરફથીજ થવાથી તેનાં મનને વળી વધારે નીરાંત વળી.

"ત્યારે હું કયારે જાઉં ને કયારે આઉં એલીસ તેની તું કનવાર નહીં કરશે, વ્હાલી? ઇંગ્લાંડમાં હું હોઉં તે વખતે મારીપર પુર વિશ્વાસ મુકીને તું અહીં રહેશે?"

તેના આ સવાલથી તે છોકરીના ચ્હેરાપર ફેલાઇ રહેલું ખુબસુરતીનું નુર જોયું જોવાય નહીં તેવું હતું.

"હુબર્ટ, તમે કેઠબી હોસો તો મારો વિશ્વાસ તમારી ઉપર છેજ. જ્યારે તમારે વાસ્તે મારાં દિલમાં વ્હેમ પેદા થશે ત્યારે જેટલી હું દુ:ખી થવસ તેટલી દુ:ખી તમારાં કોઇબી કામથી હું થવાની નથી. મારાં દિલમાં તમો પ્રત્યેનો વ્હાલ, વિશ્વાસ અને વફાદારી સિવાય બીજાં કશાંનીબી જગ્યા થઇ નથી શકવાની. તમારાં સુખને માટે દુવા માંગતી ઉઠસ ને દુવા માંગતી સુવસ."

અને પોતાની તે નવજવાન પરણેતરનું બોલવું તેને એટલું તો ગમ્યું કે—

"ગમે તે પણ એલીસ સગાતનું બચ્ચું છે એમાં કશોજ શક નથી" એમ તે બડબડતો સંભળાયો.

દશ દહાડામાં તો તે પોતાની ઉમેદવારીને માટેની જીવતોડ મેહેનતથી લૉર્ડ એરન્ડેલને તે છકક કરી શકયો હતો.

## પ્રકરણ ૧૭ મું.

# “તમે કેટલાં મારી તરફ માયાળુ છેવો, લેડી આઇસોરા!”

દહાડાના દહાડા ગબડી જવા સાથે તે છુપાછુપનાં લગન અને તે પછીના સુખી દિવસો હ્યુબર્ટ રોથરીલ્ડને એક સ્વપ્ના મિસાલ લાગ્યા.

એલીસ રોથરીલ્ડ ફ્રાન્સનાં પ્રોવન્સ શેહરનાં એક નાનાં અને સુંદર ગામડાંની એક ફળકુંપ જગ્યામાં દ્રાક્ષના માંડવાઓના શીતળ અને મધુર છાંયાની નીચે એકલી એકાંત વસ્તી થઇ હતી. તે એક એવી જગ્યાએ આવેલું સમકલું મકાન હતું કે જયાં વસનારને સુખ આપવા માટે કુદરતની ખુબસુરતી અને ઠંડાં તડકાંની રેજાલ એકમેક સાથે ગોયા હરીફાઇમાં ઉતરતી હતી; જ્યાં મીઠાં મધુર ફુલો ઉગતાં હતાં અને જે તરફનું આકાશ હંમેશાં ખુલ્લુંજ રહેતું હતું.

તે જવાન પરણેતરને પોતાનું સુખ સંપુર્ણ કરવા માટે કશાં વધારેની જરૂર કે ગરજ હતી નહીં. લૉર્ડ એરન્ડેલ હ્યુબર્ટને જે લવાજમ આપતા હતા તેમાંથી તે એલીસને એક ઘણી ઘરખમ રકમ આપ્યો જતો હતો. તેમ કરતાં અલબત તેને પોતાને ઘણી અગવડો ખમવી પડતી હતી, પણ, તેનો તેને મુન્જાકો નહીં હતો—તે અગવડો ખુશીથી તે ભોગવી લેતો હતો.

દર મહીનાને નીમેલે દિવસે હ્યુબર્ટ તે લવાજમ ચોક્કસ મોકલ્યો જતો હતો, તે ઉપરાંત એકબી અઠવાડયું એવું ભાગ્યેજ પસાર થતું હતું કે જે વખતે પોતાની જવાન પરણેતરના શોખને બરનું તે કાંઇ ને કાંઇ નહીં મોકલતો હતો. કોઇ કોઇ વખત તો અઠવાડયાંમાં બબેવાર પારસલો જતાં હતાં—ખાસ કરીને એવું બતાવવા કે એલીસ તેનાં મનમાંથી એક પલબી દુર નહીં હતી.

લૉર્ડ એરન્ડેલ સાથની તેની મુલાકાત ઘણી હેતભરી હતી. હ્યુબ-

ર્ટના ચ્હેરાપર થયલા ઘણા સારા ફેરફારોને માટે તેના કાકાએ તેને મુબારકબાદી આપી, તેઓ બેઉ વધુ ગંભીર ગુફતેગુમાં રોકાયા.

"તારે વાસ્તે તું કાંઇ કરી શકે એમ હું ઘણો આતુર હતો" લૉર્ડ એરન્ડેલ બોલ્યો "અને તે કરવા માટે આય એક સોનેરી તક છે. લૉર્ડ લેંગહેમને તેવણનું બીલ જેપર તેવણનું દીલ ઘણું લાગેલું છે તે પસાર કરાવવામાં મદદ કર ને તારી ઝળકતી કારકીરદીની શુરૂઆત મુકરર થયલી સમજ. તું ચુંટી કઢાશે એ વિશે મને કશોજ શક નથી."

"જો મેહેનતથી એ જગ્યા મેળવાતીજ હોસે કાકાજી સાહેબ, તો તે મને મળેલીજ સમજો, કેમકે તે મેળવવાને હું આસમાન ને જમીન એક કરસ."

"ડયુક ઑફ઼ ઓરમોન્ડને તારે હાથમાં લેવા પડશે, હેનલી પાર્ક ખરીદયા પછીના તેવણ એ પ્રગણાના વડા થયા છે; તેવણનો લાગવગ તુંને તું જહાં ચાહશે ત્યાં લઇ જઇને મુકશે. વળી ડયુકની દીકરી લેડી આઇસોરાનેબી તારી તરફેણમાં સમજાવવાની તજવીજ કર, એ તુંને તારી ઉમેદવારીમાં ઘણી મદદની થઇ પડશે. મત મેળવવામાં જવાન ખુબસુરત છોકરીઓ જેટલું ફત્તેહમંદ ઉતરેલું મેં કોઇ જાણ્યું નથી. મત નોંધાવવાને લાયક એવો એકબી જવાન નહીં હશે કે જે એ છોકરીને ના કહેવા જેવું સંગદીલ બતાવી શકસે."

"હું તો જાણું કે અબલાજાતીને માટેની માનની લાગણી કરતાં લોકોને રાજ્યદ્વારી લાગણી વધારે વ્હાલી હશે" હ્યુબર્ટ બોલ્યો.

"એમ કે? ત્યારે મારા વ્હાલા હ્યુબર્ટ, જેમ બીજી કેટલીક બાબદોમાં તેમ આ બાબદમાંબી હજી તુંને ઘણું શીખવાનું ને ઘણું સમજવાનું છે. તું હેનલી પાર્કમાં જવાનો તો છે તો લેડી આઇસોરાને તારી તરફેણમાં મેળવી લેજે અને પછી તું જોશે કે અબલાજાતીની ખુબસુરતી રાજદ્વારી લાગણી કરતાં કેટલી ચઢયાતી છે."

બારવને સહવારે હ્યુબર્ટ હેનલી પાર્ક તરફ઼ ચાલતો થયો, અને

ત્યાં પ્હોંચતાં ડ્યુક અને તેની ભલી ધણ્યાંણી ડચેસે તેને ઘણો સારો આવકાર આપ્યો. તેણે લેડી આઇસોરાને માટે પુછ્યું અને તેને કહેવામાં આવ્યું કે તે બગીચામાં ચિતાર પાડતી બેઠી હતી. બાદ, તેણે ત્યાં આજે આવવાનું કારણ ડ્યુકને જણાવ્યું અને ડ્યુકે તેને ખાતરી આપી કે હેનલી તરફનાં જેટલાં મતો હશે તેટલાં બધાં તેનેજ સપુરદ કરાવવાને ડ્યુક પોતાનું બનતું કરશે, તે સાંભળી તે જવાન ખુશી થયો. ડ્યુકે તેની ઘણી ઘણી વખાણો કીધી.

"તમારી ઉંમરના જે જવાનો પોતાના દેશની સેવા કરવા બાહાર પડેછ તેમને જોઇને હું ઘણો ખુશી થાઉંછ. તમોને વારસામાં જે ખેતાબ મળનાર છે તેનીથી અલગ તમે તમારૂં નામ કરી શકશો. હું જો પાછો જવાન થઇ શકતો હોઉં તો મારી જવાનીમાં જેટલો મેં કીરતીનો લોભ રાખ્યો હતો તે કરતાં હવે વધારે જ્યાદા રાખું એવી મને હોંશ છે."

હેનલી પાર્કમાંથી રૂખસદ લીધા અગાઉ આવતી કાલે ત્યાંજ જમવા આવવાનું તેને ઇજાણ થયું અને તે તેણે ઘણી ખુશીથી કબુલ રાખ્યું. બાદ તે ડ્યુક અને ડચેસને મળી ભેટીને વિદાય થયો.

બગીચામાંથી સવારી કરી જતાં તેને એલીસની, તેના મીઠા આરજુમંદ ચહેરાની, તેની જાદુભરી આંખોની, તેની નાજુક નરમાશવાલી અને પ્યારભરી અદાઓની યાદ તેને હૈયે ચઢી આવી, અને તે યાદથી પોતાનાં હૈયાંને ખુશ કરવાની તેણે તજવીજ કીધી; પણ તેમ કીધા છતાં તેને એ યાદો તો હૈયે એમ ખટકયાજ કીધી કે તે એક એવો ભરમ પોતાનાં દિલમાં છુપાવી ફરતો હતો કે જે ભરમ મોડે વ્હેલે તેનો નાશ કીધા વગર રહેવાનો નથી.

તેની આસપાસની કુદરતની રચના ઘણી મોજભરી હતી છતાં તે આજે એલીસના વિચારોમાં એટલો તો લીન થઇ ગયો કે તે સઘળાં સામે તેની આંખ્યોજ ગોયા બંધ હતી.

તેટલાં એક કુતરાના ભોંસવાના અવાજે તેનો ઘોડો ભડકયો અને

તે પોતાના વિચારોમાંથી સજાગૃ થઇને ખડો બેઠો; અને આસપાસનાં ઝાડોની વચ્ચેથી નજર તાણીને જોતાં તેની સામે જે દેખાવ રજુ થયલો તેણે જોયો તે તેનાં મનની આરસીમાંથી તે પછીથી કદી ગુમ થયો નહીં. ઝાડોની એક દમામદાર ઘટામાં તે તરફ એક સુંદર છોકરી બેઠેલી તેને દેખાઇ; તેની આસપાસ ચિતારાની બધી સામગ્રી વેરવિખેર હાલતે પડી હતી અને તેના પગનીજ પાસે એક મોટો શેકારી કુતરો જીભ બાહાર કાઢીને હાંફતો અરડાઇને બેઠો હતો.

જેવો તે કુતરો ઉભો થઇને પાછો ભોંસ્યો કે તેણીનું ધ્યાન હુબર્ટ તરફ ખેંચાયું અને તેણીએ તે જવાનને જોયો. જેવું હુબર્ટે જોયું કે તે છોકરીની નજર તેની ઉપર પડી હતી કે તેણે ત્યાંથી પસાર થઇ જવું અસભ્યતા ભરેલું ધાર્યું અને તે પોતાના ઘોડાને ઉભો રાખી ઉતરી પડી તે તરફ જવાનો વિચાર કરતાં ઝટ તે છોકરીજ ઉઠીને ઉભી થઇ અને તે લેડી આલ્ફ્સોરા હતી એમ તેણે ઝટ જાણ્યું અને ઘોડાપરથી તુરત તે ઉતરી પડ્યો, અને તે છોકરી આગળ શેકહેન્ડ માટે હાથ લંબાવી ધસ્યો ગયો.

તે છોકરીને જોતાંજ લાગેલો તેને ખુશીનો આંચકો તે અટકાવી શક્યો નહીં હતો.

"મી૰ રોથશીલ્ડ," લેડી આલ્ફ્સોરા તેને શેકહેન્ડ કરી બોલી "મને નહીં ખબર કે તમે અતરે પાછા ફર્યાછ. તમે આપણે ત્યાં જઇ આયા કે? ચુપરે લાયન! શરમ છે તુને, તું અમારા દોસ્તોનેબી પીછાણતો નથી ને ઘુરરરરર–ઘુરરરરર કર્યા કરેછ." તેણીએ પોતાના કુતરાને ધમકાવ્યો.

"કદાચ મારા જેવાને આવકાર આપવાની એની એજ રીત હોસે" હુબર્ટ હસીને બોલ્યો. "હું હમણાં તમારાં મમા પપાને મળી આયો, લેડી આલ્ફ્સોરા ને હવે મારે તમારીથી એક મેહેરબાની ચાહવાની છે."

"બેલાશક બોલો" તે છોકરી હસીને બોલી "પણ, મી૰ રોથ-શીલ્ડ એટલી તો તમે ખાતરી રાખજો કે હું નહીં આપી શકું તેવી

કોઇબી મેહેરબાની મારી પાસે તમે માંગી શકવાના નથી."

"તમે કેટલાં મારી તરફ માયાળુ છેવો લેડી આઇસોરા" તેણીની પાસેજ જગ્યા લેતાં તે જવાન બોલ્યો "તમારી ભલાઇથી મારાં દિલમાં ઘણું લાગી આવેછ."

"જો આપ મારા લાયનને વાચ્યા હોતે તો તે તમુને ખાતરી આપી શકતે કે હું અમારા જુના દોસ્તોને કદીજ ભુલતી નથી."

"ત્યારે લેડી આઇસોરા નાનામાં નાના દરજ્જાના દોસ્ત તરીકે ઓળખાવાની હું શેખી કરી શકું ખરો કે ?"

"આપણે જ્યારે પ્હેલે મળ્યાં'તાં ત્યારે આપણે કેવા એખલાસથી વાતચીત કરી કેવાં અખલાસથી હસ્યાં બોલ્યાં હતાં તે તમે ભુલી ગીયા? પ્હેલીજ ઓળખાણના એક પારકા સાથે નિતીના નિયમ મુજબ જેટલી હું ભળાઇ શકું તે કરતાં વધારે-ઘણી વધારે તમારી સાથે તે દિવસે હું પળોટાઇ ગેઇ હતી એ યાદ મારીથી ભુલાવાની નથી. મને જ્યારે પાછ-ળથી તે વિચાર આયો ત્યારે તે વિષે મને ઘણીજ ઓસક પેદા થઇ હતી"

"ત્યારે પ્હેલા દહાડા જેવીજ માયા હવે ભવિષ્યમાં તમો મારી તરફ બતાવતાં રહેશો એવી હું ઉમેદ રાખી શકું લેડી આઇસોરા?" તે બોલ્યો અને તેનાં આ વચન તેને કાને પડતાંજ તે છોકરીના રોખ-સાર કીરમજી રંગના થઇ રહ્યા અને તેણીની આંખો નીચે જમીન તરફ જોવા લાગી.

તે જવાન જો શેખીખોર કે ગુમાની હતે-તેને માટે તેને જો તે પોતે હતો તે કરતાં વધારે સારો વિચાર હતે-જો તે નીચે ઝુમી પડેલી આંખોમાંનો પ્રકાશ જોઇ શકતે, તે પ્રકાશ જોઇ તેનો અર્થ તે જવાન સમજી શકતે તો તે છોકરીના હોઠ કયી લાગણીથી હાલ લરઝી રહ્યા હતા અને કાંય તે પોતાના નાના નાજુક અને ગોરા હાથો છુપાવીને બેઠી હતી તે બધું સમજી લેતાં તેને વાર નહીં લાગતે.

પણ, તે પોતે પતરાજીખોર હતોજ નહીં અને તેથી તેને સ્વપ્ને

ખ્યાલ ન હતો કે તે છોકરીએ તેની પ્હેલી મુલાકાતની યાદ એ રીતે પોતાનાં હૈયાંમાં ગોખી રાખી હતી.

---

## પ્રકરણ ૧૮ મું.

## "ઘણું ઉમદા જીગર ધરાવનારી એ છોકરી છે!"

લેડી આઇસોરા અને મી૦ રોથશીલ્ડ એ રીતે બગીચામાં મળ્યાં તેને બદલે જો ડયુકના મેહેલના ડ્રૉઇંગરૂમમાં મળ્યાં હતે તોપણ તેઓની તે મુલાકાત ઘણી અંતઃકરણપૂર્વક અને ઘણીજ ખુશીભરી નિવડતે, મગર, આ બાગની મુલાકાતે તેઓના તે મેળાપમાં કાંઇ વળી જુદીજ રસિકતા ઉમેરી હતી; તે બન્ને વાતોના જુદાજ રસમાં ઉતર્યાં હતાં.

એક નવજવાન ખુબસુરત છોકરી, એક નવજવાન ઉધરતો છોકરો અને સુંદર રળ્યામણો બગીચો એ ત્રણેની મોહક મીલાવટથી શું પરિણામ આવે એ મારાં ચંચળ વાંચનારાંઓને સમજાવવાની જરૂર છે?

વાતચીતમાં લેડી આઇસોરાએ તે જવાનનું મન ખરાં દિલની દિલસોજીથી એવું હરી લીધું કે તે જવાને જરાવારમાં તેણીની આગળ પોતાનું દિલ ખોલું કરવા માંડયું. તે કીર્ત્તિનો કેટલો લોભી હતો, પોતાની પાછળ સદીઓ સુધી કાયમ રહે તેવું એક નામીચું નામ મુકી જવાની કેવી તેણે ટગ્નર ધરી હતી એ બધું તે જવાને તે નાજુક અબલાને વિસ્તારીને કહી સંભળાવ્યું.

"એવો લોભ ધરાવવામાં હું શું ખોટો છઉં એમ તમે ધારોછ, લેડી આઇસોરા?" તેણે પોતાના દિલની ઉમેદ તેણીની સનમુખ રજુ કરી પુછ્યું.

તે છોકરીએ પોતાનો સ્વરૂપમાન ચ્હેરો ઉંચકી તેની તરફ જોયું,

તેણીની આંખ્યોમાં તેને વાસ્તેના ઘણા ઉમદા વિચારોનો પ્રકાશ મારતો તેણે જોયો, અને તેણીના હોઠો કાંઇ ઘણું મજેહનું, ઘણું વાખવાખી ભરેલું બોલવાની તજવીજ કરતા હોય તેમ ફડફડયા.

"હું ?" તે બોલી "એક આદમીનો લોભ જ્યારે એ કીસમનો ઉદાર અને ઉમદા હોય છે ત્યારે તે તેને વાસ્તે પ્રૌઢ પ્યાર જેવો થઇ પડે છે; એવી ઉમદા નેમ તરફ મારી સદા દિલસોજી છે, કેમકે, તેવી એક ઉમદા નેમ બર લાવવા માટે તેને આપવા પડેલા તેની આખી જીંદગીના ભોગમાં કેટલી શોભા, કેટલો દમામ અને કેટલો દબદબો સમાયલાં હોય છે તે હું સારી રવેશે સમજી શકું છું. એવી એવી ઉમદા યોજના ધરાવતી જીંદગીની સાથે સાથે મારીબી જીંદગીનો ભોગ અપાતો હોય તો હું તે બાખુશી આપું એવું મારૂં સાચું ને પ્રમાણીક મન છે."

જોકે તે જાણતો હતો કે આ બધું તે છોકરી અતિ ઘણાં સાંચાં અને નીખાલસ અંતઃકરણથી બોલી હતી, તે બોલતી વખતે તેણીનાં મનમાં તેને વિષેનો કશોજ ખ્યાલ તેણીએ રાખ્યો ન હતો, એ બધું હું કહુંછ કે તે સમજ્યો, છતાં, તે છોકરીના તે બોલો તેનાં અંતરનાં ઉંડાણમાં પેઠા.

એમ વાતચીતમાં એક કલાક નીકળી ગયો, જે માત્ર એક મીનીટ જેટલો તેને લાગ્યો. લેડી આઇસોરાએ પોતાની છાટીની હુંફમાં સચવાઇને ગોઠવાયલું સુંદર નાનું ઘડીઆળ કાઢીને જોયું અને ચચરતીની એક ચીસ તે પાડી ઉઠી.

"જમવાનો ઘંટ થઇ ચુકો હોસે ને મમા પપા સમજશે કે હું કેઠે ખોહોવાઇ ગેઇ હોવસ. કાલે તમે જમવા આવવાના છેવો કે મી૦ રોથચીલ્ડ?"

તેને તેમ કરવાનું ઇજન થયું હતું એમ કાંઇ તે બડબડયો ખરો, પણ, તેનું ધ્યાન કેઠે બીજે ઠેકાણે હતું, એટલે, તે શું બોલી બકી ગયો તે તે પોતેજ સમજ્યો નહીં હતો.

"ત્યારે હવે આપણી વાતનો અહીંજ છેડો લાવ્યે ને તેમ કરતાં

હું તમુને વચન આપુંછ કે તમારી તરફેણમાં બને તેટલાં ઘણાં મતો મેળવવાને હું ઘણીજ અથંગ મેહેનત કરસ ને તમોને ફત્તેહમંદ ઉતરેલા જોઇ ખરાં દિલથી હું ખુશી થવસ."

અને પછી કાંઇ થોડું મીઠું મીઠું બોલી તેનીથી તેણીએ રૂખસદ ચાહી અને તેણી ચાલી ગયા પછીબી હુબર્ટ તે જતા મરોડદાર આકારને જોતો હાથમાં પોતાની ટોપી પકડી ત્યાં ઉભોજ રહ્યો.

એમ ત્યારે તેને એકવાર ફરીથી જોવામાં એટલી બધી અજાયબી અને અચરતી કાંય? તે જાણુતો તો હતોજ કે એ છોકરી સાથે તેને પહેલી ઓળખાણ થયા પછી ભવિષ્યમાં તે તેને મળતો યા જોતો તો રહેશેજ અને તેમ તેણે તેણીને આ બીજીવાર જોઇ હતી તેમાં એટલો અચંબો શાનો? તે છોકરીનો એક રાણી જેવો ઠેરો, તેની ખુબસુરતી, તેણીના સ્વભાવનો મીઠાસ, તેની અક્કલ હુસ્યારી, તેણીનું કેળવાયલું મન એ બધાંથી તે વાકેફ તો હતોજ; તે પહેલી વખત તેણીને મળતાંજ તેણે પોતાને મનસે કબુલ કીધું હતું કે તે છોકરીને વરવાને એક શેહેનશાહબી મગરૂર થાય તેવી તે હતી, ત્યારે આજે એમ ટોપી હાથમાં લઇ સકમ બકમ થઇ તેણીનો જતો આકાર જોતા ઉભા રહેવાનો તેને સબબજ શું મળ્યો હતો? અલબત તેની પોતાની પરણેતર ડયુકની આ દમામદાર દીકરીના જેવી નહીં હતી છતાં ખુબસુરત, નરમાશવાળી અને તેની ઉપરથી એક નહીં, પણ એક હજાર જાને મરવાવાલી હતી. બાગમાં કાંઇ એકજ ફુલ ઉગે છે? તરેહવાર ફુલોથી તે શોભા પામે છે તો તેઓમાંથી કોઇને એક ફુલનો શોખ અને કોઇને બીજાનો; તેમ લેડી આલ્સોરા અને તેની એલીસ એ બેઉ એકજ બાગનાં ગોયા બે ફુલો હતાં, જેઓ એકમેકથી ચોક્કસ ફીસમે જુદીજ તરેહ અને જુદીજ વખાણનાં હતાં.

"ખુદા એનું ભલું કરે!" તે દેખાતો આકાર બંધ થતાં બોલ્યો "ઘણું ઉમદા જીગર ધરાવનારી એ છોકરી છે!" એટલું બોલી પાછો સ્વાર થઇ પોતાના મેહેલ તરફ તે ચાલતો થયો.

હેનલી પાર્ક ખાતેની પોતાની મુલાકાતનો રીપોર્ટ તેણે લૉર્ડ એરન્ડેલને જે આપ્યો તે સાંભળી તેવણ ઘણા ખુશી થઇ ગયા.

"જો ડયુક તારી તરફદારી મનપર લીધી તો તારો બેડો પારજ સમજજે, હુબર્ટ" તેવણે તેને કહ્યું. "તેં લેડી આઇસોરાને જોઇ કે?"

લેડી આઇસોરાને લગતા આ સવાલથી તેના ભત્રિજાનો ચહેરો લાલ થઇ જઇ જવાબ આપવાની તે જે ગુચવણમાં પડયો તે જોઇ તે કાકાજીનું હૈયું હરખાઇ ગયું. તેણે તેવણને કહ્યું કે ડયુક અને ડચેસને મળી ઘર તરફ આવતાં બગીચામાં તે છોકરી તેને મળી હતી અને તેણીની સાથે તેને ઘણી લાંબી વાત થઇ હતી.

"પેલી ગામડેની ગોરીનો ઇશારો મારે કાને આવતોજ નથી" ડોસાજીએ મનમાં મલકાઇને વિચાર્યું. "તે પોરીનો પ્યાર તો જનમતાંજ બીચારો ધોસ મોરકુ થઇ ગયો હોસેરે! લેડી આઇસોરા મને લાગેછ કે એને હાથ કરવામાં ફાવશે ને આખર ને અવલ હુબર્ટને મારી હયાતી-માંજ ઇંગ્લાંડનો એક નામાંચો આદમી થયલો જોવસ. એરન્ડેલનું નામ ઇંગ્લાંડની સર જમીનપર કાયમ દાયમ રહેશે."

લૉર્ડ એરન્ડેલે અત્યાર સુધી હુબર્ટને પેલી 'ગામડેની ગોરી' વિષે નહીંજ પુછવામાં ડાહપણ વાપર્યું હતું.

"એને તે યાદ આપવાની કશી જરૂર નથી" તે મનસે બોલ્યો "તેને એ ભુલી ગયલોજ બેહેતર; ને હવે તો એને જેમ બને તેમ લેડી આઇસોરાની સોસાયટીમાં ભેળાતો કરવો જોઇયે."

બારવને સહવારે તે હેનલી પાર્ક ખાતે ગયો અને ત્યાં જતાંજ તેને માલમ પડયું કે ડયુક તેને માટે બને તેટલાં વધારે મતો એકઠાં કરવાની મેહેનત કરી રહ્યા હતા. અત્યારમાંજ તેવણે ઘણાં મોતેબર માણ-સોનાં ખરખમ મત મેળવ્યાં હતાં, અને પોતાની ફત્તેહ હુબર્ટે મુકરર થયલી જોઇ.

લેડી આઇસોરા તેની કેવીએક કેટલાં વર્ષની દોસ્ત હોય તેમ તેને

ખાલેસ હેતથી મળી. તે છોકરીએ જ્યારે વળી પોતે તેની તરફેણમાં મેળવેલું પરિણામ દેખાડયું ત્યારે તેને પોતાના ઉમરાવ બાપ કરતાંબી તે બાબદમાં ઘણી આગળ વધી ગયલી જોઇ તે હેરત થયો.

ખરેખર, તેણે કબુલ કીધું કે તેને લાયકની પરણેતર થવા લાયક આખાં ઇંગ્લાંડમાં જો કોઇબી છોકરી હોય તો તે લેડી આઇસોરાજ હતી, પણ એ શોધ તેણે ઘણી મોડેથી કીધી હતી.

---

## પ્રકરણ ૧૯ મું.

## "હવે મારે એ બે વચ્ચે માથું મારવાની કાંઈ અગત નથી."

હ્યુબર્ટ રોથફીલ્ડ પોતાની ઉમેદવારીમાં ફત્તેહમંદ ઉતરી ચુકયો હતો અને તે જાણતો હતો કે તેની એ ફત્તેહ જેમ ડયુક ઑફ ઓરમોન્ડના વગવસીલાને તેમ તેની પરીસુરત દીકરીની મેહેનતને આભારી હતી. નેવરસ્લીનો ચુંટાણીનો હક્ક ઘણો પુરાણો હતો, અને નેવરસ્લીએ હ્યુબર્ટ રોથફીલ્ડને પોતાના પ્રતિનીધી તરીકે પારલામેન્ટની બેઠક માટે ચુંટી કાઢયો હતો.

લૉર્ડ એરન્ડેલની ખુશીનો પાર ન હતો. લેડી આઇસોરા જેની ખુશી આ ફત્તેહથી માયી સમાયી નહીં જતી હતી તેની તરફ તે ડોસો થોડો થોડો થઇ જઇ, કહેવાય નહીં તેમ કરવા લાગ્યો. લૉર્ડ એરન્ડેલ અને હ્યુબર્ટ રોથફીલ્ડની આંખોમાંજ ફરક હતો કેમકે જે લૉર્ડ એરન્ડેલ જોઇ શકયો હતો તે હ્યુબર્ટ રોથફીલ્ડને જોઇ લેવાની શકિત ન હતી. લૉર્ડ એરન્ડેલે તેથી જોઇ લીધું હતું કે લેડી આઇસોરાની તેવણના ભત્રિજા પ્રત્યેની એ મેહેરબાની સબબ વગરની નહીં હતી; લેડી આઇસોરા તેને ચાહતી હતી; જ્યારે હ્યુબર્ટ તે વાતથી અજાણ રહ્યો હતો.

"હવે મારે એ બે વચ્ચે માથું મારવાની કાંઇ અગત નથી" લૉર્ડ એરન્ડેલે વિચાર્યું "એ બેઉને પોતાનો વખત સાંધવા દેઓ, ને પોતપોતાને રસ્તે જતાં છોડો, અને આખરે એ બેઉનો રસ્તો એક ઠેકાણે મળશે. લેડી આઇસોરા જેવી ખુબસુરત અને હુશ્યાર છોકરીને હ્યુબર્ટ ચાહતાં શીખ્યા વગર રહેવાનો નથી."

અગરજો તે બીચારો ડોસો જાણતે કે અંતે ને આખરે હ્યુબર્ટ તો તેના પેલા સ્કુલ માસ્તરની છોકરી સાથે પરણી ચુકયો હતો તો તે જવાનને પોતાના વારસા હીસ્સામાંથી બાતેલ કર્યા વિના તેવણ ન રહેતે; અને તેથી ઠીકજ થયું કે હ્યુબર્ટે તે વાત તેનીથી છાંણીજ રાખી હતી.

વખત વહી ગયો અને તે અરસામાં નેવરસ્લી તરફનો પારલામેન્ટનો મેમબર તે તરફના અને બીજા ઘણાક બારીક સવાલો માટે એક સત્તાધારી પુરૂષ લેખાવા લાગ્યો. પારલામેન્ટમાં તેણે કીધેલાં પ્હેલાં ભાષણથી તેની ભવિષ્યની કારકીરદીપર ગોયા સોનાની મોહોર પડી, અને થોડા વખતમાં તો ભલા ભલા રાજદ્વારીઓ તેની સલાહ લેતા થયા. તે વખતે ચરવાતા સવાલો ઉપર તેણે વિદ્વતાભર્યા લેખો સાથનાં ચોપાન્યાં બાહાર પાડયાં, જેઓ લાગતા વળગતાઓમાં તેઓનાં જ્ઞાનને માટે ઘણાં અગત્યનાં અને કીંમતી ગણાવા લાગ્યાં. ટુકમાં પોતાના ભત્રિજા માટે મગરૂર થવાના લૉર્ડ એરન્ડેલને મજબુત સબબો મળતા રહ્યા.

એક જવાન માટે જેવી ફત્તેહ હ્યુબર્ટ રોથસ્ચીલ્ડને મળી હતી તેવી ફત્તેહના જેવી બીજી ફત્તેહ ખુશીભરી હોઇ કે થઇ શકેજ નહીં; પણ બાહારના દેખાવ કરતાં ભિત્તરમાં વધારે ધ્યાનથી જોવાની જેઓને આદત હતી તેઓ જોઇ શકતાં હતાં કે હાલ આગળને આગળ વધતા ચાલતા અને ભવિષ્યની ઘણીજ સારી આશા આપનારા પારલામેન્ટના આ નવા ઉગી નીકળેલા મેમબરના ચ્હેરાપર કોઇ કોઇવાર ઉંડા વિચાર યા દલગીરીની છાંવ ચઢી આવતી હતી, જે નહીં સમજ પડે તેવી હતી.

આ મામલો બારીકીથી જોઇ લેનારાંઓમાં લેડી આઇસોરા પ્હેલી હતી.

ખરૂં છે કે એક ચોક્કસ રીતે તેની પરણેતર તેને ઘણીજ ગમતી હતી. તેને તે ઘણીજ ઘણીજ વ્હાલી હતી, મગર, તેની જીંદગીની જે ઉમદા નેમો હતી તેમાં દિલસોજીથી ભાગ લેવા જેટલી તે જવાન પરણેતરમાં ઉંચી સમજદારી નહીં હતી, એ તેનો સદાનો અફસોસ હતો. સાદી ભોળીભાળી અને ગામડેની તે ગોરીને મનસે પારલામેન્ટ તે હર કીસમનાં જાણવરોનું એક સંગ્રહસ્થાન માત્ર હતું. તેથી, જ્યારે હરખાઇ હરખાઇને પોતે હાલ શું હતો અને તેનાં નસીબે જો યારી આપી તો તે આગળ ચાલતાં શું થનાર હતો, અને તેની તે ઉમેદ જો પાર પડી તો તે બન્ને માટેનું ભવિષ્ય કેટલું ઝળકતું થઇ પડવાની વકી હતી એ બધું પોતાની જવાન પરણેતરને છુટે કહી સંભળાવ્યું ત્યારે તે બધું તેના હરખ, તેની ખુશાલી અને તેની હોંસને જવાબ કરતી દિલસોજીથી ધ્યાન દઇને સાંભળવાને બદલે તે છોકરીના વિચારો કયાં કયાં ભટકતા રહ્યા હતા, અને તેપરથી તે જોઇને ઘણો મુંઝાયો કે તે વખતના તેના પોતાના વિચારો તે તેની પરણેતરના નહીં હતા—તેનાં પોતાનાં જીગરની ખુશાલી તે તેની પરણેતરની ખુશાલી ન હતી અને જે તેનો તે વખતનો હરખ તે તેની એ પરણેતરનો તે વખતનો હરખ નહીંજ હતો, એ તેની કમનસીબી હતી.

રફતે રફતે પોતાને લગતી એ વાતો તેણીની આગળ કરતો તે બંધ થયો. પોતાનાં કામોમાં પોતાની પરણેતરની દિલસોજીની આશા રાખવાની તેણે માંડીવાળી અને તેનાં એ અલગપણાંનો પડછાયો જે પ્હેલે ઝીણો મઇ જેવો હતો તે રફતે રફતે વધીને એટલો મોટો થયો કે તે જવાને હવે ચાહી ચેતીને તે પરણેતરથી અલગપણું શોધ્યું.

તેની જાહેર જીંદગીનો રોહ તેની મરજી મુજબનો વ્હેતો થયો હતો; જેમાં તે હાથ નાંખતો, જે બાબદ તે મનપર લેતો તે બધું તેનાં મનનાં પેટ ભરતા સંતોષ પુરતું પાર ઉતરતું હતું; માત્ર એકજ વાતનો હવે તેને ખટકો થતો હતો અને તે તેની પરણી જીંદગીને લગતો હતો.

સાચી વાત હવેજ તેનાં હૈયામાં પેઠી અને તે સચાઇ તેની હૈયા-તીને સંતાપતી રહી; તેજ સાચી વાતનાં તિણાં નખર્યાં તેનાં જીગરને ઓખવી લોહી ઝઝરતું કરતાં થયાં હતાં. તેણે હવેજ જાણ્યું અને નક્કી માન્યું કે તેની જીંદગીના સાચ્ચા પ્યારની માલેક તેની પોતાની પરણેતર નહીં પણ કોઇ બીજીજ હતી અને તે બીજી તે લેડી આઇસોરા હતી!

લેવો વ્હાલાં વાંચકો જુવો આ જુલમ! કહે છે કે છોકરા છોક-રીની પરણવાની બાબદમાં માબાપે ડોકું નહીં ખોસ્તાં અલગ રહી તેઓના અરસપરસના પ્યાર મુજબ તેઓને પરણવા દીધાથી તે જોડું સદા સુખીજ નિવડે છે અને નહીં તો તે બીચારાંઓની જીંદગી ઝેર જેવી થઇ પડે છે! હવે ત્યાં એલીસ સાથે હુબર્ટને પરણાવવામાં તેનાં કોઇબી વડાંએ પોતાનું ડોકું ખોસ્યું હતું? એતો બાપડો એક ચોક્કસ લાગણી જેને તેણે **'પ્યાર'** સમજવાની ભુલ કીધી હતી તેનેજ આધીન થઇને પરણ્યો હતોની?

પણ, હાલના જવાન છોકરાઓ અને છોકરીઓ પ્યારની લાગણીને ઓળખેછેજ ક્યાં? તેમ ઓળખતાં હતે તો આજે દુઃખ શાનું હતું? એકમેકને અરપરસ જોતાં જેબી જુસ્સો પેદા થયો તે પ્યાર, અને એ પ્યાર બરપા થયો કે બસ પરણી જવું—આજે તો મોટે ભાગે એ હીસાબ છે!

ત્યારે હુબર્ટ રોથફીલ્ડ જે આજે ખમતો હતો તે તેની સરજતને લીધે હતું—તેમાં ના તેનાં વડીલોનો કસુર હતો કે ના તેનો પોતાનો હતો, અને જેઓએ જે હું આગલાં પાનાંમાં લખી આવ્યો તે ધ્યાનથી વાંચ્યું હશે તેઓ મારાં આ મત સાથે એકમત થશે કે એ હુબર્ટની સરજત હતી. અને હજી આગળ તો ચાલો—એ સરજત એ જવાનના સંબંધમાં શું શું કરી બતાવનાર છે તે આગળ ચાલતાં જણાશે.

હું તમોને કહી ગયો કે તે પોતાની ઇજતને ચાહનારો આદમી હતો. પોતાની ઇજત તેને ઘણીજ વ્હાલી હતી, એટલે તેની સામે હવે શું ધાસ્તી ડોળા ધુરકતી ઉભી હતી તે તે ચેતી ગયો હતો, અને રખે કાંઇ નબોજું બનવા પામે એમ બીહીને લેડી આઇસોરાથી દુર નાહાસી

જઇ ભરાઇ બેસ્વાનો તેણે પકકો ઠેડાવ કીધો.

તેણે પોતાના કાકા લૉર્ડ એરન્ડેલને પોતાનો લંડન જઇ રહેવાનો ઠેડાવ કહી સંભળાવ્યો, અને લૉર્ડ એરન્ડેલે ઝટ તેને તેમ કરવાની પરવાનગી આપી.

"આય તો વળી વાત બગડેલી લાગેછ" લૉર્ડ એરન્ડેલ નિરાશ થઇ વિચારવા લાગ્યો "આય તો એવું લાગેછ કે લેડી આઇસોરાની તેને દરકારજ નહીં હોય! પણ મારી ખાતરી છે કે જ્યારે એ છોકરાએ મારી બધીજ મરજી રાખીછ તો આય વાતમાંબી તે મને નાસીપાસ તો નહીંજ કરશે."

અને જે દીને હુબર્ટે લેડી આઇસોરાને પોતે લંડન જઇ રહેવાનો ઠેડાવ કહી સંભળાવ્યો તે દિવસની યાદ તે જવાન ભુલી શકયો નહીં હતો.

પોતાનો ભરમ વફાદારીથી સાચવી રાખવાનો મનમાં કસદ કરીને તે હેનલી પાર્કમાં ગયો—લેડી આઇસોરાને માટે તેનાં દિલમાં બરપા થયલી લાગણી તેણે જાહેર નહીંજ કરવાનો ઠેડાવ કીધો હતો. તે તે જાહેર કરીજ કેમ શકે? તે તે જાહેર કરવા જેટલો આપઅખત્યાર કે છુટો હતોજ નહીં. ડયુક અને ડચેસ બાહાર ગયલાં હોવાથી લેડી આઇસોરા તેને એકલીજ મળી, અને તે દિવસ તેની જીંદગીમાં તેને સદા યાદ રહી ગયો એમ મેં જે ઉપર કહ્યું તેનો સબબ એકે પોતાનો જે ભરમ સાચવવાનો તે મનસે પકકો ઠેડાવ કરી ત્યાં આવ્યો હતો, તે ભરમ તેનો જરાવારમાં ફુટી ગયો એટલુંજ નહીં, પણ પોતાનો ભરમ લેડી આઇસોરાને જાણવા દેઇ તેનો ભરમ તે પામી ગયો હતો!

તડકાંની સોનેરી રજાલ ચમકતી હતી; સુફેદ દુધ જેવાં કમળ ફુલોપર તેનો ઓળો પડી તે ફુલોને કાંઇ ઓરજ રંગત તે આપી રહ્યો હતો; ખીલતાં ગુલેગુલાબો તેમાં નાહી રહ્યાં હતાં; પંખીઓની રંગબેરંગી પાંખોપર તેનો પ્રકાશ પડી તેઓ આંખે ઉડી વળગે તેવાં દેખાતાં થયાં હતાં; અને તેજ સોનેરી રજાલની અસર હુબર્ટપરબી થવા ચુકી નહીં કેમકે લેડી આઇસોરા આવી રંગમાં આવેલી કુદરત વચ્ચે જે મંડપમાં

બેઠી હતી ત્યાં આવી લાગતાં તેનાં દીલ અને મનપરનો બોજો તેને ઘણે દરજ્જે કમી થયલો બલ્કે નહીં જેવો લાગ્યો હતો.

તે ત્યાં પોતાના મન-વિચાર સાથે એકલી બેઠી હતી અને તે જવાનનાં પગલાંનો અવાજ તે છોકરીને કાને આવતાં તેણીએ તે તરફ જોયું અને તે બેઉની નજર એક થતાંજ તે છોકરીનો ચ્હેરો લાલ સૂર્ખ બની રહ્યો. એતેપ્રાક તે એવે જગ્યે બેઠી હતી કે જ્યાં લાલ ગુલાબના છોડ હતા જેઓમાંના એકપરનો ગુલાબ તેણીના ચ્હેરાની લગોલગ ઝુમી રહ્યો હતો તે જોઇ તે જવાન ઘડીભર વિચારમાં પડયો કે તે છોકરીનો ગાલ કીયો હતો અને ગુલાબ કીયો હતો!

તે લેડી આઇસોરાના ચ્હેરાનો રતાશ તેની નજરથી છુપ્યો નહીં રહી શકયો હતો, અને તે જોતાંજ તેની છાટી ધડકવા લાગી અને તેનાં તન બદનમાંનું લોહી ગરમી પકડી ઉછાળા મારતું દોડવા લાગ્યું. તેની બોલવાની વાચા ઘડીભર ગુમ થઇ ગઇ, એટલે મુગો મુગો તે જઇ તેણીની પાસે ગોઠવાયો.

થોડીકવાર કોઇ કશું બોલ્યું નહીં.

અંતે લેડી આઇસોરાજ પ્હેલી બોલી.

"આજે તમારા આવવાની આશા નહીં હતી. હું તો જાણું કે હન્તલીવાલાંઓની ઉજાણીમાં તમેબી સામેલ થયા હોસો."

"લંડન જઇ રહેવા સિવાય મારો છુટક નથી એમ મને લાગેછ અને તેથી તમોથી હું રૂખસદ ચાહવા આજે હું આયોછ."

વળી પાછાં બેઉ ચુપ બેઠાં. લેડી આઇસોરાએ કશોજ જવાબ કર્યો નહીં, પણ, પોતાના હાથોમાં જે ગુલાબોનો એક ઝુરો પકડી તે બેઠી હતી તે ઝુરો તે હાથોમાંથી સરી પડયો અને તે હાથો સર્યાંમ ધ્રુજતા તેને દેખાયા.

"મને પાછું અહીં સુધી આવવાની તક મળશે નહીં" તે બોલ્યો "અને આજે હમણાંજ જરા મને ફુરસદ થઇ."

તોપણ લેડી આઇસોરાએ કશોજ જવાબ દીધો નહીં. હવે તેણે તેણીની તરફ ફરીને જોયું, અને તેનીથી અજાયબીની એક ચીસ પડાઇ ગઇ. તે સુંદર ગુલાબી ચ્હેરો તેના હોઠ સુધાં ફીકંફાક્ચ મારી ગયો હતો; તે તોરવંતી આંખોમાં ગભરાટની નિશાણી પ્રગટી રહી હતી, અને તેના હોઠ કોઇ અણદીઠ ધાસ્તીને મારે લરઝી રહ્યા હતા. તેણે એ મામલો એક નજરે જોઇ લીધો પણ તેની વાચા બંધ થઇ ગઇ હતી. તે કશું બોલી શક્યો નહીં.

"તમે લંડન જઇ રેહોછ!" તેણીનાં તન બદનમાંથી ધીમો અવાજ નીકળ્યો.

તે અવાજ જોકે ટુંક અને ઘણોજ ધીમો હતો મગર તેમાં સમાયલું દુ:ખ–તેમાં આમેજ થયલો ટવળાત એટલો જોરાવર હતો કે તે તેનાં અંતરમાં કાતેલ અસર નિપજાવી રહ્યો.

"હા, મ–મને જવાની ફરજ પડેછ" તે નાસીપાસીની એક આહ ખેંચી બોલ્યો "લેડી આઇસોરા દુન્યામાં કમનસીબોમાંનો સર્વથી કમનસીબ હું છેઉં."

થોડીકવાર ચુપ રહી તે છોકરી બોલી—

"સૌને માટે એક એવો વખત આવેછ કે જે દરમ્યાન સૌ કાંઇને કાંઇ રીતે દુ:ખી હોયછ ને દુ:ખી બનેછ. બાહાદુરો પોતાનું દુ:ખ મુગે મોંઢે ખમેછ, માત્ર નબળાં મન અને નબળી દેહનાઓજ રડીને ગોધ્યારૂં કરેછ."

એટલું બોલી તેણીની નજીકના એક ગુલાબના છોડવાને તેણીએ પોતાની મુથીમાં પકડ્યો અને તેની તરફ જોઇ તે હસી; પણ થોડીક પલની વાત ઉપર તેણીના ચ્હેરાપરનું દુ:ખ અને આંખોમાંનો ગભરાટ તે વાંચી ચુક્યો હતો અને તેથી તેને જાણી લેતાં કશીજ વાર લાગી નહીં કે તે છોકરી તેને અગાધ પ્યારથી ચાહતી હતી.

"હોકમનો એક બોલ બાહાર પડતાં સીપાહ બચ્ચાઓ તોપના

ગોળા સામે પોતાનો ફરાખ સીનો લઇ ધસી જાયછ" તે બોલ્યો "બાહા-દુરો પાસેથી ફરજ તેમનું સર માંગેછ તો તે મુગે મોંઢે સદ્દંક કરતાં ઓ ચુકતા નથી. ત્યારે એ લોકની સરખામણીમાં મારે શા માટે ઉત-રતા રહેવું જોઇયે?"

"ત્યારે શું ફરજ તમારોથી ભોગ માંગેછ?" તે છોકરીએ નર-માસથી પુછ્યું અને તે બે જીગરોની હાલત ઘડી–પલ–ઘડીમાં ગમે તે ફેરફારો થતા રહે યા થયા કરે મગર, પંખીઓએ તો પોતાનું ગાણું ચાલુજ રાખ્યું અને છોડપરનાં રંગબેરંગી ફુલો પવનની લ્હેકીની અસ-રથી ડોળતાંજ રહ્યાં.

"હા, ફરજ માત્ર નહીં પણ ઇજતબી."

"ત્યારે તો જરૂરજ સીધારો" તે બોલી "ત્યારે તો તમોને યા કોઇ બીજાને ગમે તેટલું ખમતું પડે તેની કશીબી દરકાર ના કરો ને સીધારો."

જો ચ્હેરો જીગરનો આઇનો હોય તો તે વખતનો ચ્હેરો જોઇ આખી કુદરત ગોયા તે છોકરીની દયા ખાવા લાગી. પવનની તે લ્હેકીમાં ગોયા ડચકાંનો અવાજ અને ફુલોની સુગંધમાં આંસુના ખારાસનો પસરાટ હતો.

"અહીંજ ત્યારે આપણે સલામ સેકહેન્ડ કરી છુટાં પડયે" તે બોલી "તમે સીધારો ને તમારી ફરજમાં તમે ફત્તેહ પામો એવી મારી દુઆ છે."

"તમે લેડી આઇસોરા મારી તરફ ઘણાંજ માયાથી વરત્યાંછ–સાહેબજી."

તે ઉઠયો અને લેડી આઇસોરાબી ઉઠી તેણીએ તેને પોતાનો હાથ આપ્યો. તે હાથ તેણે પોતાના કબજામાં થોડાકવાર રાખી મુકયો અને તે વખતે તેની છાટીમાં ચઢી આવેલો જુસ્સો તેણે કેવી મુસ્કેલીથી દાબી રાખ્યો હતો તેની ખરી વાત એક તેને અને તેના ખુદાનેજ ખબર હતી.

"ખુદા તમોને સુખી રાખે" તે ધ્રુજતા અવાજે બોલ્યો "વધુ હાલ હું કહી શકતોજ નથી. મારામાં તે કહેવાની તાકાત નથી."

"સાહેબજી."

અને બીજીજ પલે તે ઘણીજ ઝડપથી ચાલી ગયો–એમ કહીશ તો ચાલશે કે તે ત્યાંથી દોડી ગયો, અને તે છોકરી?

તે જવાનના જતા આકાર તરફ તરસી નજરે જોતાં તેને ગશ આવી ગયા અને ઉંધે મસ્તક ત્યાં ઘાસોના ગલીચામાં તે પડી અને જે પ્યાર તે છોકરીએ તેને આપવા માંગ્યો હતો અને જેમાં તે નિસ્ફળ નિવડી હતી તેનાં દુઃખે તે ઝારઝાર રડી.



## પ્રકરણ ૨૦ મું.

# ગુલનો ચેરાગ અંતે ગુલ થયો!

તે વાતને બે વર્ષ થઇ ગયાં હતાં, જે અરસામાં પોતાના દેશની તવારીખના તકતાપર તેનું નામ અને કામ કાયમનું કોતરી રાખવાની તેને મળેલી એકેક એક તકનો લાભ હ્યુબર્ટ રોથરીહ્ડે હાથ કીધો હતો, અને તેને પ્રતાપે આજે તે પોતાની નામના કાયમની કરી ચુકયો હતો. પોતાની પક્ષમાં તો તે ઘણો ઓહોદો વગવસીલો પામી ચુકયો હતોજ પણ તેની વિરૂધ્ધ પક્ષનાઓમાં પણ એક ખાલેસ દિલના મજબુત વિરોધી તરીકે તે અતિ જાણીતો થઇ ચુકયો હતો. તેની પોતાની પક્ષ તેને પોતાનો હિમાયતી જાણી અપૂર્વ માન આપતી હતી તો તેની વિરૂધ પક્ષનાઓ તેને પોતાને લાયકનો સાચો સ્વતંત્ર હમનબરદ સમજી તેની તરફ ઘણાં માનથી જોતા હતા. ઉમરાવોની સભામાં તો એવું વટીક મનાતું હતું કે દાખલા દલીલો સાથની વાસ્તવિક તકરારની વકતાબાજીમાં તેની પક્ષના

કોઇબી રાજ્યદ્વારી કરતાં તે ઘણો વધારે ચઢયાતો હતો.

એ રીતે ત્યારે લૉર્ડ એરન્ડેલની ઉમેદ અને ઇચ્છા, એમ કહીશું તો ચાલશે કે વ્યાજસીરૂ પાર પડી હતી; માત્ર એક બાબદ તેવણને સમજ પડતી ન હતી, અને તે એ હતી કે લગનનું તો તે જવાન નામજ દેવા રાજી નહીં હતો.

તે સમયે જમાનોજ જાણે એવો બદલાયો હતો કે લૉર્ડ એરન્ડેલ પોતાના ભત્રિજાથી હવે બીહીતો હતો! હજીબી તેવણને તે જો તેવણની માનીતી બાબદમાં નાફરમાન થાય તો તેને વસ્યતમાંથી બાતેલ કરવાનું હજીબી તેવણના હાથમાં હતું ખરૂં, પણ, હુબર્ટ જે ઇઝત અને કીર્તિ પામ્યો હતો તે તેની પાસેથી ખુંચવી લેવાની કોણમાં શક્તિ હતી?

ત્યારે લગનને લગતા ઇશારાઓબી હાલ તુરત કાકાજી સાહેબે પડતા નાંખ્યા. જ્યારે ડયુક ઑફ ઓરમોન્ડ પોતાનાં કુટુંબ સહીત લંડન આવ્યા તો તે વાતની ખબર તેને કાને આવતાં રેવાજ મુજબ તેઓની મુલાકાતે હુબર્ટ આવ્યો ખરો, પણ ના તેણે મન મુકીને તેઓમાંનાં કોઇની સાથે વાત કીધી કે ના તે મન મુકીને જરા થોભ્યો. તે દોડતો આવ્યો અને ઘણાંજ કામનું બાહાનું કાઢી ઉડતો ચાલતો થયો, અને નામદાર ડયુક સાહેબ તો તેને લાગુ પડેલા એ ઉડયા વા બાબે ડાચું વકાસી વિચાર કરતાજ રહ્યા.

લેડી આઇસોરાના લંડનમાંના દેખાવની ફત્તેહ તેના કાને અવાર નવાર આવતી હતી, અને વળી તેણીના હાથના ઉમેદવારોબી કકડી જવાને લગતી અફવાબી તે સાંભળતો હતો, અને તેઓમાંના કોઇનેબી મચક તે છોકરી નહીંજ આપતી હતી એવીબી અફવા તેને કાને આવતી હતી, અને હુબર્ટ રોથરીલ્ડ દુ:ખી થઇ કબુલ કરતો હતો કે તેનું ખરૂં કારણ તેઓને જણાવવા જેવી હાલતમાં તે હતો. તે તેણીને મળવાની કશીજ તજવીજ કરતો ન હતો. ઇઝતે તેના કાનમાં ફુંક મારી હતી અને તે તેના હુકમને તાબે થયો હતો—તેની હાલતમાં મુકાયલા બીજા

જવાનો કરતાં ઘણો વધારે વ્હેલો તે હુકમને તે તાબે થયો હતો.

તે થોડા થોડા અરસાને અંતરે પોતાની પરણેતરને મળવા જતો હતો. તે જ્યારે મળવા જતો હતો ત્યારે તે તેની તરફ ઘણીજ માયાથી વરતતો હતો; છતાં અબલાજાતિમાં કુદરતીજ જન્મ પામેલી પ્રેરણા બુદ્ધિથી તે છોકરીને તેના ભેદનો કાંઇક સંસારો થયા વગર રહ્યો નહીં, અને તે સમજવા લાગી કે પોતાની સાથનાં તેનાં લગને હુબર્ટની જીંદગીની ખરાબી કીધી હતી.

રફતે રફતે તેણીનો એ ખ્યાલ મજબુતી પકડતો ગયો અને તે બીચારી ટવળવા લાગી. તેને બદલે જો કોઇ ઓછી લાગણીવાલી અબલા હતે તો એવી જીંદગીનોબી તે ઓરજ લાભ લેતે. ગમે તે થાય એવો વિચાર કરી ભવિષ્ય કાળના પડછાયાને પછાત નાંખી વર્તમાન કાળજ કેવી મઝામાં પસાર કરવો તેની તરેહવાર યોજનાઓ તે યોજતે. નહીં, એલીસ રોથશીલ્ડ તે કીસમની અબલા હતીજ નહીં; તે તો પોતાની એ કમનસીબી ઉપર વિચાર કરતી કલાકોના કલાકો સુધી બેસી રહેતી હતી. જે ખુશ આબોહવામાં તે રહેતી હતી, ફુલોના જે ક્યારાઓ વચ્ચે તે ફરતી હરતી હતી, આસપાસની જે ફરતી કુદરત નિહાલતી તે બેસતી હતી, તેમાંનું કશુંએ તેનાં દુઃખી મનને નિરાંત આપવામાં ફત્તેહમંદ ઉતરતું ન હતું. તેઓમાંનાં એકનોબી તે જવાન પરણેતરને ખ્યાલ કરવા ગમતોજ ન હતો; બસ તે પોતાના જવાન ખાવીંદનું ધ્યાન ધરીને બેસતી અને તેને લીધે તે વ્હાલાને જે ખમવું પડતું હતું તેનો વિચાર તે કર્યા કરતી હતી.

એ એકના એક ધખારાનું તે બીચારીનું મન સાબુત શીકાર થયું, અને તેનો જીવ ગુંગળાઇને તરફડવા લાગ્યો, અને જેમ એક ઇનશાન ધીમાં ઝેરનો ભોગ થાય તેમ તે જવાન અબલાનું તન બદન ગળાતું ચાલ્યું. તેનાં મગજપર જે વિચારનો બોજો હતો તે એ કે તેના વ્હાલાએ તેને વિસારી મુકી હતી અને તે પોતે તેના જવાન ખાવિંદના

નાશનું મુળ હતી.

અને હતીબી તે એવી એકાંત અને રહેતીબી હતી તે એવી એકલી અટુલી કે તેને ઘેરતા એ ખ્યાલો તેનીથી છુટા પડેબી કેમ ? તેણીનું એકપુરૂં બાળબી તેણીનું એ દુઃખ સાંભળવા જેટલી ઉંમરનું ન હતું, અને તેના નિરદોષ ચ્હેરાપર તેની નજર પડતાં ઉલટું તે બીચારીનું દુઃખ હતું તે કરતાં વધારે કાતિલ થઇ પડતું હતું. જે વખતે હુબર્ટ સાથે તે છુપાછુપ પરણી હતી તે વખતે તેણીને તે વાતનાં અઘટીટપણા બાબે કશો ખ્યાલ આવ્યો હતો નહીં; તે પોતે એમજ સમજતી હતી કે એવી એવી નજીવી બાબદોનો તેણીએ કશો ગંભીર વિચાર કરવાનો હતોજ નહીં; તે હુબર્ટ રોથશીલ્ડની પરણી મોહરદાર થનાર હતી એજ વાત તેણીને માટે પુરતી અને જોઇયે તે કરતાં વધારે સંતોષ આપનારી હતી.

હવે જ્યારે તે કોમળાંગીની—તે જવાન પરણેતર અને તુરતની થયલી જવાન માવતરની આ દુર્દશા થઇ હતી ત્યારે તે એક વખતની બધીજ નજીવી બાબદો તેણીને હૈયે ખુંચવા લાગી. તેને મનસે આખી દુન્યાજ તેણીની તરફ બેદરકારીથી જોતી હતી; તે એકલી અટુલી અને કંગાળ જીંદગી ગુજારતી થઇ પોતાના પતિનાં વ્હાલથી વિખુટી પડી હતી; જે ખાવિંદને તે આટલા ઉંડા પ્યારથી ચાહતી હતી તેજ જાણે તેણીને પરણ્યોજ નહીં હોય, તે તેની જાણે પરણેતરજ નહીં હોય તેમ તેનીથી દુરનો દુરજ રહેતો હતો, અને વ્હાલાં વાંચનારાંઓ એ એકના એક વિચારે અને બળાપે બળાપે ઝુરી, પોતાનાં બુલબુલ વગર તફડતાં તે ગુલનો ચેરાગ અંતે ગુલ થયો.

તે ખરેખર જીગર તોડ બનાવ હતો. તે જવાન અને ભોળા જીવપર ગુજરેલી જફાનો એક જાલેમ કીસ્સો હતો.

પણ તે પરણેતરની આંખ સદાની વિંચાય તે પ્હેલાં પોતાના વ્હાલા હુબર્ટની ટગર તે કરી રહી હતી. તે અનમની અને બીમાર ચાલતી હતી એ વાતની તેને ખબર તો હતી પણ તેણીની હૈયાતીનું સેવટ એટલું

વ્હેલું આવશે એમ તેણે ઘડીભરબી માન્યુ નહીં હતું. એ અરસામાંજ તેના કાકા એકાયક ગુજરી ગયા અને તેથી હુબર્ટ રોથશીલ્ડ તેવણુની જાગીરોનો વહીવત પોતાને હસ્તક લેઇ તેનો બંદોબસ્ત કરવામાં ગુંટાઇ ગયો તેટલાં તેણીની એ છેલ્લી ઘડીની તેને ખબર કરવામાં આવી અને તે જવાન ત્યાં દોડી પ્હોંચ્યો, અને ત્યાં જતાં જતાં, જે રીતે તેણે તે ગરીબ વ્હાલી એલીસને વિસારી મુકી હતી તેનો તેને હમણાંથીજ પસ્તાવો શુરૂ થયો હતો. હવેજ તેને લાગ્યું કે તે બીચારીને મળ્યા ભેટયા વગર તેણે મહીનાના મહીના એમ જવા દેવા નહીં હતા. પણ, બધો પસ્તાવો હવે શું ખપનો હતો? જેમ હવે તેનો પ્યાર વધુવાર મેળવવાનું તે બીચારી માટે ઘણું અસુરૂં થયું હતું તેમ હવે પસ્તાઇને તેણીની દયા ખાવાનુંબી તેને માટે ઘણું અસુરૂં થઇ ગયું હતું.

ગોયા તે બીચારીનો નાંજુક જીવ સેવટનાં તે ખાવિંદના દિદાર જોયા વગર તેણીનાં તનનું ખોખું છોડી જવાને નારાજ હતો. તે ત્યાં દોડી પ્હોંચ્યો, તેનાં નાજુક તનપર પડી તે જારજાર રડયો. તેણીએ તેનું માથું પસવારી ઘણાજ ઝીણા અને નબલા સાદે તેને પટાવ્યો, તેને ધીરજ રાખવાની તે બીચારીએ વિનંતી કીધી અને પછી એ શોકાતુર દેખાવ જોતી દઘાઇને ઉભેલી તેઓની બુચીને પોતાની આગળ હાથ પકડી તે જવાન માવતરે ખેંચી, તેનો તે હાથ તેના બાપના હાથમાં સોંપ્યો; બાદ, એ હાથે પોતાના વ્હાલા હુબર્ટનું માથું આસ્તે રહીને ખેંચી પોતાની આંખોપર મુકી ગોયા તે આંખોને હંમેશની તેણીએ બંધ કીધી.

એલીસ જેવા કુદરતી દેખાવોને ચાહતી હતી, તેવા દેખાવોની વચ્ચે ફુલોના છોડવાઓથી ભરાઇ ગયલી જમીનમાં હુબર્ટે પોતાની દેખરેખ હેઠલ તેને દફન કરાવી, પોતાની બુચીને માટે ઘટતો બંદોબસ્ત કરી હુબર્ટ ઇંગ્લાંડ પાછો ફર્યો.

મેં ઘણી વખત કહ્યું છે અને ફરીથી કહું છું કે હુબર્ટ ઇઝતને ચાહનારો આદમી હતો. ઇઝતનાંજ ફરમાનને માન આપી તેના રસ્તામાં

આવી ઉભી રહેલી લાલચથી તે, આપણે જોઇ આવ્યાં તેમ, દુર નાઠ્ઠો હતો, એટલે હવે જે સુખ, જે ખુશાલી તેના આવ્યાની રાહ જોતાં ઉભાં હતાં તેઓ આગળ ધસી જઇ પોતાનું દિલ તેઓને અર્પણ કરવાનું હાલ તુરત તેણે નામુનાસેબ વિચાર્યું હતું. લેડી આઇસોરાને પાછો મળ્યો તે અગાઉ તેણે એલીસનાં મોતપર આખું એક વરસ પસાર થવા દીધું હતું, કે જે મુદ્દતને તેની પાછલી જીંદગીમાં 'પસ્તાવાની મુદ્દત' તરીકે તે યાદ કરતો રહ્યો હતો.

ત્યારે એક વરસની મુદ્દત પસાર થઇ ગયા બાદ લેડી આઇસોરાને તે મળ્યો. એ બેના પ્યારની કાહાંણી અતરે વિસ્તારીને લખવાની કાંઇ જરૂર નથી. તેણે તે છોકરીથી ઉછળતાં જીગરે અને દિલના મોટા સંતોષ વચ્ચે જાણ્યું કે તેને તેણીએ પ્હેલો જોતાંજ પોતાનું દિલ હુબર્ટને હવાલે કરી દીધું હતું.

ત્યારે એ પછીનો વખત તે બે જવાન જીગરોએ કેવા અરસપરસના પ્યારમાં કેવી રીતે ગુજાર્યો તે બધું વિસ્તારીને લખવાને બદલે એટલુંજ કહેવું બસ થશે કે વસંતરૂતુની એક ખુશનુંમા સહવારે તેઓ બેઉ—લૉર્ડ રોથશીલ્ડ અને લેડી આઇસોરા લગનનાં ગાંઠથી એક થયાં.

તે ઘણો સુખી અને બધી વાતે આબાદ હાલતમાં હતો; તેની પરીસુરત પરણેતર અને ખુબસુરત દીકરાનો તે પરસ્તાર બની રહ્યો હતો. તેનો અફસોસ માત્ર એ હતો કે તેનું એ અનુપમ સુખ જોવાને તેના કાકા હૈયાત ન હતા. તેની પ્હેલી પરણેતરની યાદ કોઇ કોઇ વખત તેને થતી હતી. પોતાની નાની નિનાને માટે તેણે બની શકતો સારો બંદોબસ્ત કીધો હતો. તેણે તે દીકરીને મેડમ ડી સેન્ટ લાન્સને ત્યાં રાખી હતી; તેનાં ભવિષ્યનો તેણે મનમાનતો સારો બંદોબસ્ત કીધો હતો; અને તેણે તે નિનાની માયપર ગુજારેલો ગેરઇનસાફ ભુલી જવાનો તે હક્ક ધરાવતો હતો એમ તે ધારતો હતો. ખરેખર તે ગઇ ગુજરી તેને વાસ્તે ઘણી દુ:ખભરી હતી.

પોતાની આ પરણેતરની આગળ પોતાનાં તે આગલાં લગનનો ઇશારો વટીક તેણે નહીં કીધો હતો; એ પરણેતર તે બાબેનાં સુખવાસી અજ્ઞાનપણાંમાંજ જીવતી હતી; અને એ બન્નેની પરણી જીંદગીનાં વાતાવરણમાં એકબી કાળી વાદળી નહીંજ હતી એમ એ હ્યુબર્ટ લૉર્ડ કલાન્સીનું બી મજબુત માનવું હતું.

આંઠ વર્ષ એમને એમ એ નેવરસ્લીના લૉર્ડને માટે કીર્તિ, માન, મરતબો અને પરણ્યાં સુખોનાં પસાર થયાં. નવા લૉર્ડ એરન્ડેલ અને તેની પ્યારી પરણેતરનું હૈયું હરખાવવા કાંઇ વધુ ફરજંદની તેઓને ત્યાં વૃદ્ધિ ન થઇ હતી; પણ તેને બદલે તેનો દીકરો-તે અસલી ખેતાબ અને બોહોળી જાગીર જમીનનો વારેસ-ખુબસુરતી અને આસુદગીમાં વધ્યો જતો હતો. તેનું નામ તેઓએ પોતાના ખાનદાનના એક વડવાનાં નામ ઉપરથી-ડાર્નલી રાખ્યું હતું.

ત્યારે, જરાબી દુ:ખના પડછાયા વગરનાં ચાલુ સુખી આંઠ વર્ષ નીકળી ગયા બાદ, હ્યુબર્ટ લૉર્ડ એરન્ડેલ ઉપર એવો એક જબરદસ્ત ફટકો પડ્યો કે જેણે તેને નાસીપાસી અને નિરાશીના ગારમાં ડુબાડીજ દીધો. અઠવાડયાંના માત્ર ટુંક અરસામાં તેની પરણેતર અને દીકરો બન્ને ગુજરી ગયાં! તેના ડાર્નલીને ખરાબ જાતની તાવ આવી અને લેડી એરન્ડેલ જે પોતાનાં બચ્ચાંને જીવ કરતાંબી વ્હાલો ગણતી હતી, તેણીએ ખુદ તેની આગળ ખડે પગે ઉભી રહી સારવાર કરવાની જીદ્દ કીધી અને પરિણામ તેનું એ આવ્યું કે તેનેબી તેજ તાવ લાગુ પડી અને મા દીકરો બેઉ બીચારાં સાફ થઇ ગયાં.

લૉર્ડ એરન્ડેલપર પડેલાં આ દુ:ખના બોજાનું વર્ણન આપવાને આ કલમમાં તાકાત નથી-કોઇ ભલી ધનેતર કલમમાંબી તાકાત નહીં હોય.

તેની બધી આશા, બધા ઉમંગ અને બધી ઉમેદોનું તેણે સેવટ આવેલું જોયું; તેને મનસે હવે દુન્યામાં સુખ કે ખુશી જેવું કશું હતુંજ નહીં, અને આખી જહાંન એક વેરાન જંગલ જેવી હવે હતી.

લોક બોલતું કે જે દિને તેની પરણેતર ગુજરી તેજ દિને તેનાં માથાંના વાળ ધોળા થઇ ગયા હતા, અને હજી જવાન છતાં દેખાવે તે ઘરડા આદમી જેવો લાગતો હતો, જેવો એકવાર તે હતો તેવો આજે તો તે હતોજ નહીં. તેની બધી ઉમદા અને ભલી લાગણી તેની પરણેતરની સાથે તેની કબરમાં દટાઇ હતી એમ કહીશું તો ચાલશે.

## પ્રકરણ ૨૧ મું.

## "ઓ ખુદા! હજી મારાં કીસ્મતમાં શું હોસે?"

એ લૉર્ડ કલાન્સી, આપણી આ વારતાની શુરૂઆતમાં મેડમ ડી સેન્ટ લાન્સને મળવા આવ્યો, તે અગાઉની તેની જીંદગી તપાસતાં, તે પછીથીબી તેના બાબમાં શું બન્યું તે આપણે જોઇ લીધું, અને હવે આપણે પાછાં મેડમ ડી સેન્ટ લાન્સની મુલાકાત લેઇ લૉર્ડ કલાન્સીએ તેના ચાર્જમાં સોંપેલી બુચીની ખબર લઇશું, કે જે માટે ફરી એકવાર ફ્રાંન્સની આપણે મુલાકાત લેવી જરૂરની છે.

સેન્ટ જરમેનનાં જંગલોની નજીક એક રળ્યામણાં ગામની વચ્ચે બાઝેન્ટ શૅટો નામના સુંદર બંગલાની અગાસી ઉપર, સામે વ્હેતી સીન નદીના રોહમાંથી તરીને પસાર થઇ જતી નાની નૉસી બોટોને નિહાળતી બે છોકરીઓ ઉભી હતી. તેઓની આસપાસના કુદરતી દેખાવો ઘણાજ સુંદર હતા, મગર, તેઓની એ સુંદરતા કરતાંબી વધારે સુંદર તે બેઉ છોકરીઓના ચ્હેરા હતા.

કોઇ પીકચરોમાં યા માત્ર ખ્વાબમાં જોઇએ તેવા એ બે ચ્હેરા હતા. રૂપાળા, તંદરોસ્ત, ગોરા, લાગણીવાલા અને બુદ્ધિમાન એક સરખા તે ચ્હેરા હતા; કેટલીક બાબદમાં તે બેઉનો ઘાટમ એકસરખો હતો તો કેટલીકમાં

તેમનામાં આસ્માન જમીન વચ્ચેનો ફરક હતો; તે બેઉ જવાનીમાં એક-સરખા હતા એમાં તો કશોજ શક નહીં હતો, પણ તે બે બાળાઓમાંની એકનો ચ્હેરો બેહેસ્તના ફિરેસ્તાના જેવો બધો તમામ ભલી લાગણી-ઓથી ભરપુર હતો; જ્યારે બીજીનો તરેહવાર લાગણીઓથી ભરપુર હતો, જે કોઇ રીતે પેલી પ્હેલીની માફક ફિરેસ્તે ખ્યાલ નહીં આપતો હતો.

"હું ચાહુંછ" તેઓમાંની એક જેને તેના દમામદાર રાણી જેવા દેહેરા અને તેજસ્વી ખુબસુરતીને લીધે બધાં રેનીને નામે ઓળખતાં અને બોલાવતાં હતાં તે બોલી "કે હું આમાંની એકાદ બોટમાં હોતે."

"તો હું નહીં ધારતી કે તું ઘણી સુખી હોતે" પેલી બીજીએ મીઠા મધુર અવાજે જવાબ આપ્યો. "કેમકે સુખ આપણી આસપાસનું કરતાં આપણાં અંતરનું વધારે સારૂં."

રેની બોલી નહીં પણ તેની કાળી ભ્રમર આંખોમાં ધિક્કાર પ્રગટી નીકળ્યો ખરો, અને પોતાની ડોકનો લ્હેકો કરી તે તુચ્છકારથી હસી.

"બેલ, જાણે નરી તુંજ બોલી; તું તો જાણે બધી સારી સારી કહેવતોનો જીવતો જાગતો સંગ્રહજ છે. જો કશાંને માટે ખુદાની શુકર ગુજાર હું થતી હોઉં તો તે એટલા વાસ્તે છે બેલ, કે હું તારા જેવી સરજાઇ નથી."

"તેમ જો હોય રેની તો તારે શુકરગુજારી એમ વ્યર્થ નાંખી દેવી જોઇતી નથી. એમ તો તારી લાગણીઓનો ગેરઉપ્યોગ કીધાથી તે બધી ખપી જશે."

દેખીતી એ તકરારજ રેનને કંટાળા ભરેલી લાગી, કેમકે, ઝટ તે એક હલકી કીસમનાં તોછડાં ગાયણની થોડીક લીટીઓ લલકારવા મંડી ગઇ, અને બેલના ગોરા ઘટમદાર ચ્હેરાપર અણગમાની નિશાણી પ્રગટી નીકળી; તે બોલી—

"રેની, તું જાણતી નથી કે આય ગીત મમા પસંદ નથી કરતાં?"

વળી પાછી તે છોકરી તિરસ્કારથી હસી અને બોલી—

"મમાની હાજર નાજર શું કરવું અને તેવણની ગેરહાજરીમાં શું કરવું એ બેમાં ફરક હોયછે. જે કામ તેવણની હાજરીમાં નહીં કરી શકાય તે એવણ નહીં હોય ત્યારે કર્યે તો શું વાંધો છે? મારી બધીજ કમનસીબીનો ખંગ હું એ રીતે વાળુંછ. પોતાની રૂબરૂ મમા મારી ઉપર ગંભીરતા અને ડાહપણની ફરજ નાંખેછ, તો, તેવણની ગેરહાજરીમાં આય ગીત ગાઇને તેનો ખંગ વાળુંછ. કાંઇને કાંઇ રીતે મને બદલો તો મળવો જોઇયે."

જોકે રેનીનો આ બચાવ ઘણો તુચ્છ અને હસવા જેવો હતો, પણ બેલે તેવી કશીબી લાગણી દેખાડી નહીં; તે તો સેન્ટ જરમેનનાં જંગલનાં લીલાં દરખતો અને ત્યાં વ્હેતી સીન નદીનાં પાણી નિહાળતી ઉભી.

"આપણું આય મકાન રેની કેવું સુંદર ને રળ્યામણું છે! મને તો એ ઘણુંજ ગમેછ" બેલ બોલી.

"એમ તો એક બંદીખાનુંબી આવી જગ્યા વચ્ચે બાંધ્યું હોય તો બાહારથી એવુંજ રળ્યામણું ને સુંદર લાગે. ઘેર ને બંદીખાનું એ મારે મનસે એકનું એકજ છે."

"તારી તો આજે આગરી ખસીછ." બેલે જવાબ દીધો "ખુદા ન કરે ને તું પોતે બંદીખાનું શું તે જોવા ને જાણવા પામે ત્યારેજ ઘર અને બંદીખાનાં વચ્ચેનો ફરક તું સમજે."

બેલનું આ બોલવુંબી કેવુંએક તુચ્છ હોય તેમ રેની ખડખડ હસી પડી. પણ એક વખત એવો આવનારજ હતો કે જે વખતે બેલના આ બોલોની યાદ એ બેઉને થનાર હતી.

"તું, હું જાણુંછ" રેનીએ બોલવું ચાલુ રાખ્યું "બેલ કે જ્યાં હોય અને રહે ત્યાં સંતોષ માને. ખુદાનો ઉપકાર માનુંછ કે મારાંમાં તારા કરતાં વધારે 'સ્પીરીટ' છે. આય બૅાઝેન્ટ શૅટોથી હું તો કંટાળી ગેઇછ ને હું એવી ખરાબ છોકરી છેઉં કે એ વાત કબુલ કરતાં હું જરાબી શરમાતી નથી. મમા જેને 'ઘેરગતુ જીંદગીની મોજ'

કહેછ તેનો મને ઘણો કંટાળો છે. ભલાઇ મને, કોણ જાણે શું છે કે, થાકવી નાખેછ, હું તો ધારૂંછ કે તેમ બીજાઓના બાબમાંબી હોસે, પણ તેઓ મારી માફક ખુલ્લું બોલી દેતાં શરમાતાં હોસે."

બેલે તે ખુબસુરત હસ્તા ચ્હેરા તરફ દલગીર થઇને જોયું.

"રેની તું આય અમસ્થું બોલેછ, એમ હું ધારૂંછ. તું જેવી પોતાને બેદરકાર અને લાગણી રહીત બતાવેછ તેવી તું ખરેખરી નથી."

"નહીં, હું તેવીજ છેઉં, જેવી હું પોતાને રજુ કરૂંછ તેવીજ હું ખરાબ ને પાપી છેઉં; પણ મારૂં પાપ શામાં સમાયલું છે? માત્ર એજ કે મને એકની એક ચીજ ગમતી નથી. મને તો જીંદગીમાં ફેર-ફાર કર્યા કરે તેવાં તત્વનો ચાહ છે. અહીં ઘેરમાં ભરાઇ રહેવા કરતાં કોઇ મેળામાં મને નાચ કરવાની તક મળે, બોટમાં હલેસાં મારવા કોઇ મને કહે તો તે મને ઘણું બેહેતર રવેશે ગમે."

"પણ રેની તું મમાની વાત તો ભુલીજ જાયછ. મમાને તો તું ચાહેછ ખરી કેની?"

"અલબત ચાહુંછ; પણ એક છોકરી પોતાનાં મમાનેજ ચાહ-વામાં કેમ આખો જનમારો પુરો કરી શકે? બેલ, તુંને આશક માશુક યા લગનના કોઇ દાહાડે વિચાર આવતા નથી? જેટલો બપોરે ચમકતાં અને રાતે ધુંધરાયલાં દેખાતાં આસ્માનમાં ફરક હોયછ તેટલો ફરક આપણી આય ને તે જીંદગીમાં હોયછ."

બેલનો ગોરો ચ્હેરો સ્હેજ ફિક્કા ગુલાબના રંગ જેવો થઇ રહ્યો.

"મને એવા કાંઇ બેવકુફ ખ્યાલ આવતાબી હોય તો મારે તે કહેવા જોઇતા નથી. તેમ વળી આપણી જીંદગી હાલના જેવી ખુશ અને સુખી હમેશે રહેશે એમબી હું ધારતી નથી."

"ત્યારે તુંબી એટલું તો કબુલ કરેછ. બેલ, હું એમ પુછું કે એવા ફેરફારનો વખત આપણે દેખી શકસું કે? જો પોષ્ટવાલો આયો—

આપણી તરફજ આવેછ."

રેનીની અટકળ ખરી હતી. પાંચ મીનીટ બાદ પોષ્ટમેને તે ગૅટોનો દરવાજો ઉઘાડયો. રેની સામી તેને મળવા દોડી ગઇ, અને બુઢ્ઢા પોષ્ટમેને, એક રાણી આગળ ગુલામ નમે તેમ રેનીને નમીને એક કાગળ આપ્યું. તે ઇંગ્લાંડથી આવેલું હતું અને તે મુજબનો ટીકીટપર પોષ્ટનો છાપ જોઇ તે છોકરીનો ચ્હેરો કુમળાયો.

"લે, હું તો જાણું કે કેઇ જણને મજાહ કરવાનું ઇજાણુ આયું." તે નાસીપાસ થઇ બોલી "ને આય તો કાગળ પેલા બેવકુફ દેશ ઇંગ્લાંડમાંથી આયુંછ."

"ઇંગ્લાંડમાંથી આયુંછ?" બેલ બોલી "મને નહીં ખબર કે ઇંગ્લાંડમાં મમાનું કોઇ ઓળખીતું છે."

"ને હુંબી નહીં જાણુતી'તી. જો ઇંગ્લાંડનાં લોક ત્યાંની આબોહવાનાં જેવાંજ હોસે તો બા તે લોકનો સહવાસ મમાને મુબારક. ચાલ, આવની મમાને કાગળ આપી આવ્યે."

તે બેઉ ફુલોના બગીચામાં ઉઘડતાં એક બારણાં તરફ ચાલ્યાં, અને ત્યાં જરા ઉભાં રહી તેઓ બન્ને હાલ તરફ વળ્યાં જ્યાં એક તેબલ આગળ એક અબલા લખતી બેઠી હતી. તે જે લખતી હતી તેમાં તેનું ધ્યાન એટલું બધું રોકાયલું હતું કે તેની તરફ આવતી તે છોકરીઓનાં પગલાંનો અવાજબી તે સાંભળી શકી નહીં.

આપણે તેને છેલ્લી જોઇ તે પછીના પસાર થઇ ગયલાં વર્ષોએ એ મેડમ ડી સેન્ટ લાન્સમાં અલબત 'ચેન્જ' તો કીધોજ હતો. તે ખુબસુરત તો જેવીને તેવીજ હતી, મગર, તે ખુબસુરતીપર કોઇ કીસમની ફિકરનો—કોઇ ચિંતાનો પડદો આડો ફરી વળ્યો હોય તેમ લાગતું હતું. માથાંના વાળોમાં કેઇ કેઇ ઝીણા રૂપેરી તાર દેખાઇ આવતા હતા અને મેડમ કોઇ વાતની મુસ્કેલીમાં હોય એમ. તેવણની આંખોપરથી જણાઇ આવતું હતું. મનનીબી તેવણને નચીંતાઇ ન હતી એમ તેવણના આખા

દેખાવપરથી જોઇ લેવાને જોનારને બનતું હતું, અને મેડમનો આખોજ દેખાવ કહી આપતો હતો કે હજીબી કાંઇ તેવણની અસલની ફિકર, ચિંતા અને મુશ્કેલીનો અંત નહીં આવ્યો હતો.

"મમા" તેવણ આગળ તે બેઉ દીકરીઓ આવી લાગતાં રેની બોલી "સૌથી સરસ ભેટ તમુને કેયી ગમે?"

આ સાંભળતાંજ તેવણનાં મોંહમાંથી અફસોસની આહ નીકળી પડી.

"દીકરી, આય દુન્યામાં હવે મારે માટે કોઇ ભેટ સોગાદ બાકી રેહીછ કે નહીં તે હું નહીં જાણતી." તે બોલી અને એટલુંબી તે એવાં દુ:ખથી બોલી કે તેની સામે ઉભેલા બન્ને ચ્હેરાપર ગમીનું વાદળ ફરી વળ્યું.

"ઇંગ્લાંડથી આય કાગળ આયુંછ" રેનીજ બોલી "ને હું નથી ધારતી કે એમાં તમોને કાંઇ લાભ હોય, કેમકે, ઇંગ્લાંડમાં તમારાં કોઇ ઓળખીતાંઓ છે એમ તો કોઇ દહાડે તમે બોલ્યાંજ નથી."

મેડમનો ચ્હેરો વધારે જર્દ મારી ગયો. તેણીના હોઠ અને હાથ ધ્રુજવા લાગ્યા, અને તે છોકરીઓના દેખતાં તે કાગળ ઉખેડવાનાબી તેણે અખાડા કીધા; પણ જેવી તે બેઉ હાલ છોડી ચાલતી થઇ કે મેડમે તે કાગળ ઉખેડયું અને તે વાંચવા અગાઉ આંખ આસ્માન તરફ ઉંચકી તે બોલી—

"ઓ ખુદા! હજી મારાં કિસમતમાં શું હોસે! મારી આટલીજ સજા કાંઇ કમી છે?"

અને પછી તે કાગળ તેણીએ ધ્યાનથી વાંચ્યું.



## પ્રકરણ ૨૨ મું.

# "પણ મારાં મમા મારા પપાને લાયકનાં નહીં કાંય હતાં?"

મેડમ ઉઠીને બાહાર ફુલોના ક્યારાઓ તરફ ઉઘડતાં એક બારણા આગળ આવીને ઉભા અને તેની નજર ક્યારાઓ આગળ ઉભેલી તે બેઉ છોકરીઓપર પડી. એક તેને ખુદાએ બક્ષેલી તેજસ્વી ખુબસુરતીથી દીપી રહી હતી, જ્યારે બીજી આપણે ફિરેશ્તાઓનાં પીકચરોમાં જેવા ચ્હેરા જોઇયે છીયે તેવા ચ્હેરાથી શોભી રહી હતી.

ઘણીજ ગંભીરાઇથી અને લાંબો વખત સુધી તે તે બેઉને જોતી ઉભી. તે બેઉ તેને એકસરખી વ્હાલી હતી; એકને મા દીકરીના હક્કની રૂહે અને બીજીને પ્યાર અને પનાહની લાંબી મુદ્દતથી થઇ પડેલી ટેવની રૂહે તે ચાહતી હતી.

"તેઓ બેઉ ખુબસુરત છોકરીઓ છે!" મેડમ મનસે બડબડી. "મેં પોતે પેરીસના દરબારમાં અને બીજે ઠેકાણે ભલી ભલી ખુબસુરતીઓ જોઇછ, પણ, આવી એ તો કેઠેજ નહીં હોસે! તેને જોઇને તે ખુશી તો ખરેખરજ થશે-થવોજ જોઇયે."

એટલું બડબડી પાછી મેડમ વિચારમાં પડી.

"તે બાબેની જો મને ખાતરી મળે!" તે પાછી બડબડી "ભવિષ્યનો કાંઇ ઇશારો મને થાય!"

એટલું બોલી તે કાગળ પોતાના હાથમાં તેણીએ ચપ્પટ પકડયું.

"હવે પસ્તાવો કરવો નકામો છે-તેમ કરવા વાસ્તે હવે ઘણું મોડું થયલું કહેવાય" તે પાછી બડબડી" મેં કીધું સારાંને વાસ્તે ને હું નિષ્ફળ ગેઇ."

તે તે છોકરીઓ તરફ જવા ત્યાંથી આગળ વધી અને જાણે કેવી-એક અણગમતી ફરજ બજાવવાનું તેણીને માથે આવી પડયું હોય તેવી

તેણીની તે ચાલ અને તેણીનો દેખાવ હતાં.

"રેની! બેલ! એમ આવો. મારે તમોને કાંઇ કહેવું છે. મારી સાથે તમે બેઉ ચાલશો?"

તેઓ બેઉ તે મેડમની સાથે ગઇ અને મેડમ તેઓને લઇ સીન નદીને લગભગ કાંઠે આવેલાં તે બંગલાનેજ લગતાં 'સમર હાઉસ'માં દાખલ થઇ. તે બેઉ છોકરીઓનાં મગજમાં એકજ વિચાર પસાર થઇ ગયો અને તે એ કે આજે મેડમ આ કીસમે તેઓને શું કહેવા માંગતાં હતાં.

તે સમર હાઉસમાં ઘણીક 'રસ્ટીક' એટલે ઝાડોની ડાંખલીઓ-માંથી બનાવી ઉભી કીધી હોય તેવી ખુરસીઓ ગોઠવી મુકી હતી તેઓ-માંની એકપર મેડમ બેઠી અને તે છોકરીઓ નીચે તેવણના પગની આગળ માથાંને હાથનો ટેકો દઇ અરડાઇને પડી.

મેડમ જે વાત કહેવા તે લોકને ત્યાં લાવ્યાં હતાં તે શુરૂ કરતાં વિલંબ લાગ્યો, કેમકે ત્યાં તેઓ ત્રણે ગોઠવાયાં કે વળી મેડમ સીન નદી તરફ ટીકતાં વિચારમાં બેઠાં. રેની જેવી ચટપટી છોકરીને એ કીસમની ઢીલ ગમી નહીં, અને તેથી તે બોલી ઉઠી—

"મમા, હું બોટી થઇ કંટાળવા નથી માંગતી વાસ્તે ખુદા ખાતેર જે બોલવું હોય તે ઝટ બોલી દેવો."

"મારે જે વાત તમોને હાલ કહેવી છે તે આપણા ત્રણેને લગતી વળગતી તો છેજ, મગર બધાં કરતાં રેની તે તારે લગતી વધારે છે."

"હું ઘણી ખુશી છેઉં ત્યારે તો—નહીં અમસ્થી ખુશીજ નહીં, પણ ઘણીજ આભારીબી છેઉં કે આખરે મારા સંબંધમાં કાંઇ બનવા પામ્યું છ ખરૂં."

રેની બોલી, અને મેડમનો ચ્હેરો જે આટલે સુધી ગંભીર હતો તે હવે કાંઇક ભયભીત બની રહ્યો.

મેડમે આગળ ચલાવ્યું:

"મારાં વ્હાલાં બચ્ચાંઓ, કેટલાક સબબોસર તમારીથી એક ભેદ

મેં છુપો રાખ્યો હતો. એક સબબ એકે તે ભેદ જ્યારે ખુલશે ત્યારે આપણાં બધાંનાં સુખમાં વધારો થશે; બીજો સબબ એકે જે ચીજ નહીંજ મળવાની તેની ટગર કરવામાં તમારામાંનું એક રખે અટવાઇ જાય, અને તે નહીંજ મળવાથી રખે તેની હૈયાતીને કાંઇ અલવલ પુગે."

પેલી છોકરી તેવણ તરફ અજાયબીથી ટીકતી બેસીજ રહી, અને મેડમે આગળ ચલાવ્યું—

"તે ભેદ રેની તારે પોતાને લગતો છે. મેં તમો બન્નેને બેનોની માફક ઉછેરીછ, મેં તુંને મારાં બચ્ચાંની માફક ચાહીછ, પણ મારે ત્યાં એક કરતાં વધારે બચ્ચું થયું હતુંજ નહીં. રેની તું મારી દીકરી નથી. સાંભળ, તુંને તારે લગતી એ કાંહાણી કહી સંભળાવું: તે કાંઇ સાધારણ જેવી નથી."

રેનીનો સુંદર ચેહરો આ સાંભળી જર્દ મારી ગયો.

"હું તમારૂં બચ્ચું નહીં! ઓ, મમા, તમે મને આવી ધાટકી ખબર કહેશો એમ તો મેં ધાર્યું'તુંજ નહીં!"

"તું મને એટલાં બધાં વહાલથી ચાહેછ, રેની?"

"હું ચાહુંછ, તમુંને મમા? અલબત, તમારા સિવાય હું ચાહું બી કોણને? તમારી દીકરી હું નહીં? જાણે તમે મારે ઉપર મોતની તૉપ મારી હોય તેવું મને લાગેછ" એટલું બોલતાં તે છોકરીની આંખોમાં ગરમ આંસુઓ ચઢી આવ્યાં અને તેના હોઠ ફડફડ ઉડવા લાગ્યા.

"મેં તુંને અગાઉથી એ વાત નહીં કહેવાની જો ભુલ કીધી હોય તો હું તારી માફ માંગુંછ. મેં તેમ સારૂંજ ચાહીને કીધું હતું. મને શું ખબર કે તારા સંબંધમાં બનાવો આવી વળાણ લેશે? રેની, તું મારી દીકરી નથી. તું નેવરસ્લીવાલા એક ઇંગ્રેજ અમીર નામે લૉર્ડ એરન્ડેલની દીકરી છે. તેવણ તુંને તું ચાર-પાંચ વર્ષની હતી તે વખતે મારા ચાર્જમાં સોંપી ગયા હતા."

"લૉર્ડ એરન્ડેલ!" તે છોકરી બોલી "ઓ, મમા! તમે મશ્કેરી

કરોછ કે ખરૂંજ કેહોછ?"

"ખરૂંજ! રેની તું જોતી નહીં કે એ વાત જાહેર કરતાં મને કેટલું દુઃખ થાયછ તે? મારી દીકરી, સાંભળઃ તારા બાપ પોતાની જવાનીમાં એવી એક સાથે પરણ્યા કે જે તેવણના દરજ્જાને લાયકની નહીં હતી. સંજોગો બધા એવા ઉભા થયા કે તેવણને તે છોકરી સાથે પરણવાની ફરજજ પડી, અને તેથી તેની સાથનાં પોતાનાં લગન તેવણે છુપાંજ રાખ્યાં. તેઓને ત્યાં તારો જનમ થયો, અને તારાં મમાનાં જવાન ઉંમરે નીપજેલાં દુઃખદાયક મરણ પછી તારા પપા તારો ચાર્જ મને સોંપી ગયા, ને તુંને મેં કેવી સંભાળ અને કેવા પ્યારથી ઉધારીને મોટી કીધીછ તે તો તું જાણેછ."

"પણ, મારાં મમા મારા પપાને લાયકનાં નહીં કાંય હતાં? તે તમે શા ઉપરથી બોલોછ તે હું સમજી નથી શકતી" રેનીએ પુછ્યું અને મેડમે જોયું કે તે વખતે તે છોકરીનો ચ્હેરો ગુસ્સાથી લાલ ભું: બની રહ્યો હતો અને આંખોમાંથી અંગારની ગોયા ફુલજરી ખરતી હતી.

"તારાં મમાનો સંસારી દરજ્જો તારા પપા કરતાં ઘણો કમતર હતો. તારાં મમા, તારા પપાના જણાવ્યા પ્રમાણે ઘણાંજ ખુબસુરત, ઘણાંજ સુધરેલા તેસ્ટનાં, ઘણાંજ સાલેસ, ઘણાંજ નમાનાં અને ઘણાંજ સભ્યાસુ હતાં, પણ તેવણનું ખાનદાન નામીચું નહીં હતું. તે નહીં તો નહીં પણ દુન્યા જેઓને મોટે ઘેરનાં બાનું તરીકે ગણેછ અને ઓળખાવેછ, તેમાંનાંબી એક તેવણ નહીં હતાં. તેવણના બાપ એક સ્કુલ માસ્તર હતા."

"તે ગમે તે હોય પણ જો મારા પપા ગૃહસ્થ હોય તો મારાં મમા એક બાનું હોવાંજ જોઇએ, નહીં તો તેવણ મારાં મમા સાથે પરણતેજ નહીં." રેની બોલી ઉઠી, જ્યારે બેલ આ કાંહાંણી અજાયબીથી સાંભળતી ચુપચુપ બેસીજ રહી.

મેડમે રેનીને પોતાની આગળ ખેંચી તેનો ગાલ પસવાર્યો અને

તેને પટાવતી ઢપે બોલી—

"મારી વ્હાલી રેની, તું ઉશ્કેરાઇ ના જા, ધીરી પડ. તારા બાપે જે મને કેહ્યું તે ફક્ત તારી આગળ મેં પાછું કેહ્યું. જો સાંભળ, તેવણે પોતાનાં તે લગનની વાત મારી આગળ માંડીને કેહી હતી, તે તુંને હું એમનાં એમ કેહી જાઉં છ."

અને તે પમરતાં ફુલો, પંખીઓની ઉડાઉડ અને પવનની ધીમી ઠંડી લ્હેકી વચ્ચે મેડમ ડી સેન્ટ લાન્સે હ્યુબર્ટ રોથરીફડનાં એલીસ સાથનાં લગનની દુઃખીત કાંહાણી અને તેની દયાજણુક આખેરી કહી સંભળાવી.

"મને બસ એટલું કેહો કે મારા પપા મારાં મમાને ચાહતા હતા કે નહીં?" રેનીએ કાંઇક દમમાંજ પુછ્યું "હું તે જાણવા માંગું છ."

"મારી વ્હાલી રેની તે હું કેમ જાણું?"

"મારી તો પક્કી ખાતરી છે કે મારાં મમા એક બાનુંજ હોવાં જોઇયે; મને એમજ લાગેછ કે તેવણની રગેરગમાંનું લોહી ઉમદાજ હોવું જોઇયે. તમેજ મમા મને ઘડી ઘડી શું કેહ્યા કરતાં હતાં? આય મારા હાથ જુવોઃ કેવા નાના, કેવા નરમ ને કેવા નાજુક છે—ને તમે હંમેશ કહેતાં આયાંછ કે એ ઉંચ ખાનદાનની નિશાણીઓ છે."

"હા, રેની તારા પપા તરફથી તારૂં ખાનદાન ઘણું ઉંચું ને નામીચું છે" મેડમ બોલ્યાં; અને રેનીને ઘણી ઉશ્કેરાયલી જોઇ બેલ વચ્ચે બોલી ઉઠી—

"રેની, ડીયર, મમાને પોતાની વાત તો પુરી કરવા દે—તું ધીરજથી સાંભળ."

રેનીનો આ મીઠી સમજાવટથી ગુસ્સો કાંઇક નરમ પડયો અને પછી થોડા વખતમાં મેડમે પોતાની વાતબી પુરી કીધી.

"ત્યારે મારા પપાની ભુલ હતી—તેવણે મારાં મમા સાથનાં પોતાનાં લગન છુપાવવાંજ નહીં હતાં!"

"દીકરી, તારા બાપે જે કીધું તે ઉપર મત આપવાનું કામ તારૂં

નથી" મેડમ કાંઇક સખ્ત થઇ બોલ્યાં.

"જે હું ધારૂં તે મારે કહેવુંજ જોઇયે" રેનીબી જરા તરછોડીને બોલી. "કાંય, બેલ, તું શાની રડેછ? આય શું મારા હાથપર તારી આંખોમાંથી ગરમ આંસુનાં ટીપાં પડયાં–શું છે?"

અને બેલની આ લાગણી જોઇ મેડમને કાંઇ અણગમતા બનાવની યાદ થઇ હોય તેમ તેવણ ચોંકયાં.

"મારાં વ્હાલાં બચ્ચાંઓ, હજી તમુને આગળ વધારે સમજવાનું છે. આય કાગળ લૉર્ડ એરન્ડેલ તરફથી આયુંછ. તેવણ–રેની તું તારો સ્વભાવ જરા કાબુમાં રાખજે દીકરી–તેવણ તારાં મમાનાં ગુજરવા બાદ ફરીથી પરણ્યા. તેવણની એ પરણેતર તેવણ જેવાંજ ઉંચા ખાનદાનની હતી. તે એક મોટા ઉમરાવની દીકરી હતી. તેઓને ત્યાં એક બેટાનો, એટલે, તારા બાપના વારેસનો જનમ થયો, પણ કમનસીબે તે માય અને દીકરાનાં મરણ સાથે નિપજ્યાં અને એ ફટકાથી તારા બાપ દીવાના જેવા થઇ ગયા. કેટલાક મહીનાઓ સુધી તો–તેવણ લખેછ કે–તેવણની વિચારવાની ને કામ કરવાની શક્તિજ ગોયા ગુમ થઇ ગેઇ હતી; પણ તે પછી હવે તેવણની પ્હેલી વ્હાલી પરણેતરની દીકરીની તેવણને યાદ થઇ આવીછ અને તેવણ તુંને પોતાને ત્હાં બોલાવેછ."

રેની આ સાંભળી એટલી ઉશ્કેરાઇ ગઇ કે તે ચોંકીને ઉઠી ઉભી થઇ. બેલ તો ધાસ્તીથી હરણફાળ થઇ ગઇ અને મેડમે આગળ ચલાવ્યું:

"લૉર્ડ એરન્ડેલ ઘણાજ ભલા અને વિચારવંત ગૃહસ્થ છે. તેવણ લખેછ કે તું બધી વાતે અજાણ છે, અને અમારીથી છુટું થતાં તુંને ઘણુંજ લાગશે, તેથી તેવણ આપણુને બધાંને ઇંગ્લાંડ બોલાવેછ. તેવણ તારી સાથી તરીકે મને ઇંગ્લાંડ આવી રહેવાની માંગણી કરેછ; ને તેવણને ખબર છે કે મારીબી એક બુચી છે, તેથી તેનેબી સાથે લઇ આવવા ઘણું માયાથી તેવણ લખી વાળેછ, તેથી દીકરી તું જોશે કે આપણે તો જાણે છુટાં પડવાનાંજ નથી.

બેલ રેનીની ડોકે વળગી પડી અને બોલી—

"તારીથી વ્હાલી બેહેન ત્યારે હું તો વિખુટી પડસજ નહીં!"

"ત્યારે હું લૉર્ડ એરન્ડેલની દીકરી છેઉં" રેની બડબડી.

"મેં તારૂં નામ રેની પાડ્યું કેમકે મેં પ્હેલીજ નજરે જોઇ લીધું કે તું એક નાની રાણી જેવી હતી, ને તું બેલ, જનમથીજ એવી ખુબસુરત હતી કે તારૂં નામ મેં બેલ રાખ્યું'તું."

રેનીની આંખો આ સાંભળી વળી પાછી ચમકી રહી.

"ત્યારે મારૂં નામ તો વળી જુદુંજ હોસે? કાંઇ અર્ધ જંગલી જેવું ઇંગ્રેજી હોસે."

"હું નહીં ધારતી તે અર્ધ જંગલી જેવું કેહી શકાય—તારૂં નામ નિના છે—તારા બાપ મારે ત્યાં તુંને લઇને પ્હેલા આયા ત્યારે તુંને નિના રોથશીલ્ડ દાખલ મને ઓળખાવી હતી."

"ઓ મમા, એક કલાકની વાતપર તો ઇંગ્રેજોને મેં મુરખ ને બેવકુફ કહ્યા'તા, ને હું પોતેજ ઇંગ્રેજ તોખમની નીકળી! બેલને મનસે તો મને જાણે ઘટતીજ સજા થઇછ."

"મમા" રેની એકાયક બોલી ઉઠી "હું તો તમુને મમા સિવાય કાંઇ બીજે નામે નથી બોલાવવાની—મને કેહોની કે હું લૉર્ડ એરન્ડેલની વારેસ ખરસ કે?"

"નહીં: એ ખાનદાનની માલ મિલ્કત અને જાગીર તેઓના મરદ વારેસોમાંજ ઉતરેછ અને જેને ત્યાં દીકરો નહીં હોય તેણે કાંઇ નજી-કના સગાને વારેસ કરવો પડેછ. મારા સાંભળવા પ્રમાણે હાલનો વારેસ એરીક સીલવર નામનો જવાન છે, અને તારા પપા પાછા જો પરણે નહીં ને તેવણને ત્યાં એક દીકરો જન્મે નહીં તો તારા પપાનો વારેસ તેજ કહેવાય."

"પણ, તે છતાં મારા પપાની દીકરી દાખલ મનેબી વારસામાં કાંઇ મળશે ખરૂં કે? મારા પપા પૈસાવાલા તો હોસેજ."

"છે, તેવણ પૈસાવાલા તો ઘણાજ છે, છતાં, તારે ભાગે શું અને કેટલું આવશે તેની હું અટકલ કરી શકતી નથી."

તેટલાં જમવાનો ઘંટ થયો, પણ રેની આ બધી વાતો સાંભળી એટલી ઉશ્કેરાઇ આવી હતી કે તેને જમવાનું બી ભાવ્યું નહીં.

## પ્રકરણ ૨૩ મું.

## "મેં પાપ તો ઘણું જબુન કીધું છે."

લૉર્ડ એરન્ડેલ પોતાના લાયબ્રેરીવાલા ઓરડામાં એકલો બેઠો હતો. તેણે હ્યુબર્ટ રોથરીલ્ડનું પોતાનું નામ ફેરવી તેના કાકાનું-લૉર્ડ એરન્ડેલનું ઉમરાવી નામ અખત્યાર કીધાને વર્ષો થઇ ગયાં હતાં. તે પસાર થયલાં વર્ષોએ તેના ચ્હેરાપરનો ચલકાટ ઝુંટી લઇ, તેની આંખોમાંના પ્રકાશને ખુંચવી લઇ, તેનાં કપાળપર ચિંતાની કરચલીઓની લીટી પાડી હતી. સખ્ત મેહેનત, ભારી ચિંતા, હદ વગરની જોખમદારી એ ત્રણેએ સાથે મળી, તેના ચ્હેરાપર નહીં ઇચ્છવાજોગ અસર નિપજાવી હતી એ ખરૂં છે, પણ તેની ઉપર આવી પડેલા દુઃખના બોજાએ તેની ખીલતી જવાનીને કવખતનાં ઘડપણમાં લાવી મુકી હતી.

હવે તેની ઉપર આવી પડેલાં દુઃખની વિગત આપવી ફોકટ છે- એવાં દુઃખો દિલાસાથી ઓછાં થતાં નથી અને તે ઓછાં કરવા જેટલા શબ્દો તેવા દિલાસાને માટે મળતા નથી. તેની જીંદગીનો ઝલકતો અને સુખી સફો તેની પરણેતરની જીંદગી ખતમ થવા સાથેજ ખતમ થયો હતો. જેમ દુન્યાને જેટલી સુરજની રોશણી જરૂરની છે તેટલોજ જરૂરનો તે પરણેતરનો સહવાસ તેની જીંદગીને હતો. જેવી તે ગુજરી ગઇ કે ગોયા તેને મનસે દુન્યાજ ખતમ થઇ હતી, અને તેનાથી જો કામકાજ

છોડી દઇ રીટાયર થવાતું હતે તો તે તેમ કરવા એક પગે તૈયાર હતો, મગર, તેમાંભી લાચારી હતી. તેની જગ્યા પુરવા લાયક બીજો વિરલો હાલ તુરત તૈયાર થયલો હતો નહીં–એટલે પોતાનાં મનની સમાધાણી ખાતર જે તે કરી શકયો તે એટલુંજ કે થોડાક મહિનાની આસાયશ તેણે પોતાના ગોઠિઆઓ પાસેથી જેમ તેમ માંગી લીધી.

એ બધો આસાયશનો વખત ખરૂં પુછો તો તેણે તરેહવાર દુઃખના વિચારોમાંજ કાઢયો. કોઇ વખત તેનું અંતઃકરણ તેને ડંખતું અને તેને વ્હેમ ઉત્પન્ન થતો કે તેની વ્હાલી પરણેતરનું આ મ્હોત, એલીસ તરફની તેની બેદરકારીની સજા તરીકે તો નહીં આવ્યું હોય! અંતે એ વ્હેમ તેનાં મગજમાં મજબુત પેઠો, અને તેજ બાબદ ઉપર વિચારો કર્યાં કરતાં તેનાં મગજમાં એ ખ્યાલ જડ઼ ઘાલીનેજ બેઠો.

“આહ! જો મારી આગલી જીંદગી મને ખુદા ફરીથી બક્ષે, તો તે કેવી જુદીજ રીતે હવે હું ગુજારૂં!” તે ઘડી ઘડી મનસે બોલતો.

હવે એલીસની નાની નિનાને તેણે ખરેખર અણુઘટતો ગેરઇનસાફ કીધો હતો એવો ખ્યાલ તેને પ્હેલીજવાર આવ્યો. કબુલ કીધું કે તે છોકરીની માય એક સુધરેલા તેસ્ટની બાનું નહીં હતી, અને તેણી સાથનાં તેનાં લગનથી તેની જીંદગીનાં ઘણાં વર્ષો તેણે કંગાલ્યતમાં કાઢયાં હતાં, છતાં નિના તેની પોતાનીજ દીકરી તો ખરી કેની? ત્યારે તેને બીચારીને એમ છોડી બેસવામાં ખુદાની નજરમાં તે પાપી ઠરી ચુકયો હતો. પોતાની તે જોખમદારી બીજાને ખભે મુકવાની તેણે તજવીજ કીધી હતી અને તેમાં તે ફાવ્યો હતો. તેની દીકરી બચપણથી મોટપણમાં આવી હતી, અને તે છતાં તેણે તેની ઉપર એક નજર વટીક નાંખવાની કનવાર નહીં કીધી હતી. તે તેનું પોતાનુંજ ફરજંદ હતી–ત્યારે તેના સંબંધમાં પોતાની જોખદારી બીજાને સોંપવાનો તેને હકકજ શું હતો?

તેનો દીકરો, તેની જીંદગીનો સથ્થારો પોપટની માફક પલકમાં ઉડી ગયો હતો. હવે તેની પછી એક પારકો તેનું નામ રાખવા આવ-

નાર હતો, અને તેની પોતાનીજ દીકરી જેને તેણે વિસારી મેલી હતી તે તેની અંગત દોલતની વારેસ થનાર હતી.

એ ખરૂં હતું કે એરીક સીલવર તેની પછી લૉર્ડ એરન્ડેલ થનાર હતો, પણ જો હમણાંથીજ પોતાની દીકરીને તે પોતાની પાસે બોલાવીને રાખે તો પોતાનાં મરણ પછી તેને આપી જવા માટે તેની પાસે દોલત તો પુરતી હતી. પણ, એ બાબદનો નિર્ણય ઉતાવળે કરવાનું તેણે દુરૂસ્ત નહીં ધાર્યું અને તેથી ડયુક ઑફ ઓરમોન્ડ અને એરીક સીલવરને તેણે પોતાને ત્યાં તેડાવી મંગાવ્યા, અને પ્હેલીજવાર તે બેઉ આગળ તેનાં પ્હેલાં લગનની વાત તેણે કહી સંભળાવી અને તે વાતજ એવી હતી કે જે માનવાને કોઇથી ના પાડી શકાઇ નહીં. હવેજ ત્યારે હ્યુબર્ટ રોથ-ફીલ્ડની લાંબી ગેરહાજરીનો સબબ ડયુકને સમજ પડયો.

"આઇસોરાને એ વાતની ખબરજ નહીં હતી?" તેવણે તેને પુછ્યું.

"નહીં, મારાં એ લગનની વાત મેં તેણીની આગળ કીધીજ નહીં હતી. એના સિવાય કોઇનેબી મેં ચાહી નથી અને તેથી એક બીજી અબલાના સંબંધમાં મારીપર વીટેલી વાત મેં તેણીને કહેવાનું દુરૂસ્ત નહીં ધાર્યું."

અને હવે તેણે શું પગલાં લેવાં તે બાબે તેઓની તેણે સલાહ માંગી.

"અલબત બોલાવી લેવો તમારી એ દીકરીને અહીં." ડયુક બોલ્યા "તમારે તેનીથી એમ છુટા નહીંજ રહેવું હતું. બોલાવી મંગાવો એને ને તમારી આગલી બેદરકારીનો બની શકતો બદલો તેને આપો."

"મેં પાપ તો ઘણું જબુન કીધું છ" લૉર્ડ એરન્ડેલ બોલ્યો "પણ, મારીથી બનશે તેટલી તોજેશ હું કરીશ."

પોતાનાં લગનને લગતી દરેકે દરેક વિગત ખુલાસાથી કહી સંભળાવી, અને તેની એલીસનાં મરણ પછી કેવી રીતે તે નિનાને મેડમ ડી સેન્ટ લાન્સને ત્યાં મુકી આવ્યો હતો તેબી તેઓને તેણે કહી સંભળાવ્યું.

"ને ત્યાર પછી તમે એ છોકરીને જોઇજ નથી?" એરીકે પુછ્યું.

"નહીં, શરમીંદગી સાથે કબુલ કરૂં છ કે ને પછી મેં તેને જોઇજ નથી."

"પણ એ કેવી છે, તેનો ઘાટ ઘટમ કેવો છે તે તમે બીલકુલ જાણતા નથી?" ડયુકે સવાલ કીધો.

"નહીં" તે બોલ્યો "તે વિષેનો મને ઝાંખો ખ્યાલ વટીક નથી. એટલું કેહી શકું છ કે તે બચ્ચું હતી તે વખતે ઘણીજ રૂપાળી, ઘણીજ બેસરાઉ અને ઘણીજ નરમાશવાલી હતી; પણ મેં તેને ઘણીજ થોડી જોઇ હતી."

"જે બચ્ચાંને તમે તમારી આગળથી હડસેલી મુક્યું તેજ આજે તમારૂં એકપુરૂં ફરઝંદ થઇ રેહ્યું છ, એ ઘણું અજબ જેવું છે. બોલાવો તેને બુલર્ટ જેમ બને તેમ જલ્દી, ને હું જો તમારે બદલે હોઉં તો એ છોકરી હાલ જેવણ સાથે રેહીછ, તેવણને અને તેવણનીબી દીકરીને બોલાવી લેઉં. તમુને હાલ એવી સોસાયટીની ઘણી જરૂર છે, કેમકે, તમે તમારા વિચારો સાથે એકલા પડતાં તમારી તંદરોસ્તી ઉપર ઘણી ખરાબ અસર થાયછ."

ડયુકના છેલ્લા બોલ લૉર્ડ એરન્ડેલના બરાબર સાંભળવામાં આવ્યા નહીં હતા, કેમકે, તે હાલ એરીક સીલવરને એક ધ્યાને જોતો બેઠેલો હતો. એરીકના સંબંધમાં એકાયક તેને કાંઇ વિચાર ઉત્પન્ન થયો હતો. એરીક જવાન, ખુબસુરત અને ચંચળ હતો. ત્યારે તેની એ દીકરી એ એરીક સાથેજ પરણે તો કેમ? તે વિચારે તેને ખુશ બનાવ્યો. તેમ થાય તો આયંદાહ તેની દીકરી નેવરસ્લીની માલેક થઇ લેડી એરન્ડેલ બને, એટલે જાણે તેની પછી તેની કુલે અસ્કયામત અને ખેતાબની તે છોકરી વારેસજ થઇ એમ કહેવાય. આહ! નિના લેડી એરન્ડેલ એ નામ કેવું મોહક અને મીઠું લાગતું હતું, તેણે વિચાર કીધો અને તેના ચ્હેરા-પર એ વિચારથી એવી ખુશી પ્રગટી નીકળી કે પેલા બેઉ—ડયુક અને એરીક એ ખુશાલી શાને સબબે હશે તેનો અજાયબીથી વિચાર કરતા ઉભા.

"તુરત મારી એ દીકરીને હું બોલાવી મંગાઉંછ" લૉર્ડ એરન્ડેલ બોલ્યો "ને એરીક તું હમણાં લંડન ના જતો, થોડોક વખત મારી આગળ તું અહીંજ રહેજે, ને મારાં પરોણાંઓની બરદાસ્ત કરવામાં મને મદદ કરજે. એ નાનાં છોકરાંઓની કંપનીમાં મને ઘણું અરજું અરજું લાગશે."

મી૦ સીલવરે તેમ કરવા ઝટ કબુલ કીધું. તેનેબી લૉર્ડ એરન્ડેલની એ જવાન દીકરીને જોવાની જીજ્ઞાસા ઉશ્કેરાઇ હતી, અને તેને જોવાની ઉલ્ટી આ તક તેને મળ્યાથી તે જયાદા ખુશી થયો.

એ નક્કી થયું કે લૉર્ડ એરન્ડેલે મેડમ ડી સેન્ટ લાન્સને તે બદલ લખી વાળ્યું, અને તેણીને તે વિષે બનતી તાકીદ કરવાની અરજ કીધી. વળતા ટપાલમાં મેડમ ડી સેન્ટ લાન્સ બન્ને છોકરીઓ સાથે ચાલુ અઠ-વાડયાંની આખેરી સુધીમાં આવી પુગશે એમ તેવણે જવાબમાં લખી વાળ્યું.

આ જવાબ મળતાંજ લૉર્ડ એરન્ડેલે ઘરખટલાની કારભારણને બો-લાવી ત્રણ બાનું પરોણાંઓને માટે ઘટતો બંદોબસ્ત કરવાની વરદી કીધી.

એ ખબર આખા મ્હેલમાં વિજળી વેગે ફેલાઇ ગઇ—

"લૉર્ડ સાહેબ અગાઉ એક વખત પરણેલા હતા, જે લગનની વાત તેવણે મરનાર તેવણના કાકાથી છુપી રાખી હતી—ને તેવણની એક છોકરીબી છે, ને તે જે વખત જાયછ તેમાં અહીં આવવાની છે." એકે પોતાના ગોઠ્યાઓને ખબર આપી.

"શુકરાના ખુદાના" તે સાંભળી બીજો નોકર બોલ્યો "મ્હેલમાં હવે બાનુંઓ ફરતી હરતી થશે" અને એ આશાથી નોકર નફરો એટલાં ખુશ થઇ ગયાં કે પોતાનાં શેઠનાં આગલાં લગનની વધુ ચકચાર કરવાની તેઓએ માંડીજ વાળી.

તેઓ—મેડમ ડી સેન્ટ લાન્સ અને છોકરીઓ—આવી પુગવાનો દાહડો અને વખત આવી લાગ્યો અને લૉર્ડ એરન્ડેલને એકલો એકાંત બેઠલો આપણે આ પ્રકરણની શુરૂઆતમાં જોયો છે. તેનાં દિલમાં લાગ-ણીઓ ઓર છે, અને બાહાર ચ્હેરાપર બેદરકારી ઓર છે. તેણે પોતાનો

ચ્હેરો શાંત રાખવાની ઘણી તજવીજ અને તાણતોડ કરી જોઇ, પણ અંતરમાં તરેહવાર લાગણીઓનો બખેડો એટલો જોરાવર હતો કે પોતાની તે તજવીજમાં જેટલો જોઇયે તેટલો તે ફાવી શકયો નહીં હતો. એલીસ, તેની પોતાની વ્હાલી એલીસ, તેની ઉપર હજારો જાનથી મરી ફીટેલી એલીસની યાદ તેનાં મગજમાંથી આજે નીકળી શકતી ન હતી અને તેજ એલીસની દીકરી આજે તેને ત્યાં આવતી હતી. તે એલીસનાજ જેવા ચ્હેરાની અને આંખ્યોની હશે? એનોબી અવાજ તે મધુરીના જેવો મીઠો અને નરમ હશે?

"ઓ, મારી એલીસ," તે મનસે બડબડયો "તારી તરફની મારી બેદરકારી, જેણે તારી જીંદગીની દોરી ટુંકી કરી તે કવખતે કાપી વટીક નાંખી તેને માટે તેં મને માફ કીધુંછ કે નહીં? તારો બદલો તારી આય દીકરીને-વ્યાજ સીકે હું વાળી આપું તો બસ કેની?"

તેજ વખતે એરીક ઓરડામાં દાખલ થયો.

"લૉર્ડ એરન્ડેલ, ગાડી આવી પુગીછ. તમે હીંમત રાખશો? હું એ લોકને અંદર લઇ આવું?" તેણે પુછ્યું.

થોડીક મીનીટ પછી તે ઓરડાનું બારણું ઉઘડયું અને એરીક ત્રણ બાનુંઓને લઇ અંદર આવ્યો. લૉર્ડ એરન્ડેલ બેઠેલો હતો તે ઉઠીને ઉભો થયો; તે એટલો ઉશ્કેરાઇ આવ્યો હતો કે તેનીથી દમબી મુશ્કેલીએ લેવાતો હતો. તેણે બોલવાની વેતરણ કીધી પણ ફોકટ. મેડમની ચગોર આંખ્યોથી તે છુપી રહી નહીં, એટલે તે પોતે સેકહેન્ડ માટે હાથ લાંબો કરી તેવણ આગળ આવી.

"મારા લૉર્ડ" તે બોલી "આ રહી તમારી દીકરી નિના જેને તમે મારી પનાહ પોસ્તીમાં સોંપી હતી. તેને અમે લોક રેનીનાં નામથી બોલાવ્યે છીયે."

લૉર્ડ એરન્ડેલની આગળ તે રેની આવી અને તેણે તે દીકરીને હૈયાં સરસી દાબી.

"મારી પ્હેલી ફરજ દીકરી તારી ઘણી દરગુજર ચાહવાની છે" તે બોલ્યો "તારી માયની તરફથી મને તું માફ કરજે."

એ બાપ દીકરીનો મેળાપ થતો હતો તે વખતે એરીક સીલવર, જે છોકરીને મેડમે 'બેલ'ને નામે ઓળખાવી હતી તેની તરફ એકી ટગરે જોતો ઉભો હતો.

---

## પ્રકરણ ૨૪ મું.

# "જો મારીથી એમ થતું હોય તો મારા પપાનો અડધો પોણો પ્યાર તારે સ્વાધિન કરી દેઉં."

"આય આપણે ત્યાંનાં પરોણાંઓમાં મેડમ મને વધારે ગુંચવાડામાં નાંખેછ" લૉર્ડ એરન્ડેલને એરીક સીલવરે કહ્યું.

તે બન્ને મોંહમાં શીગાર લઇ વરંડામાં ફરતા હતા. તે ઘરની બાનુંઓ પોતપોતાના ઓરડામાં ગઇ હતી, અને ગ્રહસ્થો તેઓ વિષે આપસ આપસમાં વિવેચન કરતા હતા. બાહાર હવા ઠંડી અને શાંત હતી અને ચંદ્ર પુર જોરથી પ્રકાશી રહ્યો હતો.

લૉર્ડ એરન્ડેલ સ્હેજ હસ્યા અને બોલ્યા—

"મેડમ તુંને ગુંચવણમાં નાંખેછ? એરીક, મને કાંઇજ એવું લાગતું નથી. તે એક ખાનદાની બાનું છે, જેણે આગળ ઘણો દોલતમંદ અને જાહોજલાલીનો વખત જોયો હતો; આજે તે બીચારી પાસે તેમાંનું કશું બચવા કે રહેવા પામ્યું નથી."

"હા, પણ તેવણની દીકરી છે તેજ જાણે દોલત છે—તેવણની દીકરી એવણની કીંમતીમાં કીંમતી મિરાસ છે—તે ગોયા એક ખજાણોજ છે."

એરીકનો મેડમની દીકરી પ્રત્યેનો આ ઉત્સાહ જાણે લૉર્ડ એરન્ડેલને ગમ્યો નહીં હોય તેમ તેવણનો ચ્હેરો સ્હેજ કુંમળાયો, અને તેવણ બોલ્યાં—

"તું કહેછ તે બરાબર છે. બેલ ઘણી ખુબસુરત, ખુબીદાર અને નરમાશવાલી છોકરી છે. તેની ચાલ ચલગત અને તેના બોલવાના અવાજમાં એવી મધુરતા અને એવો મોહાસ છે કે તેને જોનાર અને તેની સાથે બે વાત કરનાર છક્ક થઇ જાય એમાં કાંઇ શક નથી. પણ ત્યારે તેં હજી મારા સવાલનો જવાબ નહીં આપ્યો, એરીક–મેડમ તુંને શાથી અને શામાં ગુંચવણમાં નાંખેછ."

"તે હું સમજાવી શકતો નથી. તેવણ એટલાં તો કાંઇ દલગીર, થોડું બોલાં ને એકાંત ખવાસનાં લાગેછ–તેવણની જીંદગીમાં કાંઇ ભેદ છે જે હું સમજાવી શકતો નથી."

"મને લાગેછ કે નોવેલો વાંચ્યાથી તારૂં મગજ એવો ધખારો લઇ ઉઠયુંછ" લૉર્ડ એરન્ડેલ હસીને બોલ્યા "પોતાના આગલો વખત ઘડી ઘડી તેવણ યાદ કર્યા કરતાં હોસે તેથી કદાચ તુંને એમ લાગતું હોસે."

"એમ હોયબી. બાકી, અલબત એવણ ઘણાં નમાનાં, સાલેસ, ઉંચ તોખમનાં અને સારી તરબ્યત પામેલાં બાઇ છે; પણ તમેજ કેહોછ તે કદાચ ખરૂં હોય, કેમકે, એકની એક બાબદનો તેવણનાં મગજપર બોજો હોય તેમ લાગેછ. જો તેવણ સાથે એકાયક કાંઇ હું વાત કરવા જાઉંછ તો તે વખતે તેવણના ખ્યાલ કયાં દુર દુર ભટકતા હોય તેમ તેવણ તેમાંથી જાણે ચોંકીને સજાગૃ થાયછ. જ્યાં છે ત્યાં એવણનાં મનપર યા એવણનાં અંતઃકરણપર કાંઇ ભાર છે, એમ મારૂં મજબુત માનવું છે."

લૉર્ડ એરન્ડેલ પાછા હસી પડયા.

"ઠીક ત્યારે; પણ કેટલાકો એવા ભેદોમાં મોજ માનેછ, અને તેઓમાંનો તુંબી કદાચ એક હોય, તેથી તારી એ મજાહ બીગાડવા હું માંગતો નથી; પણ તેમ વળી તું જે મેડમને વાસ્તે કહેછ તે હું માનતોબી નથી. હા, પોતાનો આગળો વખત યાદ કરતાં તેવણ બીચારાં બેસ્તાં હોય એ બનવાજોગ છે."

"એવણ કેટલોક વખત અહીં રહેશે?" એરીકે પુછ્યું અને તે વખતે જો ત્યાં કોઇ ચગોર નજરનો હતે તો જોઇ શકતે કે તેનો અવાજ આ સવાલ પુછતી વખતે જરા ધ્રુજ્યો હતો.

"તે હું કેહી શકતો નથી. બનશે તેટલો લાંબો વખત રહેવા તેવણુને હું સમજાવસ. ઘણું ખરૂં રેની પરણી જાય ત્યાં સુધી તો એવણ અહીંજ રહેશે."

"હું નહીં ધારતો કે રેની જલ્દી પરણી જાય" એરીક બોલ્યો "ને તેમ થશે તો હું ઘણો અજબ થવસ."

"કાંય વારૂં?" લૉર્ડ એરન્ડેલે પુછ્યું અને એરીકનાં એમ ધારવાથી લૉર્ડ એરન્ડેલ કાંઇક ગભરાયા હોય તેવો તેવણુનો ચ્હેરો હતો.

"કેમકે, એને ખુશી રાખવી યા ખુશ કરવી ઘણું મુશ્કેલ છે—એ ખુબસુરત છોકરીઓની રીતજ હોય છે."

"એટલી બધી ખુબસુરત તું એને ધારેછ, એરીક?"

"મારા વિચાર પ્રમાણે એવી ખુબસુરતી મેં આજ સુધી જોઇજ નથી."

"પણ વળી કેટલાકોને 'બેલ'ના જેવી ખુબસુરતી ગમે" લૉર્ડ એરન્ડેલ બોલ્યા.

"એ બે વચ્ચે સરખામણી કરવીજ મુશ્કેલ છે. રેનીની ખુબસુરતીની ઝલક બપોરે તપતા સુર્યની ઝલક જેવી તેજ છે, જ્યારે બેલની રાત્રે પ્રકાશતા ચંદ્રમાની રોશની જેવી ઠંડી અને શાંત છે."

"ત્યારે તુંને એરીક કેયી સ્ટાઇલની ખુબસુરતી ગમેછ?"

"બેઉને એકમેકથી છુટી કરી એમાંથી એકને પસંદ કરવી ઘણી મુશ્કેલ છે."

"એમ કેમ બને? તુંને લાગેછ એરીક કે રેની કાંઇક મારા જેવી છે?"

"નહીં, ને તેની માયને માટે મારી આગળ તમે કાંઇ ઝાઝું

બોલ્યા નથી, લૉર્ડ એરન્ડેલ, કે હું સરખામણી કરી શકું."

"એક નરૂં કમળફુલ બસ જોઇ લેવું ને મને ઘણું અજબ તો એ લાગેછે કે રેની પોતાની માયના જેવી નથી. મારી ગરીબડી એલીસ ઇંગ્લાંડની આબોહવામાં ઉઘરેલાં એક સુંદર, નરમ ફુલ જેવી હતી. તેની આંખ્યો બ્લુ હતી."

"રેનીમાં એટલી સરખામણી હું જોઉંછ કે તેનાંમાં એરન્ડેલ ખાનદાનની સ્પીરીટ દમ બાંધીને ભરેલી છે. ઘણીજ ચબરાક, ઘણીજ ઉદ્ધત, અને પુષ્કળ જોમવાળી એ છોકરી છે."

"તારી સાથે એને કેમ છે?"

"ઘણું સારૂં છે, તો જોકે અમારો એઉનો ઘણો ખરો વખત ટપાટપી અને તકરારમાંજ પસાર થાયછે."

લૉર્ડ એરન્ડેલનું મન એરીકને વધુ સવાલો પુછવાનું થયું ખરૂં પણ તે અખાડા કરી ગયો. મી૦ સીલવર ગમે તેવો હતો પણ તેનામાં કુદરતીજ તોર એવો હતો કે તેની સાથે ધારા કરતાં વધારે છુટ લેવાની કોઇની હીંમત થતીજ નહીં હતી. લૉર્ડ એરન્ડેલનો વિચાર સીલવર સાથનાં રેનીનાં લગનપર તેણે બાંધેલી ઉમેદને વાસ્તે તેની આગળ ઇશારો કરવાનો હતો. એ બાબદ તેનું મન લાગી રહ્યું હતું; પોતાની દીકરીને તેણે જોઇ તેની અગાઉની એ ઉમેદ તે દિલમાં વસાવી રહ્યો હતો; પણ જ્યારે હવે રેની કેટલી બધી ખુબસુરત ઉઘરવા પામી હતી તે જેવું તેણે જોયું કે પોતાની તે મીઠી મુરાદ બર લાવવા તે ઘણો વધારે આતુર બની રહ્યો હતો.

"તે એક દમામદાર લેડી એરન્ડેલ નિવડશે" તે પોતાને મનસે બોલ્યો "અને મારી જીંદગીમાં મેં નહીં અનુભવેલી તેટલી તે વખણાશે."

ત્યારે જોકે એ એકની એક બાબદપર તેનું દિલ આંટલું લાગી રહ્યું હતું છતાં તેણે તેના દુરના સગા અને વારેસ આગળ તે વાતનો ઇશારો વટીક કીધો નહીં; અને રેની આગળ પણ તે વિષે એક બોલબી

નહીં બોલવાનો તે ઠેડાવ કરી ચુકયો હતો.

"તેઓને તેઓને મારગસરજ રહેવા દીધેલાં ઠીક પડશે. રેનીને એ ચાહ્યા વગર રહેવાનો નથી–એવી છોકરીને ચાહ્યા વગર રહેવાયજ કોણથી? ને તેથી જો વચમાં હું મુર્ડું બોસીશ તો સામો ઘાણુ બગડી જશે." એમ તે વિચારી હાલ તુરત મુગો બેઠો.

તોપણ તે તે બેઉ–એરીક અને રેની–ની હીલચાલ ઘણી બારીકીથી તપાસતો રહ્યો, અને તે બે, દીવસનો મોટો ભાગ જે રીતે સાથે પસાર કરતાં હતાં તે જોઇ લૉર્ડ એરન્ડેલ ખુશી થતો હતો. રેની ચાલુ ફેશનની મોટી શોખીન ઉધરવા પામી હતી અને ઘોડેસ્વારીબી એક ફેશન હોવાથી તે ઘોડાપર સ્વારી કરતાં શીખતી અને તે શિક્ષણબી તે એરીક પાસથીજ લેતી હતી. રેની તેને છેડવામાં મજાહ લેતી હતી. એરીકની વીલક્ષણતા અને તેની ખાસ્યતોનો રેની ખાસ અભ્યાસ કરતી હતી અને તેથી તે જવાનને ગુસ્સે કર્યા વગર તેને ચીડવવામાં–તેને પજવવામાં તે ફુટડી ફત્તેહ પામતી હતી.

અને તે બધું જોઇ લૉર્ડ એરન્ડેલ ખુશી થતો હતો. તેણીના ટાહુકા ટુચકા અને ખુશ મીજાજે ફાંધેલી ઠેકડી તેવણને બહુ ગમત આપતાં હતાં. તેણીની હુશ્યારી, ચબરાકી, ચાલાકી અને જે મોજમજાહમાં તે પોતાની જીંદગીનો રસ્તો કાપતી હતી એ બધું લૉર્ડ એરન્ડેલને ઘણુંજ હરખાવનારૂં થઇ પડતું હતું. અને તે છતાં એક સ્યાણા ડાહપણવાલાં ઇનશાનની માફક પોતાનાં દિલમાં તેવણે રાખેલી ઉમેદનો એક હરફ વટીક તેવણ જબાંપર લાવતા ન હતા.

પ્હેલે તો તેઓની હાલતમાં થયલા આ ફેરફારે તે બેઉ છોકરીઓને હેબતાવીજ મુકી. નેવરસ્લીના મેહેલની મોટાઇ અને દોર દમર જોઇ તેઓ ગભરાઇજ ગઇ–કેમકે તેવું કશુંબી તેઓના જવાન અનુભવમાં તેઓએ દીઠુંજ નહીં હતું. ઇંગ્રેજી રીતભાત અને રાહ રસમથી તેઓ બન્ને ખુશી થઇ; તે ગામ, તેની આબોહવા અને મોટાં ઉંચાં

ઝાડો સાથનાં ત્યાંનાં જંગલોથી તે બન્ને મોહ પામી.

"ઇંગ્લાંડ આટલું સુંદર હોસે તેની તો મને ખબરજ નહીં" બેલે એક દીવસ લૉર્ડ એરન્ડેલને કહ્યું "ને જેવું હું તેને ધારતી હતી તે યાદ કરૂંછ ત્યારે મને હવે હસવું આવેછ."

"ત્યારે ઇંગ્લાંડને વાસ્તે દીકરી તું શું ધારતી હતી?" લૉર્ડ એરન્ડેલે રમુજ પામી તેને પુછ્યું—તેવણ જેમ રેનીને તેમ બેલને પણ દીકરીનાં મીઠાં નામેજ બોલાવતા હતા.

"ઇંગ્લાંડને આ અગાઉ હું ઠંડો, ભીણાસવાલો, અને ઝાકળ અને ધુમસથી ભરેલો દેશ સમજતી હતી. મને ખબર નહીં કે ત્યાંના દિવસો આવા મજેના સુર્યનાં તડકાંવાલા હોસે-પણ હવે તો ફ્રાંન્સના કરતાં ઇંગ્લાંડ મને વધારે ગમેછ. ત્યાંની બદલાતી રૂતુઓ મને પસંદ આવેછ ને મને લાગેછ કે ધુમસ અને ઝાકળમાંબી મને અહીં સોહવાહ જશે."

"ત્યારે બેલ ઇંગ્લાંડનો ખરો ખ્યાલ લેવા વાસ્તે તારે લંડનનો ધુમસ જોવો જોઇયે. ત્યાં તો કાંઇજ નથી–જાણે ઘણાંજ ઝીણાં કપડાંનો પડદો હોય તેમ એ અહીં પડેછ, પણ ત્યાં તો તે એવો ઘટ અને ઠંડો હોયછ કે તે જોઇનેજ કોઇને ધુજરાં છુટે."

"તોબી ઇંગ્લાંડનો સાચો ખ્યાલ ફ્રેન્ચોને નથી. રેનીને તો ઇંગ્લાંડ તરફ ધિક્કારજ હતો."

"એમ? ઘણુંજ અજબ જેવું ત્યારે, કેમકે, એ તો ઇંગ્લાંડનીજ પેદાયશ કહેવાય એટલે ઇંગ્લાંડ તરફ તો એને હેત હોવું ને રહેવું જોઇયે."

"મને તો લાગેછ કે 'જનમ' અને 'લોહી' એ બે ખ્યાલો વાહીયાત છે. 'જનમથી આય પલાણું એમ તેથી એવું હોવુંજ જોઇયે' ને 'એનું તો 'લોહી' એવું તેથી એમ થવુંજ જોઇયે' એવાં સેવટપર કુદી પડવું મારા વિચાર પ્રમાણે બેવકુફાઇ ભરેલું છે."

વળી બન્ને છોકરીઓ લૉર્ડ એરન્ડેલથીબી ખુશ ખુશ થઇ ગઇ હતી.

"તારા પપા રેની કેટલા ખુબસુરત છે" બેલે એક દિવસ વાત

છેડી "શું તેવણનો દમામદાર ચ્હેરો છે—ને શું સરસ રીતભાત છે—રેની, હું નથી તારા પૈસાની અદેખાઇ કરતી, કે નથી તારાં ઝળકતાં ભવિષ્યની—પણ મને તારા પપાનાં તારી ઉપરનાં હેત અને તારીપરની તેવણની સંભાળ અને બરદાસ્તની તો મને ખરેખરજ અદેખાઇ લાગેછે."

"વ્હાલી બેલ!"

બેલે ગભરાઇને અજાયબીથી રેની તરફ જોયું.

"એ બધા વિચારો, વિચારો તરીકે ઘણા મજેહના છે, બેલ" રૈંની હસીને બોલી "પણ તારાં મમા જે તારી ઉપર હેત રાખી તારી સંભાળની કાળજી કરેછે તેની અદેખાઇ હું તો નહીં કરૂં—મને તો તેવાં હેત કે વ્હાલની સંગીન સાબેતીઓ જોઇયે. પ્યાર ને ચાહ એ બધા મજેહના છે. વ્હાલા પપા ને વ્હાલી દીકરી એ શબ્દો ઘણા મીઠા છે; પણ, એ બધા વિચારોને હું કશી અગત આપતી નથી—ને લેની, જો મારીથી તેમ થતું હોય, તો મારા પપ્પાનો અડધો પોણો પ્યાર હું તારે સ્વાધિન કરી દેઉં."

"તારો વિચાર રેની ગમે તે હોય, પણ, હું તો બા તારા પપાને ઘણાજ ચાહુંછ—તેવણ જો મારા પપા હોતે તો તેવણને હું ભક્તિ-ભાવથી પુંજતે."

"તો હમણાંબી પુંજની—મને કાંઇ તે વાતની અદેખાઇ નથી. હા, એટલું કરજે કે મારી દોલતમાંથી તેવણને કાંઇ રૂમડી ના મુકાવતી, બાકી તેવણનો પ્યાર જોઇયે તો સુપડે ટોપલે લેજે—તેનો મને વાંધો નથી."

એ રીતે જ્યારે તેઓ બન્ને એકલી પડતી ત્યારે નેવરસ્લીને લગતી, લૉર્ડ એરન્ડેલની અને જે બધું તેઓ જોતી અને તેઓની નજરે આવતું તે ઉપર નુકતેચીની કરતી. જે આદમીના સંબંધમાં તેઓ આવતી તેને વિષેના તેઓ બન્ને પોતાના વિચારો છુટથી એકમેક આગળ જાહેર કરતી, પણ અજબ જેવું કે કોઇબી વખતે એરીક સીલવર વિષે તેઓ આપસ આપસમાં કશીબી વાત કરતી ન હતી.

ફકત એકજ વખત બેલ કે જે રેનીની માફક બધી બાબદથી વાકેફ નહીં હતી તેણીએ રેનીથી ખુલાસો ચાહ્યો—

"રેની, મી૦ સીલવર લૅાર્ડ એરન્ડેલના કાઇ સગા થાય કે?"

"હા, ઘણા દુરના સગા થાય."

"એવણ મારે મનસે એક આઇડીયલ ઇંગ્રેજ છે—ને ઇંગ્રેજોનો જ્યારે હું ખ્યાલ કરૂંછ ત્યારે મનસે પુછુંછ કે બધાજ ઇંગ્રેજો એવા હોસે કે?"

"ને તેને માટે તો તેવણ મુસ્તાક ને મગરૂર છે, બેલ" રેની હસીને બોલી.

"એવણનો ચ્હેરો ઘણો નિખાલસ ને સુંદર છે—એવણના વાળ સારા ઘટમદાર ઇંગ્રેજોની સબીમાં જોઇયેછ તેવા છે—મેં તો એવણને જોયા ને જોયાજ બસ જાણ્યું કે આય કોઇ ઇંગ્રેજ બચ્ચો છે ખરો."

"ત્યારે તેવણ માટે એ ઘણું મુબારકબાદી લેવાજોગ લેખાય ને તારાં આવાં મતને વાસ્તે તેવણ તારા જીંદગી સુધીના આભારી થઇ રહેવા જોઇયે—પણ મરદો હોયછજ ક્યાં ગુણયલ? તેઓની જાતેજ નગુણાપણું ચાલતું આયુંછ."

રેની ફકત એટલુંજ બોલી, પણ તે બોલવાનો અવાજ એવો હતો કે બેલને તે ખટકયાજ કીધો, અને રેનીએ એવી કાંઇક વાત પાછી છેડવાની તજવીજ કીધી પણ બેલે તેને તેમાં કશીજ મચક નહીં આપી.



## પ્રકરણ ૨૫ મું.

# "દાઢમાં રાખી વાગોળ્યા કરવાની મને આદતજ નથી."

એ બાનુંઓ ત્યાં આવી પુગે તે અગાઉ તેઓને ત્યાં આવકાર આપવા નેવરસ્લીને બધું તળે અને ઉપર કરી નાંખવામાં આવ્યું હતું

એમ કહીશું તો ચાલશે. લૉર્ડ એરન્ડેલના હુકમથી એક બાજુના ઓરડા-ઓની આખી અલગાર રેનીને માટે ખાસ રોકવામાં આવી હતી. તે તેવણની દીકરી હતી અને તેથી તેણીને તેની સાથે આવતી બીજી બાનુઓ કરતાં અલબત્ત કાંઇક વધુ દરજ્જો આપવોજ જોઇયે એવું તેવણનું મત હતું, અને તે બરહક હતું.

"રેની અને તે બે વચ્ચે મારે ફરક રાખવોજ જોઇયે" તેવણે વિચાર્યું. અને તેથી રેનીનું સુખ સગવડ બધી રીતે સચવાય તેવી રીતે તે ઓરડાઓને આરાસ્તે કરવા કરાવવામાં તેવણે મગજનું બળ, કારી-ગરી, હુન્નર અને સેવટે પૈસાની કશીજ બખીલાઇ કીધી નહીં હતી.

મેડમ ડી સેન્ટ લાન્સ અને તેવણની દીકરીના ઓરડાઓ જે માળ ઉપર તૈયાર કરવામાં આવ્યા હતા તેજ માળપર રેનીના પણ ઓરડાઓ આરાસ્તે કીધામાં આવ્યા. ફરક એટલો હતો કે રેનીના ઓરડાઓને ફુલોનાં કુંડાંઓ અને મઘમઘતા વેળાથી ભરેલી અગાસી હતી જ્યારે મેડમ અને તેવણની દીકરી બેલના ઓરડાઓને લગતી અગાસી નીચલા ખંડમાં હતી જ્યાં ઉતરી જવાને ખાસ એક દાદર એલાહેદો તેજ કામ માટે રાખવામાં આવ્યો હતો.

તે બેઉ છોકરીઓ પોત પોતાના રૂમો જોઇ ખુશી થઇ ગઇ.

રેની પોતાના ઓરડાના ઉંબર આગળજ તે ઓરડાનું રાચરચીલું જોતી ઉભી રહી.

"મારી આખી જીંદગી મેં આવા ઓરડાઓ વાપરવાની ઉમેદમાં કાઢી'તી, ને મારી એ ઉમેદ આખરે બર આવેલી જોઇ મને પોતાને હું ઘણી ભાગ્યશાળી સમજાુંછ."

તેઓ બધાંને ત્યાં 'ઘરીતાં બારીતાં' થવામાં કેટલાક દિવસો નીકળી ગયા, કેમકે, તેઓની સગવડ જોગી ગોઠવણોજ એટલી બધી કરવાની હતી! પેરીસથી એક જવાન અબલાએ આવી રેનીના 'મેડ' તરીકેનો ચાર્જ લીધો. મેડમે પોતાની બેલને માટે એક ઇંગ્રેજ છોકરીજ પસંદ

કીધી. વળી લૉર્ડ એરન્ડેલે તે બેઉ છોકરીઓને સ્વારી કરતાં શીખવવા ચાહ્યું અને તે બેઉ માટે લાયક ઘોડાઓ ખરીદવાની ધધુખર ચાલી રહી, અને જે દિવસે લંડનથી રેનીનો 'રાઇડીંગ સુત' તૈયાર થઇને આવ્યો તે દિવસે તો રેનીની ખુશી તે જોઇ માયીસમાયી ગઇ નહીં.

"હું ધારૂંછ, હું જન્મી તે વખતે મારા ગ્રહો ઘણા ભાગ્યશાળી અને બળવાન હોવા જોઇયે" રેની હસીને બોલી; જ્યારે બેલ બીચારો તેની માયે જે રીતે પોતાની જીંદગી એકાંતવાસમાં પસાર કીધી હતી તેનો વિચાર કરતી ઉભી હતી. તેઓને નેવરસ્લી ખાતે આવી વસ્યાને થોડાક દિવસ થયા કે લૉર્ડ એરન્ડેલે તેઓને વાસ્તેની બધી ગોઠવણો પુરી કીધી. તેવણે તેવણની દીકરી પરણી જાય ત્યાં સુધી ત્યાંજ રહેવાની મેડમને અરજ કીધી, જેમ કરતાં તેવણે તેને સમજાવી કે—

"રેની છે એટલી જવાન ને ખુબસુરત કે એ છોકરીનો ચાર્જ મારે પોતાને હસ્તક રાખવાનું હું પસંદ કરતો નથી."

અને પોતાની તે અરજના ટેકામાં, મેડમને, ત્યાં ખાઇ પીને રહેવા ઉપરાંત એક એવાં સદ્દર સાલ્યાંણાની તેવણે ઑફર કીધી કે ગરમી લાગતાં આઇસ પીગળી પાણીના રેલા ચાલે તેમ મેડમનું દિલ પીગળી ગયું:

"ઠીક ત્યારે તમારૂં નક્કી થયું, હવે તમારી દીકરીનો બંદોબસ્ત કર્યે" મેડમને માટે તેવણે નક્કી કીધેલું લવાજમ તે બે મા દીકરી બન્ને માટે પુરતું ન હોય તેમ લૉર્ડ એરન્ડેલ બોલ્યા "બીજો તો બંદો-બસ્ત હું શું કરી શકું, મેડમ, પણ એ છોકરીબી મારી પોતાની રેનીનીજ બેહેન હોય તેમ મને સમજવા દેશો તો મેડમ તમારી મેહેરબાની થશે. રેનીને જે હું આપસ અપાવસ તેના બે ભાગ થશેઃ એક રેની લેશે બીજો બેલને હસ્તક જશે. આય ગોઠવણ મને તમો તમારી ભલી અને ડાહી દીકરીના સંબંધમાં કરવા દેશો તો તમે મારીપર એક ઉપકાર કીધેલો હું સમજસ."

મેડમ એ વાતની ના કીયે અંતઃકરણે કહે? મેડમે તે વાત કબુલ

રાખી, પણ તેવણનો ચ્હેરો અજબ છે કે ખુશાલી અને સંતોષથી કાંઇ પ્રકાશી રહ્યો નહીં!

બાદ, લૉર્ડ એરન્ડેલે પોતાની દીકરી રેનીને પોતાના લખવા વાંચવાના ઓરડામાં બોલાવી. તેણે હજી પોતાની દીકરી સાથે ખુલાસાથી વાત કીધી ન હતી. પોતાની લાંબો વખત સુધી વિસારી મુકેલી એ દમામદાર દેખાવની અને અતી ખુબસુરત દીકરીથી જાણે તે બીહીતો–શરમાતો હોય તેમ અત્યાર સુધી તેને લાગતું હતું.

તે છોકરી પોતાના બાપ તરફ કોઇ કોઇવાર એવી કીસમે જોતી હતી કે લૉર્ડ એરન્ડેલને તેની નજર સામે પોતાની નજર મેળવવાનું ભારી પડી જતું હતું. પણ હવે તેને મળીને તેણીની સાથે જોઇતી એ વાત એકાંતમાં કીધા સિવાય તેવણનો છુટકો ન હતો. તે છોકરી અંદર આવતાં તેણે તેની આગળ ઝડપથી જઇ ઘણાં વ્હાલથી તેને 'કીસીવ' કીધી અને એક ખુરસી ખેંચી તેને તેપર લઇ જઇને બેસાડી અને પોતે તેની પાસે બીજી ખુરસીપર બેઠો. તેની ઉપર લૉર્ડ એરન્ડેલની નજર પડતાં જેમ હંમેશ તેમ આજે પણ તે વિચારમાં પડયો કે એમ કેમ? તે છોકરીના ચ્હેરામાં તેની માયની ખુબસુરતીનો જરાબી અંશે નહીં હતો, એમ કેમ? તે તેને જ્યારે જોતો ત્યારે તેને એક અનમોલ હીરો યાદ આવતો–ઠંડો, કઠણ અને ઝલેહદાર!

"દીકરી રેની" હસીને તે બોલ્યો "પૈસાની કદર કેટલી તે તું જાણેછ?"

"પૈસા વગરની તંગી કેટલી તે હું જાણુંછ, પપા" તે જાણે આ સવાલનો જવાબ આપવા તૈયારજ થઇ આવી હોય તેમ ઝટ બોલી.

"તે સાંભળી હું દલગીર છેઉં–પણ પૈસો શું કરી શકેછ તેનો તુંને કાંઇ ખ્યાલ છે કે? તે કેમ ગબડેછ, કેટલે દુર દોડેછ, તે કેમ ખરચ્વો અને તેનીથી શું–શું ખરીદવું તેનો તુંને વિચાર છે કે?"

"મને તેવો અનુભવ લેવાની જોગવાઇજ કયાં થઇછ? પણ કાંઇબી

શીખવામાં હું ચપળ છેઉં એટલે એ બધું શીખતાં કાંઇ હું વાર નહીં લગાડસ."

"આય સવાલ હું તુંને પુછુંછ, કેમકે, મારા જેવો એક બાપ જો કરે તે અને તારા જેવી દીકરી જેની આશા રાખે તે હું કરવા માંગુંછ—એટલે તારે પોતે ખરચવા માટે પૈસાની એક રકમ તુંને દર હફતે આપતી કરવાની યા તે તુંને મળતી રહે તેવી ગોઠવણ કરવાની ધારણા રાખુંછ."

"તમારી મેહેરબાની" રેની બોલી "મેં ઘણા પૈસા તો કોઇ દાહડે જોયાજ નથી."

"પણ સાથે સાથે તુંને વળી એમબી કહેતો આઉંછ કે તુંને મળતાં રહેતાં તે લવાજમપર મારો કશોબી કાબુ નહીં રહેશે. તેમાંથી તારે ગમે તેટલા ને ગમે તેમ ખરચજે—અલબત ફોકટમાં તે નાંખી દેતી ના કે ઉડાઉ યા લખલુટપણે તે ખરચતી ના. મારી મતલબ એટલીજ છે કે બધી વાતે તું સુખી રહે, ને આટલો લાંબો વખત મેં તુંને જે વિસારી મેલી તેનો મારી તરફથી તુંને કાંઇ બદલો મળે."

"અહીં મારો જ્યાં હક ત્યાં હું ઘણાંજ સુખથી રહીને ઉઘરી શકતે" રેની ગંભીર ચહેરો કરી બોલી.

"પણ મેડમ ડી સેન્ટ લાન્સને ત્હાંબી તું સુખથીજ રેહીંતી કની?" તેના પપાએ ચિંતાતુર બની પુછયું.

"તે સુખની લાગણી વળી ઓરજ હતી, જો એ કીસમનાં સુખને સુખ તરીકે ગણો તો. જતાં મારે ફર્યાદ કરવા જેવું કશું હતું નહીં. મેડમ મારી તરફ ઘણાં માયાળુ, ભલાં અને મેહેરબાન હતાં. પણ, તોબી હવે મારૂં ચાહવું એમ છે કે મને મારી ખરી હાલત ને મારાં ખાનદાન વિષે એવણે વાકેફ કીધી હોતે તો ઘણું સારૂં થતે."

"નહીં, મારા વિચાર પ્રમાણે ત્યારે તું સુખથી રેહી નહીં શકતે, રેની; તારી તે જીંદગી મને મળવાની તલબ કરવામાં પસાર થતે."

"હવે તે તકરારમાં આજે આપણને ઉતરવું નથી—તમે મારે વાસ્તે

શું ગોઠવણ કરવા કહેતા હતા?"

કોઇ કોઇવાર તે છોકરીમાં એવો તુમાખનો તોર ચઢી આવતો હતો કે તે વખતે તેનો બાપબી તેનીથી ડ્હરી જતો હતો. તેણે જોઇ લીધું હતું કે એ છોકરીની મનેચ્છા ઘણીજ જોરાવર—તેની પોતાની મનેચ્છા કરતાંબી ઘણી જોરાવર—હતી. તેને વળી કાંઇક એવોજ ખ્યાલ તેનાં મગજમાં બેસી ગયો હતો કે એ છોકરીનું બોલવું કોઇ કોઇવાર તિરસ્કારરૂપ હતું; જ્યારે ચાહે ત્યારે પોતાનાં બોલવામાં તાણાનું તિક્ષણ બાણ તે એવું આમેજ કરી શકતી હતી કે જાણે તે તેનાંમાં તેના જનમની સાથે સાથેજ કુદરતી પેદા પડયું હોય—અને તે વખતે તે બાપ તે દીકરીની સરોબર થઇ શકતો ન હતો!

"તારા પોતાના અંગત ખરચ વાસ્તે તુંને દર વરસ એક અમુક રકમ તારે હસ્તક હું કરતો રહેવસ, બાકી, તારાં કપડાં, દર દાગીના અને બીજાું જે કાંઇ તુંને જોઇયે તે તું તારે મનગમતું લેજે અને તેના આંકડા મારી ઉપર મોકલી આપવા તે દુકાનદારોને ફરમાવજે. જે કાંઇ લેય તે બધું ઘણુંજ સારૂં ને ઉંચાંમાનું લેજે—તારા ઉંચા દરજ્જાને લાયક તારે પેહેરવું ઓઢવું ને ફરવું હરવું જરૂરનું છે, અને તારી એ પસંદગીમાં મેડમની સલાહ તુંને ઘણી ઉપ્યોગી થઇ પડશે."

"હું નહીં ધારતી, કેમંક તેવણનો અસલી તેસ્ટ મને માફક નહીં આવશે." રેની બોલી પડી, અને લૉર્ડ એરન્ડેલે સ્હેજ ચોંકીને તેનાં મ્હોં તરફ જોયું.

"આજથી વીસ વરસપર શું ફેશન હતી તે વાતની અચ્છી માહીતી મેડમને હોસે તે વાતની હું ના નથી કેહેતી. પણ દલગીર છેઉં કે કપડાં વિગેરેમાં તેવણની સલાહ આજના વખતમાં મારીથી લેઇ શકાશે નહીં."

"રેની, મારી દીકરી, તારૂં મત દર્શાવવાની તારી રીત ઘણી તીખી તમતમતી છે."

"ખરેખર? ત્યારે સમજી લેવો કે દાદમાં રાખી વાગોળ્યા કરવાની

મને આદતજ નથી. બેલનું ત્યારે તમે શું કરવા ધારોછો, પપા?"

લૉર્ડ એરન્ડેલની તે બાબે શું મરજી હતી તે તેવણે તેને કહી સંભળાવી. રેની જ્યારે તેવણને ઓરડામાં મળવા આવી ત્યારે બધી વાતની તેને સમજ પાડી સલાહ આપવાનો તેવણે વિચાર રાખ્યો હતો; જ્યારે હાલ તે જાણે કેવી ડાહી પક્કી ઓરત હોય તેમ તેવણ તેની સલાહ લેતા થયા હતા!

"ત્યારે બેલ અહીંજ રહેશે? હું ખુશી છેઉં. મારી આગળની આગળ એને રાખવાની મને એવી આદત પડી ગેઇછ કે જો એ નહીં હોસે તો મને સોહોવાસે નહીં."

કેવો ઠંડો જવાબ! પણ રેનીની એ રીતજ હતી. થોડીકવાર બેઉ બાપ દીકરી મુગાં બેઠાં. રેની તેબલપર પડેલી એક સ્ક્રેપ બુક લઇ તેનાં પાનાં ઉઠલાવતી બેઠી હતી.

"બસ, મને એજ તમારે કહેવું હતું, પપા?"

"હા, રેની; પણ મને કહે, તું નેવરસ્લીમાં સુખી તો છે કેની? તારાં સુખ, તારી સગવડને ખાતર કશાં વધુની કાંઇ જરૂર છે?"

"મને તેવું કાંઇ લાગશે તો હું તમુને કેહવસ, પપા. હું અહીં ઘણાંજ સુખમાં છેઉં. મને કાંઇ જોઇશે તો તમારી પાસે માંગતાં હું બીહીવાની કે ગભરાવાની નથી."

"રેની" તે છોકરી ઓરડામાંથી બાહાર જતી હતી તેટલાં લૉર્ડ એરન્ડેલ બોલ્યા "તુંને એરીક સીલવર ગમેછ કે?"

તે છોકરીએ તેની તરફથી પોતાનો ચ્હેરો ફેરવી નાંખ્યો છતાં તે જોઇ શક્યો કે તેની ઉપર રતાશ ચઢી આવ્યો હતો, અને તે જોઇ તે ખુશી થયો.

"હા, પપા—મારી સાથે તકરારમાં ઉતરેછ તે વખત સિવાય બધી વખત મને એવણ ઘણા મજેહના લાગેછ."

"હું ઘણો ખુશી છેઉં, દીકરી" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "એ

પોતાનો ઘણો ખરો વખત અહીંજ પસાર કરશે, ને તેથી મેં તુંને પુછ્યું, કેમકે જો એ તુંને ગમતો નહીં હોય તો પછી જરા ઠીક નહીં પડે."

વળી પાછી તે ઓરડાનું બારણું ઉંઘાડી બાહાર જવા કરતી હતી તેટલાં વળી લૉર્ડ એરન્ડેલને કાંઇ યાદ આવ્યું—

"રેની, જાયછ તે મને એક કીસબી નહીં આપતી?"

તેવણ આગળ તે ગઇ અને પોતાનો સુંદર ખુબસુરત ચ્હેરો ઉંચો કરી તેવણના ગાલપર પોતાના હોઠ દાબ્યા.

"અલબત, પપા, મારે તમોને કીસ લઇ તમારો ઉપકાર માનવો સજાવાર છે; પણ જોજે હું કે—દરજીનો પ્હેલો આંકડો તપાસી જોતાં તમારાં કપાળપર કરચલી નહીં ચઢે!"

"તે હું તુંને વચન આપુંછ—પણ રેની જે તારે વાસ્તે તું લેય ને કરાવે તે એલને વાસ્તેબી લેજે ને કરાવજે."

"તમારી મરજી તેમ હોસે તો હું તેમ કરસ, પપા—પણ જે મારે લાયકનું હોસે તે એલને કેમ માફક આવશે?"

"કાંઇ નહીં, મારી એમ મરજી છે."

"તો તમારી એ મરજી મુજબ હું જરૂરજ અમલ કરસ—ચાલો, પપા, હું જાઉંછ, મને ઘોડેસ્વારીની પ્રેકટીસ કરવાની છે—સાહેબજી."

તે ગઇ ને તેનો ઉમરાવ બાપ વિચારમાં પડયો. એ એટલી ઠંડી ને સખ્ત હૈયાંની કેમ?

"મારી ગરીબ એલીસ જેવી તો એ મુતલગજ નથી. એલીસનું જેવું નરમ ને લાગણીવાળું જીગર હતું તેવું તો દુન્યામાં કોઇનુંજ હોસે—હુંબી કયાં એટલો ઠંડા સ્વભાવનો ને સખ્ત હૈયાંનો છેઉં?"

પછી તે બારીએ જઇ ઉભો કે તેની નજર રેની ઘોડાપર બેસ્વા જતી હતી તે પર પડી. તેને માટે પ્હેલે ઘણો ગરીબ અને ઠંડા સ્વભાવનો ઘોડો પસંદ કરવામાં આવ્યો હતો, પણ, તેની મરજી પુછવામાં આવતાંજ, તે પસંદગી રદ કરી ચબરાક દેખાવનું જનાવર તે છોકરીએ

પસંદ કીધું હતું.

તે બાપે પોતાની દીકરીને ઘોડાપર બેસી હંકારી જતાં જોઇ અને તેની સ્વારી કરવાની ઢબછબ જોઇ તે ખુશ ખુશ થઇ ગયો.

"જે કોઇથી નહીં થાય તે એ છોકરી કરી બતાવેછે" લૉર્ડ એરન્ડેલ મનસે બોલ્યો. "ને જે એ કરેછે તે એને શોભેછે ને માફ્કુઓ આવેછે."

તે છોકરીનો દેખાવ અને તેણીની સ્વારી કરવાની ઢબછબ કરતાં તેનું ધ્યાન જે બાબદપર ઘણું વધારે લાગ્યું હતું તે એ કે એરીક સીલવર ને રેની વચ્ચેનું જરા માજાણું જોવું. તેણે જોયું કે તે બેઉ પોત પોતા વચ્ચે હસતાં બોલતાં હતાં ખરાં, પણ તેઓ વચ્ચે હજી કાંઇ એવો એખલાસ તેણે ન જોયો કે જેથી તેણે પોતાનાં દિલમાં રાખેલી આશા પાર પડવાની તેને ખાતરી મળે. તે ઘણો ગુચવાયો. તે બેઉ વચ્ચેની રીતભાત એ ઓળખીતાંઓ કે સ્નેહીઓમાં હોય તે કરતાં ઘણી જ્યાદે હતી. છતાં તે બેઉ વચ્ચે પ્યારનું તત્વ કશુંજ જણાતું નહી હતું.

ત્યાં તે ઉભેલો હતો તેટલાં તે ઓરડાનું બારણું કોઇયે ઠોક્યું.

"અંદર આવો" એ વળી કોણ હતું તે વિષે અજબ થતો તે બોલ્યો.

જરાવારમાં ત્યાં બેલ ઓસ્કાતી શરમાતી દાખલ થઇ.

---

## પ્રકરણ ૨૩ મું.

## "એ મારી દીકરીમાં હૈયાં જેવું કાંઈ હશે કે તેબી નહીં?"

બેલ જ્યાં લૉર્ડ એરન્ડેલ બેઠા હતા ત્યાં દાખલ થઇ તેવણની નજીક જઇને ઉભી. તે છોકરી ગોરી તો હતીજ અને વળી હાલ તેના ચ્હેરાપર ઓસકની લાગણી છાંયી રહ્યાને લીધે તે ચ્હેરો ગોરો ગુલાબી

બની રહ્યો હતો. શેકહેન્ડ માટે લૉર્ડ એરન્ડેલ તરફ હાથ લાંબો કરતાં તે કોમળાંગીના હોઠ જરા ધ્રુજ્યા અને તેની આંખોમાં આંસુનાં પલ-પલ્યાં ભરાઇ આવ્યાં.

"લૉર્ડ એરન્ડેલ, તમારી રજા વગર, તમારા બોલાવ્યા વગર હું અહીં તમારી આગળ આવીછ તે માટે મને દરગુજર કરજો, પણ, તમો સાહેબે મારા બાબમાં જે કરવા ધાર્યુંછ, જે મેહેરબાની તમો મારાં મમાજી અને મારી તરફ દેખાડી ચુક્યા છેવો, તે બધાંનો સામટો ઉપકાર માનવાને વાસ્તે ખાસ અતરે આવવાની મેં મારી ફરજ વિચારીછ."

તેણે તે નાનો નાજુક અને પટલો હાથ પોતાના હાથમાં લીધો અને તે હેતથી દાબ્યો કે તે ઉમરાવનાં તન બદનમાં કાંઇ વિજળીક પ્રવાહ પસાર થઇ ગયો.

"મારી વ્હાલી દીકરી" તે બોલ્યો "તારે મારો ઉપકાર માન-વાની કાંઇજ અગત્ય નથી. રેનીની જે સહી તેની તરફ માયા બતાવ-વાની મારી ફરજ છે. તારી આખી જીંદગી દરમ્યાન મારી દીકરી તરફ તેં એક બેહેન તરીકેની ફરજ અદા કીધીછ, એમ રેનીથીજ જાણીને હું ખુશી થયો."

"રેનીપર મારૂં ઘણુંજ હેત છે, લૉર્ડ એરન્ડેલ. તમારી આટલે સુધીની માયા મેહેરબાનીએ મને કાંઇક હીંમતવાન બનાવીછ, ને તેથી તમારી પાસે કાંઇ હું માંગવા આવીછ."

"માંગ મારી દીકરી ને તે તુંને મળ્યુંજ સમજ" લૉર્ડ એરન્ડેલ ખુશ મીજાજે હસીને બોલ્યા.

ત્યાં બેલના ચ્હેરાએ જરા જાસ્તી રતાશ પકડયો.

"હું આંગળી આપતાં પ્હોંચો પકડવા આવીછ એમ મેહેરબાની કરીને ના સમજતા" તે બોલી, "પણ, તમે મને રેનીને ખાતર ચાહોછ એમ તમે મને વારંવાર જણાવ્યુંછ, તો હવે મારે માંગી લેવાનું એટ-લુંજ છે કે તમે મને પોતાને ખાતર એક મગ જેટલી નહીં ચાહી શકો?—

ચાહવાની નહી મેહેરબાની ફરમાવો ?"

આટલું તે બોલી તે વખતે તે છોકરીનું દિલ કેવી લાગણીથી ભરાઇ ગયલું હશે તે તેવણુના હાથમાં તે છોકરીએ મુકેલો હાથ વધારે જોરથી ધુજતાં તેવણે જાણી લીધું, અને તે છોકરીની આજીજીભરી આ અપીલથી તે ઉમરાવનાં દિલમાં, બેલનાં દિલમાં રમી રહેલી લાગણીને બરાબર જવાબ કરતી લાગણી બરપા થઇ હોવી જોઇએ એમ તેવણુના ચ્હેરા તરફ તે વખતે જોનારને પામી જતાં વાર લાગતે નહીં.

"મારાં વ્હાલાં બચ્ચાં" તે બોલ્યો "તારી ઉપર મને ઘણું હેત આવેછ—તારે પોતાને ખાતર—તારી ઉપર મને કાંઇ અજબ માયા લાગેછ, ને મારી ઘણી મરજી છે કે તું મારી રેનીની કાયમની બેહેન થઇને રહે."

"તમે મારી તરફ એટલા ભલા છેવો—એટલા માયાળુ છેવો, કે તે વિષે તે દાહડે મારી આગળ વાત કરતાં મમાની આંખોમાં આંસુ આવી ગીયાં. તમારા એ બધા ઉપકારોનો બદલો હું કેમ વાળસ ?"

"મારી દીકરી રેનીની ખરી દિલસોજીથી ખેરખાહી કરીને. મારી એ દીકરી ઘણીજ ખુબસુરત છે, ઘણીજ તોરવાલી ને ઘણીજ દમામવાલી છે, પણ તેનો સ્વભાવ તારા જેવો શાંત નથી; તેનું મગજ હરેલ ને તેનું મન મોકળું નથી; તે કોઇબી ચીજને સમજદારીની આંખે જોતાં શીખી નથી. મને લાગેછ કે તેના સંબંધમાં એક વખત એવો આવી લાગશે કે તે વખતે તેને એક સાચી સહીની, એક દિલસોજ ખેરખાહની ઘણીજ જરૂર પડશે; તો બેલ, તે જરૂરને તું પુગી વળશે ?"

આંખ ઉંચકી તે છોકરીએ તે ઉમરાવના ચ્હેરા તરફ જોયું. તેની અને તે છોકરીની નજર એક થઇ તો તે છોકરીના ચ્હેરાપર, દ્રઢતા, વિશ્વાસ અને મક્કમપણાંની નિશાણી જોઇ તે અજબ થયો.

"તે વાસ્તે તમુને હું વચન આપુંછ, લૉર્ડ એરન્ડેલ" તેની નજર સામે પોતાની નજર ટાંકેલીજ રાખી તે છોકરી બોલી.

અને વ્હાલાં વાંચનારાંઓ એક વખત ખરેખર એવો આવીને

ઉભો કે તે વખતે એ બેઉને તે છોકરીના એ બોલો યાદ આવ્યા.

"મારે તમારો હવે વધારે વખત લેવાની જરૂર નથી" તે છોકરી ખુલ્લા સાદે બોલી "પણ, મેં તમુને કહ્યું તેમ તમારી આગળ આવવાની લાલચને હું થોભાવી શકી નહીં. અલબત મારાં હૈયાંમાં તમારે વાસ્તેના આભારની લાગણી છલોછલ ભરેલી તો હતીજ પણ તોબી તેમાંની થોડી-કને શબ્દોરૂપે બાહાર કાઢવાની જરૂર હતી."

તે છોકરી તે ઓરડામાંથી ચાલી ગયા પછી ઘણીવાર લૉર્ડ એરન્ડેલ તે ઓરડામાં વિચાર કરતો બેસી રહ્યો.

"જોકે મારે એમ બોલવું તો જોઇએ નહીં, પણ મારી રેની એ છોકરીને મળતી આવતી હોતે તો હું ઘણો ખુશી થતે–મારી ખુશીનો પાર નહીં હોતે" તે મનસે બડબડયો. "એ છોકરી ઘણીજ નરમાશવાલી, ઘણીજ મધુર, અને ઘણીજ વિચારવંત મગજની છે. એ હૈયાંની ઘણીજ નાજુક, દિલની ઘણીજ સાફ અને મનની ઘણીજ પાક છે. એ છોકરી અબલાજાતીના તે વર્ગની છે કે જેને, તે પેદા કરનાર, મરદ જાતની જતન કરવા, તેનાં દુઃખમાં દિલસોજીથી ભાગ પડવા, તેનાં મનને સુધારી બુલંદ દરજ્જે પુગાડવા આ ધરતીપર ઉતારે છે, અને જેને પેટે એ દીકરી તે ખરો ભાગ્યશાળી બાપ! જેને પડએ એવી પરણેતર તે નસીબ-વાલો ખાવીંદ! તેથીજ હું ચાહુંછ કે રેની એ છોકરીને થોડે દરજ્જેબી મળતી આવતે. મારી એ દીકરીમાં હૈયાં જેવુંબી કાંઇ હશે કે તોબી નહીં?"

તે વિષેની તપાસ તેણે બારવને કીધી.

તેણે રેનીને પોતાની સાથે સ્વારીપર આવવા કહ્યું.

"હા હું આઉં" તે હસીને બોલી "પણ એવી શરતે કે મને જેમ ગમે તેમ મારો ઘોડો તમે દોડાવવા દેવો તો."

"તારી મરજી છે તો તું તેમ કરજે" તેવણ બોલ્યા.

થોડીકવાર પછી તેઓ બેઉ–તે બાપ અને તે દીકરી–પોત પોતાના ઘોડાપર સ્વાર થઇ સાથે નીકળ્યાં. આજે એરીકની કમ્પની રેનીને ન

મળ્યાને લીધે તે ફુટડી ચટકી રહી હતી.

"રેની આજે તુંને હું એક એવી જગ્યા દેખાડવા માંગુંછ કે જે તારી નજરમાં ઘણીજ પાક અને પવિત્ર રહેવી જોઇયે" નેવરસ્લીનાં જંગલમાંથી રસ્તો કાપતાં લૉર્ડ એરન્ડેલ બોલ્યો.

તે છોકરી ખડખડ હસી પડી, જે તેના બાપને જરાબી ગમ્યું નહીં.

"રેની એ જગ્યા કોઇને મનસે તો નહીં પણ તારે મનસે તો એક પાક મંદીર જેવી થઇ પડવી જોઇયે."

"ગરીબ બીચારૂં મંદીર ને ગરીબ બીચારી તેની બેદરકાર પુજારી!" તે વળી પાછી હસીને બોલી.

"તુંને રેની આજે તારાં મરહુમ મમાનું મકાન હું બતાવવા માંગુંછ—તેવણને પ્હેલ વ્હેલાં મેં ત્યાંજ જોયાં હતાં."

તેણીના ચહેરાપર ખીજવાટનો ઝાંખો ઓળો પસાર થઇ ગયો, પણ તેપર લૉર્ડ એરન્ડેલની ચકોર ચસ્મ પડયા વગર નહીં રહી હતી.

"ખરેખર, એ છોકરીમાં હૈયું છે કે નહીં?" નેવરસ્ને ખાતેનાં પેલાં સ્કુલનાં મકાનના કમ્પાઉન્ડ આગળ આવી પુગતાં આ સવાલ તેણે પોતાનાં દિલને પાછો પુછ્યો.

તેઓ બન્ને પોત પોતાના ઘોડાપરથી ઉતર્યાં અને જેઓના કબજામાં હાલ તે મકાન હતું તેઓની પરવાનગી લઇ લૉર્ડ એરન્ડેલ પોતાની દીકરીનો હાથ પકડી તેને અંદર બગીચામાં લઇ ગયો, અને ત્યાં, જ્યાં સેબફળ અને લીલી દરાખના માંડવાઓ હતા તેમાંના જે માંડવા હેઠલના એક 'રસ્તીક' બાંક ઉપર એલીસને બેઠેલી તેણે પ્હેલી જોઇ હતી તે માંડવો બતાવી તે બોલ્યો—

"આય માંડવા હેઠેનો પેલો બાંક જોયો, રેની? એ બાંક ઉપર બેઠેલાં તારાં મમાને મેં પ્હેલ વ્હેલાં જોયાં હતાં."

"વાહ! કેવી મજેહની જગ્યા છે?" એ જગ્યાએ આજે તેનાં પોતાનાં જીગરમાં કેવા ગંભીર અને ગમગીન વિચાર પેદા કરવા જોઇયે

તેના કશાબી ખ્યાલ વગર પોતાના બાપને ખુશી કરવાના ભુલ ભરેલા ઇરાદાથી તે છોકરી બોલી ઉઠી.

"રેની, તુંને જે જગ્યા બતાવી તારાં મરહુમ મમાની યાદ આપુંછ ને તું ખુશી થઇ હસીને બોલેછ કે 'વાહ! કેવી મજેહની જગ્યા છે?'– એવું તારે બોલવું જોઇયે?"

પણ એ સાંભળે કયી રેનીની બલા? તે તો હારેકટાર ઉગેલાં તરેહવાર રંગબેરંગી ફુલોનાં ઝાડો તપાસ્તી આગળ ચાલતી થઇ, અને તેની જોડેજોડ લૉર્ડ એરન્ડેલનેબી ચાલવુંજ પડયું.

"મારાં મમા ખરેખર અહીંજ રહેતાં'તાં?" તે છોકરીએ પુછયું– અને લૉર્ડ એરન્ડેલે જોયું કે તેના તે અવાજમાં કાંઇક કચવાટની લાગણીનો અંશ આમેજ થયલો હતો.

"હા, અહીં ખીલ્તાં ફુલોના કયારાઓ વચ્ચે તે મીઠી મધુરી રહેતી હતી."

"અને તેવણના બધા મીઠાસેબી તમુને તેવણની સાથેજ રહેવાને નહીં લલચાવ્યા? આય જગ્યા નાની ઘણીજ છે–હું નહીં ધારતી એવણ અહીં સુખથી રહ્યાં હોય!"

લૉર્ડ એરન્ડેલે પાછા ગુસ્સાથી હોઠ પીસ્યા, અને મનસે કસમ નોંધાવ્યા કે હવે કાંઇબી ગંભીર ખ્યાલ ઉત્પન્ન કરે તેવી વાત પોતાની એ દીકરી આગળ કરવી નહીં, પણ જો તે દીકરીને તેવણે પોતાની આગળ પોતાનાં ઘેરમાંજ રાખીને ઉછારી હતે તો ખચીત પરિણામ જુદુંજ આવતે એમ સમજી પોતાને ઉપજેલા તે ગુસ્સાને તેવણે માર્યો.

"રેની તારાં મમાને વાસ્તે તો તું મને કાંઇજ પુછતી નહીં–તેવણને વાસ્તે તુંને વધુ કાંઇજ જાણવાની જીજ્ઞાસા નથી?"

"નહીં, પપા, કેમકે મને તેવણની યાદ કશીજ નથી; ને બીજું શું કે એવી ગમગીન વાતમાં ઉતરી જઇ મને દલગીર થવા ગમતું નથી."

"એને ખુદાએ હૈયું બખસ્યું હોસે કે તેબી નહીં?" વળી પાછું

લૉર્ડ એરન્ડેલે પોતાને મનસે પુછ્યું.

તેણે એલીસનાં માનીતાં ફુલોના ઝાડો રેનીને બતાવ્યાં.

"એમાંથી તુંને કોઇ ફુલો લેવાં હોય તો તોડી લે, રેની—એ ઝાડો મારી મદદથી તારાં મમાએ અહીં રોપ્યાં'તાં."

તે અકરવકરે વાંકી વળી અને એક રાતો ગુલાબ તેણે તોડયો, અને તેને પોતે પ્હેરેલા બ્લાઉઝમાં ખોસ્યો—પણ એવી બેદરકાર રીસમે ખોસ્યો કે ત્યાંથી પાછી ફરવા તે ઘોડાપર સ્વાર થવા ગઇ કે તે ત્યાંથી નીકળી નીચે પડી ગયો, જેબી તેણીને જણાયો નહીં. તે બન્ને બાપ દીકરી એક બાંકપર ત્યાં બેઠાં અને લૉર્ડ એરન્ડેલે ત્યાં એક વખત પસાર કીધેલા કલાકોના કલાકોની ઘણાં દુ:ખી દિલે અને ભારે હૈયે તે યાદ કરતો રહ્યો.

"રેની, તું તારાં મમાના જેવી રતીભારબી નથી. તું ધારેછ, તું કોઇને ઘણાં જોરાવર વ્હાલથી ચાહી શકશે?"

"તે હું નહીં જાણતી, પપા. હું કાંઇ ઘણાંઓને ચાહતી નથી—માત્ર થોડાંઓનોજ મને સહ્‌વાસ છે—જ્યારે હું કોઇને ચાહવસ ત્યારે મારો તે ચાહ, પ્યારની નરમ અને મીઠી લાગણી માત્ર નહીં, પણ, આતશનો એક ભભુકો પુરવાર થશે."

અને ખરેખર તે છોકરીનો પ્યાર જ્યારે એક નાશકારક આગ પુરવાર થયો ત્યારે તેના એ બોલો લૉર્ડ એરન્ડેલને તેનાં પુર જોશ સાથે યાદ આવ્યા હતા.

"પપા, મારાં માય એક સુધરેલા તેસ્ટનાં બાનું હતાં?"

"એટલે, તું શું પુછવા માંગેછ, રેની?"

"તેવણ મેડમનાં જેવાં ખાનદાની ને કેળવણી પામેલાં હતાં? તેવણ જરદાર તો હતાં નહીં તે હું જાણુંછ; પણ, તેવણ કેળવાયલાં ને સુધરેલા તેસ્ટનાં હતાં કે?"

"હું તેવણને ચાહતો હતો એ તારા બધા સવાલોનો જવાબ છે, રેની."

રેની હવે ઉઠી.

"આપણે હવે જઇશું પપા? ઘોડાઓબી ખાલી ઉભા રહેતાં થાકી ગયા હોસે—ને હું નહીં ધારતી કે મારી કમ્પનીમાં તમુને સોહોવાતું હોય."

લૉર્ડ એરન્ડેલ કાંઇજ બોલ્યો નહીં. તેણીની સાથે તે ચાલતો થયો.

"એનાંમાં હૈયાં જેવી કોઇ ચીજ હોસે કે?" ફરીથી તેવણે પોતાને મનસે પુછ્યું.

અને તેવણનાં દિલે તેવણને જવાબ આપ્યો કે "નહીં."

તે છોકરીમાં ઉલટ, ઉત્સાહ અને એક ચોક્કસ કીસમની સમજ-શક્તી હતી પણ હૈયું યા હૈયાંની લાગણી કશીજ નહીં હતી. અને તેથી તેવણને કેટલી હદ વગરની નિરાશી—નાઉમેદી ઉપજતી હતી તે તેવણ પોતે કબુલ કરતાં શરમાતા હતા.

અને રેની લૉર્ડ એરન્ડેલની જોડે સ્વારી કરી જતાં મનસે કસદ કરી રહી હતી કે હવે પછી તેવણ સાથે તેણે કોઇ દાહડે ફરવા નીકળવું નહીં.

"એલને બરાબર લાયકના એવણ છે—જ્યારે મારા સાથી તરીકે હું એરીક સીલવરને વધારે પસંદ કરૂં."

બીજી વખતે પોતાની સાથે ફરવા આવવા લૉર્ડ એરન્ડેલે તેને પુછ્યું ત્યારે રેનીએ બાહાણું કાઢી તેવણને ઉડાવ્યા, અને જે કારણે તેવણને તે છોકરીએ ઉડાવ્યા તે કારણ લૉર્ડ એરન્ડેલે જાણ્યું નહીં એ તેવણને માટે ઘણું બેહેતર થઇ પડયું.

## પ્રકરણ ૨૭ મું.

## "અતિશે ઇશ્ક વ્હો હય જીસ્મે સમંદર જલ જાય."

તે દિવસથી—જે દિવસે રેનીએ લૉર્ડ એરન્ડેલ સાથે ઘોડાપર ફરવા જવા તેને ના કહી તે દિવસથી—તેવણની દીકરીની ચાલ ચાલણ અને

સ્વભાવે તેવણની નજરમાં કાંઇ જુદુંજ રૂપ ધારણ કીધું. તેણીનાં હેતની આરજુ તે પછીથી તે બાપે કરવાની માંડીજ વાળી. તે હૈયાં સહુની હતી—બલ્કે તેનામાં હૈયાં જેવી ચીજ હતીજ નહીં. નજાકત અને મધુરતા જે અબલાજાતીના એ સદગુણો તેઓની તે છોકરીમાં ગેરહાજરી હતી, પણ છતાં તેવણ તેણીને માટે મગરૂર હતા. તે છોકરીની અનુપમ ખુબસુરતી જોઇ તેવણ ઘણા ખુશી થતા હતા. તેની વખાણ થતી સાંભળી તેવણ રાજી રહેતા હતા. જે કાસમે લોકનું તે છોકરી માન ખેંચી રહી હતી તેથી લૉર્ડ એરન્ડેલની મહત્વેચ્છા પુરેપુરી પાર પડી હતી. તે ઘણી હુસ્યાર અને ચાલાક હતી તે તેવણને માટે પુરતું હતું. તેણીના ટીકા ટાહુકા જે બાજેવખત ઘણા તિક્ષણ અને સખ્ત થઇ પડતા હતા તે સભ્યતાથી ભરપુર જોવામાં આવતા હતા. કોઇની ચાલચાલણ ચિતારવાની તે છોકરીની હૃપ એક કવિતા જેવી ટુંકી, રસીલી, અને થોડાક બોલોમાં ઘણો ખ્યાલ આપવા જેવી હતી, તેમ વળી કશી ચીજનું વર્ણન જેથી પાનાંનાં પાનાં એક ચોપડીનાં ભરાય તે તે છોકરી પોતાની હુસ્યારીથી થોડાક બોલોમાં ઘણું સંપૂર્ણ રીતે સમજાવી શકતી હતી.

"રેની" એક દિવસ તેના બાપે તેને કહ્યું "તું મને એક ઇંગ્રેજ કરતાં ફ્રેન્ચ વધારે લાગેછ. જે તું બોલેછ તે જ્યારે હું સાંભળુંછ, ત્યારે તું મને અસલના વખતની ફ્રેન્ચ અબલાઓમાંની એક જેવી લાગેછ, કે જેઓ અડધી દુન્યાપર પોતાના ટીકા ટાહુકાથી અને બાકીની અડધીપર પોતાના ખુશ મીજાસથી રાજ ચલાવતી હતી."

રેની હસી પડી.

"જીંદગીમાં મળતાં સુખ સગવડોની હું જે કદર કરૂંછ તેપરથી તો હું એક ઇંગ્રેજનેજ મળતી વધારે આઉંછ."

પોતાની દીકરીને પોતાની તરીકે કબુલ રાખી લૉર્ડ એરન્ડેલે તેણીને પોતાને ત્યાં બોલાવી રાખવામાં એક ડાહાપણભરેલું કામ કીધું હતું એમ પોતે કબુલ કીધું. તેનું મકાન હવે અસલ જેવું ઉજડ અને એકાંત

રહ્યું ન હતું. તે એ છોકરીઓથી ત્યાંનાં વાતાવરણમાં જવાનીનો જોશ અને રંગરાગ ઉમેરાઇ રહ્યા હતા. તેઓના રૂપાળા ચ્હેરાથી, તેઓના અવાજના મીઠાસથી ગોયા આખું નેવરસ્લી કુંભકરણની ઉંઘમાંથી જાગી ઉઠી તેણે હુસ્યારી પકડી હતી.

પોતાની ખુબસુરત દીકરીને મોજ આપે તેવું કરવામાં લૉર્ડ એરન્ડેલે કશુંજ બાકાત રાખ્યું ન હતું. ત્યાં મોટી ડીનર પારટીઓ થતી હતી જ્યાં ભલાં ભલાંઓ તેબલપર બીરાજમાન થતાં રહેતાં હતાં. બૉલના નાચો ગોઠવવામાં આવતા હતા જેમાં જવાંની અને ખુબસુરતીનો એક જમેલોજ ભેગો મળતો હતો. તેનીસ અને ક્રોકે, ઘોડદોડની શરતો અને ઉજાણીઓ લગભગ ત્યાં રોજની થઇ પડી હતી. વળી વારંવાર કાંઇને કાંઇ ભેટોથી રેની અને એલને તે પ્યારઘેલો બાપ અજાયબીથી ચોંકાવ્યા કરતો હતો તે તો જાણે લૉર્ડ એરન્ડેલની કુચ્છ બીસાદમાં ન હતું. ટુંકમાં એક એવીનાંખી ભુખ ભાંગે અને તેનું મન ધરાય તેવું અને તેટલું બધું તે એ છોકરીઓને ત્યાં મળતું રહેતું હતું.

મેડમની હવે મરજી થઇ કે મોસમમાં લંડન જવું અને એ બેઉ છોકરીઓને બાહાર પાડવી. તેમ કરવાની અગત્ય તે લૉર્ડ એરન્ડેલપર ઠસાવ્યા કરતી હતી, પણ લૉર્ડ એરન્ડેલ તેવણને ઉડાવ્યા કરતા હતા.

"હજી તો મારી દીકરીને હું હમણાંજ મળ્યોછ. મારૂં પેટ કે મન હજુ ધરાયાંજ નથી, તેટલાં વળી તેને હું લંડન મોકળાસ તો એનામાં મારો જીવ લાગી રહેશે ને મને ચેન નહીં પડશે."

હવે તેના અંદરખાનેની મતલબ એવી હતી કે રેની અને એરીક વધારે સાથે ફરેહરે તો તેઓ વચ્ચે પ્રીતિ બાઝે. તેઓ બેઉ જો સાથેનાં સાથે રહેશે તો તેઓ જરૂરજ એકમેકને ચાહતાં શીખશે એવું લૉર્ડ એરન્ડેલનું મજબુત માનવું હતું. હવે જો રેની લંડન જાય, અને ત્યાંના મેળાવડાઓમાં ફરતી હરતી થાય તો એ રોશન ચેરાગની આસ-પાસ સેંકડો પતંગ્યાં પોતાનો જાનં આપવા હાજર થાય એમાં કશોજ

શક તેવણને લાગ્યો નહીં. એક બાદશાહી ખાનદાનના મોટા ડ્યુકને વરવા કરતાં રેની એરીક સાથે પરણે એ તેવણને ઘણું વધારે ગમતું હતું. એ જોગ ક્યારે બને તેની આતુરતાથી તેવણ રાહ જોતા હતા, અને તેથી એરીક સાથે તે દીકરીનું કાંઇ નક્કી થાય તે અગાઉ લંડનની સોસાયટીમાં તેને દાખલ કરવાની તેવણની મરજીજ નહીં હતી.

એક ભલા ધનેતરની આવી ખુબસુરત દીકરી હવે આટલા વખત પછી અને આ ઉંમરે લંડનની સોસાયટીઓમાં દેખાવ દેતી ન થાય એ ત્યાંનાં લોકને અજબ લાગ્યું અને તેનું કારણ મોટે ભાગે બધાં સમજી ગયાં, અને અજબ છે કે દુન્યા જોઇ વળેલાં મેડમને તેનું ખરૂં કારણ શોધી કાઢતાં આટલી વાર લાગી!

"લૉર્ડ એરન્ડેલની મરજી પોતાની દીકરીને પોતાના વારેસ સાથેજ પરણાવાની છે" લોકમાં ચકચાર ચાલી રહી. સ્યાણી માગો પોતાના જવાન બેટાઓના તે વિષે કાન ખોલી રેનીના સંબંધમાં ફોકટનાં ફાંફાં નહીં મારવાની સારી અને સવખતની સલાહ આપી ચુકી હતી.

"પણ, તેમ બની શકશે કે?" કેટલાંકો સવાલ કરતાં હતાં.

"તે કહેવાય કેમ?" તેઓને જવાબ મળતો હતો.

પોતાની ખુબસુરત સગીપર એરીક સીલવર માયાથી મરી શીટતો હતો. તે તેની સાથ હસતો, બોલતો. તેણીના ટીકા ટાહુકામાં મજાહ લેતો અને તેણીની હોંસ, ઉલટ, અને ઉત્સાહપર તે રીઢા હતો; જ્યાં રેની હોય ત્યાં સુસ્ત પડી યા બેસી રહેવું એ નહીં બને તેવું તે ધારતો હતો; છતાં કોઇ એમ નહીં કહી શકતું હતું કે તે છોકરીને તે ચાહતો હતો. વળી કોઇનું માનવું એવું હતું કે એરીક પેલી બીજી છોકરીપર મરતો હતો, તે છોકરી કે જેનો ચહેરો સુરજનાં તડકાં જેવો સાફ અને સ્વચ્છ હતો જેના અવાજમાં ખુદાઇ ગાયણનો મીઠાસ હતો. તો જોકે એરીક તે છોકરી સાથે થોડોજ ભેળાતો, અને થોડોજ હસબોલ કરતો હતો, પણ જો કોઇ કદીબી તે તેણીની સાથે ભેળાઇને વાત કરતો ત્યારે

એરીકના ચ્હેરાનું લક્ષણ એવું હતું, તેણીની તરફ તે એવી અદબ અદાથી વરતતો હતો કે લોકની તે માન્યતાને ટેકો મળતો હતો. રેની સાથે તે ઠઠ્ઠા મશ્કેરી કરતો, જ્યારે બેલ સાથે જ્યાર ત્યાર કાંઇ ગંભીર ગુફ્તે-ગુમાંજ રોકાયલો તે મળી આવતો હતો. પોતાના જીવને ખુશ કરવાનાં સાધન માટે તે રેનીની પનાહ શોધતો જતો હતો, જ્યારે બેલનો સહ-વાસ તેને તેનાં કાંઇ ઉમદા કામોમાં ઉપયોગી થઇ પડતો હતો.

લૉર્ડ એરન્ડેલથી એરીક રેનીને ચાહતોજ હતો એવાં સેવટપર આવી શક્યા નહીં, તો જોકે તેવણની દીકરી તે જવાનને ચાહતી હતી એવો તેવણને ખ્યાલ થવા માંડયો હતો. રેનીએ પોતાને વિષેની વાત કરતાં એક વખત કહ્યું હતું કે 'જ્યારે હું કોઇને ચાહવસ ત્યારે મારો તે ચાહ, પ્યારની નરમ અને મીઠી લાગણી માત્ર નહીં, પણ, આતશનો તે એક ભભુકો પુરવાર થશે.' હવે તે બોલ તેનાં દરેક રૂપરંગમાં ખરા હતા તે જાણવાનો રેની માટે આબાદ વખત આવી લાગ્યો હતો, કેમકે, એ છોકરી નેવરસ્લીના તે ભવિષ્યના વારેસને ચાહતાં શીખી હતી. રેનીના સ્વભાવ અને ખાસ્યતની જે થોડીક ઓળખ મેં વાંચનારાંઓ સાથે કરાવી છે તે ઉપરથી વ્હાલાં વાંચનારાંઓને ધારી લેતાં વાર નહીં લાગશે કે જેમ બધીજ તેમ આ બાબદમાં મધ્યમપણું શું અને કેવું હોય તે તે છોકરી જાણતી ન હતી, અને તેથી તેણીના તે પ્યારની સીમાજ ન હતી—તેણીના તે પ્યારમાં મધ્યમપણાં જેવું કશુંજ નહીં હતું. એરીકને તેણે ચાહ્યો કે તેને વાસ્તે જીવવું યા તો મરવું એ રેનીની પ્યાર કર-વાની રીત હતી. કોઇ બીજાનો વિચાર તેણીને હતોજ નહીં. જાણે તેના આચાર વિચારોની ખરી હદ એરીકથીજ શુરૂ થઇ હતી અને એરીકથીજ ખતમ થનાર હતી. તેણીનો એ પ્યાર દર્યાનાં પાણીના ચઢી આવતા મોજા જેવો હતો—ના તેને કશા અટકાવની દરકાર હોય છે કે ના તેમાં કોઇ આવીને માર્યું જાય તેની તેને કનવાર હોય છે.

તેણીનો એ પ્યાર બળતા આતશના ભભુકા જેવો હતો, જેનો જોશ,

જે તેની સામે થાય તેને એક તડાકે બાળીને ભસ્મ કરવાની પુરવારી આપતો હતો. ત્યારે રેનીએ પોતાના પ્યારનું જે વર્ણન આપ્યું હતું તે ખરૂંજ હતું. જે પલે તેની સાથે તેણોની પહેલી ઓળખમાં તે તેણીની સનમુખ સર નમાવી ઉભો હતો તેજ પલે તેની સાથે તે પ્યારમાં પડી હતી. તે સારા અને સાચા પ્યારની નિશાણી ન હતી, કેમકે તેણીનો તે જવાન પ્રત્યેનો પ્યાર તેના ગુણ અવગુણ યા ઉંચ નીચ સ્વભાવ જાણ્યા વગરજ બરપા થયો હતો. જે પ્યાર ચહેરાની અરસપરસની ખુબસુરતીથી પોતાનો જનમ લેય તે પ્યાર કાયમનો કે સાચો કહેવાયજ નહીં.

પહેલેતો અને તે પછી લાંબો વખત તે પ્યારને તેણીએ પોતેજ નાકબુલ રહેવા દીધો. તે વિષેના વિચાર વટીક પોતાનાં મન-મગજમાંથી ખંખેરી નાંખવાની તજવીજ તેણીએ કીધી, કેમકે, તેણીની ખાસ્યતમાં મગરૂરી સર્વોપરી હતી; એટલે જે જવાને પોતાનો પ્યાર તેણીની આગળ નહીં જાહેર કીધેલો, તે જવાન પ્રત્યેનો તેણીનાં તનમાં બરપા થયલો પ્યાર કબુલ રાખવાની તેજ મગરૂરીએ તેણીને મના ફરમાવી.

પણ, આખરે તે પ્યાર ફાવ્યો; તેનેજ તે અંતે તાબે થઇ. એક ઉંચી જાતના મીઠા વાઇનની માફક તેની અસર અણદીઠ પણ મક્કમ થતી ચાલી.

પોતાની મગરૂરીને તેણે બાજુ મુકી દીધી, અને પોતાની બેદિલી, બેપરવાઇ અને બેદરકારીને પગ તળે દાબી દીધી, અને તે જવાનપરના પ્યારની વાત તેણીએ પોતાને મનસે કબુલ રાખી; તે કબુલ રાખી એટલુંજ નહીં, પણ તેમાં તે કીર્ત્તિ લેવા લાગી, તે વિષે તે મગરૂર થઇ, અને પછી તેને એક હાથ કરી જીતવાપર પોતાનું બધું તન મન લગાડીને તે મંડી.

તેણીએ તેને જીતવાનો વિચાર તો મક્કમ કીધો, પણ તે કામ તેણીએ એવી કીસમે નહીં કરવાનું હતું કે તેનાં તે કામની તેને માહીતી મળે. તેણીએ તેને માત્ર ચાહવાનાજ નહીં, પણ જેવો જીવ જાનનો પ્યાર

તેણીએ તેને હવાલે કીધો હતો તેવોજ જોરાવર પ્યાર તેનીથી મેળવવાના તેણીએ ખુદાને બાર કસમ નોંધાવ્યા. હવે જોવાનું માત્ર એ રહ્યું હતું કે તે પોતાની અનુપમ ખુબસુરતી, પોતાની અક્કલ અને હુસ્યારીથી પોતાની મતલબ તેણીએ પાર ઉતારી કે નહીં.

"મારી અને એરીક વચ્ચે જેવી હસી મશ્કેરી અને ઠઠ્ઠાબાજી ચાલે ત્યાં પ્યાર જેવું હોયજ નહીં" તે મનસે વિચાર કરી રહી. તેથી તે ઉભા થયલા અમલાનો નાશ કરી નવાજ પાયાપર નવીજ ઇમારત હવેથી રચવાનો તેણીએ ઠેડાવ કીધો, અને તે કામ તેણીએ કોઇ વાતે મુશ્કેલ નહીં જાણ્યું. કોઇ કાબેલ લખનારે લખેલું તેણીએ વાંચ્યું હતું કે કોઇબી અબલાને જો તમે તક આપી તો તે પોતાના મન ચાહ્યા જવાનને પરણવાની ને ફરી પરણવાનીજ. તેનું એ લખેલું ખરૂં હતું કે ખોટું તે તપાસી જોવાનું તેણીને માટે રહ્યું હતું.

એક ઇનશાનને જોતાંજ તેની ચાલચલણ કહી આપવાની શક્તિ ધરાવવાનો તે દાવો કરતી હતી, છતાં તે ગુંચવાઇ. એરીકને તે પોતે ગમતી હતી કે નહીં તે તે પોતે કહી શકતી ન હતી.. તેને કસી જોવાની તેણીએ તેથી તજવીજ કીધી.

એક રાત્રે તેણે તેણીને કાંઇ ગાવાની અરજ કીધી.

"તારો અવાજ એવો મીઠો અને ખુલ્લો છે રેની, કે બીજું ત્રીજું રહેવા દઇ એક ઇંગ્રેજી 'બેલેડ' ગા."

તેણીએ હસીને તેની તરફ જોયું.

"'બેલેડ?' હા, એરીક મનેબી તેજ ગમેછ. કાંઇ તમારાં અંતઃકરણનાં ઉંડાણમાં અસર કરે તેવી લડાઇની કત્તલની 'બેલેડ' ગાઉં, કે તમારા જીવને રાહત આપી તેની રગેરગમાં ખુશીનો પ્રવાહ વ્હેતો થાય તેવી ગાઉં?"

તે હસી પડયો.

"અંતઃકરણમાં અસર નિપજાવવાનું તારી 'લાઇન'માંજ નથી

રેની" તે બોલ્યો.

તેણીને તેનું આ બોલવું ન ગમ્યું અને તે ઉપર તેથી તકરાર કરવા તે તૈયાર થઇ ગઇ:

"એમ તમે શા ઉપરથી કેહોછ, એરીક? નહીં, મારી તરફ જોઇને તમો હસોના એરીક, કેમકે હસવા જેવી 'હ્યુમર'માં હું હાલ નથી. કાંય, તમે એમ શા ઉપરથી કેહ્યું કે અંતઃકરણમાં અસર નિપજાવવાનું મારી લાઇનમાંજ નથી?"

કશોબી જવાબ આપ્યા વગર તેણે તેણીના ચ્હેરા તરફ મુછમાં હસીને જોયાજ કીધું.

"તમે એમ કાંય કેહ્યું?" તેણીએ ફરીથી તેને પુછ્યું "હું તેનો સબબ તમારીથી જાણ્યા વગર નથી રહેવાની."

એરીક ખડખડ હસી પડ્યો.

"રેની ખરૂં કેહુ? તું એક શેહેનશાહબાનું સરજાવી જોઇતી હતી, એવી તું દમામવાલી છે. તેમ હોતે તો પછી તારા આય ગોરા ઘટમદાર નાજુક હાથોએ તાલી પાડી તું કહેતે કે 'લઇ જાવો આ ગોલામને ને ગરદન મારો એની!'"

"મારા હાથ કાંઇ ઘટમદાર ને નાજુક નથી." રેની ગુસ્સે થઇ બોલી.

"ગોરા ખુબસુરત હાથો કેહુ? જો" તેના બેઉ હાથ પોતાના હાથોમાં લઇ તે બોલ્યો "આય રંગ ગોરો તો ખરો કેની? વારૂ, જો" એમ કહી તે હાથોને પોતાના હાથોમાં જરા મસળીને બોલ્યો "આય નાજુક કહેવાય કેની?" અને પછી તે બેઉ હાથ સીધા લાંબા ધરી તેણે પુછ્યું "જો એ ઘટમદાર હાથ કેહેવાય કેની? ને હવે, તું જાણે શેહેન-શાહબાનું છે ને હું જાણે ફ્રેન્ચ દરબારી હોઉં તેમ જો તારા હાથોને કીસ લેઉંછ."

"તમે હંમેશ ફ્રેન્ચની મશ્કરી કરોછ, એરીક. હું પોતે તો ઇંગ્રેજ છેઉં એટલે તેથી મને કાંઇ ગુસ્સો લાગતો નથી. ચાલો મારા સીધા

સાદા સવાલનો હવે સીધો સાદો જવાબ આપો; તમે મારે વાસ્તે એમ કાંય કેહ્યું ? કાંય હું અંતઃકરણપર-અસર કાંય નહી નિપજાવી શકું ?"

"બેલ !" એરીકની નજર તે છોકરીપર પડતાંજ તેણે તેને બોલાવી "એમ આવની, જરા મારો બચાવ કરવા મને તારી મદદ આપ."



## પ્રકરણ ૨૮ મું.

## "વ્હાલાંઓ વચ્ચેની ટપાટપી બન્ને હૈયાંને મેળવીને એક કરે છે."

બેલ હસ્તી હસ્તી ઓરડાને પેલે નાકેથી એરીક આગળ આવી.

"હું એક કફોડી મુશ્કેલીમાં આવી પડયોછ, બેલ" એરીક બોલ્યો "રેનીને મેં એક ચોકકસ વાત સાચેસાચી કહી દીધી ને તે એને ગમતી નથી."

"હું ધારૂંછ કે સાચી વાત ઘણાંજ થોડાંને ગમતી થઇ પડેછ-બોલો, તે વાત શું હતી ?"

એરીકે પોતે રેનીના સંબંધમાં આપેલો અભિપ્રાય બોલેબોલ બેલને કહી સંભળાવ્યો.

"હું કેહુંછ કે મારો એ અભિપ્રાય બોલેબોલ ખરો છે. રેનીમાં તેવી કશી લાગણી નથી. તું શું ધારેછ, છે ?"

તે ભલી છોકરીએ પોતાની દમામદાર દેખાવની ખુબસુરત સ્નેહી તરફ જોયું.

"તે હું કેમ કેહી શકું ?" તે બોલી "બાકી રેનીને નાની નાની બાબદમાં લાગણી બતાવતી મેં કદી જોઇ નથી, મગર, જયાં ખરી લાગણી બતાવવી જોઇયે ત્યાં જો તેણીને તેવી લાગણી દેખાડવાની તક આપવામાં આવે તો એ પાછાત હઠે નહીં એવું મારૂં માનવું છે, અને જયારે

તેવી લાગણી દેખાડવાની તેણીને ફરજ પડશે ત્યારે તેણીની તે લાગણી ઘણી જોરાવર પુરવાર થશે."

"ત્યારે હું હાર્યો" એરીક હસીને બોલ્યો "ચુકાદો મારી વિરૂધ્ધ આપોછ, એટલે, રેની તારી હું માફ માંગુંછ ને હું કબુલ કરૂંછ કે તું જો ચાહે તો કોઇનાંબી અંતઃકરણપર અસર નિપજાવી શકે. ચાલ, હવે મને એક ગીત ગાઇ સમજાવશે?"

રેની એરીકના આ યકરારથી રાજી થઇ હતી એમ નરમાશ પકડેલા તેના ચ્હેરાએ જાહેર કીધું.

"હવે તમે મને જ્યારે ઇનસાફજ આપ્યોછ, ત્યારે તમે કહેશો તે હું ગાવસ, પણ તમારે મારી આગળ ઉભા રહી મ્યુઝીક બુકનાં પાનાં ફેરવવાં પડસે—નહીં, તેની કાંઇ જરૂર નથી, કેમકે, જે ગીત હું ગાવાની છેઉં તે મારે મોંઢે છે, તોબી તમારે મારી આગળ હું ગાઉં ત્યારે ઉભું રહેવું પડસે."

પોતાનો શુદ્ધ સુફેદ પોશાકનો જમીન સુધી ઉતરેલો ભાગ કીરમજી રંગના ગાલીચાપર ઘસડતી રેની ઓરડાની જે બાજુએ પ્યાનો મુકેલો હતો તે તરફ ગઇ અને પ્યાનો ઉંઘાડી તેની સામેનાં ગોલ સ્તુલપર ગોઠવાઇ, અને એરીક તેણીની બાજુએ જઇ ખડો થઇ ઉભો.

"હજુર આગળ" તે બોલી "એવી રીતે ઉભા રેહો કે તમારો ચ્હેરો જોયાથી ગાવાનું મને સુર છુટે."

ધીમી શુરૂઆત પછી તે છોકરીનાં ખુલખુલી ગળાંમાંથી સરોદનો એવો તો સ્વચ્છ, ખુલ્લો અને મીઠો ઘોઘ પડતો થયો કે એરીક તે સાંભળતાં ગોયા પોતાને ભુલીજ ગયો! તે છોકરીએ એક 'બેલડ'બી એવી અફલાતુન પસંદ કીધી કે તેમાં અમર્ગ પ્યારની ગુંથી લીધેલી કાંહાંણીથી તે જવાનનું અંતઃકરણ અંદરથી લરઝી રહ્યું, તે પ્યાનાના તારની ધ્રુજરીના જવાબમાં તેનાં તન બદનના તંબોરાના તારો એવી તો કાંઇ લાગણીથી ધ્રુજી રહ્યા કે તે પ્યાર—સાચા પ્યારનું કથણ સાંભળી તે જવા-

નની આંખોમાં પલપલ્યાં ભરાઇ આવ્યાં!

"બસ, રેની બસ કર." તે બોલી ઉઠયો અને એ બોલોનો અવાજ બંધ પડે તેટલીવારમાં તો તે છોકરી ચુપ થઇ ગઇ.

"રેની, તારીથી હું હાર્યો—મારીપર તેં ખરી જીત મેળવી—અંતઃકરણપર અસર કરવાની તારી શકિતપર હવે પછી કદીબી સોખન લઇ જવાની હું હીંમત કરસ નહીં. તારા ઉપકારનો બદલો હું કેમ વાળસ?"

"જો મેં તમુને મારાં ગીતથી મજાહ આપી હોય તો તે ઉપકારનો બદલો હું વળેલો સમજું છ." તે હસીને બોલી અને તે વખતે તે છોકરી પોતાની ખાલેસ ખુબસુરતીમાં એવી તો દીપી રહી કે તેના ચ્હેરાપરથી નજર ખસેડવા એરીકનો જીવ ચાલ્યોજ નહી.

પછી તેની નજર ત્યાં ઉભેલી બેલ તરફ પડી. તે છોકરીના ચ્હેરાપર ઠપકાની કશીબી લાગણી તેને દેખાઇ નહીં, પણ તે માત્ર એરીક જે અસરનો અસીર થયો હતો તે અજાયબીથી જોતી ઉભી હતી. ઝટ એરીક ત્યાં બેલની આગળ દોડી પ્હોંચ્યો અને તેણીની આગળથી એમ એકાયક ચાલી જવાનું એરીકને શું કારણ મળ્યું તે રેનીને ચેતી જતાં વાર લાગી નહીં અને તે આતશી છોકરીને તેની જાણ થતાંજ તેનાં દિલમાં એવી જ્વાળા સળગી ઉઠી કે તેનું જો ચાલતે તો તેમાં તે ગરીબ બેલને બાળીને ભસમ કરી નાંખતે!

"મેં એને ગીત તો ગાઇ સંભળાવ્યું" તે મનસે બડબડી "મેં તેને ખુશી કીધો. હું નહીં ધારતી કે આય અગાઉ કોઇબી અબલાના અવાજે તેનાં અંતઃકરણપર આજના જેવી અસર નિપજાવી હોય! ને એ કેવો મારી તરફ ટગર ટગર જોઇ રહ્યો હતો? તેને હું જીતી શકસ કે? ખુબસુરતીમાં જો ખરૂં જાદું ને મારામાં બળ હોસે તો તેને હું જીતસ ને ફૂર જીતસ.

એક જાણીતો રાજયદ્વારી જે તે તરફ પોતાની પરણેતર સાથે આસાયશને માટે પડોશમાં આવી રહ્યો હતો તેનાં માનમાં એક બૅાલનો મેળાવડો કરવાનું લૉર્ડ એરન્ડેલે નક્કી કીધું; અને તેવણે મેડમ ડી સેન્ટ

લાન્સમે વરદી કીધી:

"મેડમ, મેહેરબાની કરી મારી દીકરી રેનીના ડ્રેસપર તમારૂં અંગત ધ્યાન આપશો? લેડી કાસ્ટલટન આપણાં રાણીની દરબારમાંની એક ઘણી વગવાલી ઉમરાવજાદી છે, ને મારી મરજી છે કે રેની તેવણ ઉપર ઘણો સારો છાપ બેસાડે. મેહેનત કે પૈસાની કશીબી બખીલાઇ ન કરતાં એ બેઉ છોકરીઓને મન માનતી રીતે તમારે હાથે તૈયાર કરજો."

તે બૉલના મેળાવડાની બધીજ તૈયારીઓમાં મેહેનત કે પૈસા તરફ કોઇનેબી નજર કરીને લૉર્ડ એરન્ડેલે જોવા દીધાં નહી. કાંઇક મુદ્દતના બંધ પડી રહેલા એ ભવ્ય મેળાવડાને લાયકના મોટા વિશાળ ઓરડાઓ ઉઘાડી તેમને તૈયાર કરવાનું કામ ઘણા મોટા પાયાપર હાથ ધરવામાં આવ્યું.

"બેલ" બારવને બૉલ તેમ એરીક બોલ્યો "મને પ્હેલો ડાન્સ તું આપશે? આપશે કે નહીં?"

તે છોકરીનો ચ્હેરો ગુલાબી થઇ રહ્યો.

"તોજ મને કાંઇબી મજાહ પડશે, બાકી મને બૉલ-ફૉલની કશી દરકાર નથી. મને નાચવાનો શોખ નથી, ને તેમાં મને કશી મજાહ મળતી નથી."

"હા, હું આપસ" એમ બોલતાં તો તેણીને ઓસક લાગી, પણ તેણી તરફની તે બાહાળી તેણે તે છોકરીના ચ્હેરાપરથી વાંચી લીધી.

તેજ સાંજે જયારે તે જવાન રેનીની આગળ ઉભો હતો તે વખતે તે બેઉ આગળ લૉર્ડ એરન્ડેલ આવ્યા.

"એરીક તુંને હું મળવાજ માંગતો'તો. બૉલની શુરૂઆત તું ને રેની કરીને કરજો."

"કાંય પપા?" રેનીએ પુછ્યું.

"એવો 'એટીકેટ'નો તરીકો છે-એમાં મરજી ને નામરજીની વાત નથી. તું આય મકાનની શેઠાણી તરીકે અને એરીક મારા વારેસ તરીકે બન્નેએ સાથે મળી બૉલની શુરૂઆત કરવી જોઇયે."

"કમનસીબે" એરીક બેદરકારપણે બોલ્યો "હું 'એન્ગેજડ' છેઉં. મેં એક બાનું પાસે પ્હેલા ડાન્સનો હક્ક માંગી લીધોછ ને તેણીએ તે આપવાને કબુલબી કીધુંછ."

રેનીએ એક પલ માત્ર ડોળા ઘુરકીને તે જવાન તરફ જોયું પણ પાછી તુરત નજર નીચે કરી નાંખી. લૉર્ડ એરન્ડેલના ચ્હેરાપરબી કચ-વાટની નિશાણી પ્રગટી નીકળી. તેવણ તો એ બેને હોકીહોકીને એકજ કરવા બેઠા હતા, અને આજે ખાસ કરીને બંધાઓને એવું દેખાડવાની તેવણની મરજી હતી કે તેઓ બેઉ એકમેકને ચાહતાં હતાં—તો તેમ દેખાડવા જેવી આના કરતાં બીજી તક કયી હતી?

"એરીક, આય બાબદમાં મારી મરજી રાખશે તો તારો ઉપકાર થશે. એથી 'એટીકેટ'નો કાનુનબી સચવાશે; વાસ્તે મારી ખાતરી છે કે તું એ વાતમાં મારો બોલ રાખશે. તે જવાન બાનુંને તું છુટી કરવાનો એ સબબ બતાવશે તો તેવણ તુંને ના નહીં કહેસે."

"ખાસ તમારી એવી મરજીજ છે, લૉર્ડ એરન્ડેલ તો હું તેમ કરસ—જો તમારી રેનીની તેમ કરવાની મને રજા હોસે તો."

"મારી રજાની શું જરૂર છે?" રેની ગુસ્સાથી તોરમાં બોલી.

એરીક તેવણના કહેવા પ્રમાણે કરવા કબુલ થયો તેથી સંતોષ પામી, એ બેઉ સાથે એકલાં પડસે તો પોતાની મેજે ઠેકાણે આવશે એમ વિચાર કરતા લૉર્ડ એરન્ડેલ ત્યાંથી ચાલી ગયા; પછી રેની એરીક તરફ ફરી અને બોલી—

"તમારી મરજી વિરૂધ મારી સાથે તમુને 'ડાન્સ' કરવાની હું ફરજ પાડું તે કરતાં હું જીવું ત્યાં સુધી એવા બૉલના મેળાવડાઓની અડાસે નહીં જવાનું હું વધારે પસંદ કરૂં."

આ બોલતી વખતે રેની ઘણી ઉશ્કેરાયલી હતી છતાં તે જવાને જોયું કે તે છોકરીની આંખોમાં આંસુ હતાં, અને તે દેખાવે એરીકને દુઃખી કીધો. તે હૈયાંનો ઘણો નરમ અને દયાળુ જીગરનો જવાન હતો.

"વ્હાલી રેની, તારા વિચારો કેટલા ભુલ ભરેલા છે? મારી મરજી વિરૂદ્ધ તારી સાથે ડાન્સ કરવા બાબે હું વિચાર કરીશોજ લાયો નથી કે તેવું કશુંજ હું બોલ્યો નથી, ત્યારે એવું તોહમત કાંય મારી ઉપર તું મુકેછ? મેં તો ફકત એમ કેહ્યું કે પ્હેલા ડાન્સને માટે હું એક બીજી સાથે એન્ગેજડ થઇ ગીયોછ. હવે એમ ધાર કે 'ડાન્સ'ની રાતના આપણા પરોણા લૉર્ડ કાસ્ટલટને પ્હેલા 'ડાન્સ'ને માટે તારા હાથની માંગણી કીધી હોતે ને પછી હું તુંને પુછવા આવતાં તું મને ના કહેતે તો શું હું એમજ મનમાં ધારી લેતે કે તુંને મારી સાથે ડાન્સ કરવાની દરકાર નથી? છોકરીઓ લૉજીકથી તકરાર કેમ કરવી તે સમજતીજ નથી."

"તમો બધા કરતાં અમે ઘણું વધારે સારી રીતે સમજ્યેછ–એટલી દોડાદોડી શું હતી કે તમે એક 'કમ્પેન્યન' રોકાબી લીધી?" એટલું બોલી રેની રોંહોંસાભેર ચાલી ગઇ. તેણીના અવાજમાં તેણે દુઃખનો પડધા આબાદ સાંભળ્યો હતો અને તેથી તેને લાગી આવ્યું હતું.

"રેની, મારી ખાતરી છે કે તું મારી સાથે ગુસ્સે થઇછ."

"ને તેમ હોયબી તો તમારૂં તેમાં શું ગીયું?"

તે વ્હેલો બાગમાં ઉતરી ગયો ને ત્યાંથી એક ખીલેલો પીળો ગોલાબ તોડી લાવી તેની આગળ આવ્યો.

"સુલેહની નિશાણી તરીકે તું આય કબુલ રાખશે?"

"નહીં, જેની સાથે નાચવાને તમે ઘણા આતુર હતા તેને લઇ જઇને એ આપો."

"હું જાણુંછની કે તુંને ગુસ્સો ઘણો લાગોછ, રેની; તું મને એ બાબદમાં ગેરઇનસાફ ઘણો કરેછ."

આ બોલતી વખતે તેનો ચ્હેરો લાલભુંડ બની રહ્યો હતો, કેમકે, રેનીએ અખત્યાર કીધેલી આ વળાણુમાં તેને કાંઇક અદેખાઇનો અંશ આમેજ થયલો દેખાયો–ને તેમ હોય તો તેનો એ કેવો ભુલ ભરેલો વિચાર, એમ તેણે ધાર્યું. તેને એમ અદેખી પડવાનો સબબજ શો હતો?

તે બેઉ–તે અને રેની–એકમેકસે વ્હાલથી કાંઇ બંધાયલાં નહીં હતાં!

પણ, એકાયક રેનીના એ સ્વભાવમાં ફેર પડી ગયો અને તે છોકરીએ હસીને તેની તરફ જોયું.

"મારી સાથે સલાહ કરવા તમે આતુર છેવો, એરીક?"

હસ્તી વખતે તે છોકરીનો ચ્હેરો જે ખુબસુરતીથી ખીલી રહ્યો હતો તે તરફ અજાયબીથી ટીકતો તે બોલ્યો.

"હા, અલબત, એમાં પુછવાનુંજ શું?"

"ત્યારે એક શરતે હું તમુને માફ કરી શકું ને તે શરત એકે જેની સાથે ડાન્સ કરવાને તમે 'એન્ગેજડ' થઇ ગયા હતા તે છોકરીનું મને નામ આપો–તેનું નામ મને કહેશો એરીક?"

"તેનું નામ કાંય તું જાણવા માંગેછ?"

"કે તેને મારાં જીગરથી ધિક્કારૂં" તે એમ બોલવા જતી હતી–પણ તેવું કશું તે બોલી નહીં.

"અમસ્થું, એરીક–તે જાણવાની માત્ર જીજ્ઞાસા."

અને તેને ડાહપણ સુઝ પડયું કે રેનીની આ વર્તણુંકથી વ્હેમાઇ તેને તે છોકરીનું નામ નહીંજ આપવાનો તે ઠેડાવ કરી ઉઠયો.

"નામ તો રેની હું નહીં આપી શકતો; ખરૂં જો પુછે તો તે કોણ હતી તે કહી દેવું મારે માટે માન ભરેલું નહીં કહેવાય."

"ત્યારે જે સવાલનો જવાબ આપવો તમારે માટે માન ભરેલો નહીં કહેવાય તેવો સવાલ પુછવા જેવી મને તમે નીચ ને અનાડી સમજોછ તેને માટે તમારો હું ઉપકાર માનુંછ."

એટલું બોલી એક અપમાન પામેલી શેહેનશાબાનુંના તૌરથી તે ત્યાંથી ગુસ્સામાંજ ચાલી ગઇ અને એરીક બીચારો ફુલ હાથમાં પકડી ત્યાંજ ડાચું વકાસ્તો ઉભો રહ્યો.

"રેની! રેની!!" તેણે તેને બોલાવી પણ તેના અવાજ માટે તે છોકરીના કાન બેહેરા હતા.

"એ નહીં કેમ આય ફુલ કબુલ રાખે" તે મનસે બડબડયો "ગમે તે કરીને આય ફુલ તેને હું આપ્યા વગર નથી રહેવાનો."

જમવાનો વખત થયો ત્યાં સુધી તે બેઉ એકમેકને મળવા નહીં પામ્યાં. રેની 'ડીનર' માટે તૈયાર થઇને આવી અને તે વખતે કીંમતી મખમલનો નીચા કાપનો લેસ સાથનો એવો ફાંકડો પોશાક તે પ્હેરી આવી કે એરીકથી તેનો આખો દેખાવ જોયો જોવાયો નહીં. બે ત્રણ વખત એરીકે તેની સાથે વાત કરવાની તજવીજ કીધી, પણ તે જાણે કશાંમાં હોયજ નહીં તેમ મુગી મુગી બેસીજ રહી.

"રેની" આખરે લૉર્ડ એરન્ડેલને વચમાં બોલવુંજ પડયું "એરીક તુંને કાંઇ કહેછ તે તું સાંભળેછ કે નહીં?"

હસીને તે છોકરીએ પોતાના બાપ તરફ જોયું.

"હું એવણ સાથે બોલતી નથી, ને જહાં સુધી જે એક વાત હું જાણુવા માંગુંછ તે એવણ મને કહેશે નહીં ત્હાં સુધી એવણ સાથે હું બોલવાની નથી."

લૉર્ડ એરન્ડેલ આ સાંભળી મુછમાં હસ્યા અને તેવણે વિચાર કીધો કે—

"વ્હાલાંઓ વચ્ચેની ટપાટપી બન્ને હૈયાંને મેળવીને એક કરે છે."

---

## પ્રકરણ ૨૯ મું.

# "તુંને તે ગમેછ તો–વધારે આગળ પગલાં ભરતી ના!"

રેનીએ એરીક સાથે નહીં બોલવાનો પોતાના બાપ આગળ જે ચકરાર કીધો હતો તે મેડમ ડી સેન્ટ લાન્સના સાંભળવામાં આવ્યો અને તેવણે સ્હેજ ચોંકીને રેની તરફ જોયું. અને પ્હેલીજ વખત તેવણને

લાગ્યું કે રેની પેલા જવાન ખુબસુરત વારેસને કાંઇક મળતી આવતી હતી. મેડમ ચિંતાતુર બની રેની તરફ જોતી રહી; તેવણને એકાયક કાંઇ ખ્યાલ આવ્યો, જે ખુશીભરેલો તો હતોજ નહીં એમ તેવણના ચ્હેરાપરથી જોઇ શકાતું હતું.

"મારે રેની સાથે વાત કરવી પડશે" તેવણ મનસે બોલ્યાં "મારી ખાતરી છે કે મારો પેલો ખ્યાલ ખરોજ છે."

જમતી વખતે ના રેની એરીક સાથે એક બે બોલ બોલી કે ના તે જે બોલતો હતો તે તે સાંભળતી હતી. પ્હેલે તો તે જવાને તેને હસી કાઢી, પણ પછી ગંભીરાઇથી વિચાર કરતાં તેણે જોયું કે તેણે તેને ખરે-ખરજ ગુસ્સે કીધી હતી; આવી ચાલ તે ઘરની એક શેઠાણી જેવીને ઘટતી નહીં હતી એમ તેણે ધાર્યું. તે હવે પોતાને કદુવા દેવા પડયો અને પોતાનોજ વાંક તે કાઢવા લાગ્યો; રેનીએ આટલો વખત તેને એવો બોવાર નીવાર કીધો હતો કે તે છોકરી તેની હસ્તી વટીક ભુલી ગઇ હતી. અંતે તે તે છોકરીની આગળ તે પોતે ગયો.

"રેની તારો આય ગુસ્સો મારીથી નહીં ખમાતો" તે બોલ્યો "રેની આપણે પાછી સલાહ કરી નાંખ્યે. હું જાણુંછ કે મેં કાંઇ અણ-ઘટતું કીધુંછ એમ તું જાણે તો મારી સાથે કદીબી તું બોલવાની નથી."

પોતાના સ્વભાવપર કાબુ રાખવાની તે છોકરીએ જીવતોડ જબરી કીધી.

"તમે કેહોછ તે ખરૂં છે–મારી ભુલ છે. જોકે તે નામ જાણવાની મને ઘણી હોંસ છે, તોબી તે તમારીથી જાણવાની હું જીદ પકડી રહેતી નથી."

ઝટ તે તેણીની આગળથી ગયો અને પેલો ગુલાબ જયાં તેણે સાચવીને તે મુકયો હતો ત્યાંથી તે લઇ આવ્યો.

"હવે આય મારી તરફથી તું કબુલ રાખશે ?" તે તેણીની આગળ તે ફુલ ધરી બોલ્યો.

અને રેનીએ હાથ લાંબો કરી તે ગુલાબ હસ્તે ચ્હેરે લીધો, અને પોતે પ્હેરેલા ડ્રેસની 'બૉડીસ'માં તે ખોસ્યો.

"જાણે મારા કાને લાગી તમો કાંઇ મીઠું–મીઠું બોલતા હોવ તેમ મને આખી રાત લાગ્યા કરશે."

તેનાં એ બોલવાનો અર્થ શો હતો, તે એમ શા સારૂં બોલી હતી તે સમજવા તે જવાને પોતાનું મગજ ગમે તેટલું પોચ્યું કીધું પણ તેનો દાગ લાગ્યો નહીં. અલબત, દરેક જવાન છોકરી જે એની તરફ માયા બતાવી હસે બોલે તે બધીજ તે જવાન સાથે પ્યારમાં હોવી જોઇયે એવું માનવા જેટલો તે પતરાજીખોર તો હતોજ નહીં, પણ રેનીની તેની તરફની આ વળાણે તેને ઘણોજ ગુચવાવ્યો એમ હું કહીશ તો ચાલશે. બીજા બધા કરતાં કાંઇ જુદીજ રીતે તેની સાથે તે વરતતી હતી. તેની તરફ તે જોતી ત્યારે તેણીના ચ્હેરાનો કલ્લો કાંઇ ઓરજ રીતે દીપી રહેતો હતો–અને તેણીની વાતચીતના અવાજમાંબી તે વખતે તેને કાંઇ ઓરજ મીઠાસનો ઉમેરો લાગતો હતો.

તેણે જોયું કે હમણાં હમણાં તેનાં મતને માન આપી ઝટ તેનાંજ મતની તે થઇ જતી હતી. એકરંગ જે તેને ગમતો તે જાણતી તો તેજ રંગ તે પોતે પસંદ કરી તે અખત્યાર કરતી; જો તેણીએ પ્હેરેલા એક ડ્રેસની તે વખાણ કરતો તો તેજ ડ્રેસ તે ઘડી ઘડી પ્હેર્યા કરતી; આવી એ મગરૂર, આવી દમામવાલી, ભલા ધનેતર આગળ સર નહીં નમાવે તેવી એ છોકરી તેનાં મતને માન આપતી, તેનોજ તેસ્ટ અખત્યાર કરતી, તેનાજ વિચારો ગ્રહન કરતી કેમ થઇ હતી તે તેને મનસે એક મોટી ગુંચવણ હતી, અને તે તેમ કરતી હતી એ બીના તે છુપી રાખવાનાં ફાંફાં નહીં મારતી હતી એ તેની એક અજાયબી હતી!

તે બીચારાને થોડીજ ખબર હતી કે કોઇબી રવેશે તેનાં મગજમાં દસીને રહેવાના તે છોકરીએ જે કસમ નોંધાવ્યા હતા તે તે પાળતી હતી. ઘડી ઘડી તે છોકરી તેને પોતાનું નાનું નાનું કામ સોંપતી હતી, તેબી

એવીજ મકસદથી કે તેની યાદ તે જવાનનાં મગજમાં તાજી રહે. પોતાને ભુલવાની તે જવાનને તેણી કશી તક નહીંજ આપવાની તે કાળજી રાખતી હતી—અને તેનાં દરેક કામમાં લાભ લઇ તે પોતે તેમાં ભાગ પડવાની ઉલટ રાખતી હતી અને તેમાં ફાવતી હતી.

નહીં, તેને એ મામલો કોઇ રવેશે સમજમાં આવી શકયો નહીં; તે જો હતો તે કરતાં વધારે શેખી યા પતરાજીખોર હતે તો તે છોકરીએ હમણાં હમણાં તેની તરફ અખત્યાર કીધેલી વળાણુ તેને સમજી લેતાં વાર લાગતે નહી.

તેજ રાત્રે સુવા જવા છુટાં થવાની આગમજ રેનીનો મેલાપ મેડમે સાંધ્યો. તેની આગળ તેવણ ગયાં.

"રેની, તું જો સુવાની નહીં થઇ હોય તો જરા ઝરૂખાપર આવશે, તારી સાથે હું વાત કરવા માંગુંછ."

એરીક ડ્રૉઇંગરૂમમાંજ હતો એટલે રેનીને મેડમ સાથે ઝરૂખાપર જઇ ટાહેલું કરવાનું તેના જીવપર આવ્યું.

"નહીં, આજે રાતે બાહાર ઝરૂખાપર લટાર મારવાની મારી મરજી નથી." તે બોલી.

"અહીં તું કોઇ સાથે વાતે બેઠી હોતે તો તુંને હું અડચણ કરતે નહીં" મેડમ બોલી, કેમકે, તેણીને રેની સાથે જે વાત કરવાની હતી તે હમણાંજ કરવી જરૂરની હતી એમ તેવણે માન્યું હતું; મેડમ સાથે ઝરૂખાપર જવા તે ના કાંય કહેતી હતી તે ચગોર મેડમને ચેતી જતાં વાર નહીં લાગી હતી. "જોની, બેલ ચોપડી લઇને બેઠીછ, લૉર્ડ એરન્ડેલ ને મી૰ સીલવર બેઉ વાત કરવામાં રોકાયાછ, ને તેથી તું એકલી પડીછ."

રેનીએ એરીક તરફ જોયું અને તેને તેણીએ પોતાના બાપ સાથે વાત કરતો જોયો અને એમબી તેણીએ જોયું કે તેઓ બન્ને કાંઇ અગત્યની વાતમાં મશગુલ હતા.

"હવે એવી નજીવી બાબદમાં તમારી સાથે તકરારમાં કહાં ઉતરૂં?"

તે કંટાળેલા જીવે બોલી "ચાલો, તમારી એમ મરજી છે તો હું આઉંછ."

તેઓ ઝરૂખાપર બન્ને બાહાર આવ્યાં ચંદ્ર પુર બાહારમાં પ્રકાશી રાતને ચમકાવી મેલ્લો હતી.

"આપણે બેઉ, રેની, વાતોમાં અગાઉ કેટલો વખત રોકતાં હતાં, ને હવે તો એક બોલ બોલવા જેટલોબી વખત આપણને નથી મળતો."

"કેમકે અહીંની જીંદગીજ મને એટલી ગમેછ—આવીજ જીંદગીની હું હંમેશ તલબ કરતી રહેતી હતી." રેની બોલી

"ત્યારે તું તદન સુખી છેની?" મેડમે તેને પુછ્યું—અને આજે મેડમના અવાજમાં કાંઇ ઘણું વિચિત્ર જેવું રેનીને લાગ્યું.

"બચ્ચીત, ઘણીજ સુખી છેઉં—આવી જીંદગીમાં સુખ સિવાય એકને શું મળે?"

"હું તે સાંભળીને ખુશી છેઉં, રેની. ઘણાં વરસ સુધી રેની તું મારે મંનસે મારી દીકરી જેવીજ હતી એ તુંને યાદ છે કેની? ત્યારે આજેબી તુંને મારી દીકરી જેવીજ ગણી તુંને કાંઇ હું કહેવા માંગુંછ."

"એમ કેહી મને કાંઇ તમે લાંબું ભાષણ સંભળાવવાનો તો ઇરાદો નથી રાખતાંની?"

"નહીં, મારી વ્હાલી, તુંને ફકત ચેતવણી આપવાનો ઇરાદો રાખુંછ. રેની, મને ખરૂં કહે કે તુંને મી૦ એરીક સીલવર ગમેછ કે?"

"એ તે કેવો સવાલ? અલબત મને ગમેછ."

"તેથી કાંઇ વધારે, દીકરી? લોકના ચેહરાપરથી તેઓનાં દિલમાં શું છે તે જાણવાની વિદ્યા વરસોની વાતપર હું શીખી હતી. મેં તારાં દિલમાં શું છે તે જાણી લીધુંછ ને તે વાસ્તે તુંને હું ચેતાવવા માંગુંછ. તુંને તે ગમેછ તો—**વધારે આગળ પગલાં ભરતી ના;** રેની, તેને તું ચાહતી ના."

"માંગ્યા વગર મારો પ્યાર હું કોઇનેબી આપવાની છેઉ?"

"તું દીકરી એવાં ખાનદાનથી ઉતરી આવીછ કે જેઓ વિચાર

કરવા થોભવાની આદત ધરાવતાંજ નથી."

"એરન્ડેલનાં ખાનદાનને વાસ્તે મેં તો કાંઇબી બુરૂં સાંભળ્યું નથી, મેડમ" એટલું બોલી તે છોકરી ચુપ થઇને ઉભી. તેણીને મેડમનો ચ્હેરો જોતાંજ ગભરાટ છુટ્યો.

"ને તેમ મેંબી નથી સાંભળ્યું રેની; પણ ધીરજ રાખી હું જે કેહુંછ તે સાંભળ. એરીક સીલવરને ચાહવાની તજવીજ ના કરતી, કેમકે, જો હું ભુલતી નહીં હોઉં તો, તે તુંને ફકત એક દોસ્ત તરીકેજ ગણેછ, તુંને ઘેરની છોકરીજ સમજી તે તારી સાથે હસેછ બોલેછ ને ભેળાયછ, બાકી તેનાં દિલમાં તારે વાસ્તે તેથી વધુ વિચાર કશોજ નથી."

તેઓ બન્ને મુગાં મુગાં લટાર મારતાંજ રહ્યાં, પછી મેડમજ બોલ્યાં—

"મેં કેહ્યું તેની તુંને સમજ પડી? મારી સલાહ મુજબ ચાલવાનું મને વચન આપશે, રેની?"

"મેડમ, તમે જે મને કેહ્યું તે મેં સાંભળ્યું, ને તે પુરતું સમજો. તમુને કશી વાતનું વચન આપવા હું ના પાડુંછ, ને તમુને અરજ કરૂંછ કે ફરીથી આયજ બાબદની વાત કાઢી મને મેહેરબાની કરીને તમે કંટાળો આપતાં ના."

રેનીના બોલવાના અવાજપરથી મેડમે જોઇ લીધું કે તે છોકરી સાથે વધુ તકરાર કરવી ફોકટ હતી.

"હવે અંદર આવશો, રેની?"

"નહીં, મને હજુર વાર છે. રાત મજેહનાં રળ્યામણી છે ને મને અહીંથી અંદર જતાં જરા વખત લાગશે."

તેનો અવાજ જરા ધુજતો મેડમને દેખાયો અને તેવણ ડાહાપણ વાપરી અંદર એકલાં ચાલી ગયાં. તેવણ અંદર ગયાં કે રેની પથ્થરની પાળને હાથ ટેકી રાતની ખુબસુરતી જોતી ઉભી.

"રેની કહાં છે?" મેડમ એકલાં અંદર આવતાં લૉર્ડ એરન્ડેલે પુછ્યું.

"રાત ઘણી રળ્યામણી છે, તેથી બાહાર ઝરૂખામાં તે ઉભીછ."

થોડીકવાર રહી લૉર્ડ એરન્ડેલને એક ઘણો સારો વિચાર સુઝયો.

"એરીક, રેની બાહાર છે; તું જઇને તેને અંદર લઇ આવશે?"

એરીક બાહાર ઝરૂખાપર આવ્યો. પ્હેલે તો તેને ત્યાં કોઇ દેખાયું નહીં. પણ, પછી રેનીનો મખમલનો પોશાક જે ચંદનીમાં ચમકી રહ્યો હતો તેપર તે જવાનની નજર પડી. તે છોકરીનું માથું છેક કટેરાના પથ્થરની લાદી સુધી ઝુમી પડેલું તેને દેખાયું. તે ઝટ તેની આગળ ગયો. તેના ચાલવાનો અવાજ વટીક તે છોકરીને નહીં સંભળાયો.

"રેની, શું છે? તું કાંય એમ દલગીર ઉભીછ?"

"નહીં, કાંઇ નહીં. આય ચાંદરણાંએ મને મારાં ફ્રાંન્સની યાદ આપી મને દલગીર કીધીછ."

---

## પ્રકરણ ૩૦ મું.

# "જે મારા પ્યારની આડે અરડાઇને પડયું તેની કમબખ્તી સમજવી!"

નેવરસ્લી ઍબીનું ભવ્ય મકાન જે ડયુકની દીકરી લેડી આઇસોરા એરન્ડેલનાં ગુજરી જવા સાથેજ રંડાયું હતું તે પાછું આજની રાત્રે સોવાસન સાજ સજી સઘળા સોલે સીંગાર સાથે સજાગૃ થઇ ઉઠયું હતું. તેની ગયલી જીંદગી જોયા પાછી આવી હતી. તે પાછું ગાતું વાજતું, હસ્તું બોલતું અને નાચતું કુદતું થયું હતું; જ્યાં જાવો ત્યાં તે રાત્રે ગાયણના સરોદ સંભળાતા હતા; જ્યાં ફરો ત્યાં ફુલોનો મઘમઘતો પમરાત મજાહ આપી રહ્યો હતો; જ્યાં જુવો ત્યાં સોહામણો ચ્હેરો, ઝવેરાટનો ઝળકાટ, ઉડતા ફુવારાઓનાં પાણીનો રૂપેરી ચળકાટ નજરે આવતો હતો. એ સઘળાંઓએ સાથે મળી તે મકાનને પરીયાંના માળામાં

ફેરવી નાંખ્યું હતું.

ત્યાં ભેગી મળેલી જબરદસ્ત ઠઠની વચ્ચે, લૉર્ડ એરન્ડેલની દીકરી રેની જેમ ધારી શકાય તેમ રાજ્ય કરતી રાણીની માફક પોતાનો રાજ-વંશી દોર ચલાવી રહી હતી. તે રાત્રે તેને માટે મોટે ખરચે તૈયાર કરાવેલું પ્હેરવા ઓઢવાનું હજી જાણે થોડું હોય તેમ લૉર્ડ એરન્ડેલે તેને પોતાની તરફથી બેમુલ હીરાનો એક સેટ ભેટ આપ્યો હતો, જે બધાં ઝગઝગ થતાં નંગો તેણે પોતાની ગોરી બરફ જેવી સુફેદ છાટીપર, હંસ જેવી લાંબી ડોકપર, કાળી નાગન જેવા વિંટાળીને ગોઠવી મુકેલા માથાંના વાળમાં અને હાથીદાંતની ડાંગ જેવી ગોળ ગોરી બાજુઓપર ગોઠવી મુકયાં હતાં. જેવી સુબી અને ખુબસુરત તે તે રાત્રે લાગી હતી તેવી કોઇ વખત તે લાગી ન હતી. એરીક સાથનો તેણીનો ટંટો મટી ગયો હતો; એટલુંજ નહીં પણ તે જવાન તે કામળાંગી તરફ ઘણી વધારે માયાથી વરતતો થયો હતો. તેને અત્યાર સુધી ખબર નહીં કે તેનું હૈયું ઘણું નાજુક અને તેનો સ્વભાવ ઘણો લાગણીવાળો હતો; અને તેણીની એ ખાસ્યત તે પ્હેલેથી ન ચેતી જવા પામ્યો હતો તેમજ તેણે તેનાં હૈયાંને જે ગેરઇનસાફ આટલો વખત કીધો હતો તેને માટે તે પોતાને ઠપકો આપવા હવે લાગ્યો, અને તેની એ વર્તણુકનો તે છોકરીને બદલો વાળી આપવાનો તેણે ઠેકાવ તેથી કીધો હતો.

અને તેથીજ તેની તેણીની તરફની બદલાયલી વળાણનો તેણીએ જુદો અર્થ વળી ઉઠાડ્યો.

"હવે તે મને ચાહવા લાગ્યોજ" તે મનસે વિચારતી "હજીબી તેને હું જીતી શકસ."

રેની જેવીને ત્યારે શું વાતનું દુઃખ હોય? પોતાની અનુપમ ખુબ-સુરતીથી તે માહીતગાર હતી. તે એક ઘણાજ તવંગર ગૃહસ્થની દીકરી હતી, જેની દોલત ખાતાં ખુટે નહીં અને ખરચતાં ખાલી થાય નહીં તેટલી અંકાતી હતી, અને તે જોકે તેની વારેસ નહીં હતી, પણ વારેસ

સાથે પરણી જવાના તેણીને માટે સંજોગો ઘણા જોરાવર હતા—ત્યારે હવે તે કાંય નહીં સુખી અને ખુશહાલ હોય?

એ બધાં કરતાં વધારે વળી જેને તે અતી ઘણાં વ્હાલથી ચાહતી હતી તે તેણીની હવે દરકાર કરતો થયો હતો. તે તેની સાથે એવી તો માયા અને એવી તો નરમાશથી બોલતો ચાલતો હતો—આગળ તો તે તેણીની સાથે ખુશ તોલ તપ્પા અને ઠઠ્ઠાબાજીમાં ઉતરી જતો હતો, પણ, હવે તો તેણી સાથે તે ઘણી માયા અને ઘણાં વ્હાલથી વરતતો હતો, અને વખત જતાં તેનેજ તે જવાન ચાહતાં શીખશે એ આશાપરજ ગોયા તે છોકરી જીવતી હતી. દોલત, દરજ્જો એ બધાં સુખી જીંદગીનાં સાંધણો હતાં ખરાં પણ તેના પ્યાર જેવો પ્યાર જો તેણી નહીં મેળવી શકે તો તેણીનું જીવ્યું હરામ હતું એમ તે છોકરી સમજતી હતી, અને તે પોતે તે જવાનને કેવા જોરાવર પ્યારથી ચાહતી હતી તેનો વિચાર કરતાં તે છોકરીથી હસી હસી પડાતું હતું.

"હું જે પ્યાર અને પ્યારાંઓની ઠેકડી કરી તેઓને હસી કાઢતી હતી—હું જે પૈસા સિવાય કશાંબી બીજાં તત્વને આ દુન્યામાં જીવવાને માટે અગત્યનાં નહીં ધારતી હતી—તે હું હવે પ્યારની અગત પીછાણી તેની અસર હેઠળ અસીર બનીજી! મેં એક વખત કેહ્યું'તું તે ખોટું નહીં હતું કે પ્યાર મારે મનસે નાજુક લાગણી નહીં પણ આતશનો ભભુકો હું સમજુંછ. જે મારા પ્યારની આડે અરડાઇને પડયું તેની કમબખ્તી સમજવી!"

બૉલનું પ્હેલુંજ મ્યુઝીક શુરૂ થતાં એરીક રેનીને નાચ શુરૂ કરવા માટે લેવા આવ્યો.

તેણીએ તેની તરફ હસીને જોયું.

"તમે જોયા આય તુરામાં મેં કીયા ગુલાબો ગોઠવાવ્યાછ તે?" જે એક ગુલાબ પસંદ કરી રીસાયલી રેનીને મનાવવા તે લઇ આવ્યો હતો તેજ બધા ગુલાબોનો બનાવેલો એક તુરો તેને બતાવી રેની બોલી.

તે માત્ર હસ્યો. તે છોકરી તેની કેટલી બધી દરકાર રાખતી હતી

તે જોઇ તેને લાગી આવ્યું. રેનીનાં દિલમાં શું હતું તેનો તેને જરાબી વ્હેમ ગયો નહીં.

"વળી કાંય એજ ગુલાબો તેં પસંદ કીધા, રેની? એ જોઇને તો તુંને આપણા વચ્ચેની પેલી ટપાટપી યાદ આવ્યા કરશે!"

"નહીં, તમારી સાથે હવે કદી કજ્યો કરવો નહીં એમ તેઓ મને શીખવસે." તે બોલી.

તે એની તરફ ત્યાંનાં બધાંની નજર ચીટકી રહી.

"એ તે ખરૂં જોડું" તેઓ એકમેકને કહેતાં હતાં "ને લૉર્ડ એરન્ડેલની દીકરી તેવણના વારેસ સાથે પરણે એ ઘણું ઘટીટ અને વાજબી છે."

લૉર્ડ એરન્ડેલ તે બેઉને જોઇને ખુશ ખુશ થઇ ગયા હતા.

"બાદશાહી જોડું લાગેછ—એ બેઉનું." તેવણે મનસે વિચાર્યું "એરીક જવાન, ખુબસુરત, ઉંચો અને દબદબાવાલો, રેની ઉંચી, ગોરી ઘટમારી, ખુબસુરત અને દમામવાલી."

તે બેઉને જોતા તેવણ ત્યાં ઉભા હતા, તેટલાં મેડમ ત્યાં આવી લાગ્યાં. અજબ છે કે તેવણનો ચ્હેરો જરા ધુખરાયલા જેવો હતો.

"તમારી દીકરી આજે જે દેખાવ કરી રેહીછ, તેને માટે તમોને મુબારકબાદી આપુંછ, મારા લૉર્ડ. તે કેટલી સુખવાસી લાગેછ?"

તેના અવાજમાં જરા કાંઇક એવું હતું કે લૉર્ડ એરન્ડેલે સ્હેજ ચોંકીને તેણીની તરફ જોયું.

"હા, સુખી તો એ મારી દીકરી ઘણી છે—અકસર કરીને જયારે એરીકની આગળ તે હોયછ ત્યારે ખાસ કરીને એ સુખી વધારે લાગેછ—તમેબી એમ ધારોછ કેની, મેડમ?"

"તે હું કેમ કેહી શકું? પણ જો તમે કેહોછ તેમજ હોય તો જાણવું અગતયનું છે કે એરીક તેટલોજ સુખી લાગેછ કે? કેમકે એવી બાબદમાં સુખ બેઉ તરફ હોવું જોઇયે, માત્ર એકજ તરફ નહીં."

"જ્યાં સુધી રેનીને લાગેછ વળગેછ ત્યાં સુધી તેવી ફીકર રાખવાનું કાંઇજ કારણ નથી, મેડમ; કેમકે રેની જેવી તરફથી એક મીઠો બોલ સાંભળવાને ભલા ભલાઓ તત્પર થઇ રહેવા જોઇયે."

"જો તે ભલા ભલાઓ કોઇ બીજીને ચાહતા નહીં હોય તો કેની?"

"ને એરીક કોઇ બીજીને ચાહતોજ નથી. તેનાં હૈયાંમાં રેની સિવાય કોઇ નથી."

"તેમ હોય તો સારૂં—એ લગન તમુને ગમેછ લૉર્ડ એરન્ડેલ?"

"દુન્યામાં એ જેવી ખુશી મારે મનસે કોઇ નથી" તેવણ બોલ્યા "ને એ બાબદમાં તમે જે કાંઇ ઉત્તેજણરૂપે કરી શકશો તો તમારો જીંદગી સુધીનો ઉપકારી હું રહેવસ."

પણ મેડમ તો અફસોસની એક આહ ખેંચી ત્યાંથી ચાલતાં થયાં. તેવણને લાગ્યું કે લૉર્ડ એરન્ડેલ જેવી ખાતરી રાખતા હતા તેવું તેમાં કશુંજ નહીં હતું.

"આનું સેવટ કાંઇ સારૂં નથી આવવાનું. રેની વિરૂદ્ધતા સાંખવાની નથી ને એરીક પોતાની મરજીને સર્વોપરી રાખવાની હઠ લેઇ બેસશે, એટલે પછી મુશ્કેલીનો પાર નહીં રહેવાનો."

મેડમ જોકે એવી વકી રાખી બેઠાં હતાં પણ તે મુશ્કેલી કેવી ભયાનક અને ખરાબ નિપજવાની હતી તેની તો તેવણને ખુરી આગાહી થઇજ નહીં. જોકે તેવણ દુન્યાનાં ઘડાયલાં ટીપાયલાં હતાં, ચઢતી પડતી જોઇ હતી, સુખ દુ:ખ સોસેલું હતું છતાં, લૉર્ડ એરન્ડેલે ધારી રાખેલી આ ઉમેદથી શું શું ખરાબી નિપજનાર હતી તેની જો મેડમને આગમજથી આગાહી થઇ હતે તો તેવણ ગમે તેવાં ધાડી છાટીનાં હોવા છતાં તે ભયના ખ્યાલથી તેવણનું હાર્ટ બંધ પડી જઇ તાત્કાલિક મરણ પામતે.

પ્હેલો 'ડાન્સ' પુરો થયો અને રેની એરીકના હાથપર ટેકી આસ્તે આસ્તે તેની સાથે ચાલીને હાલમાં આવી.

એ સુખી જોડને જોઇ લોકમાં જે ખુશ ચકચાર ચાલી રહી તેથી

રેની બીન માહીતગાર નહીં હતી, કેમકે, એવું જાણવા ને જોવા તે ચશમ એમતેમ બારીકીથી ફેરવતી રહી હતી. તેને વળી એમ પણ લાગ્યું કે ત્યાં ભેગાં મળેલાં કેટલાંકો તો તે એઉને અદરાયલાં ધારતાં હતાં.

"નહીં હજી વાર છે" તેણે મનસે વિચાર્યું "ધીરજ રાખો તેબી હવે તમે જાણશો."

"એલ કહાં છે, દેખાતી નહીં?" એરીકે આસપાસ જોઇ પુછ્યું, તેટલાં લૉર્ડ કાસ્ટલટનના હાથપર ટેકી મેડમજ ત્યાં આવી લાગ્યાં.

"તમે કેઠે એલને જોઇછ?" તેવણને તે જવાને પુછ્યું.

"નહીં, મેં નથી જોઇ."

અને મેડમ તે એવી બેદરકારીથી બોલ્યાં કે રેનીબી કાંઇક અજબ થઇ.

"તમે એલને વાસ્તે ઘણા આતુર લાગોછ?" રેની હસીને બોલી "ચિંતા રાખવાની કાંઇજ જરૂર નથી, તે વળી આપણી માફક કેઠે મજાહ કરતી હોસે."

પણ એરીક જુદુંજ ધારતો હતો. રેની સાથે તેને પોતાને 'બૉલ' ની શુરૂઆત કરવી પડશે એવું લૉર્ડ એરન્ડેલનું ફરમાન તેણે તે છોકરી—એલ—ને કહી સંભળાવ્યું હતું ત્યારે તે ગરીબ અને ગરવી બાળાના ચ્હેરાપર ફરી વળેલી દલગીરીની છાંયા તેણે જોઇ હતી અને તેનીથી તે હજી ભુલાઇ નહીં હતી; અને તે છતાં તે છોકરીએ તેને તેની કબુલાતમાંથી ઝટ મોકળો કીધો હતો.

"લૉર્ડ એરન્ડેલનું કહેવું તદ્દન વાજબી છે" તે બોલી હતી. "આપણે તેથી ઉલ્ટું કરી શકયેજ નહીં; એટીકેટનો એ તરીકો આપણાં એઉનાં ધ્યાનમાં નહીં રહ્યો હતો."

"ને એલ તું તો કાંઇ મનમાં ઓછું નહીં લાવશે કે? તેમ જો હોય ને તે વાત તુંને દલગીર કરતી હોય તો ગમે તે ભોગેબી લૉર્ડ એરન્ડેલનાં એ ફરમાનને હું ના ફરમાન થવા તૈયાર છેઉં."

તુરત તે છોકરીએ તેની તરફ હસીને જોયું.

"નહીં, મારાં મનમાં કશુંજ ઓછું હું નથી લાવી" તે બોલી "ને એરીક, લૉર્ડ એરન્ડેલ જેમ કહે તેમ કરવાની તમારી ફરજ છે."

પણ તેણે જોઇ લીધું હતું કે તે છોકરીનાં મનમાં ઓછું આવ્યુંજ હતું; તે તેથી દલગીર થઇ હતી એમ તેની ખાતરીજ હતી. એરીક બેલને એવા જોરાવર પ્યારથી ચાહતો હતો કે ઘડીભર તે વારસાનીબી દરકાર ન કરે તેમાંનો તે જવાન હતો. ધિરે ધિરે બરપા થઇ તે પ્યારે તેનાં આખાં તન-બદન અને મનનો કબજો લીધો હતો. તેનાં મનમાં રાત અને દીન બસ બેલનોજ ખ્યાલ હતો.

તેનો બધોજ જીવ બેલમાં હતો. પોતાની મરદાનગીનાં સંપૂર્ણ જોશથી તેને તે ચાહતો હતો. તેની જીંદગી કરતાં તે છોકરી તેને વધારે હતી. જે પ્યારની નિવાજેશ ઇનશાન ઉપર તેની જીંદગીમાં કુદરત તરફથી એક—ફકત એકજવાર કરવામાં આવે છે તે પ્યાર તેણે તે છોકરીને હવાલે કરી દીધો હતો.

તે પ્યાર તેનીથી અજાણ તેનાં મનમાં પેદા પડી, મનમાં ઉછળીને ઉધર્યો હતો. પ્હેલી જે પલે તે છોકરીપર તેની નજર પડી હતી તેવોજ તેને તે ચાહતાં શીખ્યો હતો. તે પતરાજીખોર હતો નહીં, છતાં તે જોઇ અને જાણી શકયો હતો કે તેના અગાધ અમાપ પ્યારના બદલામાં તે છોકરીબી તેને થોડોક ચાહતી હતી.

અલબત બેલ રેનીના જેવી દમામદાર અને દબદબાવાળી ખુબસુરતી ધરાવતી ન હતી, છતાં તેના મર્યાદાશીલ તોરમાં તેણે એવું કાંઇક જોઇ લીધું હતું કે તેની નજરમાં તે બેલ રેની કરતાં વધતી કીસમે ચઢયાતી પુરવાર થઇ હતી. થોડોક વખત થયો નહીં કે તેણે મનસે નક્કી માન્યું કે તેની પોતાની જીંદગીનો આધાર બેલ હતી, અને તેથી જો બેલ તેની પોતાની રાજી ખુશીથી જીતાય તો તેણીને જીતવાનો તે કસદ કરી ચુકયો હતો. એક રાજપર બેસી રાજ કરવા કરતાં તેણીના

પ્યારનો એ ખજાનો તેને લાખ દરજ્જે બેહેતર પસંદ આવ્યો હતો. તેણે તેણીની આગળ એ વાત છેડી નહીં હતી. તે હાલ તુરત પોતે એવી સુખી દેખાતી હતી કે હાલ તુરત તેણીનાં મનનાં મીઝાણને જરાબી ખોરવવાનો તેનો વિચાર નહીં હતો.

અને બેલ તેનીબી વળતી દરકાર કરતી હતી એમ તેની ખાતરી હતી. હજાર રીતે તે વાતની સાબેતી તે મેળવતો રહ્યો હતો. જે રૂમમાં બેલ હોય ત્યાં તે પગ મુકતાંજ તે છોકરીનો ચ્હેરો રતાશ પકડી તેના હોઠ ધ્રુજતા તેને દેખાતા હતા. તેની સાથે જરા સરખો લ્હાવો લેવા જતાં તે છોકરી હસી શરમાઇને બાજુ હટી જતી, પણ જો તેની કમ્પનીમાં રહેવાની તેણીને ફરજજ પડતી તો ઝાડીઓની વચ્ચે જેમ એક પંખી કેવું સુખથી રહે તેમ તે સુખી દેખાતી હતી.

તે છોકરીની તેને રાજી રાખવાની એ બધી કુદરતી કાળજી આગળ, રેનીની તેજ મતલબ બર લાવવાની તજવીજ તે જવાનને ફોકટ ફાંફાં જેવી દીસ્તી હતી.

એક જે ઠેડાવપર તે હવે આવ્યો હતો તે એ હતો કે તેણે પરણવું તો બેલની સાથેજ પરણવું.

અને ત્યારે મામલો જ્યારે એ હદે આવીને અટક્યો હતો ત્યારે રેની સાથે બૉલ રૂમમાંથી હાલમાં આવતાંજ જો તેણે આતુરતાથી પુછ્યું હોય કે "બેલ કહાં છે?" તો તેમાં કાંઇ નવાઇ હતી?



## પ્રકરણ ૩૧ મું.

## "હું તુંને ચાહુંછ, એરીક."

આખરે તે છોકરીપર એરીકની નજર પડી. તે લેડી કાસ્ટલટન સાથે વાતે ઉભી હતી; પણ એરીકને કાંઇ એવોજ ધખારો થયો કે તે

વ્હાલા ચ્હેરાપર હજીબી કાંઇક દલગીરીની છાંય હતી. કેટલાંકોના મત પ્રમાણે બેલ આજે રેની કરતાં ઝયાદા ખુબસુરતીમાં દીપી રહી હતી. તે આજે રાત્રે ચોક્કસ અંતરે ટાંકેલાં કીરમજી ફુલો સાથનો સુફેદ રેશમનો ડ્રેસ પ્હેરી નીકળી હતી. એક ઘેરા રંગનો રાતો ગુલાબ તે છોકરીએ પોતાના કાળા ચળકતા અને છુટા વાળોમાં ખોસ્યો હતો, અને તેવોજ બીજો તે છોકરીની ગોરી દુધ જેવી છાટી આગળ ગોઠવાયલો હતો. હીરાની જીણસ તેણીની પાસ હતીજ નહીં, પણ આજે લૉર્ડ એરન્ડેલે મોતીની જીણસોનો એક સેટ તેણીને ભેટ આપ્યો હતો, જે તે આજે પ્હેરી નીકળી હતી.

એરીક તેણીનો મેળાપ કરવા તે તરફ ધસ્યો, પણ, તેટલાં લૉર્ડ એરન્ડેલે કોઇ પરોણો જેને તેવણે ઇજાણ કીધું હતું પણ જે ત્યાં આવેલો જણાતો ન હતો તેને માટે પુછવા અને કાંઇ બીજી અગત્યની વાતમાં તેને રોકયો. લૉર્ડ એરન્ડેલથી તે છુટો પડી, લેડી કાસ્ટલટન તરફ તેણે નજર ફેરવી જોયું તો બેલ ત્યાં હતી નહીં. બીજા ડાન્સનું મ્યુઝીક શુરૂ થઇ ચુકયું હતું, અને તે ડાન્સ તેણીએ તેને પ્રોમીસ કીધો હતો.

“હવે, મારે તેને જેમ બને તેમ જલ્દી શોધી કાઢવી જોઇયે” તે મનસે બડબડયો “અજબ છે કે મારે વાસ્તે તે રાહ જોતી થોબી નહીં?”

અને એ વાતપર તે અજબ નહીંજ થતે, જો તે જાણતે કે બેલ વળી કોઇ નવાં દુઃખે હેરાન થતી હતી. એરીક અને રેનીના સંબંધમાં ત્યાં થઇ રહેલા ટીકા તે છોકરીએ કાને કાન સાંભળ્યા હતા. લોકને તેણીએ કહેતાં સાંભળ્યાં હતાં કે એરીક ને રેનીનું જોડું કેવું લાયક અને કેવું બંધ બેસ્તું લાગતું હતું; વળી કેટલાંકોને તેણીએ બોલતાં સાંભળ્યાં હતાં કે લૉર્ડ એરન્ડેલની દીકરી તેવણના વારેસ સાથેજ પરણશે, અને એ બધા શબ્દો તે છોકરીને હૈયાંમાં તીરની માફક વાગ્યા હતા, જોકે તેમ કાંય થવું જોઇયે તેની તેણીને સમજ પડી નહીં; લૉર્ડ એરન્ડેલની દીકરી તેવણના વારેસ સાથે પરણે એ તે બધાંને સંભવિત કાંય લાગ્યું હોવું

જોઇયે તેવી તે છોકરીને ઘણું અજબ લાગ્યું. તેઓજ વચ્ચેનાં લગન કાંય લાયક કહેવાય? ને તે સાંભળી તેણીનેજ કાંય આટલું દુઃખ થવું જોઇયે? એ બધી વાતની તે ગરીબ અને ગરવી છોકરીને સમજ પડી નહીં, એટલુંજ નહીં, પણ હવે તો તેણીની કાળી ભ્રમર અને તારા જેવી ચળકતી આંખોમાંથી ગરમ આંસુની ધારા વ્હેવા લાગી.

હવે તેણીએ તે ભવ્ય મેળાવડામાંથી થોડીક્વાર બાહાર નીકળી જવાનું વાજબી વિચાર્યું. તેમ તે ત્યાંથી બાહાર નીકળી, 'કનઝરવેટરી' માંથી પસાર થઇ બાગમાં આવી, અને ત્યાં, તેણીએ માન્યું કે તેણીના વેરવિખેર થયલા વિચારોને પાછા શાંત થવાની જોગવાઇ મળશે, અને વળી રેની અને એરીકનાં લગન લાયક અને બંધ બેસ્તાં ધારવામાં આવે તેને માટે તેણીને કાંય એટલું દુઃખ ઉપજવું જોઇયે તેની તેણીને સમજબી પડશે.

ત્યાં ઝરૂખાને એક છેડે ગુફા રોકી બેસવાની એક જગ્યા હતી. ત્યાંબી આજે લાઇટો ગોઠવી મુકવાની લૉર્ડ એરન્ડેલે વરદી આપી હતી, એટલે તે તરફ તેણીની નજર પડતાં તે ત્યાંજ જવાને લલચાઇ. ત્યાં તે ગઇ અને તે ગુફામાં મુકેલા બાંકપર તે બેઠી.

બૉલ રૂમમાં ચાલતાં મ્યુઝીકનો મીઠો સરોદ તેણીને કાને આવતો રહ્યો હતો. આકાશ લખ્ખો કરોડો સોનેરી સેતારાઓથી સુશોભીત બની રહ્યું હતું. પંખીઓ નીરાંતે અને શાંત ઉંઘે પોતાના માળાઓમાં ઉંઘી ગયાં હતાં. ફુલો તો જેમ દીવસે તેમ હમણાં રાત્રેબી શાંત હુવામાં ડોલતાં પમરી રહ્યાં હતાં.

"આહ! કેવું શાંત, કેવું એકાંત અને કેવું ચુપ ચાપ! જ્યારે દુન્યાજ આટલી સુંદર છે તો બેહેસ્તમાં કેવી ખુશાલી—કેવી સુંદરતા હોસે?"

ને એમ વિચારોમાં લિન્ન બની રહી હતી તેટલાં તેને કાને કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો, અને ડોક ઉંચી કરી નજર કરતાં એરીક તેને તે તરફ આવતો દેખાયો.

"એલ!" તે ત્યાં આવી પુગતાંને વાર બોલ્યો "આહ! મારી ખાતરીજ હતી કે એ તુંજ હોસે—દુરથી તારા ડ્રેસનો રંગ ને ચળકાટ મેં જોઇ લીધો હતો—એ અહીં કાંય તું નાહસી આવીને ભરાઇ?"

"જરા હું એકાંત પડવા માંગતી'તી."

"એલ, વળી તારા ચ્હેરાપરથી તું દલગીર લાગેછ? વળી શું છે?"

ત્યાં બતીઓના ઝાંખા ઉજાસમાં તે છોકરીનો ચ્હેરો ઘણો ખુબસુરત દીસતો હતો.

"વળી પાછી તું બધા તેવા તેવા વિચારોમાં ઉતરી ગેઇછ કે? મને કહે તુંને શું છે?"

તે તેણીની જરા વધુ આગળ આવીને ઉભો અને તે છોકરીના ચ્હેરાએ કીરમજી રંગ પકડયો.

"નહીં," તે બોલી "મારા વિચારો મારે તમુને શું કામ જણાવવા જોઇયે, મી૰ સીલવર? મારા વિચારોની મને પોતાનેજ સમજ નથી પડતી. ને સમજ પડતી હોય તોબી તે મારે તમુને કાંય જણાવવા જોઇયે?"

"તેનું કારણ એ મારી ડારલીંગ, કે તુંને હું ચાહુંછ ને તારા પ્યારનો હું પરસ્તાર છેઉં. મારાં ખરાં દિલથી તુંને હું ચાહુંછ, વ્હાલી એલ, ને તુંને મારી હું પરણેતર બનાનવા માંગુંછ."

તેને જવાબ આપવાની તે છોકરીએ તજવીજ કીધી, પણ તેનીથી બોલાયું નહીં. તેના હોઠ માત્ર ફડફડતા દેખાયા.

"બોલ મારી સાથે વાત કર એલ. ઓ, મેં તુંને બીધરાવી કે? તારો મધુર મીઠો ચ્હેરો કેટલો ફીકકો મારી ગીયોછ, ને તારા હાથ કેટલા ધુજેછ? એલ, મેં તુંને જોઇ ને જોઇ કે હું તુંને ચાહતાં શીખ્યો, ને ત્યાર પછીથી તુંને ચાહતોજ રેહ્યોછ, ને મને તો એમ લાગેછ, નહીં, મારી ખાતરી છે કે મારી જીંદગીના અંત સુધી તુંને ચાહતો રેહવસ. બોલ, તું મારી પરણેતર થશે? મારા પ્યારની કેટલી સીમા છે તેની તુંને

ખબરજ નથી, વ્હાલી."

હજીબી તે ચુપ બેઠી, પણ તેના ચ્હેરામાં થયલો ફેરફાર તેણે જોયો કે તેને સંતોષ ઉપજેલો દેખાયો.

"તું ગુસ્સે તો નથીની બેલ? મને તું શેખીખોરો તો સમજતી નથીની? આહ? તું હસેછ, બોલ, મને એમ કહે કે 'હું તુંને ચાહુંછ.'"

"મારે એમ બોલવુંજ જોઇયે કે તેની મને ખાતરી નથી" બેલ બોલી.

"જો તું એ બોલ નહીં બોલશે તો દુન્યામાં હું સૌથી દુઃખી પોતાને સમજસ. બોલ 'હું તુંને ચાહુંછ, એરીક' ને એ બોલો બોલી મારા હાથમાં તારો હાથ મુક."

એમ કહી તે તેની પાસે બેઠો; અને ઝટ તે છોકરીએ તેનાં ખભાં-પર પોતાનું ફુલ જેવું માથું મુકયું અને તેના કાને પોતાના હોઠો લગાડી ધીમે સાદે એરીકે ફરમાવેલા બોલો તે બોલી.

"ખુદા તારૂં ભલું કરે, બેલ. તું હવે મારી છે, ને કાંઇથી આપણે છુટાં થનાર નથી. આજના બૉલની રાતને મારી જીંદગીમાંની સૌથી સુખી રાત તરીકે સદા હું યાદ રાખસ. બેલ, કેવા જોરાવર પ્યારથી હું તુંને ચાહુંછ તેનો તુંને કાંઇજ ખ્યાલ નહીં હોસે."

"ને તમે મને ઘડી ઘડી એ વાત કેહ્યા કરશો એટલે મને તેનો ખ્યાલ આવશે."

"ને તે તુંને કહેતાં હું કદી થાકવાનો નથી, તેની તું વ્હાલી ખાતરી રાખજે. બેલ, તારો પ્યાર મેળવવા જેટલો હું ભાગ્યશાળી નિવડયોછ એમ મારાં મનને હું મનાવી શકતો નથી; એ વાત મારાં ધ્યાનંમાંજ ઉતરતી નથી. મને એ સુખ જાણે ઘટતુંજ નહીં હોય, એ સુખને હું લાયક નહીં હોઉં તેમ મને લાગેછ."

એમ કહી તેને પોતાનાં પાંસાંમાં ખેંચી તેણે કીસ કીધી અને તેની કમરે હાથ વિંટાળી પોતાના પ્યારની વાતો તેને સંભળાવતો તે બેઠો.

તે દરમ્યાન બેલે એકાયક તેના ચ્હેરા તરફ જોયું અને તેના ચ્હેરાપરજ પોતાની નજર ટીકેલી રાખી, જે જોઇ તે પોતાની વાતમાં અટકી પડયો.

"શું છે, બેલ?" તેણે પુછ્યું "તું શાનો વિચાર કરેછ? મને કહે."

"હું એમ અજબ થાઉંછ" તે છોકરી બોલી "કે તુંને ચાહવામાં હું વાજબી છેઉં કે? હું કાંઇ ખોટું તો નથી કરતી?"

"અં, ત્યારે તું કબુલ કરેછ કેની કે તું મને ચાહેછ?"

"તે તો, એરીક તું જાણેછ; પણ તેમાં હું કાંઇ ખોટું તો નથી કરતી?"

"ખચીતજ નહીં." તે જોશભેર બોલ્યો "એમાં વાજબી ને ગેર-વાજબી જેવું છેજ શું? તુંને એમ શા ઉપરથી વ્હેમ જાયછ?"

"તે મારે માટે સમજવું મુશ્કેલ છે, ને–ને–તેનો સબબ મારે તુંને કહેવો જોઇયે કે નહીં તેબી હું નથી જાણતી."

"વ્હાલી બેલ, તારાં મનમાં જે વિચારો પસાર થાય તેમાંના એકે-એકથી વાકેફ થવાનો મને હક છે; ખાસ કરીને જે વિચારો તુંને દલગીર કે દુ:ખી કરતા હોય તે જાણવાનો તો મને જરૂરજ હક છે. કાંય? મને કહે, મને ચાહવામાં તું ખરૂં કરેછ કે ખોટું એમ શા ઉપરથી તુંને વ્હેમ જાયછ?"

"તું મને હસી કાઢસે વ્હાલા, ને પછી મને તું ચીડવ્યા કરસે તો તે મને નથી ગમવાનું. પણ મને જે વાતનો ખટકો થયા કરેછ તે એ છે કે રેની અને તું પરણીને એક થશો એમ આય મેળાવડામાં ઘણાંઓને બોલતાં મેં આજે સાંભળ્યાં."

તે હસી પડયો અને તે એવા બેદરકાર હાવભાવથી હસ્યો કે બેલના જીવને સંતોષ પેદા થયો.

"લોક કોણને મુકેછ કે અમુને મુકે? ને બેલ, તું તો જાણેછ–તારી તો ખાતરી છેની કે એ વાત ખરી નથી? રેની ને મેં એ વાતનો

કોઇ દાહડે ખ્યાલ વટીક નથી કીધો."

"પણ, એરીક, તમે જાણોછ, તમે ખાતરીથી કેહી શકોછ કે રેની તમુને નથી ચાહતી?"

તે ફરીથી હસી પડયો.

"હું તે છોકરીને ગમતો હોવસ, એમ તો તે છોકરી મનેબી ગમેછ—પણ તેથી કાંઇ એમ નથી ઠડતું કે અમારે પરણીને એક થવા જેવી હદે એકમેકને ચાહવુંજ જોઇયે. એ સવાલ મને પુછવાનો તારો સબબ?"

"કેટલાંકો તો તમારા બે વચ્ચેનું સાટું નકકીજ થયલું માનેછ—ને વળી મને એમ લાગેછ કે તે બાબે લૉર્ડ એરન્ડેલનોબી વિચાર તેવોજ છે."

"હું નથી ધારતો કે તેવણનો વિચાર કસોજ તેવો હોય" એરીક બોલ્યો "ને રેની ને મારા વચ્ચે દોસ્તી ઉપરાંત કશુંજ નથી."

"પણ તમુંને કોઇ દાહડે એવો ખ્યાલ નથી ગીયો કે તમે જો રેની સાથે પરણો તો તમો બેઉનું જોડું ઘણું લાયક ને એકમેકને બંધ બેસ્તું કહેવાય?"

"નહીં વ્હાલી, તેવો કશો મને ખ્યાલ થયો નથી. જે એકનો એક ખ્યાલ મને થયોછ તે એજ કે તુંને મારી પરણેતર બનાવું તોજ મારી જીંદગી સુખી નિવડે!"

"અરે, પણ એરીક બૉલનું શું? મને તો તેની યાદજ નહીં રેહી! બે ચાર મીનીટને વાસ્તે હું અહીં આવી ને મને અહીં અડધો કલાક થઇ ગીયો!"

"હવે આય વાતની ખબર આજે હું લૉર્ડ એરન્ડેલને આપસ" એરીક બોલ્યો, પણ બેલ તેના હાથને વળગી પડી.

"નહીં—નહીં" તે બોલી "હમણાં નહીં—એટલામાંજ નહીં—મને મારા એ પ્યારમાં હજી જરા લાંબો વખત મજાહ કરવા દેવો."

"જેમ તારી મરજી, ડારલીંગ" તે તેને એક કીસ લઇ બોલ્યો

"તારી રજા વગર એ વાત હું જાહેર નહીં કરસ."

અને પછી તેઓ બૉલરૂમમાં બન્ને ગયાં.

---

## પ્રકરણ ૩૨ મું.

# "મોત ઈનશાનના જનમથીજ તેની સાથે છે."

"મને કાંઇજ સમજ પડતી નથી" રૈનીએ મનમાં વિચાર્યું "તે મારી દરકાર કેમ નથી કરતો તે હું કાંઇજ સમજી નથી શકતી. પણ મારી દરકાર એ કરસે—એને કરવીજ પડસે. આગની સામે અડચણ આવીને ઉભી રહે તો આગ શું કરે? તે અડચણને બાળીને ભશમ કરે! તેમજ હું કરસ, મારા પ્યાર ને મારા વચ્ચે જે આવશે તેનો હું નાશ કરસ, આય એમ."

એટલું બોલી તેના હાથમાંનાં ફુલની પાંદડે પાંદડી તોડી તેને ચુંથી પીખી જમીનપર નાંખી, અને એટલાંથીબી તે નહીં ધરાઇ હોય તેમ તેને પગ તળે કચડી ભચડી તેનું નામ નિશાણ નાબુદ કરી નાંખ્યું.

"દયા? જરાબી નહીં—તે વખતે જેબી હોસે, જેબી મારા હાથમાં સપડાસે તેને દયા તો હું દેખાડવાનીજ નથી. મારાં હૈયાંને ચકમકના પથ્થર જેવું સખ્ત કરસ ને પછી તેનો કચડઘાણ કાઢી નાંખસ."

અને તે છોકરી એટલી જાહેલ, એટલી હજરાલ, એટલી મગરૂર, એટલી ગુસ્સાબાજ અને એટલી ઉદ્ધત હતી કે તે પોતાનું બોલ્યું વચન પાળે તેમાં કાંઇજ નવાઇ દીસતી ન હતી. બાલના મેળાવડાની તે રાતને ત્રણ અઠવાડયાં થઇ ગયાં હતાં, અને એલનો ભરમ હજી ભેદમાંજ હતો. ઘણી વખત એલને એ વાત છુપી રાખવાનું કારણ એરીકે પુછ્યું હતું.

"મને એ વિષે કાંઇ એવોજ ધખારો છે" તે કહેતી "કે જ્યાં

સુધી આપણા પ્યારની વાત ભેદમાં છુપી છે ત્યાં સુધી આપણો પ્યારબી સલામત છે. જો તે જાહેર થઇ તો બધું થઇ ચુકયું એવી મને ધાસ્તી છે."

"એ ધખારો તારાં મગજમાં કેમ આયો?" તેણે તે વ્હાલીને પુછ્યું.

"તે હું કેહી શકતી નથી; એ ધખારો મારાં મગજમાંથી જતો નથી. કોઇ કોઇ વખત તો તેથી મને ઘણું દુઃખ થાયછ ને મારો જીવ જીમાઇ જાયછ."

"ત્યારે, બેલ તારા એ ધખારામાં કાંઇ વજુદ નથી, ને તુંને આપણા વચ્ચેના પ્યારને માટે બીહીવાનુંબી કાંઇજ નથી. કોઇ આપણી વિરૂધ જવાનું નથી. જોકે લૉર્ડ એરન્ડેલનો હું વારેસ છેઉં, તોબી હું મારી મરજીનો માલેક છેઉં, અને તેથી લગનની બાબદમાં મને તેવણ યા કોઇબી દોરવી શકવાનું નથી. એ મારી ને તારી વાત છે–હવે મને કહે કે આપણને મના કરનારૂં કોણ રેહ્યું? એક તારાં મમા, પણ તેવણ તુંને એવાં ચાહેછ કે આય વાતમાં તુંને એવણ દલગીર કરવાનાં નથી."

"મને શાંની બીહીક લાગ્યા કરેછ તે હું નથી જાણતી–પણ મને લાગેછ કે મારાં મગજમાંનો આય ધખારો કોઇ આવતી ખરાબીની આગાહી કરનારો છે. પણ, એરીક એ જાહેર કરવાની તુંને ઉતાવળજ શું છે? તેથી આપણે બેઉ હાલ છૈયે તે કરતાં કાંઇ વધારે સુખી થવાનાં છૈયે?"

"ત્યારે એ બાબદમાં તારાં મતથી હું જુદો પડુંછ–મને મારી 'સ્વીટી' નથી જોઇતી, મને તો પરણેતર જોઇયેછ. મારૂં પોતીકું ઘેર માંડીને રેહેવાની મને ઘણી હોંસ છે, અને તું મારી સાથે પરણે તોજ મારી તે હોંસ પુરી પડે કેની? હજીબી વ્હાલી, તારો ચ્હેરો ફીકકો છે ને તું ધ્રુજેછ–એમ કેમ?"

"કોણ જાણે;" તે બોલી "ગમે તેટલું કરૂંછ પણ મને કાંઇ છુપી ધાસ્તી પડયાજ કરેછ. એરીક કાંઇ આપણા બાબમાં બુરૂં તો નહીં બને?"

"નહીં" તેણે હીંમતથી જવાબ આપ્યો "જહાં સુધી હું વિચારી

શકું છું ત્હાં સુધી તુંને હું ખાતરી આપું છું કે તેવી બીહીક હોયજ શાની? આપણને એકમેકમાં વિશ્વાસ છે. તું કોઇ સાથે નાહસી જશે એમ તો હું બીહીતોજ નથી" તેણે હસીને ઉમેર્યું "ને હું બી કોઇ બીજીને નહસાડી લઇ જનાર નથી–ત્યારે હવે બીહીક શાંની?"

"આપણામાંથી એ–એકુ–જ–જણુ મરી જઇયે તો?" અચકાતાં અચકાતાં તે છોકરીએ પોતાની બીહીક ખુલ્લી કીધી.

"આપણે બધાં, વ્હાલી, **ખુદાનાજ** હાથમાં છઇયે. **તેનાજ** હાથમાં આપણી જીંદગી છે. મોત ઇનશાનના જનમથીજ તેની સાથે છે, જો, સાંભળ:

"ચમન ચમનમે ફુલ ખિલે ને ખરતાં આવે તેઓબી,
ગગન ગગનમે તારા ચમકે ડુબતા આવે તેઓબી,
ચાંદ સૂરજ સો ચઢી ફલકપે સરતા આવે તેઓબી,
જનમતાં માનવ સાથે અજલને તેરતાં આવે તેઓબી;
કરૂં શિકાયત શુ દોસ્તો તકલીફી આય ઝમાનાની,
ઉલ્ટી સુલ્ટી બાજી છે બસ જીદ્દી આય ઝમાનાની.

તેથી, આપણને બેલ **તેના** ઉપરજ વિશ્વાસ રાખવો સજાવાર છે. મોતનો વિચાર તુંને કરવોજ શું કામ? જેમ હું છેઉં તેમ તું જવાન ને તંદરોસ્ત છે."

"જુવાન ને તંદરોસ્તોનાં મોત મેં નિપજેલાં જોયાં છે."

"તેમ ત્યારે મેં એવાંબી જોયાં છે કે જેઓ ચાહી, અદરાઇ, પરણી, પોતાના કુટુંબ કબીલા સાથે મોટી ઉંમર સુધી હૈયાત રહેલાં છે. એમ જો તું કર્યા કરશે તો તું સીક પડી જસે વ્હાલી, ને તે મારીથી નહીં ખમાસે. તારી ઉંમરની છોકરી એવા એવા વિચાર કરેજ નહીં."

તે જવાને બેલને ખુશ મીજાજમાં લાવવાની જોકે વેતરણ તો કીધી, તેણે તેની બીહીકને જોકે હસી તો કાઢી, મગર, તે છોકરી પ્રત્યેની તેની ચીંતા દુર થઇ નહીં. એવો ધખારો તેનાં મગજમાં કેમ દાખલ

થવા પામ્યો હશે, તેની તેનેબી વટીક સમજ પડી નહીં.

"મારી વ્હાલીની જીંદગીમાંનો આય તો સૌથી સુખી વખત હોવો ને કહેવાવો જોઇયે" તે મનસે બડબડયો. "પણ, આય 'સ્ટુપીડ' ધખારાથી તે બગડીને ખરાબે હાલ થાયછ, ને મનેબી તેથી દુઃખ ઉપજેછ."

બેલની અરજ ઉપરથી લૉર્ડ એરન્ડેલને કે કોઇને તેઓ વચ્ચેના પ્યારની વાત એરીકે કહી નહીં. પછી, એ એટલો અજીત કેમ, તેણીની ખુબસુરતી અને તેણીનું રૂપરંગ તેને માહાત કેમ નથી કરી શકતાં, અને કાંય તે તેણીની પોતાની સાથે વધારે ભેળાતો નથી, એમ રેની વિસ્મય પામે તેમાં કાંઇ નવાઇ હતી?

બેલનાં મગજમાં પેઠેલા ધખારાએ તે જવાનનેબી કાંઇક ચોંકાવીને સાવચેત બનાવ્યો હતો. ધારી મુકેલાં લગન નહીંજ પાર ઉતરશે એ કીસમની વાત કરવી અણગમતી હતી તો ખરી; પણ એ લગન અટકેજ કેમ? અટકાવેજ કોણ? લૉર્ડ એરન્ડેલ એમ કરે એ વાત તેનાં માન્યામાં તો આવીજ નહીં—તેવણ એમ શું કામ કરે? ને રેની કાંઇ પડી રહેવાની હતી? તેની ખુબસુરતીજ એ કીસમની હતી કે એક શેહેનશાહનીબી તેની ઉપર નજર પડતાં તે પોતે ચાલી ચલાવી તેના હાથની માંગણી કરવા આવે તો અજબ થવા જેવું નહીં હતું.

હવે એમ કહેવાય છે કે પ્યાર પોતે આંધળો હોઇ પોતાના ભાવીક સેવકોને પણ તે આંધળાં બનાવે છે. જે પોતાની મતલબને અનુસરતું—માફક આવતું નહીં તે તેઓ દેખી શકતાં નથી; તેમ એરીક બેલ સાથનાં પોતાનાં લગન કયી ચોક્કસ નજરે જોતાં બંધબેસ્તાં ન કહેવાય તે તે દેખી શકતો ન હતો. 'તે મને ચાહેછ ને હું એને ચાહુંછ' એ માત્ર નિયમપર તેનો આધાર હતો, મગર, જે આંખે બીજાંઓ જોતાં હતાં તે આંખે એ જવાન જોતે તો તેને માલમ પડતે કે લૉર્ડ એરન્ડેલની છોકરી તેવણના વારેસ સાથે પરણે એ વધારે બંધબેસ્તું—વધારે અનુકુળ અને ઘણી બેહતર રવેશે માફક આવે તેમ હતું.

રેની જે જોરાવર જાલેમ પ્યારથી તેને ચાહતી હતી તે તરફબી તે જવાન આંધળો હતો—તે તેને દેખાતો ન હતો—તે તે જોઇ શકતો ન હતો. તે બેલને ચાહતો હતો અને બેલ તેને ચાહતી હતી તે સિવાય કશું વધુ તેની આંખો જોઇ શકતી ન હતી.

રેનીને માટે પુછો તો તે છોકરી એરીકને પોતાનાં કદમ પુંજતો કરવાને કશો હુન્નર, કે કશોબી નાજ બાકી રાખતી ન હતી. તે પોતે ચિતાર પાડવા જતી તો તેને પોતાની સાથે લઇ જઇ કલાકોના કલાકો તેઓ ઝાડોના શીતળ છાંયા હેઠે સાથે ગુજારતાં હતાં. મોબતના વિચારોથી ભારોભાર ભરેલી કવિતાઓ તેની પાસે તેને પોતાની આગળ બેસાડીને વંચાવતી—એવી મતલબથી તે કવીતામાંના પ્યારનાં વચનો, વાકયો અને વિચારોથી તે જવાનમાં તે છોકરી પ્રત્યેનો પ્યાર બરપા થાય! ગમે તેવા પથ્થરનાં હૈયાંનું ઇનશાન પીગળી નરમ મોમ મિસાલ થઇ જાય એવાં લાગણીવાલાં ગાયણો તે રેની તે જવાનની આગળ ગાતી; પણ ના તે છોકરીની ખુબસુરતી, ના નજાકત, ના નાજોઅદા કે તેનો કોઇબી હુન્નર તે જવાનથી બેલનો પ્યાર છોડાવી તે છોકરી પ્રત્યેનો પ્યાર તેની પાસે અખત્યાર કરાવવાને ફત્તેહમંદ ઉતરતો હતો. જેમ લોહચુંબક તરફ સોય, તેમ તેનું દિલ બેલ તરફજ ખેંચાઇ રહ્યું હતું!

"એરીક" એક સહવારે રેની એરીક સાથે એક મોટાં ઝાડના શીતળ છાંયા હેઠે બેઠી હતી; બેલ લૉર્ડ એરન્ડેલ સાથે તેજ તરફ વાત કરતી ફરતી હતી અને મેડમ કાંઇ સીવવાનું લઇ તેઓથી થોડેક દુર ગોઠવાયલાં હતાં, તે વખતે એરીક તરફ જોઇ રેની બોલી "તમો કવિતા ઘણી ફક્કડ ગાઇ શકોછ."

"તમારી આય વખાણ વાસ્તે તમારો હું ઉપકાર માનુંછ" તેણે હસીને જવાબ દીધો.

"તેમાં તમે પ્યારને લગતી કવિતાઓ તો દિલની એવી લાગણીથી ગાઓછ કે કોઇ વખત તો મને વ્હેમબી ઉપજેછ કે તમે પ્યારમાં હશો."

"વ્હેમ સૌથી બુરો છે, રેની—તે ઠગારોબી છે ને વ્હેમી ઇનશાન કદી સુખી થતું નથી."

"પણ, એરીક, હું એમ પુછું કે તમે કોઇ દાહડે પ્યારમાં પડયાજ નથી? તે દહાડેજ મેં એક ઠેકાણે વાંચ્યું કે જવાન મરદો વિસ વર્ષની ઉંમરે પુગતાં કાંઇકોના પ્યારમાં પડી ચુકેલા હોય છે, એ વાત ખરી?"

"તે, રેની, હું કેમ કેહી શકું? અલબત હું તો એમ કાંઇકોના પ્યારમાં પડયો નથી, ને હું વિસ વર્ષની ઉંમર તો કયારનો પસારબી કરી ગીયો!"

"ને તે અરસામાં તમે કોઇનાજ પ્યારમાં પડયા નથી? ત્યારે તો તમારાં દિલની એવી મજબુત કીલેબંદી માટે તમોને મુબારકબાદી આપુંછ." તે બોલી.

"મેં કહાં એમ કેહ્યું રેની?" તે જવાન ઉતાવળે બોલી ઉઠયો "પ્યારની લાગણીને તુચ્છ ગણી તેને મજાકમાં કાઢી નાંખનારાઓમાંનો એક હું નથી. મારે મનસે તે ઘણી પવિત્ર ને ભેદથી ભરપુર છે. જેમ દુન્યાની છેક ઉંચે તારા સેતારાઓ ચમકેછ તેમ મારો પ્યાર પામેલી પુતલી સઘળી ઓરત જાતમાં મારી નજરે ઘણી ઉંચ દરજ્જાનીજ પુરવાર થશે. તે સઘળી ઓરત જાતમાં તદન જુદી—અને મારાં માન અને વ્હાલને સૌથી લાયક તે ગણાશે; માણુસોનાં ડોકાંના મસમોટા હીલતા જમાવમાં બસ તેનોજ એક ચ્હેરો મને દેખાયા કરશે; તેનો બોલતી વખતનો અવાજ કદાચ બીજાંઓના કાને નહીં પડશે, પણ, મને તો તે સંભળાશેજ. હું જીવતાંબી તેને ને મરતાંબી તેનેજ ચાહવસ, જેમ જીંદગીમાં તેમ મોતમાંબી તેને હું વફાદાર રહેવસ. એ કીસમના પ્યારને રેની મરદજાત હલકો ગણી તુચ્છકારે નહીં."

જે આ બધું એરીક બોલતો હતો તે સાંભળતાં તે છોકરીનો ચ્હેરો ખુશાલીથી ચમકી રહ્યો, અને તેની આંખ કાંઇ અજબ તેજથી પ્રકાશીત બની રહી—સામટી રીતે તે રેનીનો ચ્હેરો તેને જોનારની આંખ ઠડી રહે

તેવો ખુબસુરત બની રહ્યો.

"એરીક, ત્યારે તમે કયી કીસમની અબલાને ચાહી શકો?"

"તે જેમ દમામદાર દેખાવની તેમ વળી ઘણીજ નરમાશવાલી હોવી જોઇયે; હૈયાંની પાક, સ્વભાવની મીઠી, અને જીવની નિખાલસ હોવી જોઇયે; જેટલો પ્યાર તેને હું આપું તેટલોજ પ્યાર બદલામાં મને તે આપી શકવી જોઇયે; સાચી, ઉદાર મનોવૃતિની, સખી તબેહની અને પરમાર્થી તે હોવી જોઇયે; એક ઓરત, એક બાળ અને એક ફિરેસ્તાનું તે ભેગું મિશ્રણ હોવી જોઇયે."

"તમુને એવી મળીછ?" તે છોકરીએ પુછ્યું.

અને તે સવાલ પુછ્યા પછી તેનો શું જવાબ મળેછ તેની આતુર અધીરાઇથી તે છોકરીનો દમ એટલો જોરથી ચાલવા લાગ્યો કે તેની છાટી એક ધમણની માફક ઉઠ-બેસ થતી દેખાઇ, અને તેણીનું હૈયું ધડક ધડક થવા લાગ્યું. તેણે એ છોકરીએ તેને પુછેલો સવાલ સાંભળ્યો નહીં હોય તેમ તે દેખાયો–તેની આંખો બેલ તરફજ ચીટકી રહી.

"એરીક, હું પુછુંછ કે એવી કોઇ તમુને મળીછ?" રેનીએ એ સવાલ પાછો પુછ્યો.

"હું ધારૂંછ–મને ઉમેદ છે કે હા" તે બોલ્યો.

"તે કોણ છે તે મારે પુછવું નહીં જોઇયે?"

"નહીં" તે બોલ્યો "એકુ દાહડે–કદાચ હવે જલ્દી તે તું જાણશે, રેની."

બેલનો તો વિચાર તે છોકરીનેં આયોજ નહીં.

"આહ!" તે છોકરીએ વિચાર્યું "એ મનેજ ચાહેછ ને આય ઇસારો મારેજ વાસ્તે એ કરેછ, ને મારી આગળ પોતાનો પ્યાર હવે એ જાહેર કરસે ખરો."

અને એ ખ્યાલથી તે રેનીનો ચ્હેરો એવો ખુશીથી ચમકી રહ્યો કે તે જોતો એરીક અજબ થઇને ઉભો.

"જોયો, બેલનો વિચાર કેવો ભુલ ભરેલો છે!" તેણે મનસે વિચાર કીધો "હું કોઇને ચાહુંછ એમ જાણી રેની કેટલી ખુશી થઇછ!"

એ મુજબ એ બેઉએ જુદી જુદી ભુલોમાં ગોટાં ખાયા કીધાં, અને તે એકેક ભુલ તેઓના સંબંધમાં જે ખરાબી નિપજવાની હતી તેની નજીક અને નજીક તે બધાંને આસ્તે આસ્તે ખેંચી જતી હતી.

એરીક હવે લૉર્ડ એરન્ડેલ આગળ ગયો અને બેલ એકલી પડવાથી તે રેની આગળ ગઇ, અને તે છોકરીનો ચ્હેરો જે ખુશાલીથી ખીલી રહ્યો તે જોઇ બેલ પણ અજબ થઇ.

"રેની, તું આજે કેવી સુખમાં હોય તેમ લાગેછ!" તે બોલી.

"હું આજે ઘણી ખુશીમાં છેઉં" રેની બોલી "મેં આજે એવાં સુખની વાત સાંભળીછ કે મરતાં સુધી મારૂં એ સુખ જવાનું નથી."

બેલ તેની તરફ જોતી ઉભી. તે જે બોલી હતી તે ખુલ્લું અને સાફ હતું, તે છતાં બેલ ગુંચવાઇ ઘણી. તેને કાંઇ પ્યાર પત્ર મળ્યો હતો? યા એરીકે કોઇ તરફનો પ્યારનો પેગામ તેને કહ્યો હતો? એવુંજ કાંઇ હોવું જોઇયે–નહીં તો એરીક તેને બીજું કહેજ શું?

"રેની, મારી દુવા છે કે તું સુખી થાય!" બેલ બોલી "તું મારા વિચાર પ્રમાણે સુખી થવાને લાયકજ છે–જેવી તું ખુબસુરત ને ખુશનસીબ છે તેવાંઓ આય દુન્યામાં દુઃખ જોવાને સરજાતાંજ નથી."

"મારીથી બની શકસે ત્યાં સુધી તો દુઃખને મારી આગળ આવવા દેવસજ નહીં" રેની હસીને બોલી "ત્યારે બેલ તારા જેવી ખુબસુરત ને ખુશનસીબ છોકરીઓની સરજતનું કેમ?"

"રેની, હું ખુબસુરતબી નથી ને ખુશનસીબબી નથી" બેલ પોતાની લાયકી વાપડી બોલી–પણ રેનીએ તેને ધીરજ આપી કે એક વખત એવો પણ આવશે કે જયારે એક ચોક્કસ જણ તેને પણ ખુબસુરત અને ખુશનસીબજ સમજશે.

"એને હજુર ખરી વાતનો કશોજ વ્હેમ નથી" તે છોકરીએ

મનમાં વિચાર્યું–અને ખરેખર રેનીને સ્વપ્નેબી ખ્યાલ નહીંજ હતો કે જેને તે પોતાની બેહેન જેવીજ સમજતી હતી તેનેજ એરીક ચાહતો હતો અને તેનીજ સાથે તે અદરાઇબી ચુકયો હતો!

## પ્રકરણ ૩૩ મું.

## "એટલું બધું શું છે કે એ છોકરી મારી જરાબી દરકાર નથી કરતી?"

વસંતરૂતુ પાછી આવી અને આ વખત તો મેડમે રહેજ બળદ થઇને લૉર્ડ એરન્ડેલને કહ્યું કે હવે મીસ એરન્ડેલને સોસાયટીમાં બાહાર પાડવીજ જોઇયે.

"રેનીના સંબંધમાં ગમે તે ગોઠવણ તમે મનમાં કરી મુકી હોય, પણ, હવે એ વાતની ઢીલ થવી જોઇતી નથી."

અને લૉર્ડ એરન્ડેલેબી કબુલ રાખ્યું કે મેડમનું કહેવું વાજબી હતું.

એક વાતનો એવણ મનસે પકકો ઠેડાવ કરી ઉઠયા અને તે એ કે રેની સાથે બેલે પણ લંડન જવું–જે લાભ રેનીને મળે તેમાંનો અડધો હીસ્સો બેલને મળવોજ જોઇયે એમ તેવણનું માનવું હતું; અને એ બેઉ છોકરીઓની દેખરેખ માટે મેડમને પણ જવાનું હતું.

મેડમના ચ્હેરાપર સંતોષની લાગણી પ્રગટી રહી, તો જોકે એ બેઉ છોકરીઓના દરજ્જા વચ્ચેના ફરકપર તેવણે લૉર્ડ એરન્ડેલનું ધ્યાન ખેંચ્યું, પણ તે વાત લૉર્ડ એરન્ડેલે સાંભળવાજ ના પાડી.

"ફરક શું ને વાત શું? એ બેઉ છોકરીઓ રહેલી છે તો બેહેનોનીજ માફક કેની?" તેવણ બોલ્યા "એટલે હવે તે લોકના દરજ્જામાં ફરક રેહ્યો કહાં?"

મેડમે વળતી તકરાર લીધી કે એક ફુટી બદામ વગરની તેવણની

છોકરી અને લૉર્ડ એરન્ડેલનાં એકપુરાં બચ્ચાં વચ્ચે ઘણો મોટો તફાવટ રહેવોજ જોઇયે.

"તમારી દીકરી પાસે પૈસા નથી તો તેનું સેન્ટ લાન્સનું ખાનદાની નામ તો છે કેની?"

એ મુજબ ગોઠવણ નકકી થઇ ચુકી, અને તે વખત આવી લાગતાં, લૉર્ડ એરન્ડેલ બધા ઘરખટલા સાથે લંડનમાંનાં પોતાનાં 'બ્રે હાઉસ' નામનાં મકાનમાં જઇ વસ્યા.

તે વખતે એરીક તેઓથી થોડીકવાર છુટો થયો, અને બેલની મરજીને માન આપી હજી તે બે વચ્ચેની ગોઠવણ તેણે ખાનગીજ રહેવા દીધી હતી. એરીક પણ લંડનમાંજ હતો અને જયારે ગમે ત્યારે આવજા કરવાનું યા ગમે ત્યારે થોડો વખત તેઓ સાથે ગુજારવાનું લૉર્ડ એરન્ડેલનું આમંત્રણ તેણે કબુલ રાખ્યું હતું.

લૉર્ડ એરન્ડેલની ઘણી મરજી હતી કે તેવણની દીકરી સોસાયટીમાં બાહાર આવ્યા આગમજ શેહેનશાહબાનુંને નમન કરે. તેવણની ખાહેશ અને આશા તો એ હતી કે રેની, એરીક સીલવરની પરણેતર તરીકે સોસાયટીમાં દાખલ થાય; કેમકે તેવણને ખબર હતી કે રેની પોતાની અનુપમ ખુબસુરતી અને તે તેવણની દીકરી હોવાને લીધે તેને જોતાંજ વખાણનારાઓ અને ચાહનારાઓ તેને પગે પગે ફકરી વકરી જવાના.

"સેંકડો ચાહનારાઓ તેને જોતાંજ તેની કદમ બોસી કરવાના એમાં કાંઇજ શક નથી." તેવણે મનમાં ધાર્યું "ને તેથી મારી ઉમેદ એવી છે કે તેમાંનો કોઇબી તેણીનાં દિલને લાયક નહીંજ જણાય તો સારૂં."

તે દિવસ આખરે આવી પુગ્યો કે જયારે રેનીએ અને બેલે ઇંગ્લાંડ સર જમીનની શેહેનશાહબાનુંને નમન કીધું અને તે વખતે લૉર્ડ એરન્ડેલે વકકી રાખ્યા મુજબનુંજ સેન્ઝેશન તે બેઉ છોકરીઓએ કરી મુકયું.

શેહેનશાહી દરબારમાં કાંઇક વર્ષો સુધી લૉર્ડ એરન્ડેલની દીકરી જેવી કોઇબી ફુટડીની હાજરી કોઇયેબી જોઇ કે જાણી ન હતી. ત્યાં

ભેગા મળેલા મસ્ત મોટા જમેલામાં વળી એવાંએ કેટલાંક હતાં જેઓને તે જવાન ફ્રેન્ચ છોકરી મેડમોઇઝલ ડી સેન્ટ લાન્સની ખુબસુરતી અને દેખાવ સર્વોત્તમ લાગ્યાં હતાં. તેઓને લાગ્યું હતું કે તે એ નવજવાન નાઝનીનોમાં બેલ ઘણી વધારે ગ્રેસફુલ હતી.

મોટાં ખાનદાનની ઉંમરે આવેલી છોકરીઓને માટે શેહેનશાહી દરબારમાં તેઓને મળેલી ફત્તેહના જેવી બીજી કોઇ ફત્તેહ સમજવામાં આવતી નથી. એ બે છોકરીઓએ શેહેનશાહબાનુંને નમન કરતી વેળા મચાવેલાં સેન્ઝેશનની વાત એક પલકમાં વિજળી વેગે બાહાર ફેલાઇ ગઇ અને તેનાં પરિણામે તેઓનાં એ હાઉસમાં તેઓની મુલાકાતે આવનારાં-ઓનો જબરદસ્ત દરોરો ચાલુ થયો. લોકોમાં બસ તે લોકની ને તે લોક-નીજ વાત ચાલી રહી, અને તેઓની સનમુખ સેંકડો સરો ઝુંકી રહ્યાં; અને પછી બનવુંજ જોઇયે તેમ તેઓમાંથી કાંઇકોએ તેઓ માટેની ઉમેદવારી પોત પોતાનાં દિલમાં નોંધાવી.

કેટલાકો તે છોકરીઓની ખુબસુરતીના પરસ્તાર થઇ રહ્યા, જ્યારે કેટલાકોનો ડોળો તેઓની દોલતમાં ખોભાયો, જ્યારે વળી કેટલાક—જેઓની સંખ્યા અલબત થોડીજ હતી તેઓ—એવાબી હતા કે જેઓ તેઓને પોતાનેજ ખાતેર પોતાની પરણેતર તરીકે મેળવવાને આતુર—ઇંતેજાર થઇ રહ્યા હતા!

એ બધાઓમાંથી લૉર્ડ એરન્ડેલની છોકરીના એક સર્વથી ચુસ્ત વખાણનાર તરીકે લૉર્ડ બ્રાન્ડન બાહાર તરી નીકળ્યો. તે તે છોકરીની પુઠેપુઠ તેણીનો ઓળો થઇને ભમતો હતો; તે છોકરી જ્યાં જતી ત્યાં તે જરૂરજ દેખાતો હતો. તે એક ખુબસુરત ચંચલ જવાન હતો. ઇંગ્લાં-ડમાં તેનો અર્લનો ખેતાબ ઘણો પુરાણો હતો અને તેની દોલત ઘણી ગંજાવર અંકાતી હતી. તે હજી જવાન હતો એટલે લોકને તેની ઉપર આશા ઘણી હતી. લોકમત તેને માટે ઘણું સારૂં હતું. રેની એરન્ડેલ લંડન આવી ત્યાં સુધી તો તે એમજ મનમાં ખાંડ ખાતો હતો કે તે

કશી વાતે મોહતાજ ન હતો; પણ તે છોકરીપર તેની નજર પડતાંજ તેણે જાણ્યું કે આ જીંદગીમાં તેનાં સુખને સંપૂર્ણ બનાવવા માટે એ છોકરીની તેને જરૂર હતી.

વળી ઇંગ્લાંડનાં લગનનાં બઝારમાંબી તેની લાયકાત કોઇબી બીજા જવાનથી ઉતરતી નહીંજ હતી. આજ બબે વર્ષ થયાં તેને પકડવા માટે પરણવા લાયક ઉંમરે પુગેલી છોકરીઓની માતાઓ ગલ નાંખી રહી હતી, અને એક મોટી ડચેસે તો તેને પોતાના જમાઇ તરીકે ધારીજ લીધો હતો.

વળી એમબી ખરૂં કે એક વખત તે પોતે પણ તે ડચેસની છોકરીઓ તરફ પોતાનું ધ્યાન દોડાવી રહ્યો હતો. સીસીલ્યા નામની ડચેસની સર્વથી નાની દીકરી ઘણી ગોરી અને ઘટમારી છોકરી હતી, અને જો રેની બરાબર કટોકટ વખતે લંડન આવી પુગી તેની નજરે ન પડી હતે તો સીસીલ્યાનાં માથાંના સોનેરી વાળની લતમાં તે જવાનનો પગ લંડનની આ મોસમ દરમ્યાન વિંટળાઇ ગયોજ હતે. લૉર્ડ બ્રાન્ડનનેબી તે છોકરી ઘણી ગમતી હતી અને નાતાલના તેહેવારો દરમ્યાન તે તેણીની સાથે ઘણો નાચ્યો નર્દયો હતો, અને તે ઉપરથી જો ડચેસે હવે થોડા વખતમાં પોતાની એ દીકરીને કાઉંટેસ ઑફ બ્રાન્ડન થયલી જોવાની ઉમેદ રાખી હોય તો તેમાં તે ખોટી ન હતી. અને તેણીની તે ઉમેદ ખચીતજ પાર પડતે જો રેની એરન્ડેલ એટલામાં ત્યાં આવી પુગી નહીં હતે તો. તે જવાન અસેં તેણીને જોઇ ને જોઇજ તેણીની સાથે તે પ્યારમાં પડી ગયો, અને તે એટલો જાણીતો હતો, તેની સોસાયટી શોધતાં એટલાં તો આવતાં હતાં કે તે આખરે પ્યારમાં સપડાયો હતો તે બીના વિજલી વેગે ફેલાઇ જતાં વાર લાગી નહીં.

પણ જ્યારે લોકોએ જોયું કે લૉર્ડ બ્રાન્ડન તેવણની છોકરીપર ઘણું વધારે ધ્યાન આંપી રહ્યો હતો તે વાતથી લૉર્ડ એરન્ડેલ દલગીર હતા, ત્યારે તેઓની અજાયબીનો પાર રહ્યો નહીં.

"ત્યારે હવે એવણુને કેવોએક જમાઇ જોઇયેછે? એવણુ કોઇ શેહેનશાહજાદાની તો હોંસ નથી કરતા?"

દરેક જણને દેખીતું હતું કે એવણુની દીકરી કાઉંટેસ ઑફ બ્રાન્ડન થાય તે તેવણુને ગમતું ન હતું, અને તેથી તે જવાન અર્લને કોઇ તરેહનું તેવણુ ઉત્તેજણ આપતા ન હતા. એ હાઉસમાં લગભગ રોજ ખાણીપીણી થતી હતી અને ત્યાં રોજ પરોણાઓની ધમાલ ચાલુ પડતી હતી, મગર, લૉર્ડ બ્રાન્ડનને તેડવાની રેનીના બાપ ઝાઝી દરકાર કરતા ન હતા. દશથી પંદર દીન તેના ત્યાં આવ્યા વગર ખાલી જતા અને લૉર્ડ એરન્ડેલને જણાતું કે હવે તે જવાન અર્લની ચાલુ ગેરહાજરીથી લોકચરચા વધી જશે તોજ એકુ દાહડો પોતાને ત્યાં આવવાનું તેને તેવણુ ઇજણ કરતા હતા. તે બીચારો અર્લ, એરન્ડેલને ત્યાંની શીકાર પારટી, યા ઘોડેસ્વારીની મોજમાં સામેલ થવાની તરેહવાર તદબીરો કરતો પણ તે સઘળી નિષ્ફળ ઉતરતી હતી. એરન્ડેલ તેને માટે કશું માઠું યા હલકું તો બોલતાજ નહીં હતા, પણ તેમ તેવણુ ના તેની પોતે વખાણુ કરતા કે ના કોઇ તેની વખાણુ કરતું તો તેને તેવણુ ટેકો આપતા.

આ મામલો જોઇ લોક ખરેખર વિસ્મય પામતું, અને લૉર્ડ બ્રાન્ડન પોતે અજબ થઇ વિચારમાં પડયો હતો.

એક બીજી વાતે પણ તે ઘણો અજબ થતો હતો. તેના બાપની માફક તેની લાયકાતો જોઇ વળવા માટે રેનીનેબી જાણે આંખ્યોજ ન હતી! તેણીની તરફ નજર કરીને, તેણીને બોલી સમજાવીને, અને બીજી હરેક રીતે તેણીનું ધ્યાન તેની પોતાની તરફ ખેંચવાની તેની દરેક કોશેષ નિષ્ફળ જતી હતી. કોઇ કોઇવાર તેણી તેની મજાક મશ્કરી કરતી હતી, અને ખુશમીજાજમાં હોય ત્યારે તે તેને ચીડવવામાં મજાહ લેતી માલમ પડતી હતી, પણ, ગંભીર વાત કરવા જતાં તેને તે કશીજ મચક ન આપતી હતી, અને જો કાંઇ વાત તેનીથી છેડાતી તો તે તેણીને પસંદ નહીં આવતી દેખાતી હતી.

અજાયબીપર અજાયબી તો એ હતી કે લૉર્ડ બ્રાન્ડન અને એરીકને ઘણુંજ બનતું હતું. તેઓ બેઉ એકમેકના વખાણનાર હતા, અને તેથી રેની અને એરીક વચ્ચેનું માજાણું ઘણાં ધ્યાનથી તપાસતાં તે જવાન અર્લ સમજી ગયો હતો કે પ્યારમાં એરીક તેનો હરીફ નહીં હતો, અને તેમ જાણતાં તેને ઘણી કળ વળી હતી. એરીકની હીલચાલ ઉપર બારીક નજર રાખતાં તે એવાંજ સેવટપર આવ્યો હતો કે એરીકને રેની માટે એવો કશો નાજુક વિચાર હતોજ નહીં. અને તેથી રેની તરફથી એક મીઠો મધુર બોલ મેળવવાને તે પોતાનાં સર્વસ્વનો ભોગ આપવાનેબી તૈયાર થઇ ગયો હતો.

તેની સોસાયટી એટલાં બધાંઓ શોધતાં આવતાં હતાં, તેની સોસાયટી સૌને એટલી બધી ગમતી હતી કે રેની તરફનો આ તુચ્છકાર તેને ઘણોજ ખટકતો હતો.

"એટલું બધું શું છે કે મારી જરાબી એ છોકરી દરકાર નથી કરતી?" તે મનસે અજબ થતો હતો "હું તેને ચાહુંછ ને હું તેને દરેક વાતે સુખી કરૂં તેવી હાલતમાં છેઉં, ત્યારે એમ કેમ? મારી દરકાર તેને નથી તો નથી, પણ સામો મને તે પોતાની આગળથી દુર હડસેલી કાઢવાની કાળજી વધારે રાખેછ!"

એ મુજબ આખું ફેશનેબલ લંડન અજબ થતું હતું.

અંતે અને આખરે લૉર્ડ બ્રાન્ડને પોતાનો પ્યાર, પોતાની દોલત, પોતાનું અમીરી તાજ અને પોતાનું દિલ રેનીનાં કદમ આગળ મુકયું. એ બધાંનો તેણીને કશોજ મુઝાકો ન હોય તેવી બેદરકારીથી તે બધું તેણીએ કબુલ રાખવા ધસીને ના પાડી, જે વાતે તે બીચારાને ઘણોજ ગભરાટમાં નાંખ્યો.

કાઉંટેસ ઑફ બ્રાન્ડન થવા તેણીએ ધસીને ના પાડી! તેણીએ તેને સાફ સાફ ખુલ્લા બોલોમાં કહી દીધું કે તેણીને તેની જરાબી દરકાર નથી માટે તેને હવે વધુ પજવવી નહીં!

"યા ખુદા!" તે મનસે બડબડયો "જો છોકરીઓ આવી માંગણી-ઓને હોકડે મારતી થશે તો દુન્યાનું આયંદાહ શું થશે?"

હવે એ તે એજ, તેણે વિચાર્યું, તેણી તેને ના તો કહી ચુકી કેની? ત્યારે તો હવે એ વાતનો સેવટનો નિકાલજ લાવવો.

"તમે મને નથી ચાહી શકતાં, મીસ એરન્ડેલ?" તેણે પુછ્યું.

અરે, આ બોલો સાંભળતાં તે છોકરીનો ચ્હેરો જરા લાલ વટીક નહીં થયો હતો!

"નહીં, જરાબી નહીં, લૉર્ડ બ્રાન્ડન" તે બોલી.

તે ચુપ રહ્યો, પણ પછી તેની આંખો કાંઇ નવીજ રોશનીથી પ્રકાશી રહી.

"તેનું કારણ હું સમજી શકું છ" તે બોલ્યો "કેમકે તમે બીજી છોકરીઓ કરતાં ઘણાં વધારે ઉમદા ખવાસનાં અને ઘણાં વધારે ખુબ-સુરત છેવો તેથી. હું પૈસાવાલો ઘણોજ છેઉં, પણ પૈસાની તમોને તુંભા નથી. તમોને જોઇયેજ તમારા ઉમદા ખવાસને બરાબર જવાબ કરતું ઉમદા જીગર. એ બાબદમાંબી તમારી સરોબર લાયકનો થવાની હું કોશેશ કરસ, મીસ એરન્ડેલ, ને પછી તમારો પ્યાર માંગતો હું પાછો તમારી આગળ આવસ."

આ બોલોથી તે છોકરીને ઘણુંજ લાગી આવ્યું અને તે તેને કહેવા જતી હતી કે તે એક બીજાનેજ ચાહતી હોવાથી તેની તે કોશેશ તદન મિથ્યા હતી, મગર, છેલ્લી ઘડીએ તે વિચાર તેણીએ ફેરવી નાંખ્યો. જેણે તેણીની આગળ પ્યારનો એક બોલ નહીં કાહેલો તેનેજ તે પોતે ચાહતી હતી એમ તે છોકરી કેમ કબુલ કરે?

રેનીએ એરીકમાં અદેખાઇની લાગણી ઉત્પન્ન કરવાની દરેક કોશેશ કીધી હતી. એરીકની હાજરીમાં એરીક જોય તેમ તેણીએ એ જવાન લૉર્ડ બ્રાન્ડન સાથે હસી જોયું, વાતચીત કરી જોઇ, ઘરાંપરાં કરી જોયાં, પણ કશાંથીબી એરીકને અદેખો પડેલો તે છોકરીએ જોયો યા જાણ્યો નહીં.

તે છોકરી વધારે હેરાન અને આજેજ તો એમ થઇ કે એરીક, લૉર્ડ બ્રાન્ડન સાથની તેણીની હસબોલથી ઔર ઝયાદા ખુશી થતો દેખાતો હતો! જાણે લૉર્ડ બ્રાન્ડન સાથના રેનીના સહવાસમાં તે સુખ માનતો હોય તેમ રેનીને લાગ્યું અને તે છોકરી ઝયાદા ઝંખવાણી પડી.

એટલે સુધી કે એરીક રેની આગળ બેઠો હોય તે વેળા જો લૉર્ડ બ્રાન્ડન તેઓ આગળ આવે તો ઝટ એરીક ઉઠી રેનીની પાસેની જગ્યા તેને હવાલે કરી દઇ તે પોતે ત્યાંથી ચાલ્યો જતો હતો, એ એકલુંજ તે પ્યારઘેલી મગરૂર છોકરીને મગજથી બેમગજ કરવાને બસ હતું.

"આય એની ચાલચલણપરથી તો એવું લાગેછ કે લૉર્ડ બ્રાન્ડનને હું પસંદ કરૂં તે એને ગમે" તે વિચારતી "પણ તેમ હોયજ નહીં, એ એમ કરી મને કસી જોયછ."

વળી, એબી એક અજાયબીભરી બીના હતી કે એરીક કોઇ બીજી સાથે પ્યારમાં છે કે કેમ તે બાબે બધે તે ચોકસાઇથી નજર ફેરવતી હતી, છતાં આજ સુધી એલ્સનો તેને વિચાર આવ્યો ન હતો; અને આટલે સુધી તેવું કશું માલમ ન પડવાને લીધે તે છોકરીનો જીવ તે બાબે નચીંત અને નભરવસ હતો.

એરીક, લૉર્ડ એરન્ડેલના વારેસ તરીકે સૌનો માનીતો હતો, જ્યાં તે જતો ત્યાં તે પુંજાતો હતો, મગર, રેનીને લાગ્યું કે તેની આસપાસ ભમ્યા કરતી રૂપસુંદરીઓમાંની કોઇનીબી ઉપર હજી તેનું ધ્યાન ચોંટયું નહીં હતું.

"આય ઇંગ્રેજ છોકરીઓ તમોને રૂપાળી અને ખુબસુરત નથી લાગતી?" તેણી એરીકની સાથે એક ઑપેરા જોતી બેઠી હતી તે વખતે તેણીએ તેને પુછ્યું. "જરા નજર ફેરવીને જુવો તો ખરા—શું અકેક ચ્હેરાઓ તમોને અહીં દેખાશે!"

અને રેનીના ફરમાવ્યા મુજબ એરીકે બધે નજર ફેરવી.

"રેની, તમે કેહોછ તે બરાબર છે" તે હસીને બોલ્યો.

"આટલુંબી તમે એવી બેદરકારીથી બોલોછો, કે તમારે મનસે જેમ બધી તેમજ આય વાતમાંબી કાંઇ દમસાસ હોયજ નહીં, તે મને ઘણું લાગી આવેછ–કોઇબી વાતમાં તમે ઉલટ યા ઉત્સાહ તો દેખાડતાજ નથી!"

"હા, પણ મારાં મનને કે હૈયાંને સંતોષ આપે તેવી કોઇ મને આય બધીઓમાં દેખાતીજ નહીં તે હું કરૂંબી શું?"

અને આ જવાબ સાંભળી રેનીનું હૈયું હરખાઇ ગયું. તેનાં મનમાં એમજ આવ્યું કે તેને ફ્રેન્ચ બ્યુટી ગમતી હતી અને તેનું દિલ તેનીજ ઉપર માઇલ થઇ રહ્યું હતું!

"હવે એ ઇંગ્રેજ છોકરીઓની તેઓની ખુબસુરતીને માટે હું અદેખાઇ કરવાની નથી" તે છોકરીએ મનમાં ઠેડાવ કીધો "કેમકે મારી ખુબસુરતીથી એ અંજાઇ ગીયોછ ને એને હું જીતી ચુકીછ!"

---

## પ્રકરણ ૩૪ મું.

## "હું એ પ્યાર મેળવતાં નિષ્ફળ જાઉં તેનાં કરતાં મરીજ જાઉં તો બેહેતર!"

લંડનની મોસમ અંતે ખલાસ થઇ અને રેનીના બાબમાં તો તે એક ફત્તેહજ પુરવાર થઇ.

એ દરમ્યાનમાં બેલે પણ ઘણે સારે સારે ઠેકાણેથી તેણીના હાથની થયલી માંગણી ના કબુલ રાખેલી જાણી લૉર્ડ એરન્ડેલ ઘણા અજબ થયા. તે જવાન ખુબસુરત છોકરીના હાથની ઉમેદવારી કરી ઉઠેલા જવાનોમાં સર હેનરી બ્લેર એક સૌથી લાયક જવાન હતો, જે એ છોકરી સાથે માથાંથી પગ સુધી પ્યારમાં પડેલો જણાતો હતો.

તે જવાનની ઉમેદવારીની હીમાયત કરતા લૉર્ડ એરન્ડેલ વટીક તે છોકરી આગળ આવ્યા હતા, અને તેવણનેજ તે છોકરીએ પોતાની

મધુર ચશમોથી તેંવણ તરફ જોઇને કહ્યું હતું—

"હું એવણને ચાહી શકતી નથી, મારા લૉર્ડ" અને તે પછીથી તે બાબદ વધારે ચારવવાનું તેવણે દુરસ્ત નહીં ધાર્યું હોય એ બનવાજોગ હતું.

"તારી જેમ મરજી બેલ" તેવણ બોલ્યા "તારી મરજી વિરૂધ ચાલવાની કોઇ તુંને ફરજ પાડવાનું નથી. જો સર હેનરી મને પસંદ નહીં હોતે અને તે એક નમુનેદાર ખાવીંદ પુરવાર થશેજ એમ મારી ખાતરી નહીં હોતે તો તેની હીમાયત કરી તારી આગળ હું આવતેજ નહીં. કાંઇ નહીં, દીકરી, એના સંબંધમાં કશું વધારે હું તુંને કહેવાનો નથી."

અને તેવણ આગળથી તે છોકરી ચાલી ગયા પછી લાંબો વખત લૉર્ડ એરન્ડેલ વિચાર કરતા બેસી રહ્યા કે એ છોકરીમાં એવું તે શું હતું, તેના અવાજમાં એવું તે શું જાદુ હતું કે તેની અસર તેવણનાં હૈયાંનાં છેક ઉંડાણ સુધી થતી હતી?

"જો હું સંભાળ નહીં રાખસ તો મારી પોતાની રેની કરતાં એ છોકરીને વધારે ચાહતો થવસ, ને તેમ થયું તો તે પરવડવાનું નહીં." તેવણ સ્હેજ હસીને બડબડયા.

મેડમ પણ પેલા બેરોનેટના સંબંધમાં બજીદ થઇ હતી.

"બેલ, તું તેને 'હા' કાંય નહીં કહેતી? તુંને એથી વધારે સારી ઓફર કેયી મળવાની છે?"

"મને કોઇબી ઓફર જોઇતી નથી વ્હાલાં મમા, ને સર હેનરી બ્લેરને આજે હું 'હા' કાંય નથી કહેતી તેનું કારણ મોડે વ્હેલે તમુને જણાવસ."

મેડમે તેને ગમે એટલી પટાવી, તેણીની સાથે ગમે તેવી એ બાબે તકરાર કીધી, સમજાવટની પોતાનામાં જેટલી શક્તિ હતી તે બધી મેડમે ખાલી કરી નાંખી પણ બેલ એકની બે થઇ નહીં.

બેલ, મેડમની તકરાર હસીને માત્ર સાંભળતી અને એકનો એક

જવાબ દેતી કે—

"વ્હાલાં મમા, હું કાંય તમારૂં કેહ્યું નથી કરતી તેનું કારણ તમોને એકુ દાહડે જરૂર જણાવસ."

અને બેલના ઓરડામાંથી બાહાર આવતાં મેડમનો ચ્હેરો વધુ ઉદાસ દેખાયો અને તે ઉપર ચીંતાની કરચલીઓ સાફ દેખાઇ આવી.

"મારી તો ખાતરીજ છે કે એ છોકરી એરીકને ચાહેછ ને તેથીજ આય બેરોનેટને એ ના કહેછ" તેવણ મનસે બડબડયાં "ને એમાંથી ખરાબી થવાની—ખરાબી થશેજ એવી મારી ખાતરી છે."

એ મુજબ લંડનની સીઝન ખલાસ થઇ અને લૉર્ડ એરન્ડેલ પોતાના એ ધરખટલા સહીત કોવીસ ખાતે હવા ખાવા ઉપડી ગયા. પોતાની સાથે આવવાને તેવણે એરીકને પણ કહ્યું પણ એરીકે ઉપકાર સાથે તેવણનું એ ઇજાણ ના પાડયું. તેણે બીજી રોકાણોનું બાહણું કાઢયું.

બેલે તેમ કરવાનું તેને કારણ પુછ્યું અને તે બોલ્યો—

"જો કોવીસ ખાતે તારા ભેગો હું આઉં તો આપણે અદરાઇ ચુકયાં છીયે એ વાત મારે લૉર્ડ એરન્ડેલને જણાવી દેવી જોઇયે. ત્હાં હું આઉં ને આપણે સાથે ફર્યે હર્યે તો આપણો ભરમ પકડાઇ આવે, વાસ્તે તું જો એ ભરમ જાહેર કરવાની મને રજા આપે તો હું ત્હાં આઉં."

પણ બેલ તો એ વાતથી ડરીજ ગઇ.

"નહીં, એરીક" તે બોલી "હવે આટલો વખત થોભ્યાં તો એક જરા વધુ વખત થોભ—અમે નેવરસ્લી પાછાં ફરસું ત્હાં તું આવજે ને પછી આપણે એ વિષે વિચાર કરસું."

તેની મરજીને તે જવાન તાબે થયો અને તેણે આ વખતે તેઓ સાથે આવવાની કાંય ધસી ના પાડી તે વિષે અજબ થતા લૉર્ડ એરન્ડેલ બધાંઓને લઇને કોવીસ ખાતે પ્હોંચ્યા.

પોતાના વારેસ સાથે પોતાની દીકરીને પરણાવવાની પોતાની માનીતી મીઠી ઉમેદ હજી તેવણે છોડી નહીં હતી, પણ તેવણની તે ઉમેદ

પાર પડશે એવું દેખાડનારા સંજોગો હજી બરપા થયા નહીં હતા, છતાં તેવણને વખત અને મળી આવતી ટક ઉપર વિશ્વાસ ઘણો હતો.

કોવીસ ખાતેની તંદરોસ્ત તાજી હવા તે બેઉ છોકરીઓના ગાલપર ગુલાબો પાછા ઉગાડવાને સામર્થ થઇ. જયારે ત્યારે દર્યે કીનારે મોજાઓનાં મધુર ગાયણો સાંભળતી રેની ત્યાં ખુશ સ્વપ્ના જોતી કલાકોના કલાકો સુધી બેસી રહેતી હતી.

તે વખતે એકાંતમાં એરીકનો વિચાર કરવાને તે છોકરીને વખત મળતો હતો. લંડનની મોસમની ગડબડ સડબડ અને ધુમચકરીમાં વટીક તે છોકરી તે જવાનનો ખ્યાલ પોતાને હૈયે રાખી શકી હતી, અને અહીંબી, ગમે તેવાં કામમાં કાંય નહીં તેનું મન અને દિલ રોકાયલાં હોય છતાં તે જવાનની યાદને પોતાનાં હૈયાંનાં અંતરમાં સમાવેલીજ તેણીએ રાખી હતી. તેણીએ એરીકના પ્યાર ઉપર પોતાનો બધો જીવજાન નિસાર કરી મુકયો હતો. સહવાર, બપોર અને રાત તેના ને તેનાજ ખ્યાલમાં તે ચકચુર રહેતી હતી.

સામે વ્હેતા દર્યાના મોજા તેના પગ પાસે આવી ફીણ ફીણ થઇને નીસોસ પડતી વખતે તેઓનાં ગળાંમાંથી નીકળતા અફસોસના અવાજો સાંભળતી સાંભળતી તે છોકરી પોતાના જાલેમ પ્યારને વિચારનું રૂપ આપતી અને તે વિચારો શબ્દોનો આકાર લઇ તેના હોઠો વાટે બાહાર નીકળતા હતા.

દુન્યામાં તેને મનસે એરીકના પ્યાર સિવાય બીજી મજાહ હતી નહીં—કોઇ બીજી આશા તેનાં દિલમાં હતી નહીં.

ત્યારે તે તેને જીતી શકશે કે?

તેણીએ કરી મુકેલો ઠેડાવ, તેણીએ જીગરમાં વસાવેલી મનેચ્છા, અને જે ધાર્યું તે પાર ઉતારવાની તે છોકરીની શક્તિ જો કાંઇબી કરી શકે તો તે એજ હતું કે તે જવાનને જીતવો; અને તેમાં તેને બીહીક જેવું શું હતું? જવાની, ખુબસુરતી, અક્કલ અને હુસ્યારી જે તમો

માગો તે તેણીનામાં ભરેલું હતું, પછી શું? અને તે ઉપરાંત તે જવાનને તે ચાહતી હતી—ઓ ખુદા! કેમ અને કેવી રીતે તેને તે ચાહતી હતી!

"હું એ પ્યાર મેળવતાં નિષ્ફળ જાઉં તેના કરતાં મરીજ જાઉં તો સારૂં" તે મનસે બોલી "મારાં દીલમાં જે આગ સળગીછ તે જો પોતાનો મેં ચાહેલો ભોગ નહીંજ લેય—તેનીથી તે નહીંજ લેવાય તો તે મને બાળીને ખાખરાખ કરી નાંખે તો બેહેતર!"

એરીક જોકે તેણીને તેણી પ્રત્યેના પોતાના પ્યાર વાસ્તે એક બોલબી કહ્યો ન હતો છતાં તે છોકરી નાઉમેદ કે નામુરાદ તો નહીંજ થઇ હતી; તેને મોંઢે તેણે પ્યારનો શબ્દ સાંભળ્યો ન હતો તો શું થયું? તે વિષે તેણીને પોતાને તો કશોજ શક નહીં હતો કેની?

તે જે રીતે ચુપ રહ્યો હતો તેને વાસ્તે તો તે તેણીની વખાણને પાત્ર થયો હતો. તેની એ ચુપકાદીનો તે છોકરી એવો અર્થ ઉઠાડતી હતી કે તે જવાન તેણીની આગળ આવી પોતાનો પ્યાર તેણી આગળ જાહેર કરી તેણીને પોતીકી બનાવે તે અગાઉ તે તેણીને દુન્યાની મજાહ ચાખવા દેવાને આતુર હોવો જોઇયે. કેવો ભલો અને દુરઅંદેશ ત્યારે એ?

"પણ તેવી કશી જરૂરજ નથી" તેણીને ખ્યાલ થતાં તે હસીને બબડી "ભલે રાજા ને પાદશાહો કાંય નહીં પોત પોતાનાં તાજ લઇ તે મારાં કદમ આગળ ધરવા આવે—તેને ખાતર હું એ સૌને તુચ્છકારી—ધીક્કારી કાઢું!"

અરે—અરે—તે છોકરીને ખબરજ કયાંથી હોય કે એરીકને પોતાનો કરવાના તેણીના દાહડા વીટી ગયા હતા—તેણે તો પોતાનો પ્યાર બેલના પગ પાસે મુકયો હતો, જ્યાંથી તે છોકરીએ તેને ઘણાં હેતથી ઉંચકી લઇ કોઇ ન જોય તેમ પોતાનાં હૈયાંમાં છુપાવી દીધો હતો!

એવો ખ્યાલ વટીક તે છોકરીને થયો હતે તો તેને તે હસી કાઢતે! જ્યાં રેની પછાત પડે ત્યાં બેલ ચાહી શકે? એ બનવુંજ બેહુંદું હતું. એવી બેહુંદી વાત બનેજ કેમ? એક નાશ પામેલાં ખાનદાનની પૈ

વગરની મોહોતાજ છોકરી-જેનું નહીં ઘેર, નહીં બાર, જેની નહીં દોલત-જેનો નહીં દરજ્જો તે રેનીને પાછળ નાંખી વાડ કુદાવી જાય?

તેટલાં, લૉર્ડ એરન્ડેલ તેઓ બધાંને કોવીસમાં છોડી પોતે પેરીસ ગયા જ્યાં તેવણ લૉર્ડ બ્રાન્ડનને મળ્યા.

કોણ જાણે એ કેમ બનવા પામ્યું, પણ, એ બન્યું તે વાત ખરી, કે લૉર્ડ બ્રાન્ડને પેરીસમાં લૉર્ડ એરન્ડેલની એવી ખાતરદારી કીધી કે તેવણ તેને નેવરસ્લી આવવાનું ઇજણ કરવાને લલચાયા. અને જ્યારે તેવણે તેને તે ઇજણ કીધું ત્યારે જે સંતોષની લાગણી લૉર્ડ બ્રાન્ડનના ચ્હેરા-પર પ્રગટી નીકળી તે ઉપરથી જણાઇ આવતું કે નેવરસ્લી જવાનું તેને ઇજણ થાય તે માટે તે જવાન અર્લ ઘણોજ આતુર થઇ રહ્યો હોવો જોઇયે.

"પેલીને હું પાછો મળસ" તેણે વિચાર્યું "ને હવે એવી રીતે કામ લેવસ કે તેમાં મને ફત્તેહ મળ્યા વગર રહેવાની નથી."

તે વિષેના ખબર રેનીએ જ્યારે તેના બાપનાં કાગળમાં વાંચી ત્યારે તે છોકરીથી હસ્યા વિના રહેવાયું નહીં. મેડમ રાજી થયલાં દેખાયાં, બેલને તે ખબર ઘણી ગમી, પણ રેનીએ તે તરફ બેદરકારીજ બતાવી. તે કાગળના સેવટના ભાગપર આવતાંજ તે છોકરીનો ચ્હેરો અજબ ખુશાલીથી ખીલી રહ્યો.

"એરીક આવેછ!" તે છોકરી બોલી ઉઠી "ને પપા લખેછ કે આપણે ત્યાંની પારટી ઘણી મોટી થઇ જશે."

જો તે વખતે તેણીની નજર બેલ ઉપર પડતે તો રેની જોઇ શકતે કે બેલને મનસે આ ખબર કોઇ રીતે નવી નહીં હતી. એ મુજબ એ બધાંની જીંદગીમાં બનવા પામનારા કરૂણારસીક નાટકનો પદડો ધીરે ધીરે ઉંચકાતો હતો અને અજબ જેવું તો એ હતું કે તેમાં જેઓ ભાગ લેનાર હતાં તેઓને તે વાતની સ્વપ્ને ખબર ન હતી!

ઑગસ્ટની એક સુંદર સાંજે તેઓ બધાં નેવરસ્લી ખાતે આવી

પુચ્યાં, અને જરાબી હવે વખત ન ખોહતાં પરોણાંઓ જેઓ આવનાર હતાં તેઓને માટે ઝટ તૈયારી કરવાનું લૉર્ડ એરન્ડેલના ફરમાવ્યાથી હાથમાં લેવામાં આવ્યું.

"પપા" તેજ રાત્રે રેનીએ પુછ્યું "એરીક ક્યારે આવશે?"

"એ લૉર્ડ બ્રાન્ડન સાથે અહીં બુધવારે આવી પુગશે, દીકરી."

"ત્યારે એ આપણુને કાવીસ ખાતેજ કાંય નહીં મળ્યો હોસે?"

લૉર્ડ એરન્ડેલ હસ્યા.

"કદાચ, આપણુને તેની કેટલી ગરજ પડેછ તે જોવાનો તેનો વિચાર હોય ને તેથી ખામુખા તેણે એમ કીધું હોય, રેની."

પણ, રેનીનો ચ્હેરો લાલ થઇ રહ્યો તે ઉપરથી લાગતું હતું કે તેના એરીકને માટેની પોતાના બાપની આ ખુશ મશ્કેરી વટીક તે છોકરીને ગમી ન હતી.

"એરીકમાં ખામીઓ કદાચ હોસે, પણ તે એવો છાલકાં મગજનો તો નથીજ." તે બોલી ઉઠી.

લૉર્ડ એરન્ડેલ, રેની તે જવાનનો બચાવ કરી ઉઠી હતી તેથી ઘણોજ ખુશી થયો.

"એ હવે હમણાં કાંય આવતો હોસે, પપા? તમે એને ઇજણુ દીધું કે?"

"નહીંજતો, રેની. તેણે મને પોતેજ લખીને આવવા માંગ્યું ને મેં ઘણી ખુશાથી તેને 'હા' લખી વાળ્યું."

"પેલો લૉર્ડ બ્રાન્ડનબી આવેછ તે મને નથી ગમતું" તે બોલી "પપા, એ બેલને ચાહતો થાય તો સારૂં. એણે જોકે સર હેનરીને ના કેહી, પણ કદાચ એને એ હા કહેસે."

"એ મારૂં કામ નથી, રેની. એ બાબદમાં તું જાણેછ તેમ પોત પોતાને રાજી રાખવાની હરેકની રીત જુદી જુદી હોયછ."

હા, હતી તે બીચારીને તે વાતની ખબર હતી, તેણીએ પોતાનાં

દલને રાજી રાખવામાં એક ચોક્કસ રીત વાપુડી હતી—તેમ બેલ કાંય નહીં કરે?

બુધવાર આવી પુગ્યો ત્યાં સુધીનો વખત કેટલો ભારી પગે ચાલતો થયો હતો તેની રેનીને ખબર પડી નહીં. તે તો બસ પોતાનાં આવતાં સુખોનાં સ્વપ્નાજ જોતી રહી હતી.

એરીકે ત્યાં પોતેજ આવવા માંગ્યું હતું. તેમ કરવાનો સબબ તે પોતેજ હોવી જોઇયે, એમ તે છોકરીએ મનસે ધારી લીધું. તે તેણીના હાથની માંગણી કરવા અને તેણીને જીતવાજ આવતો હોવો જોઇયે. સોસાયટી જોઇ લેવાને તેણે તેણીને પુરતો વખત આપ્યો હતો, અને હવે તે પોતાનો હક માંગવા આવનાર હતો!

એ વિષે તેણીને કશોજ શક ન હતો. જો એ છોકરી એટલી પ્યારઘેલી ન બની હતે, પ્યારમાં એટલી ડુબાડુબ તે નહીં ગઇ હતે, જરા ઓછી છાલકાં મગજની, જરા ઓછી આપમતલબી અને જરા વધારે ગંભીર પ્રકૃતિની તે હોતે તો તે જોઇ શકતે કે બેલની તે વખતની હાલત તેણીની હાલતથી સદંતર જુદી હતી.

બેલનો ભેદ જાહેર થવાનો વખત આવી લાગતો હતો તે વિચારથી તે છોકરી ગભરાટની મારી કાંઇક બીમાર જેવી થઇ રહી હતી.

"પણ મને એટલી શાંની બીહીક?" દરરોજ સેંકડો વખત એનો એજ સવાલ તે પોતાનાં મનને પુછતી.

ખરેખર તે છોકરીને એટલું બીહીવાનું હતુંજ શું? એરીકની પોતાની પસંદગીમાં કોઇ આડે આવે એમ તો બનવાજોગ હતુંજ નહીં.

ધખારા અને ધખારાનેજ આધિન થઇ સામી પોતાની તબ્યત બગાડવા માટે તેણી પોતાનેજ ઠપકો આપવા લાગી—પોતાની સાથે તે બાબે તે ચીરડાઇ ઘણી, છતાં તે ધખારો તેણીનાં મન અને દિલમાંથી નિકળ્યો નહીં.

આખરે બુધવાર આવી પુગ્યો, અને રેનીને લાગ્યું કે એવો ખુશનુંમા દિવસ કોઇ વખત ઉગ્યોજ ન હતો—બાહારનો દેખાવ એવો રળ્યામણો

કદી હતોજ નહીં.

"સુરજ આથમવા અગાઉ તો એ અહીં આવી પુગસે" તે બોલી, અને તે દાહડાને હજોરો હજાર દુવા તે છોકરી દેવા લાગી.

તેણીની દાસીએ જોયું કે તેની જવાન બાઇ આજે ગમે તેવા સારા ડ્રેસથીબી રાજી કે ખુશી થયલી નહીં દેખાતી હતી–ખાસ કરીને આજે પોતાને એ બાઇને રાજી રાખવાનું તે દાસીને માટે ઘણું મુસ્કેલ થઇ પડયું હતું.

આજે તેણીએ ફિક્કા વાયોલેટ રંગનોજ ડ્રેસ ખાસ બજીદ થઇને પ્હેર્યો હતો. કાંય? કારણકે એક વખત જયારે તેણીએ તે સજયો હતો ત્યારે એરીકને તે ડ્રેસ ઘણોજ ગમ્યો હતો, અને તેથી તેના તેસ્ટપર તે કેવું બારીકીથી ધ્યાન આપતી હતી તે તેને દેખાડવા ખાસ એ ડ્રેસ તેણીએ આજે પસંદ કીધો હતો!

તેણીએ વળી પીળા ગુલાબનાં ફુલ એકઠાં કરી લઇ આવવાની વડા બાગબાનને તાકીદની વરદી કરી મોકલી હતી, અને તે વડા બાગબાનને માલમ હતું કે એ ગુલાબો જો એરન્ડેલના બગીચામાં ન હોય તો તેને કેહેથીબી લાવવા તો પડવાનાંજ. કાંય? તો તે પીળા ગુલાબો ખાસ એરીકનાં માનીતા હતા!

તે બાગબાન તે ગુલાબો લાવ્યોબી ખરો અને ઝટ તેણીએ તેમાંનાં એકાદ બેને પોતાનાં માથાંના વાળમાં ખોસ્યા, એએકને છાટીની આગળ બૉડીસમાં ગોહવ્યા, અને એ બધું કરી તે ઘણીજ ઘણીજ ખુશી થઇ કેમકે તેથી તેણીનો વ્હાલો પોતે ખુશી થનાર હતો!

પણ જયારે તે જવાન આવ્યો ત્યારે એરીકે એ બધી ટીપણ ટાપણ તરફ ઝાંખીને જોયું વટીક નહીં–એ ચોક્કસ જાતના ગુલાબની વાત વટીક તેનાં મનમાંથી ભુલાઇ ગઇ હતી!

## પ્રકરણ ૩૫ મું.

## "લૉર્ડ બ્રાન્ડન સાથે પનવાની મને સલાહ આપનાર તમે?"

પરોણાંઓને નેવરસ્લી ખાતે આવ્યાને બે દિવસ થઇ ગયા હતા.

તે બધા કાંઇ મસલહત કરીને સાથે નહીં આવ્યા હતા—જેમને જેમ ફાવે તેમ તેઓ આવ્યા હતા, એટલે, તેઓને માટે ગોઠવણો શું કરવી તે હજી કાંઇ નક્કી કરી શકાયું ન હતું, તેમજ તેઓમાંના કોઇ સાથે હજી પુરેપુરી વાતચી થઇ શકી ન હતી.

ઘરની વડી મેડમ હતી, તો જોકે લૉર્ડ એરન્ડેલની દીકરી તરીકે રેનીએજ બધાં પરોણાઓને રીસીવ કીધાં હતાં, અને તેઓને માટે સોહોવાવાનાં સાંધણો પુરાં પાડવાનું કામ પણ તે છોકરીનેજ હસ્તક આવ્યું હતું.

લૉર્ડ એરન્ડેલને તેવણની આસપાસ હસ્તા અને ખુશમીજાજી જવાન ચ્હેરાઓ એકઠા મળે તે ઘણું ગમતું હતું.

આખરે એક રાત્રે રેની એ બધી ધધુખરમાંથી અંતે પરવારી. તે રાતનું મોટું ખાનું ઘણું ફત્તેહમંદીથી પસાર થઇ ગયું, અને ગ્રહસ્થ પરોણાંઓ પોતાનો ડીનર પછીનો વાઇન સીપ કરતા તેબલપર ન બેસી રહેતાં, જમ્યા પછી તુરત ડ્રૉઇંગરૂમમાં હસ્તી બોલતી બાનુંઓ વચ્ચે ભેળાઇને એખલાસથી વાતો કરતા થયા હતા.

હવે એ બધાંઓ કાંઇ એકજ ગુચ્છળું વળીને તેઓથી વાતો તો થઇ શકે નહીં ત્યારે તેઓ જુદી જુદી પારટીમાં વ્હેંચાઇ જઇ મનગમતી રમતગમતમાં પોતાનો વખત પાસ કરવા લાગ્યાં.

કોઇ કોઇ પ્યાનાની મજાહ ચાખવા લાગ્યાં, તો વળી એક ટોળી આલબમોજ જોતી બેઠી, તો બીજાંઓ એક ગ્રુપમાં 'ચેસ'ની રમતમાં રોકાયાં.

આસપાસ નજર ફેરવતાં રેનીએ લૉર્ડ બ્રાન્ડનને બેલ સાથે કાંઇ

ઘણી ગંભીર વાતમાં રોકાયલો દીઠો.

"મને લાગેછ કે બેલ આગળ એ પોતાનો પ્યાર જાહેર કરતો હોસે" તે છોકરીએ મનસે વિચાર્યું "તેમ હોય તો સારૂં કે મને કંટાળો આપતો તે અટકે."

તેજ વખતે તે છોકરીને થોડીજ ખબર હતી કે તે જવાન ઉમરાવ બેલને પોતાના વિશ્વાસમાં લઇ રેની પ્રત્યેના પોતાના પ્યારની તેની આગળ વાતો કરતો તે બેઠો હતો. તેણે જેમ એરીકને પોતાના વિશ્વાસમાં લઇ બની શકે તો તેને મદદ કરવાની અરજ કીધી હતી તેમ તેવીજ અરજ તે હાલ બેલને કરી રહ્યો હતો.

ત્યાર બાદ, મેડમની શોધમાં રેનીએ નજર ફેરવી તો તેવણ એક ટોળકીમાં ભેળાઇ ચેસ રમતાં દેખાયાં. પછી એરીકપર તેની નજર પડી, તો એ અજાયબીપર અજાયબી! એરીક રેનીનેજ ધ્યાનથી જોતો ઉભેલો તેણીને જણાયો!

તેની તરફ જોઇ તે છોકરી સ્હેજ હસી પણ તેણીની તરફ તે એટલાં તો ધ્યાનથી જોતો હતો કે રેનીના ચ્હેરાપર પંથરાયલી તે ખુશાલીની લાગણી વટીક તે જોઇ, તેનો પાછો વળતો નેવોજ જવાબ કરી શકયો ન હતો.

રેનીનો ચ્હેરો લાલ લાલ થઇ રહ્યો અને તુરત તેપરથી તેનું ધ્યાન તેણીની તરફ ખેંચાયું. તે જ્યાં બેઠો હતો ત્યાંથી ઝટ ઉઠયો અને રેનીની આગળ આવ્યો.

"રેની" તે બોલ્યો "તારી સાથે હું કાંઇ વાત કરવા માંગુંછ."

"તમારી ખીદમતમાં હું તૈયાર છેઉં" તે જોકે હસીને બોલી, મગર, તેના હોઠ ધ્રુજતા હતા અને તેણીની આંખોમાં ગભરાટની નિશાણી નજર આવતી હતી.

"અહીં નહીં" તે બોલ્યો "મારે તુંને જે ખાસ અગતનું કહેવાનું છે તે કોઇને કાણે નહીં જવું જોઇયે તેવું છે, વાસ્તે મારી સાથે તું

વરંડાપર આવશે? જો, ત્હાંબી કેટલાએકો ફરેછ, હરેછ."

જાણે તે કાંઇ બંદગી કરતી હોય તેમ તેણીએ પોતાના બન્ને હાથ સાથે કીધા અને પછી જાણે પોતાનાં દિલમાંનો ગભરાટ સમાવવા તે હાથો તેણીએ પોતાની છાટીપર મુકયા.

જે સુખી ખુશીભરી ઘડીની ઇંતેજારીથી તે રાહ જોતી હતી તે હવે આવી પુગી હતી એમ તે છોકરીને લાગ્યું. તે વખત આવી પુગ્યો હતો—તેણીની તેને હવે જરૂર જણાઇ હતી. તેના પ્યારનો યકરાર કરવાને તેણે હવે ઘટતું વિચાર્યું હતું અને તેણીને તે હવે પોતાની પરણેતર બનાવવાને તતપર હતો.

એ સુખી ઘડીના પ્હેલી હરોલના આંચકાથી તેનો ચ્હેરો ફીકકો મારી ગયો અને તેનું આંગ પાણી પાણી થઇ રહ્યું.

એરીકેબી તેણીની તે હાલત જોઇ અને તેથી તે બોલ્યો—

"રેની, તું બીધેલી લાગેછ—મેં તો તુંને નથી ગભરાવી? મેં તુંને આવીને એકાયક કેહ્યું તેથી તું સ્હેજ બીહી ગેઇ હોસે—કાંઇ નહીં હું બીજી વખત તુંને તે વાત કહેવાની તક લેવસ!"

રેનીએ પોતાની નજર ઉંચકી તેની સામું જોયું અને તે જવાન તે છોકરીના ચ્હેરાનો ફેરવાયલો કલ્લો જોઇ ખરેખર બીધો."

"નહીં, હું આઉંછ તમારી સાથે" તે બોલી.

"પણ, રેની તું એટલી ગભરાટને ફીક્કી કાંય મારી ગેઇ? તારો ચ્હેરોજ જોઇને હું બીધો."

તેણીએ તેને કાંઇજ જવાબ નહીં આપ્યો, પણ, તેની સાથે તે ચાલતી થઇ.

"રેની, તારી સાથે આજે હું ઘણી ગંભીર વાત કરવા માંગુંછ—જે ઠઠા મશ્કેરી કરવાની આપણને આદત પડીછ તે હાલ તુરત બાજુ મુકી તારા લાભની વાત હું તુંને કહેવા માગુંછ."

એમ કેમ? આય કાંઇ પ્યાર જાહેર કરવાની શુરૂઆત કહેવાય

નહીં! પણ તે છતાં રેનીને જાણે ટંડીનું લખલખું ભરાઇ આવ્યું હોય તેમ તેનું આંગ ફગરયું.

"તે સાંભળીને હું ઘણી ખુશી છેઉં" તે બોલી.

"આપણે જવાન જવાંનો એકમેકને ઝટ સમજી જઇયેછ એવો સરેસ્તોજ છે" તે બોલ્યો "આપણો વખત આપણે ગમે તેવો ખુશ ટપાટપીમાં કાઢયો હોય છતાં આપણે બેઉ એકમેકને એક ઇશારામાં સમજી લઇ શકયેછ, એમ હું માનુંછ. આપણને એકમેકને વાસ્તે ઘણી સારી અને સાચી લાગણી છે એમ તો તારી ખાતરી છે કેની?"

"હા" રેની બોલી.

પેલી વાત ક્યારે એ છેડશે તેની તે છોકરી આતુરતાથી રાહ જોતી થોભી.

"તુંને રેની એમ લાગે કે ફલાણું હું કરસ તો હું ઘણો સુખી થવસ તો તે કરવાની મને તું સલાહ આપવાને ચુકે નહીં એ તો ખરૂં છેની, રેની?"

"હા" રેની બોલી.

"ત્યારે એક ચીજ મને એવી દેખાયછ કે જે તું અખત્યાર કીધાથી તું ઘણી સુખી થશે–તારૂં ભવિષ્ય ઘણું સુખી ને ઝળકતું નિવડશે એમ જો હું તુંને ખાતરી આપું તો તે ચીજ તું અખત્યાર કરશે રેની? રેની, તું બીજી છોકરીઓ માફક નથી; તું ઘણીજ ખુબસુરત ને દમામ-વાલી છોકરી છે પણ તારી ખાસ્યત ઘણી વિચીત્ર છે. તારી રજાથી મને આજે તુંને કહેવું પડેછ, તેટલું બીજી છોકરીઓમાંની કોઇનેબી નહીં કહેવું પડે એમ મારી ખાતરી છે."

"તમારે જે ગમે તે મને ફરમાવો." તે છોકરી બોલી.

તે એજ વાત છેડવાનો હશે અને તેને માટે તે સાંભળવાની ઘડી હવે છેક આવી લાગી હતી એમ તે છોકરીએ ધાર્યું. તેણીને તે જવાન ચાહતો હતો એમ કહેવાજ તે તેણીને ત્યાં લઇ આવ્યો હોવો જોઇયે

એમ તેણીએ ધારી લીધું. બીજું કામ એવું હોયજ શું? એમજ હોવું જોઇયે–અને તે છતાં તેણીની છાટી કાંઇ છુપી, નહીં સમજાય તેવી ધાસ્તીથી ધડકતી હતી!

"મોડે વ્હેલે તુંને રેની પરણવું તો જોઇશેજ" એરીકે બોલવું ચાલુ રાખ્યું. "હવે ત્યારે તેજ બાબદસર તારો મને એક ભાઇજ સમજીને તું બોલવાની રજા આપશે એવી મને ઉમેદ છે. લૉર્ડ બ્રાન્ડન તુંને ઘણાંજ હેતથી ચાહેછ; મને તું જણાવશે કે તેને તું કાંય નહીં ચાહી શકતી?"

તે છોકરીનો ચ્હેરો તેણે જોયું કે એક ટંડા પથ્થરના ટુકડા જેવો થઇ ગયો. વળી તેણીનાં મોંહમાંથી દુઃખની આહ નીકળી હોય તેમ તે જવાનને લાગ્યું. પણ તેને માત્ર ધખારો સમજી લઇ તેણે તો પોતાનું બોલવું ચાલુજ રાખ્યું.

"જો તું તેને માટે કાંઇ ગંભીરાઇથી વિચાર કરતી હોય, રેની, તો હું કેહુંછ કે તે ઘણો ઉમદા ખવાસનો જવાન છે. તેને જે કહેવું હોય તે ધીરજથી તું સાંભળ–તેની વાતને તું વાહીયાત સમજી તું હસી ના કાઢ. હું ઘણા જવાનોને ઓળખુંછ–મને ઘણા સારા સારા જવાનો સાથે દોસ્તી છે, પણ, તું ખાતરીથી માનજે કે આવા ભલા અને નેક ચલણ જવાનના સમાગમમાં હું કોઇ વખત આવ્યોજ નથી."

રેની તે છતાં એક બોલ નહીં બોલી.

"રેની, તું સુખી થાય તે જોવા હું ઘણો ખુશી છેઉં ને મારી ખાતરી છે કે લૉર્ડ બ્રાન્ડન તુંને સુખી કરસેજ. તે એક નમુનેદાર જવાન છે, ને રેની એવા માણસો કાંઇ રસ્તે રસ્તે મળતા નથી. એ તુંને એટલો બધો ચાહેછ કે તુંબી તેને થોડોક ચાહવાની કોશેશ કરે એમ મારી મરજી છે."

તે છોકરીએ તેની તરફ જોયું. તે ચંદની રાત અને ચંદનીના ઉજાસમાં તેણીનો ચ્હેરો કાંઇ અજબ કીસમે ફિક્કો અને તેથી ઉજળો

તે જવાનને લાગો.

"તમે મને તેની સાથે પનવાની ભલામણ કરોછ?" તેણીએ પુછ્યું.

"હા, હાલ તારી સાથે વાત કરવાની મારી મતલબ તેજ છે; ને હું નહીં ધારતો કે આથી બેહેતર સલાહ તુંને કોઇબી આપી શકસે."

તેની ડોક નીચે ઝુમાઇ પડી અને તે બોલતી સંભળાઇ—

"ઓ ખુદા! શું આય ફેજને હું લાયક હતી?"

"રેની, તું મારી સાથે ગુસ્સે તો નથી થઇ?" એરીક તેને ગભરાઇને પુછ્યું.

એક મીનીટ તેઓ બન્ને ચુપ રહ્યાં. પછી તેણીએ પાછું ચહેરો ઉંચકી તેની તરફ જોયું.

"ગુસ્સે, તમારી સાથે? શાને વાસ્તે? તે તો હવે તમે વધારે સારી રીતે સમજી શકસો."

એટલું બોલી તે છોકરી હસી—તેનાં હૈયાંમાં ને દિલમાં જાણે શયતાનો ગડબડ મચાવી રહ્યા હતા.

"તમારી સાથે કાંય હું ગુસ્સે થાઉં?"

તે તેણીનો ઉજળો ચહેરો અને ચમક ચમક થતી આંખો સામે જોતો ઉભો.

"તું શું કહેછ, રેની, તે હું સમજી શકતો નથી" તે બોલ્યો.

તે વળી પાછી હસી, અને તેનો હસ્વાનો અવાજ એવો હતો કે તે જવાનને ગભરાટ છુટયા વગર રહ્યોજ નહીં.

"તમે મને સમજી શકયાછ ક્યારે, કે હમણાં તમે સમજો?"

"રેની, આવું આવું બોલીને તું મને દુ:ખી કરેછ. મેં એવું તે શું કીધું? તારાં પોતાનાં ભલાંને માટે ને લૉર્ડ બ્રાન્ડન સાથે તું પરણે તો તું સુખીજ થશે એમ માનીનેજ મેં એ વાત છેડી."

તે ખુલ્લું જોઇ શકયો કે તેની સામે ઉભેલો નાજુક આકાર, હવાથી ઝાડનું પાંદડું ધુજે તેમ ધુજતો હતો.

"લૉર્ડ બ્રાન્ડન સાથે પનવાની મને સલાહ આપનાર **તમે**? કોઇજ નહીં ને તમે?"

"હા, રેની, કોઇજ નહીં ને હું–કેમકે, કોઇનાબી કરતાં હું તારાં ભલાંમાં ઘણો વધારે ખુશી છેઉં."

ફેરવાઇ ગઇ તે છોકરીની વળાણ હવે, અને તે તેની સામે ડોળા ઘુરકી બોલી—

"મારો લાભ!" તે બોલી "ને તમુને વચમાં પડવા કેહ્યુંતુંજ કોણે?"

"નહીં, તેં તો મને કેહ્યુંતુંજ નહીં." તે બોલ્યો.

"ને તોબી તમારે હાથે મારૂં ભલું થશે એવી મને આશા તો હતીજ" તે નરમ પડી જઇ બોલી.

"એરીક, વધુ બોલવામાં હાંસલ નથી" તે બોલી "લૉર્ડ બ્રાન્ડન સાથે હું પરણી શકતી નથી, વાસ્તે એ વાત હવે તમારે કાઢવી નહીં."

અને જોકે તે એમ નરમ પડી જઇને બોલી ખરી છતાં તેણીનાં મનમાં, દિલમાં અને હૈયાંમાં શું બખેડો ચાલી રહ્યો હતો તે તેણીના ચ્હેરાપરથી માલમ પડતું હતું.

એક વિજળીનો ચમકારો થાય તેમ તેનાં મગજમાં રોશનીનો ઉજાસ એક પલવાર માત્ર ચમકી રહ્યો અને તેણીથી તે દુર હટી જઇને ઉભો.

એ છોકરી તેને પોતાને ચાહતી હતી એમ તેણે જાણી લીધું.

## પ્રકરણ ૩૬ મું.

## "મને તો એવોજ ખ્યાલ હતો કે તું રેનીનેજ ચાહેછ."

તે જવાન ખરેખરજ દંગ થઇ ગયો હતો. તેની પોતાની જાણ વગર, તેને સ્વપ્નેબી ખ્યાલ થયા વગર, તે તે મગરૂર દિલને જીતી શકયો

હતો એ વિચારેજ તેને સ્હુનો સાવજ જેવો કરી મુકયો.

અરેરે, તેણે પ્હેલો જ્યારે નેવરસ્લીમાં પગ મુકયો તે દિવસને, તે વખતને અને તેને પોતાને તે મનમાં લાખો કરોડો શ્રાપ દેતો તે ત્યાં ઉભો.

આ તેની સામે ઉભેલી ખુબસુરત, હસ્સાબાજ, દમામવાલી, મગરૂર છોકરી તેને ચાહતી હતી અને તેના બદલામાં તે કોઇ બીજીનેજ ચાહતો હતો!

અને તે હતોજ એવો સાચાં હૈયાંનો, ઉમદા ખવાસ અને ઉદાર દિલનો કે તેણે જે શોધ કીધી હતી તે તે છોકરીને તેણે જાણુવા દીધીજ નહીં. થોડોકવાર તો તે ચુપજ ઉભો અને પછી બોલ્યો—

"હું તારી માફ માંગુંછ, રેની; તારાં કામની વચમાં પડવામાં મેં કદાચ ખોટું કીધુંછ. આપણુને શું ચીજ ગમે તે આપણુને દરેકને માલમ હોવી જોઇયે."

તેના અવાજમાં દયાની લાગણીનો અંશ ઘણોજ હતો, પણ રેની તે જોઇ કે જાણી શકી નહીં. તે તેણીની તરફ જોતો ઉભો હતો તે વખતે તેની આંખો આંસુથી ચળકી રહી હતી. તે બીચારી જે પ્યાર તેને માટે ધરાવતી હતી તેથી તેને કેટલું દુઃખ થતું હોવું જોઇયે તે વિચારે તેનું હૈયું ભેદાયું હોય તેમાં કાંઇ નવાઇ નહીં હતી.

તેઓ બન્ને ચુપજ ઉભાં હતાં તેટલાં રેની તેની તરફ જોઇને બોલી—

"તમે મારે વાસ્તેજ અહીં ખોટી થતા ના. પાછી હમણાં ને હમણાંજ હું અંદર નથી જવાની. લોકથી ને તે લોકની ગડબડથી હું થાકીને કંટાળી ગેઇછ. અહીં જરા ચાંદણીમાં થોભવાનું મને ગમેછ."

તેને કાંય અંદર જવા નહીં ગમતું હતું તેનું કારણ તે જવાન સ્હેજમાં સમજી શકયો.

"તારૂં કહેવું ખરૂં છે" તે બોલ્યો "આવી સુંદર અને શાંત રાતથી એક ઇનશાનનું મન રાહત પામતું હોય તેમાં કાંઇજ શક નથી."

એમ બોલી તેણે તેણીનો એક હાથ પોતાના હાથમાં લીધો. તે

ઠંડો બરફ જેવો તેને લાગ્યો.

"રેની, અંદરથી એક શૅાલ લઇ આઉં?" તેણે પુછ્યું "તારૂં આંગ ઠંડું બરફ જેવું થઇ ગીયુંછ."

"નહીં," તે બોલી "તમે અહીંથી ચાલી જશો તેજ મારી ઉપર મોટી મેહેરબાની કીધેલી હું ગણુસ."

તેના અવાજપરથીજ તે ચેતી ગયો કે તેણીની શકિત ઉપરાંત આ દુઃખનો બોજો તે ખમતી ઉભી હતી, માટે, તેણે તેની ઉપલી અરજને તાબે થવામાં ડાહપણ જોયું.

"ત્યારે સાહેબજી, રેની; ને જો તુંને દલગીર કરવા જેવું મારીથી બોલાયું ચલાયું હોય તો તું મને માફ કરજે."

"નહીં, તમે મને દલગીર કીધી નથી" તે બોલી "સાહેબજી!"

તે તેણીને એકલી મુકી ઘણાં દલગીર દીલ અને ભારી હૈયે ત્યાંથી ચાલી ગયો.

આહ! આ ફરતાં આસ્માને, તેપરના તારા સેતારાઓએ અને ચંદ્રમાએ કાંઇ તરેહ તરેહના દેખાવો આ અગાઉ જોયા હશે, મગર, એરીક અંદર જતાંજ જે લાગણીથી તે છોકરી–રેનીનો ચ્હેરો ઝનુંની બની રહ્યો હતો, જે ડોકરાયલી મગરૂરી, હીણાયલો દબદબો, તુચ્છકારી કઢાયલો પ્યાર, ગુસ્સો, નાઉમેદી, નિરાશી અને ધિક્કારથી જે તે ખુબસુરત છોકરીનાં મન, દિલ અને હૈયાંમાં તુફાન મચી રહ્યું હતું તેવાં તુફાનપર કદીબી તેઓની નજર પડી હોય તે વિષે મને પોતાને તો શક છે.

પવન તેણીનાં દિલ સાથે અફસોસની આહ પુકારતો અટડતો રહ્યો. સુતેલાં ફુલોપર ચંદ્રનો ઉજાસ ઉતરતો રહ્યો, મગર, તેમાંનાં કશાંથીબી તે છોકરીના જીવને કળ વળી નહીં કે તેને શાંતી મળી નહીં.

એરીકની હાલત, તે છોકરીની હાલતથી જોકે કાંઇક દરજજે જુદી હતી, મગર, તે અદેખાઇ ઉપજાવે તેવી તો હતીજ નહીં. તેણે જે શોધ હમણાંજ કીધી હતી તેથી તે બીહી ઠઠરી ગયો હતો. તેની શોધ ખરી

નહીંબી હોય એમ પોતાનાં મનને મનવવાની તેણે તજવીજ કીધી, મગર, તેને મળેલા આવા જોરાવર પુરાવાની સામે તેની તે તકરાર ટકી શકી નહીં.

તેને તે ચાહતી હતી. તેના ચ્હેરાએ, તેની આંખોએ અને તેના અવાજે એ વાત તે જવાનને સીધ કરી આપી હતી. તે પછીના તેના ગુંચવણ ભરેલા જવાબો, તેની આંખોમાં પ્રગટી નીકળેલો અંગાર, નાઉમેદી અને અફસોસની તે છોકરીનાં હૈયાંનાં ઉંડાણમાંથી નીકળેલી આહ અને સેવટે મોતનાબી ફીકાસ કરતાં વધારે ફીકકો તેણીનો ચ્હેરો, એ બધાંઓએ તેને એકની એકજ વાતની ખાતરી આપી–તેણી તેને ચાહતી હતી અને તેના બદલામાં તે કશું તેને આપી શકયો ન હતો.

એ બાબદમાં ત્યારે તે શું દોષને પાત્ર હતો? ત્યાં તે ડ્રૉઇંગરૂમમાં મચી રહેલાં ખુશમીજાજી અને મધુર ગાયણોની મગનહ વચ્ચે જે એકજ સવાલ તેણે પોતાનાં દિલને પુછયો તે એ હતો કે 'શું તે દોષને પાત્ર હતો?'

કોઇ વખતબી એક બોલ, કે ચ્હેરાના કલ્લાથીબી તે સભ્યતાની હદ કુદાવી ગયો હોય એવું તો તેને યાદ આવ્યુંજ નહીં. તેણે તે છોકરી સાથે કશીબી એવી છુટ તો નહીંજ લીધી હતી કે જેથી તેના સંબંધમાં એવી ઉમેદ બાંધવાનું તેને કશું કારણ મળ્યું હોય; તેણે તેણીને ચાહવાનું દોળ વટીક ધાલ્યું ન હતું. તેણે પોતાની યાદદાસ્ત શક્તિને ખુબ કસી જોઇ છતાં એકાદ બોલથીબી તેણે તેણીને એ બાબદમાં કશુંબી ઉત્તેજણ આપ્યું હોય એવી તેને યાદ આવી નહીં. અને તોપણ તે તે જવાનને ચાહતી થઇ હતી, એ વિષે કશોજ શક હતો નહીં.

ત્યારે તેણે હવે કરવું શું?

તેટલાં તો તેને તેના એ દુઃખી વિચારોમાંથી એક મીઠા મધુર અવાજે તેને ચોંકાવીને જગાડયો.

"એરીક, તું શાંનો વિચાર કરેછ? તું વ્હાલો એટલો દલગીર કેમ દેખાયછ? કાંઇ ખરાબ ખબર તો તેં નથી સાંભળી? કાંઇ તું

સીક તો નથી?"

"નહીં વ્હાલી, મને કાંઇ નથી. હું કાંઇક ગુંચવણમાં પડયોછ, જે ગુંચવણનો સબબ હું તુંનેબી સમજાવી શકતો નથી."

"એ ગુંચવણ શાને લગતી છે તે મને કહેશે તો કદાચ તેનો હું કાંઇ તોર કાઢી શકસ" તે બેલ બોલી.

"નહીં વ્હાલી, તુંને કહેવસ તો તેની તુંને કસી સમજ નથી પડવાની—મારો વિચાર સર જોન પીઅર પોન્ટને ગાવાની અરજ કરવાનો છે. તેં તેને કોઇ વખત સાંભળ્યોછ કે?"

બેલ ઘણી તાબેદાર તબેહની છોકરી હતી; તેણીએ જોઇ લીધું હતું કે તેણીના વ્હાલાની દલગીરી કાંઇ જોરાવર સબબને લીધેજ હતી, પણ તેણીને વિશ્વાસમાં લેવાની એરીકની મરજી નહીં હતી, અને ખામુખા તે વાત ફેરવી નાંખવા તેણે સર જોનની ગાવાની શક્તિના ઇશારાનું માત્ર બાહણું લીધું હતું—જતાં તે છોકરી એરીકની દલગીરીનું કારણ જાણવા બજીદ થઇ નહીં, એને હું તાબેદારીની તબેહ કહું છું.

"હા, સર જોન ગાસે તો હું ઘણી ખુશી થવસ" તે બોલી "ખાસ કરીને તેથી જો તમારા ચ્હેરાપર પાછી ખુશાલી પ્રગટી નીકળેલી જોવસ ત્યારે તો મારા સંતોષનો પારજ નહીં રહેસે."

તે છોકરીનો નિરદોષ, મીઠો, નિખાલસ ચ્હેરો જોઇ તે હસ્યો, પણ, વળી પાછી દુ:ખમાં તવળટી પેલી છોકરીના તવળાટની તેને યાદ થતાંજ તે ચ્હેરો પાછો ગમગીન બની રહ્યો.

"બેલ, તું મને ચાહેછ તેથી ખુદાનો હું ઘણોજ ઉપકારી છેઉ"

રેની અને પોના વચ્ચેનો પેલો બનાવ તે જવાને પોતાનાં મગજમાંથી ઘણોબી બાજુ કરવા માંગ્યો, પણ તેનીથી તેમ બની શકયું નહીં; બેલની આગળ તે હતો તેટલાં તે વિચારોમાંથી તેને થોડી ઘણી રાહત મળી હતી ખરી, પણ, જેવો તે પોતાના ઓરડામાં એકલો પડયો કે તે બધા વિચારો તેનાં મગજમાં પાછો બખેડો લઇ ઉઠયા.

"પણ ત્યારે હવે મારે કરવું કેમ? બેલ ને મારા વચ્ચેની બાબદ છુપી રાખવાની બેલની સમજાવટને મારે તાબેજ થવું ન હતું—એ.એક મારી ભુલ મોટી થઇ. એ બીચારી જો જાણતે કે મારૂં હેત બેલપર દોડેછ તો આય ખરાબી થતી ઘણે દરજ્જે અટકતે."

હવે તો ઇજત ભરેલું એજ હતું, તેની પ્રમાણીક ફરજ એજ હતી કે એ વાતથી તેને હવે તેણે વાકેફ કરવીજ જોઇયે, એમ તેણે મનસે નક્કી માન્યું.

લૉર્ડ એરન્ડેલને એ વાતથી વાકેફ કરવાના ભલા હેતુથીજ તે આ વખતે નેવરસ્લી ખાતે આવ્યો હતો, અને તેવણને એ બાબે ચેતાવવામાં તેણે વખત ખોહવો જોઇયે નહીં, એમ તેણે નક્કી કીધું. સહુવારનાં પ્રહરમાં તેણે એ વાત લૉર્ડ એરન્ડેલ આગળ જાહેર કરવાનો ઠેડાવ કીધો, અને એક વખત તે વાત બાહાર આવી કે બધી વાતનું સેવટ આવી જશે એમ તેણે માન્યું; છતાં તે છોકરી પોતાનું દુઃખ ભુલવાની નહીં, એવી તેને બીહીક હતી. હવે જે હોય તે, તેમાં તેનોબી ઇલાજ નહીં હતો. તે બેલને ચાહતો હતો અને રેનીનાં મનમાં કાંઇ ગેરસમજુતી ઉભી થઇ હોય તો તે માટે તે પોતે જોખમદાર નહીં હતો. હવે તેને કબુલ કરવાની ફરજ પડી કે બેલને થયા કરતા ધખારામાં કાંઇક વજુદ હતું ખરૂં. આય જે વાદલી હાલ ઉઠી હતી તે તેનાં સુખનાં ઉજાસને કાંઇક ખલલ પ્હોંચાડી શકી હતી ખરી.

હવે તો લૉર્ડ એરન્ડેલને મળી બધી વાતનો ખુલાસો તેવણ આગળ કીધા સિવાય તેનો છુટકજ ન હતો. તો જોકે તે સાંભળી રેનીને જે દુઃખ ઉપજશે તે જોવું તેને માટે ઘણું મુસ્કેલ થઇ પડશે, એમાં કશોજ શક નહીં હતો; ગમે તે બને, પણ એ વાત જાહેર તો તેણે હવે કરવીજ જોઇયે. જો તેનીથી બની શકતે તો તે છોકરીને એ દુઃખમાંથી તે ખુશીથી બચાવતે, પણ તેનો ઇલાજ કશોજ ન હતો. બધાંને માટે તે સહવાર ઘણી હુંફાળી, ખુશનુંમા અને સુગંધી હવાથી ભરેલી નિવડી, એક માત્ર

રેની માટે નહીં!

જાણે કેટલાં વર્ષો થયાં એકનાં એક દુઃખથી તે છોકરી રીબી રીબીને આજેજ થઇ હોય, તેવો ફિક્કો અને સોહોરાયલો ચ્હેરો લઇને તે પોતાનાં બીછાનાંમાંથી બાહાર આવી. તેની આંખોજ કહી આપતી હતી કે તે રાખી રાત તે છોકરીએ ધોધમાર આંસું વરસાવીનેજ પસાર કીધી હતી. વાળ સરખા કરવા તે આરસીના તકતા આગળ ગઇ કે તે ચોંકીને બે કદમ પાછળ હટી ગઇ; તે છોકરી પોતાનોજ ચ્હેરો જોઇને પોતેજ બીધી હતી!

"ફક્ત એકજ રાત્રે જો મારામાં આય ફેરફાર કીધોછ તો એ રાંજ દુઃખમાં એકાદ વરસ કાઢસ તો હું તો ગરાઇને ગુરો થઇ જવસ!"

એરીકબી ઉઠયો પણ તે વળી અજબ કીસમનો વસવસો મનમાં લઇને ઉઠયો હતો.

દાદરપરથી નાસ્તાને માટે નીચે ઉતરતાં બેલ તેને ડાઇનીંગ-રૂમમાં દેખાઇ.

તે વ્હેલો વ્હેલો તેની આગળ ગયો.

"બેલ, મને તારા આશિષ આપ. હું આજે લૉર્ડ એરન્ડેલ આગળ આપણા વચ્ચેનો ભરમ જાહેર કરવા જાઉંછ."

તે સાંભળી બેલનો ચ્હેરો ફિક્કો મારી ગયો.

"મને તો બા બીહીક લાગેછ" તે છોકરી બોલી ને એરીકે જેમ અગાઉ તેમ આજે તેની એ ધાસ્તીને હસી નહીં કાઢી.

* * * * * *

"એરીક, તું મને મળવા માંગેછ?" લૉર્ડ એરન્ડેલે તેને પોતાની આગળનો આગળ ગંગેટાઇને ભમ્યા કીધેલો જોઇ તેને પુછયું. "કાંઇ નહીં, મને હાલ ફુરસદ છે—લાયબ્રેરી રૂમમાં આવ."

જીંદગીમાં આજેજ પ્હેલીવાર એ એરીક સીલવરનાં મગજનું સમતોલપણું ખોરવાયલું દેખાયું, અને તો પણ તેને એટલું બીહીવાનું શું હતું તે તે સમજી શકયો નહીં.

લૉર્ડ એરન્ડેલ તે જવાનને પોતાની સાથે લાયબ્રરીરૂમમાં લઇ ગયા અને પોતાની હંમેશની બેઠકપર ગોઠવાઇ એરીક સામું જોઇ તેવણે સ્હેજ–હંમેશ માફક–હસીને તેને પુછ્યું.

"શું કહેવાનું છે, એરીક?"

એરીક જે ધ્રુજતે હાથે તેબલપર પડેલી હાથીદાંતની એક પેપર નાઇફ સાથે ફાંફાં મારતો બેઠો હતો, તેણે તેવણ તરફ જોયું.

"મારા લૉર્ડ" તે બોલ્યો "તમારી મારી ઉપર મેહેરબાની માયા ઘણીજ છે ને હવે તે કોઇ વાતે ઓછી થાય એમ હું બીહીતો નથી."

લૉર્ડ એરન્ડેલને તેનાં આ બોલવાથી ગમત લાગી હોય તેમ તેવણ હસ્યા.

"તારી શુરૂઆતપરથી તો તું જાણે મારી પાસેથી કાંઇ મેહેરબાની માંગવા હમણા આયો હોય તેમ લાગેછ? શું જોઇએછ, એરીક? લે, બોલ, ને બીહી ના કે હું તે આપવાની તુંને ના પાડસ."

"મારા લૉર્ડ હું તમારી પનાહ પોસ્તીમાંની એકને ચાહુંછ ને તેની સાથે પનવાની રજા માંગવા તમારી આગળ આયોછ."

લૉર્ડ એરન્ડેલનો ચ્હેરો ખુશીથી ચમકી રહ્યો.

"ને તુંને તે રજા મળી એમજ સમજ–કેમકે રેની સાથે તું પ્યારમાં પડે એ કરતાં વધુ બીજા આશિષ મેં ખુદા પાસે માંગ્યાજ નથી."

એરીક તો આ સાંભળી હરણફાર થઇ ગયો!

"તમે રેનીને માટે સમજ્યા કે? રેનીને માટે હું કહેતોજ નથી; એ તમારી ગેરસમજ છે. હું બેલને ચાહુંછ ને તેની સાથે પનવા માંગુંછ."

થોડીક મીનીટ તે ઓરડામાં શાંત ચુપકીદી ફેલાઇ રહી. લૉર્ડ એરન્ડેલને આ અચાનક ફટકો ઘણો સખ્ત લાગ્યો હોય એમ તેવણના

ચ્હેરાપરથી દેખાઇ આવ્યું.

તેવણ ઘણાજ ધીમે અને ગંભીર અવાજે બોલ્યા—

"હું તો કદાચ એમ ધારૂં કે એમાં કાંઇક તારી ગેરસમજ હોસે, કેમકે, મને તો એવોજ ખ્યાલ હતો કે તું રેનીનેજ ચાહેછ."

"રેનીને વાસ્તે મને ઘણુંજ માન છે—તેના જેવી ખુબસુરત શ્યાણી ને અક્કલવાળી છોકરી લાખ નેકોમાં એકજ હોસે" એરીક બોલ્યો "એને વાસ્તે એવો વિચાર બાંધવાની મેં શેખી કીધીજ નથી. બેલને જેવી મેં જોઇ તેવી મારી ભવિષ્યની ભાગ્યણ તરીકે તેને મેં ધારીજ રાખી."

"ત્યારે એ મીસ ડી સેન્ટ લાન્સનું કેમ?" તેવણે ગંભીર રહી-નેજ પુછ્યું "એ છોકરી તુંને ચાહેછ કે?"

"હા, મારા લૉર્ડ. તમારી રજા માંગવાને મને તે પોતાની બાહાળી આપી ચુકીછ."

"ત્યારે તુંને મારી રજા છે" તેવણ બોલ્યા "તે ના પાડવાનો મને કાંઇજ સબબ નથી. તો જોકે મારે ખુલ્લા બોલોમાં કબુલ કરવું જોઇયે કે હું તો કાંઇક જુદોજ ખ્યાલ બાંધી બેઠો હતો. મારાં દિલની એકની એક ઉમેદ એ હતી કે તું રેની સાથે પરણે."

એરીક આ સાંભળી ઘણો ગુંચવાડામાં પડયો. તેણે શું કહેવું—શું બોલવું તે તેને સુઝયુંજ નહીં.

"મને એમજ લાગ્યું કે મારી છોકરી મારા પોતાના વારેસની મોહોરદાર થાય એ ઘણુંજ બંધબેસ્તું થઇ પડે. તેમ નથી થયું તેથી હું નિરાશ તો થયોછ; પણ અલબત મારે એ બાબે તુંને વધારે કહેવાની કાંઇજ જરૂર નથી."



## પ્રકરણ ૩૭ મું.

# મેડમ પોતાના બન્ને હાથોમાં પોતાનું મોંહ છુપાવી ધસાંધસ રડી પડી!

એરીક તેવણ સનમુખ એવો તો દયાજનક દુઃખી ચ્હેરો કરીને ઉભો કે તે જોઇ લૉર્ડ એરન્ડેલને ઘણું લાગી આવ્યું.

"બીજાંઓને માટેની યોજનાઓ લોકોએ પોતાની મરજી મુજબ યોજી રાખવી એ તેઓ માટે ઘણું મુરખાઇ ભરેલું છે" તેવણ બોલ્યા "આય કેસમાં એટલું ઘણું સારૂં છે કે કોઇને કશી વાતનું નુકશાન નથી થયું—કાંઇ ખરાબી થવા નથી પામી. પણ, આહ! હવે મને યાદ આવેછ કે મેં મારાં દિલની ઉમેદ મેડમ આગળ જાહેર કીધી હતી, પણ, તેનું કાંઇ નહીં, કેમકે, મેડમ ડાહ્યાં પાક્કાં આદમી છે, કાંઇ નાદાન નથી. રેનીને હજી તો હું જોઉં—તે મારે ત્યાં આવે તે અગાઉથી એ ઉમેદ મારાં દિલમાં મેં વસાવી મુકી હતી. જેવી તે મને આવી મળી અને મેં તેને આવી ખુબસુરત અને દમામદાર દેખાવની જોઇ કે મારી તે આશા મજબુત થઇ."

"ખરેખર, રેનીમાં કશીજ વાતની કચાસ નથી" એરીક બોલ્યો.

"એટલુંજ કે તેને તું ચાહી નથી શકયો" લૉર્ડ એરન્ડેલ હસીને બોલ્યા "ઠીક ત્યારે, મેં કેહ્યું તેમ આય અદલાબદલીથી ખરાબી કશી નથી થવા પામી—ને મીસ ડી સેન્ટ લાન્સબી ઘણી ગરીબ, ઘણી નરમાશવાલી, ખુબસુરત અને કેળવાયલી છોકરી છે. એના કરતાં બેહેતર પસંદગી તું નહીં કરી શકતે, એરીક. મારી ખાતરી છે કે તું એની સાથે ઘણો સુખી થઇ શકશે."

"ત્યારે, મને તમારી રજા છે, સાહેબ?" એરીકે પુછ્યું.

"અલબત, મારી પરવાનગી છે, ને સાથે મારી ખરાં અંતઃકરણની દુઆબી છે. એરીક, હું સમજી શકુંછ કે મારી તરફનાં માનને ખાતર

એટલીબી મારી રજા પુછવાનું તેં ઘટતું વિચાર્યુંછ, બાકી તારીપર મારો કશો હક નથી, તારીપર મારી કશીબી સત્તા નથી, ને બેલનાં મમાબી હજી તેનાં વાલી તરીકે તેને માથેવાસે હૈયાત છે."

લૉર્ડ એરન્ડેલનાં આ બોલવાથી એરીકને એવું લાગી આવ્યું કે તેની આંખોમાં બેઅખત્યાર આંસુ ભરાઇ આવ્યાં અને તે ઝટ તેવણુ આગળ ગુંઠણુ મરડયે પડયો અને તેવણુના બન્ને હાથો લઇ પોતાની આંખ્યોમાં દાબી તેઓને ચુંમી લીધી.

"મારા લૉર્ડ, તમો પ્રત્યે મને માન તો ઘણુંજ હતું મગર, તમે મારી તરફ જે આજે વળાણુ અખત્યાર કીધી છે તેથી તે માનમાં હજાર ઘણો ઉમેરો થયો છે. તમો સાહેબની સલાહ લીધા વગર હું કાંઇબી કામ હાથ નથી ધરવાનો તેની તમોને મારી ખાતરી આપુંછ." તે બોલ્યો.

"હવે ત્યારે, મારી સલાહ છે, એરીક, કે તું મેડમને જઇને મળ–ને ખરૂં કેહુંછ કે તુંને પોતાનો જમાઇ કરી લેવાને માટે મેડમની મને ખરેખર અદેખાઇ લાગેછ! મને હવે કામ છે એટલે તારી સાથે એને લગતી વિગતમાં ઉતરવાનો મને વખત નથી. વખત જતાં તારાં લગનની આપણે બધી ગોઠવણ કરસું અને તે વખતે નેવરસ્લીના વારેસ તરીકે તારો ટેક સચવાય તેવું લવાજમબી તુંને આપવાનું નક્કી કરસું. મેડમ આગળ હુમણાંજ જા, કેમકે, તારાં આ કામમાં તેવણની રજાની વધારે અગત છે."

એરીકબી જોયું કે લૉર્ડ એરન્ડેલ એકલા પડવા માંગતા હતા, એટલે તેણે વળી પાછો તેવણનો ઉપકાર માન્યો અને તે ત્યાંથી ચાલી ગયો.

"દરેકને હું નિરાશી–નાસીપાસી આપતો જણાઉંછ" મેડમના ઓરડા તરફ જતો જતો તે બડબડયો "પણ, બેલને ચાહ્યા સિવાય મારો જાણે ચારોજ નહીં હતો."

મેડમ ડી સેન્ટ લાન્સ પોતાના ઓરડામાં એકલાં બેઠેલાં હતાં અને એરીકે જોયું કે તેવણનો ચેહેરો ઘણો વિચારવંત અને ગંભીર હતો. તેવણે

બીહીને તેની તરફ જોયું અને તેવણનો ચ્હેરો વધારે ચિંતાતુર બની રહ્યો.

"મને તમે મળવા માંગોછો, મી૦ સીલવર? કેમ વારૂં આજે મારૂં તમુને શું કામ પડયું?"

"હું તેજ તમુને કેહુંછ, મેડમ."

અને તેવણની આગળ ટટાર ઉભા રહી તેણે પોતાના પ્યારની વાત તેવણ આગળ જાહેર કીધી.

તેની ઘણી અજાયબી વચ્ચે મેડમ પોતાના બન્ને હાથમાં પોતાનું મોંહ છુપાવી ધસાંધસ રડી પડી!

"મેડમ" તે બોલ્યો "તમે એ શું કરોછ? મેહેરબાની કરીને મુંગાં રેહો. તમારી દીકરી બેલને હું ચાહુંછ તેથી તમે મારી સાથે કાંઇ ગુસ્સે તો નથીની?"

"બેલ!" મેડમ બોલી "બેલ! ઓ મી૦ સીલવર, કાંય નહીં તમે રેનીબે ચાહતા?"

તે જવાનની અજાયબી વધી ગઇ! દુન્યા ખાધેલ મેડમ તો શું પણ કોઇથીબી તે આ સવાલની વક્કી રાખી નહીં શકે.

"જાણે પ્યાર ઇનશાનના કાબુમાં હોય તેમ તમે બોલોછો, મેડમ" તે બોલ્યો. "બેલ સિવાય કોઇનેબી હું ચાહતો નથી—પ્યારના કાબુમાં આપણે છઇયે, પ્યાર આપણા કાબુમાં નથી."

પણ, મેડમનું ધ્યાન જે ને બોલતો હતો તેપર હતુંજ નહીં—તેવણનું તો રડવું ચાલુંજ હતું.

"રેની, બીચારી રેની!"

"રેનીની દયા ખાવાનું તમોને કાંઇ કારણ?" તેણે પુછ્યું "લૉર્ડ એરન્ડેલ જેવાની દીકરી કોઇની દયાની મોહતાજ હોયજ નહીં."

મેડમે પોતાની ઉભરી આવેલી લાગણીને કાબુમાં પાછી લેવાની જીવતોડ કોશેશ કીધી.

"મેં કહાં તમુને રેનીની દયા ખાવા કેહ્યું?" તે બોલી "ઓ

એરીક સીલવર તમે શું ખરાબી કીધી! તમે આય શું દુઃખ ઉત્પન્ન કીધું? તમે અહીં આયાજ શું કામ?"

તે બીચારો જવાન તો આ બધું સાંભળતો દિગમુઢ જેવો મેડમની સામે ઉભોજ રહ્યો.

"મારાં વ્હાલા મેડમ" તે બોલ્યો "એ તમે શું ગેરસમજુતી ઉભી કરોછ? તમારી છોકરી જેને હું ચાહુંછ તેની સાથે પરણવાની રજા માંગવા હું આયોછ, ને તમે ખરાબી નિપજાવવાનું મારીપર તોહમત મુંકોછ?"

"નહીં, 'ખરાબી' બોલનો જે હંમેશાં અર્થ થાયછ તે અર્થ ઉઠાડવાનો તમારા બાબમાં મેં ઇરાદો રાખ્યોજ નથી. તમે જે મને કેહ્યું તેથી હું એવી ગભરાઇ ગેઇછ કે હું શું બોલી દેઉંછ, તેનો વિચાર કરવાનો મને વખત મળતોજ નથી. તમે મને પુછોછ કે બેલ સાથે પનવાની તમોને મારી રજા છે કે નહીં, તો મારી મતલબ તમુને કહેવાની એ છે કે તમારી એ લાગણી બાબે તમે કાંઇ ભુલ તો નથી કરતા?"

અને આ સવાલનો જવાબ બરાબર વિચારીને દેવા વાસ્તે મેડમ જાણે આરજુ કરતી હોય—તેની આગળ અરજ ગુજારતી હોય તેમ એ હાથ જોડી તેની તરફ એકી ટગરે જોતી તે બેઠી.

"તમારી ખાતરી છે, તમે કાંઇ ભુલમાં ગોટું તો નથી ખાતા?" તેણીએ પાછું તેને પુછ્યું "તમે રેનીને તો નથી ચાહતા?"

"નહીં, તે માટે હું તદન ખાતરી ભરેલો છેઉ" તે બોલ્યો "હું તમારી દીકરી બેલનેજ ચાહુંછ, તેબી મને ચાહેછ ને તેને પનવાની હું તમારી પાસે રજા માગુંછ."

"ને ધારો કે હું તમોને પરવાનગી નહીં આપું—તો પછી મી૦ સીલવર?"

"તમે એવું ગેરવાજબી પગલું નહીં લઇ શકો—પ્રમાણીકપણે તમે એમ નહીં વરતી શકો. શા માટે તમે એમ કરો?"

"પણ, જો હું એમ કરૂં તો?" મેડમ પોતાના સવાલનો જવાબ મેળવવાની જીદ પકડી બેઠાં.

"અમે ઇંગ્રેજો અમારી ચીવટાઇને માટે જાણીતા છઇયે" તે હસીને બોલ્યો "તમે જો ના કેહો તો પછી બેલને લઇને નાહસી જવા સિવાય મારો બીજો ઇલાજ નહીં રહેશે. હું તો બા તમુને જે છે તે સાચે સાચું કેહી દેઉંછ."

"વારૂં તમે એને વખત જતે ભુલી જઇ કોઇ બીજીને ચાહતાં નહીં શીખો?"

"નહીં, તેમ તો હું નહીંજ કરૂં, મેડમ. જો ચાહું તો બેલનેજ ચાહું, નહીં તો કોઇને નહીં–નહીં, કોઇ બીજીને તો હું કદીબી નહીં ચાહી શકસ."

તેણીએ તે જવાન તરફ એકી ટગરે જોયાજ કીધું, અને તે જવાને જોયું કે મેડમની આંખોમાં હજી આંસુઓ હતાં.

"એરીક, તમારી વાત હું માનુંછ–મને તમારીપર વિશ્વાસ છે, મગર, ખુદા જાણે એનું સેવટ કેવું આવશે! મારી તમુને રજા છે, શાને વાસ્તે? કારણકે મારી ખાતરી છે કે બેલનેજ તમે ચાહશો, તમે તેને છોડીને બીજીની અડાસે નહીંજ જશો."

"એનાં સેવટને વાસ્તે તમે બીહોછ, તો લેવો, તે કેવું આવશે તેબી તમોને હું કેહું. બેલ આખી દુન્યામાં સર્વેથી સુખી, સર્વેની માનીતી, સર્વેથી ખુબસુરત અને સર્વેનું માન અને ચાહ જીતનારી એક પરણેતર પુરવાર થશે. તે વખતે તમેજ બોલશો કે 'સારૂં થયું મેં બેલને એરીક સાથે પરણાવી,' અને ખાલી ખોટા ધખારાથી તમે મને દલગીર કરી પોતે દલગીર થયાં તેને માટે તે વખતે તમે પસ્તાસો."

તેણીએ હસ્વાની અને ખુશ દેખાડવાની તજવીજ તો કીધી પણ તેમાં તે નિષ્ફળ ગઇ.

"ખુદા કરે ને તેમ થાય એવું મારૂં ચાહવું છે" તેવણ બોલ્યાં

"તમે એલની સાથે વાત કીધી કે?"

જવાબમાં તે ખડખડ હસી પડયો.

"મેડમ માફ કરજો, પણ મારાં સુખના વિચારે મારીથી હસઇ હસઇ જવાયછ. મારૂં સુખ મારાંમાં માયું સમાયું જતું નથી. એલ મને ચાહેછ, અને તમારી રજાથી મારી પરણેતર બનવાને તે એક પગે છે."

"ખુદા તમો બેઉને સુખી રાખે" મેડમ ગંભીરપણે દુઆ ગુજારી બોલ્યાં.

અને એરીક ત્યાંથી ચાલતો થયો.

"એલ એની માયના જેવી નહીં નીવડે તો સારૂં" એરીક જતાં જતાં બડબડયો "મારા પ્યારને ત્યારે ખુશીથી બાહાલી આપનારૂં હજી સુધી મને કોઇ નથી મળ્યું."

તે મેડમ આગળથી વિદાય થયો કે મેડમ પોતે જ્યાં ગોઠવાયલાં હતાં ત્યાંથી ઉઠયાં. હજીબી તેવણનો ચ્હેરો ઘણાં દુઃખની ગવાહી આપી રહ્યો હતો.

"જે બનવાનું હોસે તે બન્યા વગર નથી રહેવાનું એમ મારી ખાતરી છે" તેવણ બડબડયાં.

એરીક હવે સીધો એલની શોધમાં ગયો. તે છોકરી ત્યાં સરોવરમાં તરતાં સુફેદ બરફ જેવાં હંસોને જોતી ઉભેલી તેને મળી.

"મને અંદર રહેવાજ નહીં ગમ્યું—મને કાંઇ બીહીક બીહીક લાગ્યા કીધી ને પેટમાં ધ્રસક પડયા કીધી" તે છોકરી બોલી.

"ત્યારે તો સારીજ ખબર લઇને તારી આગળ હું આયો તે સારૂં કીધું કેની, વ્હાલી?" તે બોલ્યો "લૉર્ડ એરન્ડેલે આપણને બેઉને ઘણી ભલી દુઆઓ સાથે રજા આપીછ, ને મેડમનીબી પરવાનગી હું લેઇ આયોછ."

તે છોકરીને ઠગવાની મતલબથી નહીં, પણ રખે તેનું દિલ દુઃખાય ને તે હેબતી જાય એવા ખ્યાલથી મેડમની લાગણીને માટે એરીકે તેણીની

આગળ કશોજ ઇશારો કીધો નહીં, તેમજ લૉર્ડ એરન્ડેલ સાથે જે તેને વાત થઇ હતી તે તેણે વિસ્તારીને પાછી તે છોકરી આગળ કીધી નહીં.

"હવે જે રેહ્યુંછ તે એ કે બેલ લગનનો વિચાર તારો ક્યારે છે? હું તુંને રાજી રાખી પુરતો લાંબો વખત થોભી ચુકોછ; હવે બેલ તારે મને રાજી રાખવો જોઇયે છે. આગષ્ટ મહીનો તો આય ચાલ્યો–લગન ઓકટોબરમાં ઠેડવ્યે તો કેમ?"

"મારી મરજીપર એ વાત તમે એરીક રાખવા નથી માગતા તો મને પુછોછ શાનું?" તે છોકરી હસીને બોલી "તમારે જેમ ગમે તેમ."

ત્યારે અકટોબરમાં લગન કરવાનું ઠડયું અને એરીકે છુટકારાનો દમ ખેંચ્યો કે તેની જંજાલનું અહીં સેવટ આવી ગયું હતું.

"બેલ, હવે આપણે અદરાયાંછ તે જાહેર કરવામાં તુંને કાંઇ અડચણ છે? મને તે જાહેર કરવાને કાંઇ ખાસ કારણ છે."

"તેમ કરવાનું તમુને શું કારણ છે તે પ્હેલે મને કેહો, એરીક."

"નહીં, ડીયર, તે કારણ મારે તુંને કહેવું નથી–મને તે કારણને વાસ્તે તો તું પુછતીજ ના."

અને તે છોકરી હતીજ એવા તાબેદાર અને નરમ સ્વભાવની કે તેણે એરીકથી તે કારણ ફરીથી જાણવા માંગ્યુંજ નહીં.

"પ્હેલે તો મારે લૉર્ડ બ્રાન્ડનને એ વાત કહેવીછ" તે બોલ્યો "ને પછી તારી સહીઓમાં એવી કોણ છે કે જેને એ વાતની ખબર પડે તો જગને ખબર પડી એમ સમજયે? એવી કોણ છે કે જેને એ વાત કહેવી ને દશ ન્યુસપેપરોમાં તે છપાવવી એ બરાબર થાય?"

"મીસ બેકર" બેલ બોલી અને એ જવાબ તે છોકરીએ ભોળાઇથી એટલો જલ્દી આપ્યો કે એરીકથી તે ઉપર હસ્યા વિના રહેવાયું નહીં.

"ઠીક છે, ત્યારે એ વાત તું તેને કહેજે, એટલે બાજી તારી ઓળખીતીઓને છુટી છુટી એ વાત તારે કહેવી નહીં પડે!"

એરીકે ત્યાંથી જઇ લૉર્ડ બ્રાન્ડનને શોધી કાઢયો અને તેને એ ખુશ

ખબરથી વાકેફ કીધો, અને તે જવાન અર્લે તેને મુબારકબાદી આપી.

"મને ભય છે, એરીક, કે આવી સારી ખબર મારીથી તુંને આપવાનું કદી બનવાનુંજ નથી" તે બોલ્યો "મીસ એરન્ડેલ તો મારી તરફ ઝાંખીને જોતીબી નથી."

આજે કોઇનીબી વાત સાંભળવા માટે એરીકના કાનજ નહીં હતા, છતાં તેને ધીરજ આપી તે બોલ્યો—

"હું જો હોઉં તો એ કામ પાછળ ખંતથી પુઠે લાગું. તારા જેવો પ્યાર તેના ઘટતા બદલા વગર ફોકટ જાય એમ હું માનતો નથી."

"તું ધારેછ, એરીક, કે આય કેસમાં ખંતથી હું જીતસ?"

"હા" તે બોલ્યો "મીસ એરન્ડેલ ઉમદા જીગરની છોકરી છે. તેને જાત કજાતના ફરકની કદર છે."

"તું મને જે ઉત્તેજણ આપેછ તેને વાસ્તે તારો હું ઉપકારી છેઉં" લૉર્ડ બ્રાન્ડન બોલ્યો. "આજે તો મીસ એરન્ડેલ દેખાઇજ નથી. આહ! પેલી રેહી—હું જાઉંછ તેની આગળ."

"મેં જે તુંને વાત કેહીછ તે ખાનગી રાખવાની કાંઇજ જરૂર નથી." એરીક બોલ્યો "તારે ગમે તો તું જાહેર કરજે."

એરીકની મરજી એવી હતી કે એ વાત રેનીને કાને કોઇ એવાં મારફતે નાંખવી કે જેનાં દેખતાં તે છોકરી પોતાની ખરી લાગણીને ઉઘાડી પાડતાં બીહે યા તો શરમાય.

---

## પ્રકરણ ૩૮ મું.

# "પ્યાર એક કવીનાં દરદી ભેજાંનું પરિણામ માત્ર છે!"

લૉર્ડ બ્રાન્ડન મીસ એરન્ડેલને મળવા ધસ્યો ગયો. જતાં જતાં

આજુબાજુએ ઉગેલાં સેંકડો ફુલોપર તેની નજર પડી, મગર, તેઓ-માંનું કોઇબી તે ખુબસુરત છોકરીના ચ્હેરા કરતાં વધારે સુંદર તેને લાગ્યું નહીં.

"કોણ હોસે?" તે પોતાને મનસે બડબડયો "કોણ હોસે એના જેવી ખુબસુરત? કોણ હોસે એના જેવી મધુર અને મીઠી?"

જો તે તેણીને જીતી શકે, તેણીની સાથે પોતાનાં જીગરની અદલા બદલી તે કરી શકે તો જીંદગીભરમાં તેને બીજાં કોઇ સુખની આરજુ નહીં રહે એમ તેણે માન્યું.

તે છોકરીની આગળ તે ગયો.

ગુલાબોથી ભરેલા એક ભાગ આગળ ઉભી રહી એક ગુલાબનાં ફુલ સાથે તે રમતી હતી. જોકે તે જાણતી હતી કે તે જવાન અર્લ તેણીની આગળ આવતો હતો તે છતાં તેની તરફ જોવાની વડીક તેણીએ દરકાર કીધી નહીં. તેની આંખોમાં તેને માટેના ઉત્સાહનાં કશાંબી ચિન્હો તે જવાનને દેખાયાં નહીં.

લૉર્ડ બ્રાન્ડન તેનો ચ્હેરો જોઇ શકવા જેટલો નજીક આવ્યો કે તેના ચ્હેરાપર થયલો ફેરફાર તેની નજરે પડતાંજ તે ચોંકયો. જવાની, ખુબસુરતી, રતાશ અને ચમકાટ એ બધું તે ચ્હેરાપરથી ઉડી ગયલું તેને જણાયું! અને તે બધાંની ગેરહાજરીમાં તે છોકરીનો ચ્હેરો ફિકકો, ઉદાસ અને કમોળાયલો તેને લાગ્યો.

"મીસ એરન્ડેલ!" તે બોલી ઉઠયો.

ધીરેથી તેણીએ ડોક ફેરવી તેની તરફ જોયું.

"તમે મને પુછોછ?" તે બોલી.

"મેં તમુને અહીં જોયાં ને તમારી ખેર આફયત પુછવા અહીં હું આયો પણ તમુને જોઇને હું અજબ થયો."

"એમ જરા જરામાં અજબ થવું એ નબળાં મનની નિશાણી છે" જેમ તેમ મોંહ હસ્તું રાખવાની ફોકટ તજવીજ કરતી તે છોકરી બોલી.

"જો તમે એમ ધારતાં હોવ તો નબળાં મગજનોબી કહેવાવામાં હું સુખ માનુંછ" લૉર્ડ બ્રાન્ડન નમીને બોલ્યો "પણ, મીસ એરન્ડેલ, મને મેહેરબાની કરીને કહેશો કે તમે સારી પેઠે છેવો ?"

"આવી સારી તંદરેસ્તી સાથે તમે જ્યારે મને તમારી સામે ઉભેલી જુવોછ તો એવો સવાલ પુછવાનીજ શું જરૂર છે?" તે બોલી.

"પણ, તમારામાં ફેરફાર એટલો બધો હું જોઉંછ—નહીં મેહેરબાની કરી તમે ભવાં ના ચઢાવો—તમે જાણોછ કે તમારો એક તલભાર ગુસ્સો મને ઘણો દુઃખી બનાવેછ. મારે મોંઢેથી 'તમે સીક છેવો' એમ સાંભળી તમોને કરાજી પેદા થતી હોય તો એ બોલ મારાં મોંહમાંથી નીકળે તે અગાઉ મારી જબાંને તેની જડમાંથી ખેંચી કાઢસ."

"હું ધારૂંછ કે તેમજ કરવું તમારે માટે ડાહપણ ભરેલું કહેવાશે."

હા, તેના ચ્હેરાનો ફિકાશ પકડાઇ આવ્યો હતો તેથી તે ઘણી ચીરડાઇ હતી.

"હું વિચાર કરૂંછ, મીસ એરન્ડેલ કે તમારી તરફથી એકજ—ફકત એક—મીઠો બોલ સાંભળવાને માટે હું શું તદબીર કરૂં ?"

"તે હું કેહી શકતી નથી" તે બોલી "ને મારી તરફના મીઠા બોલને માટે તમારે કાંય એટલી વેઠ કરવી જોઇયે તે હું સમજી શકતી નથી."

"કેટલા જોરાવર પ્યારથી તમોને હું ચાહુંછ તે તો તમે જાણી ચુકયાંછ, તો હવે મારીપર તમે સ્હેજ માયા બતાવવાની મેહેરબાની નહીં કરો ?"

તે હસી.

"ને પ્યારમાં હું બીલકુલ માનવાવાલી નથી તેબી તમે જાણી ચુકયાછ—પ્યાર એક કવીનાં દરદી ભેજાંનું પરિણામ માત્ર છે—તે તેનો ઉપજાવેલો એક સ્વપ્નો છે."

અને જે તે બોલતી હતી તે કેટલું ખોટું—નહીં, કેટલું જુઠું હતું

એમ તે જાણુતી હતી અને તેથી તેનાં હૈયાંમાં ચમટો તુટતો હતો.

"જોકે, આવી શોભાયમાન સુંદર સહવારે એક ઇનશાને–તેમાં ખાસ કરીને મારે–અદેખાઇની લાગણીને વશ થવું તો ન જોઇયે, છતાં, મને એરીક સીલવરની અદેખાઇ લાગેછ એમ મારે ખુલ્લો યકરાર કરી દેવો જોઇયે."

"એરીક સીલવરની અદેખાઇ? તમુને? કાંય વારૂં?" તે છોકરીએ અજાણ થઇ એમ પુછ્યું તો ખરૂં પણ એરીક સીલવરનું નામ પોતાનાં મોંહમાંથી બાહાર કાઢતાં તેણીની છાટી ધડક ધડક થઇ, તેણીનો ચ્હેરો રાતો સોર્ખ બની તપવા લાગ્યો, અને તેણીની આંખોમાંથી અંગાર ચમકતો દેખાયો.

"કેમકે, તે ઘણો સુખી છે. તેના ચ્હેરાપર, મેં તેને હમણાં જોયો તે વખતે એવી રૂહાંની હતી, તેની આંખોમાં એવી નુરાંણી હતી! તે સુખી છે કેમકે તે પોતાનો મન ચાહ્યો પ્યાર મેળવી શકયો છે."

"તમે શું કહેવા માંગોછ તે હું સમજી શકતી નથી, લૉર્ડ બ્રાન્ડન" તે ઉતાવળે બોલી.

તે હવે તે જવાન તરફ ડોક ફેરવીને ઉભી હતી અને તેથી તે ચ્હેરાપર જે ઉતાવળી આતુરતા પ્રગટી રહી હતી તે તે ખુલ્લી જોઇ શકયો હતો.

"તમે શું કહેવા માંગોછ?" લૉર્ડ બ્રાન્ડનને તેણીના પ્હેલા સવાલનો જવાબ આપતાં સ્હેજ વાર લાગ્યાથી રેનીએ પાછું તેને પુછ્યું.

"તમે નથી સાંભળ્યું?" તે બોલ્યો "હા, હવે મને યાદ આવેછ કે એરીકે મને જ્યારે એ વાત કેહી તે વખતે એ ગોઠવણ તુરતનીજ થઇ હતી. છતાં તમે એ વાત જાણતાં હોવાંજ જોઇયે, તમારીથી એ વાત છુપી હોયજ નહીં! તમુને એ ખબર કાંઇ નવી લાગશેજ નહીં."

અને તે છોકરી તે ખબર જાણવાને માટે કેવી અધીરી બની ગઇ હતી તે વિષેનું કશુંબી ભાન રાખ્યા વગર તે જવાન વળી પાછો તેણીના

ચ્હેરા સામે ટીકતો ઉભો.

"તમે શું બોલોછ તે હું કાંઇજ સમજી શકતી નથી." તે બોલી "મને સમજ નથી પડતી કે તમારો એ દોસ્ત બીજી બધી સહવાર કરતાં આજેજ કાંય ઘણો વધારે સુખી હોવો જોઇયે?"

"હું તો જાણું કે તમુને બધી વાતની ખબર હોસે" તે બોલ્યો "એરીકને હમણાંજ હું મળ્યો અને તેણે પોતાને મુબારકબાદી આપવા મને અરજ કીધી; કેમકે મીસ ડી સેન્ટ લાન્સ સાથે પનવાની તેણે લૉર્ડ એરન્ડેલ પાસે આજે હમણાંજ રજા માંગી અને તેને તે મળી."

જેવા તે જવાનનાં મોંહમાંથી એ શબ્દો પડયા કે તેણે જોયું કે તે છોકરીનો ચ્હેરો ફિકકો મારી ગયો અને તેણીની આંખોમાંનું તેજ ઉડી ગયું—એટલે સુધી કે તેને તે ચ્હેરો અને આંખ એક મુવેલાં ઇન-શાનના ચ્હેરા અને આંખ જેવાં લાગ્યાં!

"જરા એ ફરીથી બોલો" તે ધીમા અને ધ્રુજતા અવાજે બોલી.

"તમે આય ખબર એકાયક અચાનક સાંભળતાં હોવ તેમ લાગેછ" તે બોલ્યો "ને તે છતાં તમુને એ લોકને વાસ્તે કાંઇ વ્હેમ તો ગીયોજ હોસે. એરીક સીલવર, મીસ ડી સેન્ટ લાન્સ સાથે પરણનાર છે."

તે એક સંગેમરમરનાં પુતલાંમાં ફેરવાઇ ગઇ હોય તેમ ઉભી. તેણીએ પોતાના હાથોની મુઠ્ઠી એવાં તો જોરથી વાળી કે જે હાથમાં તેણીએ ડાંખલી સાથનો ગુલાબ પકડેલો હતો તેના બધા કાંટા તેના તે હાથની હથેલીમાં ભોકાઇ ગયા હોવા જોઇયે અને તે છતાં તેણીને કશુંજ દુઃખ થયું નહીં એવી લાગણી રહીત અને સ્હુની સાવજ બનીને તે ઉભી. તેની નજર આગળ આસ્માન અને જમીન ફરવા લાગ્યાં. એ ખબર સાંભળી તે છોકરીને એવો જબરદસ્ત આંચકો લાગ્યો કે તેને બદલે જો કોઇ સ્હેજ નબળી છોકરી હતે તો એ અસરથી ઉભી ઉભી તુટી પડી ત્યાંજ તે મરી જતે; અને તેમ જો રેનીના બાબમાંબી બનતે તો તે એક આશીરવાદ કહેવાતે, કેમકે, આ ખબર સાંભળી તેનાં હૈયાંમાં જે દુઃખ

બરપા થયું હતું તે મોત કરતાં બદતર હતું. પણ જાણે એવી વખતે મોતની શાંતી તે છોકરી માટે સરજાયલીજ નહીં હતી.

"તે એને કયારથી ચાહતો થયો હતો?" તેણીએ ધીમે અવાજે પુછ્યું.

"જયારથી તેની એ છોકરીપર પ્હેલી નજર પડી હતી ત્યારથીજ, એમ એરીકના કહેવાપરથી માલમ પડેછ" તે જવાન અર્લ બોલ્યો.

"તે લોકનાં લ—" તે બોલતી થોભી ગઇ. તે આશીરવાદ પામેલો બોલ એ બે વ્હાલાંઓના સંબંધમાં એ છોકરી પોતાનાં મોંહમાંથી બાહાર કાઢે તે કરતાં તો મરી જવું તેણીએ બેહેતર વિચાર્યું—છતાં છાટીપર પથ્થર મુકી તેણીએ પુછ્યુ "એ લોક પનવાના ક્યારે?"

"અકટોબર મહીનામાં" તે બોલ્યો "હવે કેહો એરીકની અદેખાઇ કરવાનું મને કારણ છે કેની?"

"નહીં" તે બોલી "તેમ કરવાનું તમુને જરાબી કારણ નથી."

"હું ચાહુંછ કે તમારાં મતને મળતો હું થઇ શકું. તે જેને ચાહતો હતો તેને એ જીતી શકયોછ. જેને હું ચાહુંછ તે જો મને આશા આપે તો કયામત સુધી તેને માટે ખોટી થવાને હું ખુશી છેઉં. પણ મને જે ભય છે તે એજ કે મારી મોબતની મુરતી મારી તરફ રહેજ હસીને જોવાની વટીક નથો."

તેણીએ તેનું એ બોલવું સાંભળ્યું હોય તેમ નહીં લાગ્યું. કેમકે, જે વખતે તે બોલતો હતો તે વખતે તે છોકરી પોતાની આંખ્યો છેક દુર ટીકેલી રાખી ત્યાં આસ્માન સાથે લાગેલાં મોટાં ઝાડો જોતી ઉભી હતી.

"આય બનાવ બનશે એવો તમુને કદી ખ્યાલ થયો ન હતો?" તે જવાને પુછ્યું "એરીક એ મીસ ડી સેન્ટ લાન્સને ચાહેછ, એમ તમુને લાગ્યુંજ નહીં?"

"નહીં" તે બોલી "હું ખાતરીથી કેહી શકુંછ કે તેવું મને લાગ્યુંજ નહીં."

"હું તો તે લોકને એકજ વખત સાથે જોતાંજ ચેતી ગયો હતો" તે બોલ્યો "તમે સીધારોછ કે, મીસ એરન્ડેલ?"

"હા, હું જાઉં ને પેલી વરરાણીને મારી મુબારકબાદી આપું કેની?" તે બોલી અને એવી ફીસમે તે હસીને બોલી કે તેનું એ હસવું તે પછી લૉર્ડ બ્રાન્ડન જન્મો જન્મ સુધી ભુલ્યો નહીં.

બાદ, એકબી બોલ બોલ્યા વગર તે છોકરી ત્યાંથી ચાલી ગઇ અને લૉર્ડ બ્રાન્ડન તેના જતા આકાર તરફ ડાચું વકાસીને જોતો ત્યાં ઉભોજ રહ્યો.

"એ છોકરીની મને કાંઇજ સમજ નહીં પડતી" તે બડબડયો "તેને હું ચાહુંછ—જમીનપર જયાં જયાં એનાં પગલાં પડેછ તે જગ્યાઓને હું પુજુંછ, છતાં મને નથી લાગતું કે એ મને મચક આપે—એ કોઇ દીવસેબી મારી થાય! ઓ ખુદા! એને કેમ જીતી શકવી તેનાં શિક્ષણની મને બશારત થાય!"

કેડેબી આસેપાસે જોયા કે ધ્યાન આપ્યા વગર તે છોકરી હસ્સામાંજ ચાલતી થઇ. લૉર્ડ એરન્ડેલની નજર તેની ઉપર પડી અને તેવણે તેનું નામ પુકારી તેને બોલાવી, પણ તેવણનો તે પુકાર વટીક તેને સંભળાયો નહીં, એવી તે વિચારમાં ને વિચારમાં ચાલતી હતી. મેડમે તેણીને દાસી પાસે મળવા બોલાવી, પણ તે દાસી તેની આગળ શું બબડી ગઇ તેનું તે છોકરીને ધ્યાન ન હતું. તે છોકરીનાં મગજ ને હૈયાંમાં આગ સળગેલી હતી. તે મકાનમાં ગઇ અને સામે આવતી તેણીની દાસીબી તેનો ચ્હેરો અને આખો દેખાવ જોઇ ટઠરી ગઇ.

"મીસ ડી સેન્ટ લાન્સ કહાં છે?" તેણીએ પુંછયું.

"પોતાના રૂમમાં છે મીસ" તેણીને જવાબ મળ્યો.

ધિમે પણ મક્કમ પગલે દાદર ચઢી તે ઉપર ગઇ અને બેલના ઓરડાનાં બારણાંપર તેણીએ ટકોરા માર્યા.

"અંદર આવો." ધીમો પણ સુખથી ભરેલો અવાજ રેનીને સંભળાયો.

ધણાજ ગંભીર અને શાંત દેખાવે તે છોકરી બેલ આગળ જઇ તેણીના ચ્હેરા તરફ ટીકતી ઉભી.

"આપણે બેઉ બે બેનોની માફક રેહ્યાંછ" તે બોલી "મને ત્યારે ખરૂં કેહો, તમો એરીક સીલવર સાથે પનવાનાં છેવો?"

આ 'તમે અમે'ની તાજીમતવાજોએ બેલને ર્‌હેજ અજબ તો કીધી.

બેલે તેની નજર સામેથી પોતાની નજર નીચી કરી નાંખી અને તે બોલી—

"હા, રેની, તેવણે મારા હાથની માગણી કીધી ને મમાએબી તેવણુને હા કહી."

---

## પ્રકરણુ ૩૯ મું.

## "હું એને મારાં ખરાં જીગરથી ચાહુંછ."

બેલની સામે રેની ઉભી હતી તે વખતનો દેખાવ કોઇબી આરટીસ્ટને ખુશીમાં ગર્ક કરે તેવો હતો.

તે એકમેકની સામે ઉભેલી છોકરીઓ બેઉ ખુબસુરત હતી, છતાં સ્વભાવે અને આચાર વિચારે એકમેકથી કેટલી જુદી હતી!

બેલ ધણી મીઠા ચ્હેરાની, ધણી મર્યાદશીળ, અને પોતાની સહીનો જાણે ડર કરતી હોય તેવા હાવભાવની તે હતી; છતાં તેના ચ્હેરાપર પ્યાર અને આશા એ બે ખુદાઇ આશિષોની કુરબાનગી હતી. રેની ધણી ગંભીર, દમામદાર દેખાવની હતી, જેના ચ્હેરાપર છાંયી રહેલી નિરાશાએ તેની ખુબસુરતીને વટીક ઢાંકી દીધી હતી.

જો તેજ વખતે ત્યાં કોઇ ચિતારો એકાદ બે સ્ટડીની પસંદગી કરવા ઉતરી પડયો હતે તો બેલને 'મોહબતની મુરતી' અને રેનીને

કીનાની આગ' તરીકે ચીતારવાનું પસંદ કરતે.

એલને માટે એટલું ઠીક થયું કે તે ઓસક અને ડરની મારી નજર નીચી કરી ઉભી હતી કે જેથી રેનીની આંખોમાં ચમકી રહેલો અંગાર તે જોઇ શકી નહીં.

"તારાં મમાએબી તેને હા કહી?" રેની ધિક્કારથી બોલી "ને મમાની ખુશી નાખુશીનો સવાલજ ક્યાં હતો?"

"અલબત હતો ને ઘણોજ જરૂરનો હતો, રેની. મારાં મમા રાજી ખુશીથી જો મને રજા નહીં આપતે તો હું કદીબી નહીં પરણતે."

રેની ધિક્કારથી હસી.

"તું ઘણી ભલી છે તેથીજ એરીકને તું જીતી શકીછ, ખરૂં કેની?" તેણીએ તે છોકરીને હવે ગુંગળાવવા માંડી "તું એને ચાહેછ કે, એલ?"

તે છોકરીનો ચહેરો ગુલાબી થઇ રહ્યો અને તે પાછી ડોક નીચી કરી ઉભી. એ સવાલજ એવી કીસમે પુછવામાં આવ્યો હતો કે તે છોકરી તેનો શું જવાબ કરે તેની તેને સમજ પડી નહીં.

"મારી આગળ ઢોંગી દેખાવ કરવો નકામો છે" રેની બોલી "તેથી હું કાંઇ ઠગાવાની નથી. હું તુંને એક સવાલ માત્ર પુછુંછ ને હું નહીં ધારતી કે તેનો જવાબ આપવામાં તુંને કાંઇ વાંધો હોય."

"તું રેની ગમે તેટલા સવાલો મને પુછ ને તેના હું સાચે સાચા જવાબ આપસ, પણ, તું મારી આગળ આજે એવો કરડો દેખાવ કરીને ઉભીછ!"

"ખરેખર?" રેની હસી પડી "એલ તું એને ચાહેછ કે? એક દિવસ એ લૉર્ડ એરન્ડેલ થશે તેજ ઉમેદપર તું એને પનવાની છે કે?"

એલનો મીઠો ચહેરો વળી પાછો ગુલાબી થઇ રહ્યો.

"રેની, તું મને એવું કાંયં બોલેછ? તું જાણેછ કે એને હું એના પોતાને ખાતરજ ચાહુંછ."

રેની થોડીક પલ ચુપ ઉભી, અને પછી પોતાનો સાદ જરા નરમાશ ભરેલો કરી તે બોલી—

"તું ખરેખર તેને ચાહેછ, બેલ? તું તેને ઘણોજ ચાહેછ?"

બેલના જવાબની રેનીને માટે કશી અગત્ય રહીજ નહીં, કેમકે, તે છોકરીની આંખોમાંનો પ્રકાશ, તેના ધ્રુજતા હોઠ, તેની ઓસકથી ઝુમી પડેલી ડોક અને તેનો ગુલાબી થઇ રહેલો ચ્હેરો એ બધાંએ સામટાં મળી બેલનો જવાબ તેણીને પુરો પાડયો. જોકે હવે બોલીને જવાબ આપવાની તે છોકરીને માટે કશી જરૂર રહી ન હતી, છતાં તે બોલી—

"મારી પોતાની જીંદગી કરતાંબી તેને હું વધારે ચાહુંછ."

અને રેની હવે તે છોકરીની ઉલટ પાલટ તપાસ કેમ કરવી તેનો વિચાર કરતી ચુપ ઉભી, અને પછી તેનાંમાં એકાયક ઝનુંન ઉશ્કેરાઇ આવ્યું હોય તેમ બોલી—

"હું નહીં માનતી કે તારા જેવી શાંત અને ઠંડા સ્વભાવની છોકરી પ્યાર કેવો હોય તે જાણુતી હોય!"

"હા" બેલ બોલી "તુંને હું કેવા પ્યારથી ચાહુંછ તે તો તું જાણેછ."

"તે જુદી વાત છે. હવે બેલ એમ ધાર કે કોઇ મોટો દોલતમંદ તારી આડે આવે ને દુન્યાનો કીંમતીમાં કીંમતી ખજાનો તારા પગ આગળ મુકી તારા હાથની માંગણી કરે તો તું તારા હાલના આશકને પડતો મુકે ખરી કે?"

રેનીએ આ સવાલ ઘણીજ નરમાશથી પુછયો અને બેલની નજર તે વખતે રેનીની આંખ્યો સામે ન હોવાથી રેનીની આંખ્યોમાં આતશનો જે શોઅલો ધગધગી રહ્યો હતો તે સુભાગ્યે તે છોકરી જોઇ શકી નહીં. તેમ વળી રેની આ સવાલ પુછતી વખતે કેવી આખે આંગે ધ્રુજી રહી હતી તેબી તે છોકરી જાણી શકી નહીં.

"હું એને પડતો મુંકું?" તે બોલી "આહ, રેની તું જાણેછ કે

હું તેમ નહીંજ કરૂં. એક રાજાની હવે રાણી થઇ રહેવા કરતાં એરીકની સાથે ગરીબીમાં મારી જીંદગી ગુજારવાનું હું લાખ બલકે કરોડ દરજ્જે પસંદ કરૂં."

રેનીનો ખુબસુરત ચ્હેરો ફિક્કો મારી ગયો.

"તું એમ કરે? હું નહીં ધારતી કે એરીક એમ ધારતો હોય. એરીક તુંને એવા મક્કમ વિચારનો નહીં માલમ પડશે."

અજબ કે રેનીનાં આ બધાં ટીકારૂપ બોલવાથી બેલને કશોજ ગુસ્સો ઉપજતો ન હતો; અને તેથી રેનીના ચ્હેરા તરફ જોઇ તે છોકરી હસી અને બોલી—

"મને રેની તું ચીડવેછ. પણ કાંઇ નહીં, હું હાલ મારા વિચારોમાં સુખીજ એટલી છેઉં કે મને જરાબી ચીડ ચઢતી નથી."

બેલને એ કીસમની શાંત જોઇ રેનીનો થોબડો ચઢયો; છતાં બેલ જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠી રેની આગળ આવી અને તેનાં ગળાંની આસપાસ તે છોકરીએ પોતાના હાથો વિંટાળ્યા અને ઘણાંજ હેતથી તેની આંખો સામે પોતાની આંખ ટીકેલી રાખી તે મીઠાસથી હસી અને પછી રેનીનાં ઠંડાગાર કપાળપર બેલે પોતાના હોઠ દાબ્યા.

રેનીની આવી સખ્તાઇ અને તાણાજાણી છતાં બેલ જે કીસમની તેની તરફ લાગણી બતાવી રહી હતી તે લાગણી એવી હતી કે પોલાદ જેવું સખ્ત હૈયું પીગળે, પણ રેનીનાં હૈયાંપર તેથી કશીજ અસર થયલી લાગી નહીં!

"હું સમજાુંછ, રેની" તે છોકરી હસીને બોલી "તું મારી તરફ ઘણી સખ્ત અને ઠંડી દેખાવા માંગેછ; તું જાણે મારાં આ ખુશ નસીબથી ખુશી નહીં હોય અને મારાં સુખ તરફ તું બેદરકાર હોય તેવા ઢોંગ કરેછ; પણ, રેની! એમાં તું નથી ફાવવાની, કેમકે, મને તું કેટલી ચાહેછ, તારૂં મારીપર કેટલું હેત છે, તે હું જાણુંછ; હું જાણુંછ કે મારૂં આય સુખ જોઇ તું કેટલી ખુશી છે તે. મારી વ્હાલી ખુબસુરત

બ્હેન રેની, તે વાતની મને ખાતરી છે, કેમકે, જેટલી તુંને હું ઓળખુંછ તેટલી તું કોઇનેબી જાણીતી નથી, અને તેથીજ હું જાણી શકુંછ કે આય તારા બાહારના કરડા ને બેદરકાર દેખાવ હેઠળ, મારે માટે કેવું નરમ જીગર ને દયાળુ દિલ તું ધરાવેછ!"

એટલું બોલી તે છોકરીએ તેની સામે સઘળી સુંદરતામાં સજ થઇને ઉભેલી તે મગરૂર બાળાના હોઠ અને બન્ને ગાલોપર ચુંમીઓ લીધી.

એ ચુંમીઓની ગરમીથી રેનીનાં દિલમાં બંધાયલું બરફ સ્હેજ પીગળ્યું અને તેનાંમાં બેલને માટેની કાંઇક લાગણી બરપા થઇ, અને તેથી તે છોકરીનાં માથાંપર હાથ મુકી તે બોલી—

"ગરીબ બેલ! મારી ગરીબ બીચારી બેલ!"

"કાંય, મને તું ગરીબ બીચારી કરીને કાંય કહેછ રેની?" બેલે—નિરદોષ બેલે તેને હસીનેજ પુછયું. "જ્યારે આજે મારા જેટલું તવંગર ને દોલતમંદ દુન્યામાં કોઇજ નથી, એમ હું સમજુંછ."

આ શબ્દો રેનીનાં હૈયાંમાં કાંટાઓની માફક ખુંચ્યા. તેના ચ્હેરાપરની નરમાશ ઝટ ઉડી ગઇ અને પોતાનાં ગળાં આસપાસ વિંટલાયલા બેલના હાથ છોડવી નાંખી તેની આગળથી તે બે ત્રણ કદમ દુર હઠી જઇને ઉભી.

"તું બેલ મન-તરંગી કેટલી બધી છે?" તે બોલી "ને મન-તરંગી ઇનશાન મને ગમતું નથી."

બેલ હસી પડી. રેનીના સરદાની પીઠના બદલાતા રંગ માફક બદલાતા સ્વભાવની તે છોકરીને આદતજ થઇ ગઇ હતી, એટલે તેથી બેલના સ્વભાવમાં કશો ફરક પડતો ન હતો.

"ને તોપણ રેની મારાં આય સુખને માટે તારી હું કેટલી આભારી છેઉં!" બેલ બોલી "જો તારી સાથે હું ઇંગ્લાંડ નહીં આવી હોતે તો એરીકને હું મળવાજ કેમ પામતે?"

"ત્યારે હાલ તુરત તો એરીકજ તારી દુન્યા છે કે?" મશ્કેરીની

હવે રેની બોલી.

"હુન્યા કરતાંબી આલે" બેલ બોલી. જેમ રેનીની બધી તાણા-જાણી તેમ રેનીની મશ્કેરી યા મજાક એ બધી બેલના સંબંધમાં હાલ વ્યર્થ જતી હતી, કેમકે, તે છોકરીનાં હૈયાંમાંની જરાકે જરાક જગ્યા સુખોથી ભરાઇ ગઇ હતી અને બીજી કોઇ લાગણીને તેમાં વાસો કરવા માટે ત્યાં એક મઇ જેટલીબી જગ્યા ફાજલ નહીં હતી. "પણ રેની, એ મને ચાહેછ એવો તુંને વ્હેમબી નહીં ગીયો કે? તુંને એમ લાગુંજ નહીં?"

"ત્યારે તેના પ્યાર-ફયાર ઉપર ધ્યાન આપવા જેટલો મી૦ સીલ-વરની હીલચાલમાં હું લાભ ધરાઉંછ, એમ તું સમજેછ? હું તેમ કરતીબી હોતે તોબી તારી સાથે એ પ્યારમાં પડેછ એમ હું વિચારી નહીં શકતે."

"મમાબી અજબ થઇ ગીયાં; ને રેની મારાં આ સુખનાં તડકાંમાં જે એક ઝીણી વાદળી છે તે એ કે મને લાગેછ કે મમાને એ વાત કાંઇક ઘણી ગમતી નથી થઇ."

"તે તું શા ઉપરથી ધારેછ?" રેનીએ પુછ્યું. હવે તેને કાંઇ રસ પડવા લાગ્યો હતો.

"તેવણ આગળ હું ગેઇ ત્યારે તેવણ એવાં બેદરકાર મને લાગાં કે મને તેવણે પેટમાં ચાંપીને મુબારકબાદીબી નહીં આપી. તેવણ માત્ર એટલું બોલ્યાં કે 'મારે એ વિષે કાંઇ કહેવું નથી. તું સુખી થાય એટલે બસ.' એ કાંઇ ઘણું ઉલટ આપનારૂં નહીં કહેવાય, ખરૂં કેની રેની?"

"મેડમ, તારાં જેવાં મન-તરંગી નથી" રેની બોલી "ચાલ, હવે હું જાઉંછ. ત્યારે તું તો તેને તારાં જીગરથી ચ્હાયછની, બેલ? જરા તું અગાઉ બોલી તે ફરીથી બોલ."

"હું એને મારાં ખરાં જીગરથી ચાહુંછ" બેલ બોલી અને રેની ત્યાંથી હસ્સામાંજ ચાલી ગઇ.

હવે એરીકની નજરો નજર કેમ થવું તેની ધાસ્તી રેનીને પડી. ખાણાંનો વખત થવા આવ્યો હતો, અને તે માટે તૈયાર થઇ નીચે

આવ્યાનો ધ્વંટ થવાની અણીપર હતો. હવે તેણીએ હુસ્યારીથી કામ લેવાનો વખત આવી પુગ્યો હતો એમ તેણીએ ધાર્યું–કેમકે ચ્હેરાપરથી કે વાત-ચીતપરથી એવું તો દેખાડવાનો તેણીનો ઇરાદો નહીંજ હતો કે એલને પરણવા એરીક પ્રોમીસ થયો હતો તે વાતે તેણી ઉપર અસર કરી હતી. નહીં, તેમ બતાવ્યા કરતાં તો મરી જવું તેણીને લાખ દરજ્જે બેહેતર લાગ્યું.

એ બાબદમાં તો તેને વડાઇ લેવા દેવીજ નહીં એમ તેણીએ મનસે પક્કો વિચાર કીધો. તેને એમ તો મનમાં મલકાવા દેવોજ નહીં કે તેણીના ચ્હેરાપરનો રતાશ, આંખ્યોમાંનો પ્રકાશ અને હૈયામાં વસેલો સુખનો સહવાસ ઉરાડી નાંખવાની તે જવાનમાં શક્તિ હતી! નહીં તે તો કદીબી નહીંજ બનવા દેવું! તેને તો જણાવવુંજ નહીં કે હવે તેણીને માટે જીંદગીમાં કશી મજાહ રહીજ નહીં હતી! તેને એમ તો જાણ-વાજ નહીં દેવું કે તેના પ્યારની અને આવતાં લગનની ખબરે તેણીના જાનને જમીનદોસ્ત કીધો હતો–નહીં, ભલે તેણીનો જીવ જાય, પણ તેમ તો થવા દેવુંજ નહીં, એમ તેણીએ મનસે નક્કી કીધું. તે સીધી પોતાના રૂમમાં ગઇ અને પોતાની દાસીને બોલાવી.

"હું આજે સીક હોઉં તેવી લાગુંછ" તે દાસી આવી લાગતાં તેને તેણીએ ફરમાવ્યું "વાસ્તે એવો કલર આજે કર કે મારો ચ્હેરો તંદરોસ્ત દેખાય."

તે દાસી જેનું નામ મેરી પીનશેર્ન હતું તેણે પોતાનું બનતું કરવાની પોતાની જવાન બાઇને ખાતરી આપી અને તે તેમ કરવામાં ફત્તેહ પામીબી ખરી.

તેણીએ તે ખુબસુરત ચ્હેરાપર એવી કાંઇ ચીજ મસળી કે તે ચ્હેરો ગોયા કુદરતી તાજગીથી એક ગુલાબ મિસાલ ખીલી નીકળ્યો. પછી તેણીએ આંખોનો ફેરફાર હાથમાં લીધો કે તેણીની એ મેહેનતનુંબી પરિણામ જોઇયે તે કરતાં બેહેતર નિપજ્યું.

"આય જો બરાબર નથી" રેનીએ તેને બે હોઠ બતાવી કહ્યું "આવા ચ્હેરા સાથે ફીક્કા મારેલા હોઠ સારા નથી લાગતા."

અને માત્ર તે દાસીની એકેક હોઠપર એકેક આંગળી ફરી ગઇ કે તેઓ બન્ને જાણે દાડેમના રંગ જેવા લોહીયાર બની ગયા.

"ચાલ, હવે મને ડ્રેસબી એવીજ સંભાળથી કરાવ—આજે જેટલી બને તેટલી સુંદર દેખાવની મને કરીને નીચે મોકળ."

તે દાસીએ બધી કબાટોમાં જોઇ જોઇને એક સુફેદ ચળકતાં કપડાંનો ડ્રેસ તેણીને માટે કાઢ્યો અને તે જેમ તે દાસીને તેમ તેની શેઠાણીનેબી ઘણો પસંદ આવ્યો.

બાદ, પોતાની બાઇને ખુશી કરવાની મતલબથી મેરીએ પુછ્યું—

"પેલા પીળા ગુલાબો થોડાક મંગાઉં?"

કેમકે તે જાણતી હતી કે હમણાં હમણાં પોતાના ડ્રેસમાં ઠેકાણે ઠેકાણે અને વાળોમાં પીળા ગુલાબો ખોસ્વા રેનીને ઘણાજ ગમતા હતા, પણ તેનાં એ બોલવાની જે અસર થઇ તેની તે બીચારી દાસીએ જરાબી વકકી નહીં રાખી હતી.

"એ ગુલાબોનું મારી આગળ નામ ના દેતી" રેનીએ ગડગડાટ કીધો—અને તે દાસી ઠહરીજ ગઇ "એ ગુલાબની જાતને હું ધિકકારૂંછ. તેઓની તરફ કદી ઝાંખીને હું જોવાનીબી નથી!"

"બાઇના મગજના પ્રાંટાઓને કોણ પુગુંછ કે હું પુગસ" દાસીએ મનસે વિચાર્યું, અને તે ખરૂંજ હતું.

રેની પોતાનો ચ્હેરો અને ડ્રેસ જોઇ અંતે સંતોષ પામી. જાણે કાઇ જાદુનાં બળે તે તરરો તાજગી ભરેલા દેખાવની, તંદરોસ્ત ચ્હેરાની અને રંગરૂપની બની ગઇ હતી. તેનાં આખાં આંગપર કેહેબી ફીકાસ તેણીને આરસીમાં દેખાયો નહીં.

"તેના પ્યારને વાસ્તે હું મરૂંછ એમ તેને હવે વ્હેમ જવાનો નથી એવી મારી ખાતરી છે" તે બડબડી "હજુરબી હું જીત મેળવી

શકસ. મને કેટલું દુઃખ થાયછે તે કોઇ જાણવાનું નથી."

એ મુજબ તે ઓરડામાંથી બાહાર આવી બેલ તેને સામીજ મળી જેની તરફ જોઇને તે હસી.

"અરે, હા, બેલ તુંને એક સવાલ પુછતાં તો હું ભુલીજ ગેઇ તે બોલી "તમો લોકનાં લગન કયારે ઠડયાંછે?"

"હું ધારૂંછે, અકટોબર મહીનામાં રેની; પણ ક્યારે તે હજી નક્કી નથી."

"અકટોબર આવે તેટલાં તો કોણ જાણે શું શું થઇ જસે" રેનીએ વિચાર્યું "વખત અજબ ચમત્કાર કરેછે, ને કદાચ મારી પર તે મેહેરબાનગી થાય!"



## પ્રકરણ ૪૦ મું.

## "મી૦ સીલવરે તમુને નહીં પસંદ કીધાં? અમે તો બધાં એમજ ધારતાં હતાં!"

જેમ એરીકની નજરેનજર કેમ થવું તેની ધાસ્તી રેનીને પડી હતી, તેવીજ કાંઇક ધાસ્તી તેમ એરીકને લાગ્યા કરતી હતી. મગર તેની ધાસ્તી રેનીની ધાસ્તીથી કાંઇક રીતે જુદી હતી.

"એના ખુબસુરત ચ્હેરાપર દુઃખ પ્રગટી નીકળેલું હું કેમ જોઇ શકસ?" એરીકે વિચાર્યું. "આના જેવી કમનસીબી દુન્યામાં બીજી કોઇજ નહીં બનવા પામી હોસે. જો લૉર્ડ બ્રાન્ડન એને ગમી ગીયો હોતે તો આજે અત્રે બધાંજ સુખી હોતે!"

જમવાનો ઘંટ થયો અને તેણે જાણ્યું કે જે હવે વખત જતો હતો તેમાં તે બે સામસામાં થઇ જવાનાં. જોકે તેણે કશુંજ ખોટું ન કીધું હતું છતાં એક હીચકારાની માફક તે જવાન બીચારો બીહી

રહ્યો હતો.

પણ, જયારે તેણે તેણીને પુર ભપકા અને બાહારમાં ખીલી નીકળી ડાઇનીંગ રૂમમાં ઉભેલી જોઇ ત્યારેજ તેણે છુટકારાનો દમ ખેંચ્યો.

રેની હસી હસીને લૉર્ડ બ્રાન્ડન સાથે વાત કરતી હતી અને તે જોઇ એરીકના જીવને ઘણીજ નિરાંત વળી.

"હું ભુલ તો નહીં કરતો હોઉં?" તેણે વિચાર્યું "એ મને ચાહતી હોય અને તે છતાં આવી સુખી દેખાય એ બનેજ કેમ? મારા ધારવામાં કાંઇ ભુલ હોસે."

અને તે છતાં તે ભુલતો હતો એમ તેની ખાતરી થતી ન હતી.

"હું ધારૂંછ કે તે મને આગળું પાછળું ભુલી જવાનો ઇશારો કરેછ" તેણે મનસે પાછું વિચાર્યું "તેમ જો હોય તો હું ઘણોજ ખુશી."

તે ડાઇનીંગ રૂમમાં આવ્યો તે વખતે જાણે તેણીએ તેને જોયોજ નહીં હોય તેમ અખાડા કીધા. તેણીએ અલબત હસવું બોલવું ચાલુજ રાખ્યું અને ખરૂં જો કેહું તો તે બધું વગર મતલબનું અને વગર અર્થનું હતું, કેમકે, તેનું મગજ જે રીતે તપીને તેણીની છાટી ધડક ધડક થતી હતી તે વાત તેના સિવાય કોઇનેબી માલમ ન હતી.

તેણીનો શાંત દેખાવ માત્ર બાહારનો હતો.

"મને તમારે વાસ્તે ઘણીજ ફીકર થતી હતી" લૉર્ડ બ્રાન્ડન તેણીને કહેતો હતો. "પણ હવે તે ફીકર રાખવાને માટે સામો હું પોતાને ઠપકો આપુંછ, કેમકે, હું આજે જોઉંછ કે મારી તે ફીકર ખોટી હતી."

"તમોને શાની ફીકર લાગતી હતી?" તેણીએ હસીને તેને પુછ્યું.

"મને તમે બીમાર જેવાં લાગતાં હતાં" તેણે જવાબ દીધો "પણ ઉલ્ટાં આજે જેવાં તમે દેખાઓછ તેવાં મેં તમોને કોઇ વખત નહીં જોયાં હતાં—ખુબસુરત બોલ તો મારીથી નહીંજ વપડાય કે? વાપડું તો તમે ગુસ્સે થાવો કે?"

"હાજતો, તેમાં તમોએ જરાબી ફેર નહીં સમજવો."

તેણીએ હવે તેબલપર પોતાની જગ્યા લીધી. લૉર્ડ બ્રાન્ડનબી પોતાને જગ્યે ગોઠવાયો. તે પછી તેણીએ જાણે એરીકને જોયો હોય તેવો તેણીએ દેખાવ કીધો. તે છોકરી વળી તેની તરફ જોતાં બેદરકારીથી હસીબી ખરી.

"જોવ, હવાનો વરતારો મારોજ ખરો પડયો કેની?" તે હસીને બોલી "તમે ધાર્યું કે વર્ષાદ આવશે; હું જાણતીંતીજ કે નહીં આવશે. તમે ખોટા પડયા ને હું ખરી પડી."

"તમે ખોટાં પડોછ ક્યારે? હંમેશ તમારી અટકળ ખરીજ પડેછ" તે બોલ્યો અને તે અજબ થયો કે તેણે તેની તારીફ કીધા છતાં તે છોકરી આજે તેની સાથે ગુસ્સે થઇ નહીં હતી.

જમી રહી, સૌ પોત પોતાને મન ગમતી મોજ ભોગવવા બાહાર નીકળી પડયાં.

એરીક લૉર્ડ એરન્ડેલ સાથે વાતે ઉભો હતો ત્યાં રેની ગઇ.

"દલગીર છેઉં કે તમુને મુબારકબાદી આપવામાં સૌથી હું છેલ્લી પડી ગેઇછ—હવે મારી મુબારકબાદી તમે મેહેરબાની કરીને કબુલ રાખશો?"

હવે રેનીની નહીં પણ એરીકની ગભરાટમાં પડવાની વારી આવી.

"તમારી ઘણી મેહેરબાની છે, રેની" તે બોલ્યો અને તે બે તેવણની ગેરહાજરીમાં છુટથી વાતચીત કરી શકે એમ ચાહી લૉર્ડ એરન્ડેલ ત્યાંથી ચાલી ગયા.

"એક વાતે ખુદાની શુકરગુજારી કરવી સજાવાર છે" લૉર્ડ એરન્ડેલે મનસે વિચાર્યું "અને તે એ કે મેં ધારી રાખેલી ગોઠવણથી કોઇને કશું નુકશાન નથી થયું. રેની એની દરકાર કરતી જણાતી નથી; ને હું એમ બીધો કે રખે તેથી ઉલ્ટુંજ હોય!"

"તમારી ઘણી મેહેરબાની છે" રેની તરફ હસીને એરીક બોલ્યો.

રેનીબી બેદરકારપણે હસી પડી.

"તમે મને જે રીતે અંધારાંમાં રાખી તેપરથી તો હું એમ ધારૂંછ કે કેટલા સારા સ્વભાવની હું હોવી જોઇયે. તમે મારા તો અખાડાજ

કરી ગીયા—પણ જાવો, હું તે તમુને દરગુજર કરૂંછ."

મીઠાસથી હસવાનો ઢોંગ કરી તે બોલી.

"હુંબી અજબ થાઉંછ કે એમ કેમ બનવા પામ્યું" એરીક બોલ્યો "હું તો એમજ સમજ્યો કે બેલને કેટલો હું ચાહુંછ તે દરેકે દરેક જણું જોતું ને જાણતું હોસે."

"નહીં, તમારામાં કે બેલમાં એવું અસાધારણ મેં કશુંજ નહીં જોયું—અને તેમ જોવાની કાળજી કરવાનું મારૂં કામબી નહીં હતું. બધાંઓની માફક એરીક હું તમોને હરેક બાબદનું સુખ ઇચ્છુંછ. ચાલો હવે પ્યાર—ફ્યારની વાહીયાત વાતો ભુલી જઇ કાંઇ અક્કલની વાતો આપણે કર્યે."

"પ્યાર એજ અકકલ છે, રેની" એરીક હસીને બોલ્યો. રેનીએ એ બધું જે શાંત આકારમાં લીધું હતું તેથી એરીકનાં દિલને રાહત થઇ તેના જીવને ઘણી નિરાંત વળી હતી. જોકે તેને બીહીવાનો શું સબબ હતો તે તે જાણતો નહીં હતો. હવે તો તે જે જાણતો હતો તે એ હતું કે તે જેવી હસ્તી બોલતી અને ખુશાલ હની તેવી હવે તે પાછી થઇ હતી.

"અને તે છતાં ગેઇ રાત્રે તેણીએ કીધેલો દેખાવ મને તો એક સ્વપ્ના જેવોજ હવે લાગેછ." તેણે વિચાર્યું.

તેણે આખો દિવસ તે છોકરીપર બારીક નજર રાખી, અને એરીક તેમ કરશેજ એમ રેની ચેતી જવાથી પોતાનો ભાગ તેણીએ બહુજ સંભાળથી ભજી બતાવ્યો. બેલ અને એરીકના અદરાવાને લગતી વાતો બીજાં બધાંઓ આગળ હસી હસીને ખુશી થઇને તે કરતી ફરતી હતી.

પેલી બેલની સહી, જેને માટે એરીકનું મત હતું કે કોઇબી વાતને ન્યુસપેપરમાં છાપ્યા જેટલી જાહેરાત આપવી હોય તો મીસ બેકરને કહેવી, તે ગંભીર ડાચું કરી રેની આગળ આવી.

"વ્હાલાં મીસ એરન્ડેલ" તે બોલી "લગનની આય વાત જે ચાલી રેહીછ તે ખરી છે કે? મી૦ સીલવર ને મીસ ડી સેન્ટ લાન્સને

વાસ્તે હું પુછું છ."

"હાજતો, ખરીજ છે" મોંહ હાવકું રાખી હસીને રેનીએ જવાબ દીધો.

"હું તો તે સાંભળી એટલી અજબ થઇ! ને તમુને ખબર છે કે હું ને બીજાં બધાં તો એમજ સમજતાં હતાં કે મી૦ સીલવર સાથે તમેજ અદરાયલાં છેવો."

પેલીનું આ બોલવું રેનીએ હોઠ પીસીને ખમ્યું અને તે હસી. પેલીના બોલોએ તેના હૈયાંમાં કાતિલ ચમટો તોડયો, પણ રેનીએ તેનાં દુઃખનો ચમચમાટ બાહારના કચવાટથી દેખાડયો નહીં.

"ત્યારે તો તમે ને તમારી સાથવાલાં બધાંઓએ ભુલ કીધી એમ સમજી લેવો" રેની, પેલી મીસ એકરના જેવો સાદ કાઢી બોલી.

"ને તોબી લૉર્ડ એરન્ડેલની દીકરી ને તેવણના વારેસનું જોડું ઘણું બંધબેસ્તું કહેવાતે" પેલીએ બોલવું ચાલુજ રાખ્યું. "તો પછી તમુને તમારૂં નામ બદલવાની જરૂરજ નહીં રહેતે; બસ, એટલુંજ કે **મીસ** રેની એરન્ડેલને બદલે તમે **લેડી** રેની એરન્ડેલ કહેવાતે. ને બીજું શું કે તમે મીસ ડી સેન્ટ લાન્સનાં કરતાં એટલાં વધારે ખુબસુરત છેવો કે એ જવાન તમુને છોડી તે છોકરી સાથે પ્યારમાં કેમ પડી શકયો તે મારી સમજમાં ઉતરતું નથી."

હવે રેનીએ ઘણાજ તોરથી તેની સાથવાલી અબલા સામું જોયું.

એક અણગમતી બાબદ હૈયાંમાં સમાવી રાખવી એ એક વાત છે, અને તેને એમ જાહેરમાં ચુંથાતી જોવી એ એક બીજીજ વાત છે.

"એ બાબદને એમ ચુંથવાનો તમુને હકજ શું છે તે હું સમજી શેકતી નથી" રેની મીજાસથી બોલી. "એ મીસ ડી સેન્ટ લાન્સ અને મી૦ સીલવરની ભેગી મરજીનો સોદો છે, અને તેથી એ બાબદપર એટલી હદ સુધી ટીકા થવા જોઇતા નથી."

તોપણ પેલી તો નહીંજ હઠી. નિંદક જીભજ એવી હોય છે.

નિંદા સ્હેજમાં સમી શકતી નથી. નિંદાખોર ઇનશાન સ્હેજ વાતમાં ઉંધું પડી શકતું નથી.

"નહીંજ તો વળી—ખરેખર નહીં" પેલી બોલી "પણ તોબી તમુને મેં કેહ્યું તે અજબ જેવું નથી લાગતું?"

"શું અજબ જેવું નથી લાગતું?" રેનીએ તોરમાંજ પુછ્યું. જે વાત તેનું દિલ ભેદી રહી હતી ને તેનાં જીગરને જખમ કરી રહી હતી તે વાત પેલી લંબાવ્યા કરતી હતી એટલે કુદરતીજ રેનીને પેલીપર ચીડ ચઢી. "અજબ જેવું શું નથી લાગતું?"

"કે મી૦ સોલવરે તમુને નહીં પસંદ કીધાં? અમે તો બધાં એમજ ધારતાં'તાં!"

"ત્યારે તેપરથી એમ માલમ પડેછ કે તમો બધાં છાલકાં મગજનાં અને ટુંકી નજરનાં છેવો, ને મીસ બેકર મેહેરબાની કરી એ વાત ના લંબાવો, મને એમાં કશોજ કસ માલમ નથી પડતો."

રેની જાણતી હતી કે તેની આગળ ઉભેલી એ ઓરત એવી નીચ કીસમની હતી કે જો રેનીએ જરાબી ઢીલી થઇ પોતાની જખમાયલી લાગણી તેની આગળ જાહેર કીધી હતે તો રેનીના વાવટે વાવટા ઉરાડવાને પેલી ચુકતે નહીં અને 'મીસ એરન્ડેલથી એ દુઃખ નથીં ખમાતું, ગરીબ બીચારી!' એ વાકય ત્યાં બધાંઓને મોંઢે જરાવારમાં ચઢી જતે, એવી તેણીની ખાતરીજ હતી.

અને રેનીનું તો એમ ચાહતું હતું કે એ બાબદના સંબંધમાં કોઇનુંબી ચઢી વાગતું તો નહીંજ થવું જોઇયે.

"જો એ વિષે મારૂં ખરૂં મત પુછો" રેની બોલી "તો એ લગન ગોઠવાયાથી ખાસ કરીને હું ઘણી ખુશી થઇછ મીસ બેકર, કેમકે, ઇંગ્લાંડનાં એક લગન આપણને ખાવાનાં મળશે. અહીંનાં લગનની ધામધુમ ને ધુમચકરી કેવી હોય તે મને જોવાનું મળશે. પણ મેહેરબાની કરીને હું જે કેહુંછ તે કોઇને કહેતાં ના—નહીં તો લોક કહેશે કે હજુરે હું

બચ્ચાં જેવીજ રેહી ગેઇ!"

રેની આ બધું ખામુખા બોલી હતી, કેમકે, તેને ખબર હતી કે એ મીસ બેકરમાં નિંદાનાં કાતિલ દરદનાં એવાં તો ચેપી જીવ જંતુઓ હતાં કે જ્યાં તે જતી અને જેમને મળતી ત્યાં ત્યાં બધે તે ચેપ ઝટ લાગુ કરી દેતી હતી! અને તેમાં એકાદ ભરમની વાત તેણી આગળ કહી તે છુપી રાખવાની જો તેણીને તાકીદ કીધી કે 'તમે એમ-એમ કાંઇ કેહે કહેતાં ના જો!' તો સર્યામ તે વાત વધારે જલ્દી ચો તરફ ફેલાવવાની તે કંગાળ કમીની ઘણી ચોંપ રાખનારી હતી.

હવે મીસ એરન્ડેલની મતલબ આવીજ કાંઇક ખબર ફેલાવવાની હતીજ તો તેમ કરવા માટે મીસ બેકરનાં જેવું બીજું કીયું સાંધન તેણીને હાથ લાગે?

તે આખો દિવસ-જોકે તેનો જતો એકેક કલાક, ગુજરતા એકેક જમાના જેવો તેણીને લાગ્યો હતો, છતાં રેનીએ તે ખુશી અને હસ-બોલમાંજ પસાર કીધો. એમ કહોની કે આખી પારટી તેણીની હાજરી અને તેણીની હસબોલથી ગમતમાં આવી ગઇ હતી. રેનીએ એ રીતે જે એકેક કલાક પસાર કીધો તે એકેકો કલાક એરીકને હેરત કરી રહ્યો હતો, કેમકે, તેણીને તેની તરફથી મળેલી નાઉમેદી પછી તે તેણીને આવા ખુશ સ્વભાવમાં જોવાની વકકી રાખતોજ ન હતો, અને ગરીબ બીચારો લૉર્ડ બ્રાન્ડન! તે તો તેણીના પ્યારના ભભુકામાં વધારે ને વધારે જળી બળીને ખાખ થતો હતો.

રાત પડતાં તે છોકરી થાકીને લોઠ પોઠ થઇ ગઇ. હૈયાંની ખરી ખુશીથી કુદરતીજ હસવું બોલવું અને હૈયું દુઃખી છતાં લોકને દેખાડવા તાણી તોડીને હસવું બોલવું એ બેમાં ઘણો ફરક છે: પ્હેલી કોશેશ જ્યારે તનબદનને મજાહ આપે છે, ત્યારે બીજી આખાં આંગને થાકવી નાંખે છે.

પોતાના રૂમમાં દાખલ થતાંજ તે છોકરીએ બાહારથી ધારણુ

કીધેલો દેખાવ તેણીના ચ્હેરાપરથી સરી પડયો.

"ઓ ખુદા, એમને એમ કહાં સુધી ચાલશે ને મારીથી એ બધું કેમ ખમાસે?" તે મનસે બડબડી "કાંઇ વરસોનાં વરસો મારીથી એ દુઃખ વેઠાવાનું છે? કાંઇ મારી‌‌ી આખી જીંદગી સુધી એમ જીવાવાનું છે?"

"નહીંજતો!" તેનાં અંતઃકરણે તેણીના આ સવાલનો જવાબ આપ્યો.

અંતે ને આખરે એવો વખત તો આવી પુગવાનોજ કે જ્યારે આવો ભાગ ભજવતાં તે અંતે થાકીને કંટાળી તો જવાનીજ એવી તેણીને હૈયે નેહ હતી. તેણીને એવીબી ખાતરી હતીજ કે નિરાશ થયલો પ્યાર અને તે માટે તેણીને ચઢેલું ઝનુંન એ બેનો જે બખેડો હાલ તેનાં હૈયાંમાં થઇ રહેતો હતો તે કોઇબી દાહડે બાહાર તો ફુટી નીકળવાનોજ! તો પછી? પછી તેણીનું કેમ? એ સવાલ તેણીનાં મગજમાં હવે ઉભો થયો.

અને એ સવાલ લાજવાબ રહ્યો, પણ તેણીના મોંહમાંથી એટલું તો બોલાઇજ ગયું કે 'અકટોબર મહીનો આવે તેટલાં તો કાંઇક નવું જુનું થઇ જશે!'

અને એ બોલોથી તેણીને એટલો બધો તો દિલાસો હાલ મળી ગયો કે એ બોલો તે એકથી અનેકવાર બોલ્યાજ કીધી, તો જો કે 'કાંઇક નવું જુનું' તે શું તે તે પોતે સમજી કે કહી શકી નહીં.

'ઘણું બનવાનો સંભવ હતો' એમ તેણીને લાગ્યું, પણ 'શું ઘણું' તેની તે કશીજ સમજ પોતે લઇ શકી નહીં. શું? અકસ્માત, સીકનેસ, દુઃખ, કે મોત–શું?

"આ અગાઉ મરદોએ પોતાનાં મન ફેરવેલાં જણાયાં છે, અને ઓરતોબી તેવાં ચળીત મનની જાહેર થયલી આપણે જાણ્યે છીયે. એરીક કદાચ બેવફા થાય–યા બેલનો ઉત્સાહ નરમ પડી જાય–તે લોક પરણીને એક નથી થયાં તેટલાં હજારો બનાવ બને એ સંભવીત છે."

એ મુજબ લાલચ—બુરી લાલચ—તે કમતાકાત કોમળાંગીના રસ્તામાં આડી પડવાની પ્હેલી કોશેશ કરતી હતી—આ પ્હેલીજ વખત બુરી મનશની તે છોકરીના કાનમાં કાંઇ ફુંક મારી રહી હતી અને એ બેઉની ભેગી મદદથી **જીવતાં દોજખ**ના દરવાજાની ભારી સાંકળ તેણીની જાણમાં ખડખડી રહી હતી.

તેજ રાત્રે લૉર્ડ એરન્ડેલ મેડમ ડી સેન્ટ લાન્સની પડખે આવી ઉભા. તે અબલાનો ચ્હેરો ચિંતાતુર અને ફીકકો મારી ગયલો હતો.

"મેડમ, અત્યાર અગાઉ તમુને મુબારકબાદી આપવાનો મને વખતજ નહીં મળ્યો" તેવણ બોલ્યા "ને હાલ જે તમુને મુબારકબાદી હું આપુંછ તે ખરાં દિલનીજ સમજજો. તમારી દીકરી ખરેખર એક ઘણી સુખી પરણેતર નિવડશે, તે વિષે તમે ખાતરી રાખજો."

"મનેબી તેવી ઉમેદ છે" મેડમ બોલી "પણ લૉર્ડ એરન્ડેલ હું તો તમારાં મનની મુરાદની લાઇન પકડીને બેઠી હતી, તેથી મને તો એમ વધારે ગમતું હતું કે એરીક રેનીને પસંદ કીધી હોતે."

"કાંય વારૂં?" તેવણે પુછયું.

અને જે હવે મેડમે તેવણને જવાબ આપ્યો તે ત્યાર પછીથી ઘણું સુધી તેવણને તે યાદ રહી ગયો.

"કેમકે મને લાગેછ કે રેની એને ચાહેછ."

"નહીં" લૉર્ડ એરન્ડેલ નરમાશથી બોલ્યા "નહીં તેમ નથી. મને પછાથી લાગ્યું કે આપણે બેઉ એ બાબદમાં ભુલ્યાં હતાં. રેનીને તેની દરકાર છે નહીં ને હતીબી નહીં, તેની મને ઘણી સાબેતીઓ મળીછ."

## પ્રકરણ ૪૧ મું.

# “તેં જો બેલને જોઈ નહીં હોતે તો તું મને ચ્હાતે કે?”

પાનખર રૂતુની એક સુંદર સાંજ હતી અને નેવરસ્લી ઍબીનાં બધાંઓ તેની મજાહ ચાખતાં બગીચામાં એકઠાં ઉભાં હતાં. તે વખતે નહીં સાંજનું ઝઝકળું હતું કે નહીં ચાંદણી રાત હતી. હવાની ગેર-હાજરીમાં ફુલો પોત પોતાની ડાંખલીઓપર સ્થિર ઉભાં રહી, પોતાના મધ્રમધ્રાટને બની શકતો દુર મોકલી રહ્યાં હતાં; તેમ વળી પંખીઓ ચુપચાપ કોઇ માળા તરફ ઉડતાં જણાતાં હતાં, તો કોઇ તેમ ઉડવાનો વિચાર કરતાં ઝાડોની ડાંખલીઓ ઉપર ગુપચુપ એમતેમ ડોક ફેરવતાં બેઠાં હતાં; તારાઓ, આસમાનપર જે થોડી ઘણી ઉજેરડી હતી તે કયારે પીગળી જાય કે તેઓ બાહાર ચમકી નીકળે તેની રાહ જોતા હતા, ટુંકમાં તે સાંજ એવી હુંફાળી અને રમણ્ય હતી કે જેઓથી તેની એ મોજ ચાખવા બાહાર નીકળી શકાય તેઓને માટે ઘરમાં ભરાઇ બેસવું એબી જાણે એ કુદરતના માલેક સામે અજીમ ગુનાહ કરવા જેવું હતું.

લૉર્ડ બ્રાન્ડન બીચારો નેવરસ્લી ઍબી છોડી ગયો હતો. જવા અગાઉ તેણે રેનીને એક સેવટની ઑફર કીધી હતી, અને તેણીએ તેને સેવટની ના પાડી હતી—ઘસીને તેણીએ તેને ‘ના’ કહી હતી; ફરક માત્ર એટલોજ હતો કે આ વખત તેણીએ તેની એ ઑફર હસીને તુચ્છકારી નહીં કાઢી હતી, કેમકે એમ તુચ્છકારી કાઢેલા પ્યારનું દુઃખ કેવું અને કેટલું હોય છે તે તે છોકરી હવે જાણી અને વિચારી શકી હતી, પણ, ઘણાજ માયાકુલ શબ્દોમાં અને ઘણીજ નરમાશથી તેને સમજાવીને તે છોકરીએ ‘ના’ કહી હતી.

એ છતાં તે જવાને હજી હારી નહીં ખાધું હતું, હજી તેને તેણીનો પ્યાર મેળવવાની આશા હતી.

પેલી મીસ બેકર અને બીજાં બધાં પરોણાંઓએ ત્યાંથી રૂખસદ લીધી હતી, અને હવે ત્યાં બીજી નવી પારટીની તેઓને કોઇને આશા નહીં હતી.

મેડમનું ચાહવું એમ હતું કે પરોણાઓની એક ટોળકી ગયા પછી, બીજી ટોળકીને તેડવા માટે ઓછામાં ઓછો બે દિવસનો ગાળો તો છોડવોજ જોઇએ. રેનીને તે સામે વાંધો હતો, કેમકે, પોતાના જીવના ટવળાટ સાથે એકલી એકાંત પડવા તે બીહીની હતી; પણ, લૉર્ડ એરન્ડેલ મેડમનાં મન સાથે એકમત હતા એટલે તે છોકરીનું કશું ચાલ્યું નહીં.

"નવાં પરોણાંઓ વાસ્તે નવી ગોઠવણ કરવાની એટલે મેડમ કહેછ તે બરાબર છે રેની" તેવણ બોલ્યા.

અને રેનીએ હમણાં હમણાં જે કીસમની બેદરકારી અખત્યાર કીધી હતી તેવીજ બેદરકારીથી તેણીએ મેડમનું મત કબુલ રાખ્યું.

"મારાં બુરાં નસીબમાં જે ખમવાનું હોય તે મારે ખમ્યા સિવાય છુટક નથી, તો જોકે એરીક અને બેલને હસતાં અને ગેલ કરતાં જોઉંછ કે મારી આંખોમાં સુઇયા અને હૈયાંમાં કાંટા ભોકાયછ; પણ, કાંઇ ફીકર નહીં. સેવટ તો હજી અકટોબરમાં આવવાનું છે કેની? ને અકટોબરને હજી વાર છે."

મેં જે સાંજનું મારી નબળી કલમ અને નાકેશ શક્તિ મુજબ ઉપર વર્ણન આપ્યું તે સાંજે બેલ, રેની, લૉર્ડ એરન્ડેલ અને એરીક બગીચામાં બધાં સાથે ઉભાં હતાં. તે વખતે અકટોબર મહીનામાં થનારાં લગનની વાત ત્યાં પ્હેલ્લીજ નીકળી.

લૉર્ડ એરન્ડેલને ઉપજેલી નાસીપાસી તેવણ ભુલતા જતા હતા. તે હવે તેવણને ઓછી ખટકતી હતી. તે ઓછી ખટકતી હતી કેમકે તેવણ રેનીની ખરી હાલતથી વાકેફ નહીં હતા. તેવણ એમજ સમજતા હતા કે રેની પોતાની ખુબસુરતી અને રૂપરંગને લીધે વધારે બેહેતર ઠેકાણેજ પરણી જશે.

એરીક બેલના પ્યારમાં એટલો સુખી હતો, અને બેલ એરીકના પ્યારની પનાહ-પોશ્તીમાં એવી તો ખુબસુરત ઉછળી આવી હતી કે તે જોડું એકમેકનાં સુખમાં નહીં વર્ણવી શકાય તેટલું સુખી હતું.

રેની જેવી બેદરકાર હતી તેવીજ આજેબી હતી. કોઇ વાતમાં તેણીનું ધક લાગતુંજ નહીં હતું. અને લૉર્ડ એરન્ડેલનાં દીલમાં જાણે એ રમણ્ય સાંજનો પડછાયો ઉતર્યો હોય તેમ ખાસ કરીને આજે તેવણ ઘણાજ ખુશ સ્વભાવમાં હતા, અને બધાંઓનાંજ દિલ તેવણનાં દિલને જવાબ કરતી રવેશેજ રાજી થાય અને રાજી રહે તેવી મતલબથી આજે તેવણ લગનની વાત ખામુખા છેડીને બેઠા હતા.

"તમે બધાં એમ નચીંત ને નભરવસ રહેશો તો લગનની તૈયારી કરવાનો આપણને પુરતો વખત નહીં મળશે" તેવણ હસીને બોલ્યા. "બેલ, મારી પોતાનીજ દીકરીના મોભાને છાજતી રવેશે તુંને મારે પરણાવાની છે. ને આયજ તારૂં ઘેર હોવાથી તારાં લગન અહીંજ કરી આપસ."

"તમારી ઘણીજ મેહેરબાની છે, લૉર્ડ એરન્ડેલ" તે છોકરી તેવણ તરફ જોઇ હસીને બોલી "ને જો તમારી મરજી હોય તો મારાં—મારાં એ લગનનાં સંબંધમાં મારે તમારી પાસે એક વધુ મેહેરબાની માંગવાની છે."

અને રખે તેવણ 'ના' કહે એવી બીહીતી ચશમે તે છોકરી તેવણ તરફ જોતી ઉભી.

"તે શું છે, દીકરી, મને કહે" તેવણ બોલ્યા "ને અલબત તે આપવાનું મારા હાથમાંજ હોંસે તો તે તુંને મલીજ સમજ."

"તે એ કે રેની મારી 'બ્રાઇડસ મેડ' (પરણતી વખતની સાહેલી) થાય. મને બીજી કોઇ જોઇતી નથી ને વધુની મને જરૂરબી નથી. અમારી જીંદગીજ અમોએ બેહેન—બેહેનની માફક પસાર કીધીછ, તેથી મને એ હોંસ છે."

"તે બા હું નથી જાણતો" હસીને કાનપર હાથ મુકી લૉર્ડ

એરન્ડેલ બોલ્યા "તું રેનીની સાથે તે વાતનો બંદોબસ્ત કરી લે, ને મારી ખાતરી છે કે એ હાજ કહેશે."

બેલે રેની તરફ જોયું. રેની બેલનું બોલેલું સાંભળ્યુંજ નહીં હોય તેમ અખાડા કરીનેજ ઉભી રહી.

"એરીક તમે રેનીને પુછો" બેલ બોલી.

અને જ્યારે બધાંઓની હસ્તી નજર એરીક તરફજ ફરી ત્યારે બેલની અરજ કબુલ કીધા વગર તે જવાનનો છુટકજ નહીં રહ્યો.

એરીકે રેનીથી તે મેહેરબાની માંગી, અને તે વખતે તે છોકરીને શું દુઃખ થયું તે એક તેને અને બીજું તેના ખુદાનેજ ખબર હતું. અદેખૈના ડંખથી તે છોકરી ઘેલી જેવી થઇ ગઇ, છતાં તે પોતાનાં મન-પર કાબુ રાખી બોલી—

"બેલની મરજીજ એમ છે તો એમ. એ મારી બેહેનની ઇચ્છા કુદરતીજ છે, ને એમાં મને વાંધો હોયજ શું? અમે બેઉ બેહેનોજ છીએ કેની?"

આટલું બોલતી વખત જોકે તેનો ચેહેરો શાંત હતો—ના તેના હોઠ ધ્રુજ્યા હતા કે ના તેની જબાન લટડી હતી—તે છતાં એરીકે તેના બોલ-વાના અવાજમાં કાંઇ એવી લાગણીનો અંશ આમેજ થયલો જોયો કે તે જવાનની છાટીમાં ઠંડીનું આંકરૂં ચઢી આવ્યું—પણ તે સ્હેજવાર.

પછી તેઓ લગનને લગતી ગોઠવણની વિગતોમાં ઉતર્યાં, જે રેનીની સહન શકિતની હદ બાહાર થઇ પડયાથી, તે પોતે જયાં બેઠી હતી ત્યાંથી ઉઠી.

"અહીં આગ્યા કીડા નીકળ્યાછ" તે બોલી "ને હું તો જરા તેઓની મજાહ લેવા જાઉંછ."

રેનીની આ હીલચાલમાં કોઇને કશુંજ અસાધારણ લાગ્યું નહીં, કેમકે, તે છોકરીજ હતી ફાંટાબાજ મગજની અને ઘડી ઘડી બદલાતા સ્વભાવની, એટલે કોઇને તેમાં કશું અજબ લાગ્યુંજ નહીં.

રેની ત્યારે તે લોક આગળથી ચાલી ગઇ અને આવતાં લગનની ગોઠવણોને લગતી વાત તેઓ વચ્ચે ચાલી રહી.

એ વાત દરમ્યાન, લૉર્ડ એરન્ડેલે બેલને 'રીત'માં શું આપવાનો ઇરાદો રાખ્યો હતો તે પ્હેલ વ્હેલું ત્યાંજ તેવણે જાહેર કીધું. બેલ હરખની-મારી તેવણ આગળ ધસી ગઇ અને તેવણનો હાથ લઇ તેણીએ પોતાની બેઉ આંખોમાં દાબ્યો અને પછી ઝટ તેવણ આગળ પોતાનું કપાળ ઉંચું ધર્યું જેપર લૉર્ડ એરન્ડેલે વાંકાવળી એક કીસ લીધી.

આટલો વખત નહીં ને હવેજ મેડમને એમ લાગ્યું કે રાત ઠંડક-વાલી હતી, અને તેવણ કશાં પણ ગરમ ઓઢણાં વગર બાહાર આવેલાં હોવાથી તેવણે અંદર ચાલુ મુકયું. તેવણ પછી થોડેવારે બેલબી ઘરમાં ગઇ અને લૉર્ડ એરન્ડેલને તેથી એકાંતમાં એકાદ શીગારની મજાહ ચાખવાની તલબ થઇ આવી.

"રેની કયાં ગેઇ?" તેવણે એકાયક પુછયું.

"આય આગ્યા કીડાઓ જોવા જાઉંછ કરીને ગેઇછ."

"એરીક, એને જઇને કહે કે હવે અંધારૂં થવા આયુંછ, ઘેરમાં આવે."

આ ઉપરથી એરીક, જે તરફ તેને ગયલી તેણે જોઇ હતી તે તરફ ગયો, પણ ત્યાં તે હતી નહીં.

"રેની!" તેણે સાદ માર્યો પણ તેને જવાબ કશોજ મળ્યો નહીં.

પણ તેટલાં ફરનરી તરફ જવાનું બારણું તેણે ઉઘાડું જોયું અને તે વાટે પસાર થઇ તે તે ફરનરી તરફ ચાલ્યો.

ત્યાં ફર્નનાં ઝાડાની વચ્ચે તે બેઠેલી તેને દેખાઇ અને તેણીની ઉપર એક માત્ર નજર નાખતાં તે ચેતી ગયો કે તે છોકરી ત્યાં બેઠી બેઠી રડતી હતી!

તેણે તેને એ હાલતમાં જોઇજ નહીં હોય તેમ તે જવાન અખાડા કરી ગયો.

રેનીએ તેને બેઉ પાછાં અંદર જાય તે અગાઉ ત્યાં તેણીની પાસે થોડીકવાર બેસવાની અરજ કીધી અને તેણે તે કબુલ રાખી.

"ચંદનીમાં આય ફરનરી મને ઘણીજ ગમેછ" તે બોલી "ઓ એરીક, જ્યારે આય મકાન ને તેને લગતું બધું તારૂંજ થશે ત્યારે મને મારી આય માનીતી જગ્યે તું આવવા જવા દેશી કે?"

"રેની, એ મકાન જેમ આજે તારૂં છે, તેમ સદા તારૂંજ રહેશે."

તેણી એ વાત માનતી નહીં હોય તેમ તેણીએ માથું ધુણાવ્યું.

"નહીં, જ્યારે તારી પરણી બૈરી અહીં રાજ કરતી થશે, ત્યારે એ મકાન મારૂં નહીંજ કહેવાસે."

"મારી વ્હાલી રેની! જાણે બેલ ને તું કાંઇ જુદી હોય તેમ તું તો બોલેછ. તારૂં ઘેર તે તેનું ગણાવું જોઇયે ને તેનું ઘેર તે તારૂંજ લેખાવું ને મનાવું જોઇયે છે. તું એમ નથી ધારતી?"

તેણીએ તેનો કશોજ જવાબ કર્યો નહીં. તે ફર્નનાં પાદડાંઓપર પડતી ચંદ્રની રોશની જોતી બેસી રહી.

"જ્યારે અમે બેઉ અહીં આયાં ત્યારે તો મને સ્વપ્ને ખ્યાલ નહીં હતો કે બેલ લેડી એરન્ડેલ થવા પામશે."

"હું તેમ કેહી શકતો નથી" એરીક હસીને બોલ્યો "કેમકે હું તો એને જોતાંજ એની સાથે પ્યારમાં પડી ગીયો હતો."

"એબી એક અજબ જેવી વાત છે! પ્યાર એકાયક કેમ બરપા થાય અને ધિક્કાર એકાયક કેમ ઉપજે તેની તો મને સમજજ પડતી નથી."

"ને રેની તુંને જ્યારે એ પ્યાર આવી મળશે ત્યારે તેની તુંને સમજ પડશે." તે બોલ્યો.

"એરીક" તે બોલી "આપણે બે કેવાં હળીમળીને ચાલતાં હતાં ને હજીબી ચાલ્યેછ, તે તું જાણેછ કેની? ત્યારે મારા એક સાદા સવાલનો તું સીધો જવાબ આપશે?"

"તું ચમે તેટલા સવાલો પુછ, રેની, તેના તુંને હું સાચા ને

સીધાજ જવાબ આપસ."

"તું કહેછ કે બેલને જોતાંજ તું પ્યારમાં પડી ગીયો, ખરૂં રેની?"

"હા."

"હવે, હું એમ પુછું—જો ધ્યાન રાખજે કે આય સવાલ પુછવાનો મારી કશીજ બીજી મતલબ નથી, ફક્ત મારી જીજ્ઞાસાને તૃપ્ત કરવા હું પુછુંછ—કે જો એને તેં જોઇજ નહીં હોતે, એ તારી નજરે પડીજ નહીં હોતે તો તું મને કદી ચાહી શકતે?"

આ કઢંગા અને કફોડા સવાલથી તે એવો તો દંગ થઇ ગયો કે તેને શું જવાબ આપવો તેની ગુંચવણમાં તે થોડો વખત પડયો.

તેટલો વખત પોતાની કાળી ભ્રમર આંખો તેણીએ તેની ઉપરજ ટીકેલી રાખી.

"જો, હું તુંને ફરીથી કેહુંછ કે ફકત મારી જીજ્ઞાસાને સંતોષ આપવાજ આય સવાલ હું પુછુંછ, જેનો બીજો કોઇજ અર્થ તું ઉઠાડતો ના. જો તેં બેલને જોઇજ નહીં હોતે તો મારી સાથે તું પ્યારમાં પડી શકતે? મારી તરફ ખાલેસ હૈયાંથી જો ને મને કહે."

ને તેણે તે છોકરી તરફ જોયું. તેણીનો ચેહરો તદ્દન શાંત હતો.

"એ એવો કઢંગો સવાલ છે, રેની" તે બોલ્યો.

"એ સવાલ કઢંગો છે તેની કશી ચીંતા નહીં. જે સવાલ હું પુછી શકવા જેવી અક્કલ અને સભ્યતા ધરાઉં તે સવાલનો મને જવાબ આપવામાં તુંને હરકત હોયજ નહીં. કેહે મને—જો એ સવાલ હું પાછો બોલી જાઉંછ. તેં જો બેલને જોઇ નહીં હોતે તો તું મને ચાહતે કે?"

તેણે તે છોકરીના ચેહેરા તરફ ટગર ટગર જોયા કીધું.

"તું અતી ખુબસુરત છે, રેની" તે બોલ્યો "જે એક નમુનેદાર અબલામાં સારાસાં સારા ગુણો જોઇએ તે તારામાં હું જોઉંછ. બેલની પછી મારાં મનને વ્હાલી તારા સિવાય બીજી કોઇજ નથી, રેની. ને લે, તું પુછેછ ને બજીદ થાયછ ત્યારે હું કેહુંછ કે જો બેલને મેં કદી જોઇ

નહીં હતે તો તુંને હું જરૂરજ ચાહી શકતે."

"તારો ઉપકાર માનુંછ, એરીક, ને મારી ખાતરી છે કે તારો આય જવાબ તેં મને ઘણાંજ ખાલેસ હૈયાંથી આપ્યોછ" તે છોકરી ચ્હેરો શાંત રાખી ઘણા નરમ અવાજે બોલી.

"ચાલ, હવે આપણે અંદર જઇયે" તે ઉઠી અને બોલી "આટલા જથામાં આય આગ્યા કીડાએ મેં આયજ વખત જોયા, એરીક. ને પપા કેહે શીગાર પીતા ઉભાછ કે? અહીં સુધી ધુમાડાનો વાસ મને આવેછ!"

---

## પ્રકરણ ૪૨ મું.

## "નહીં ખમાતું, ઓ ખુદા! આય દુઃખ હવે મારીથી નહીંજ ખમાતું!"

રેની એરન્ડેલને માટે ખરેખરી ટચળાટ ભરેલી જીંદગી શુરૂ થઇ ચુકી હતી.

જે જવાનને તે ચાહતી થઇ હતી તેના પ્રત્યે તે છોકરીનો પ્યાર એકેક દાહડો જતાં વધતો ને વધતો જોરાવર થતો જતો હતો.

પેલાં બે વ્હાલાંઓને માટે હવે ઓસકનો અંતર રહ્યો ન હતો, એટલે તેઓ હવે એકમેક સાથે ઘણાં છુટથી ભેળાતાં અને હસતાં બોલતાં હતાં. તેઓ હવે પોતાનાં આવતાં લગનની વાત છડેચોક કરતાં રહેતાં હતાં; અને જેમ હંમેશ બનેછ તેમ એ જોકુંબી સર્વનું ધ્યાન પોતા તરફ ખેંચી રહ્યું હતું. એરીક હતોજ સૌનો માનીતો, અને બેલ તેને એવા સાચા અને ખાલેસ પ્યારથી ચાહતી હતી કે તેઓ હવે હસી ખુશી અને સુખોનાં વાતાવરણમાંજ ગોયા જીવતાં હોય તેમ તેઓને લાગતું હતું. અને જેમ જેમ રેનીની નજરે તેઓનું સુખ પડતું હતું તેમ તેમ તે છોકરીનો તે જવાન પ્રત્યેનો પ્યાર અને તે તેને ન મળ્યાથી તેને ઉપ-

જેલી નિરાશી એ બેઉ વધ્યાં જતાં હતાં.

એમ તો તે છોકરીને હસવાની અને હસી હસીને વાતો કરવાની ફરજ પડયા કરતી હતી, તો જોકે તેનું દીલ અંદરખાનેથી ભાંગીને ભુકો થઇ રહ્યું હતું. જેમ મરદ તરફથી તુચ્છકાર પામેલી ઓરતનો ગુસ્સો ઝનુંની રહે છે, તેમ, નાકબુલ અને નિરાશ થયલા પ્યારનું દુઃખ પણ માહા ઝનુન અને માહા જાલેમ હોય છે, અને એકવાર જે જીવ એ અગાધ અને અમાપ દુઃખના કાતિલ કાબુમાં આવ્યો, તે ફરીથી સુખ કેવું હોય તે જોવા કે જાણવા પામતો નથી.

પ્યારનાં સુખની એક કવિતા વાંચવી અને એરીક અને બેલ એ બેઉને હસતાં બોલતાં અને ફરતાં હરતાં જોવાં એ બરાબર હતું. એ બે વચ્ચેનો એખલાસ જોઇ મેડમના ચ્હેરાપર વટીક ખુશી પ્રગટી નીકળી હતી. તે વખતે તેવણનો ચ્હેરો ફિકર ચીંતા રહીત દેખાતો હતો.

તે અદરાયલી જોડનો સહવાસ લૉર્ડ એરન્ડેલને પણ વધુ અને વધુ ગમી રહ્યો હતો. તેઓની સાથમાં તેવણને પણ મજાહ લાગતી હતી અને એ બે વ્હાલાંઓની સોબતમાં તેવણ મોજ માનતા હતા; જાણે તે બે વ્હાલાંઓનાં સુખના સમાગમથી તેવણને નવીજ જુવાની આવી હતી!

ના કશોબી હવે અટકાવ હતો એ બે સુખી વ્હાલાંઓને; તેઓ એકલાંજ હાથમાં હાથ ભેરવી ફરવા જતાં યાતો ઝાડોની ગીચ ઘટામાં અરસપરસની મોબતનો મધરસ ચાખતાં લટાર મારતાં હતાં; અને એટલો વાર તેઓ કયાં હતાં, અને તેઓને પાછાં ઘરમાં આવતાં એટલીવાર કેમ લાગી એમ તેઓને પુછવાની હવે કોઇની મગદુર નહીં હતી.

કમનસીબ રેની તે બેઉ વ્હાલાંઓને હસતાં હસતાં બહાર નીકળતાં જોતી હતી; એરીકનો ખુશીથી ખિલેલો ચ્હેરો તે તપાસતી હતી, અને બેલની આંખોમાં પ્રકાશી રહેલો ભારોભાર પ્યાર તે દેખતી હતી; એ બધી વખતે તેનું હૈયું ગુસ્સાની આગથી તપી જઇ તેનો જાન પોતાની સરજત સામે બખેડો કરી ઉઠતો હતો.

એ છોકરીની એ કંગાલ્યત જો હજી કાંઇ અધુરી રહી હોય તો તે જાણે પુરીજ કરવા, બેલને તેનાં લગન ટાંકણે તેવણે પોતાની તરફથી શું ભેટ આપવી તે બાબે તેણીની સાથે મસલહત કરવા લૉર્ડ એરન્ડેલે રેનીને પોતાની આગળ બોલાવી. આહ! વ્હાલાં વાંચનારાંઓ, તમો વિચાર કરો કે બેલના સંબંધમાં ઘણી ઉત્સાહ ભરેલી વાતો લૉર્ડ એરન્ડેલને મોંઢે સાંભળતી અને તેના લાયક જવાબો કરતી પોતાના બાપની સામે—હસ્તે નહીં તો શાંત ચ્હેરે—ઉભી રહેતાં તે છોકરીએ પોતાના જીવપર કેવી જબરી ઉઠાવી હોવી જોઇયે? ખરેખરો જો ટવળાટ જુવો તો એ હતો, પણ આફ્રિન છે એ છોકરીનાં મજબુત મન અને મગજને અને તેની હીંમતને કે પોતાનાં તનપર બધું સોસ્તી તે એમ ઉભી તો હતીજ એ વાત મારાથી ના પાડી શકાતી નથી.

હવે લગનનો વખત નજીક ને નજીક ખેંચાઇ આવતો હોવાથી તે બાપ પોતાની એ દીકરી સાથે તેને લગતી ગોઠવણોની તુલોતવીલ વિગતોમાં ખુલાસાથી ઉતર્યો. લૉર્ડ એરન્ડેલ તે પરણુતાં જોડાંને ઘણીજ કીંમતી—પોતાનાં નામને છાજે તેવી—ભેટ કરવાની ઇચ્છા ધરાવતા હતા.

“ગમે તે હોય, પણ એરીકને તેનાં લગનપર કાંઇ એવું આપવાનો હું વિચાર કરી બેઠો હતો કે તે લેતાંજ તે અજબ અને ખુશી થાય; પણ, હવે જે બનવા પામ્યુંછ તે તરફ જોતાં મેં તેને એ બાબે મારી ખુશીથી રજા આપીછ તેજ એણે ગનીમત ગણવી જોઇયે છે.”

“એટલે શું, પપા? હું સમજી નહીં શકી, તમે શું કેહોછ તે.”

લૉર્ડ એરન્ડેલ હસી પડયા.

“રેની, મેં એની ઉપર જુદીજ આશા બાંધી હતી, અને એ વાતની એને ખબર છે. તેથી એને હું દેખાડવા માંગુંછ કે મારી તે આશા એનીથી પાર નથી પડી તેના બદલામાં મેં કશું માઠું નથી લીધું, પણ ઉલટો હું ખુશીજ થયોછ એ ઘણું છે.”

“તે શું આશાઓ હતી, પપા?”

હવે શુરૂઆતમાં રેનીને માટેના લૉર્ડ એરન્ડેલના વિચારો ગમે તેવા હતા, છતાં, તે તેવણની પોતાનીજ દીકરી હતી, ખાસ કરીને તેવ-ણની પ્હેલી પરણેતર મરનાર એલીસની તે દીકરી હતી એ વાત તેવણનાં મનમાં સદા તાજીજ હતી, એટલે એ દીકરીની મરજીને તાબે તેવણ હંમેશ થતા અને એ તાબેદારીની એમ કરતાં એવણને ગોયા તબેહજ થઇ ગઇ હતી. અને આ ચોક્કસ વાતમાં તે છોકરીના સવાલનો જવાબ આપવાનો તેવણનો વિચાર નહીંજ હતો, પણ, તેવણને પડેલી મેં ઉપર કહેલી તાબેદારીની તબેહ તેવણની એ મરજી ઉપર ફાવી.

"તે આશા, દીકરી તારા સંબંધમાં હતી. હું તો એમજ ધારીને બેઠો હતો કે જો મારી દીકરી સાથે મારો વારેસ ગોઠવાઇ જાય તો તે ઘણું બંધબેસ્તું થઇ પડે."

આ સાંભળી ના તે છોકરીની આંખ્યોનું જરા પાંપણ હાલ્યું કે ના તેણીના ચ્હેરાનો રંગ સ્હેજબી બદલાયલો દેખાયો.

"મને એ વાતની ખબર હોતે પપા તો હું તમુને તુરતજ ચેતા-વતે કે તમારી એ આશા બેહુંદી હતી; એવી આશાનો તમુને લાયક જવાબ મળીજ કેમ શકે?"

એ તે છોકરીનું બોલવું ખરાં દિલનું હતું કે ખાલી મન મનાવ-વાનેજ ખાતર હતું તે શોધી કાઢવા તેવણે તેના ચ્હેરા તરફ ટગર ટગર જોયા કીધું અને પછી તેવણને સંતોષ ઉપજેલો લાગ્યો.

"પ્યારના તીરની નિશાણ નકકી કરવી એ બેહુંકું છે ખરૂં" તેવણ હસીને બોલ્યા "અને તેથી જે હાલ થવા પામ્યુંછ તેજ બરહક ને બેહે-તર હું તો સમજુંછ. પણ ત્યારે આય બધું જર જહવેરાત ને સોના રૂપાંની પ્લેટો છે તેનું શું,. રેની? ત્યારે એમ કરૂં કે સોના રૂપાંની પ્લેટો એ લોકને આપું ને જહવેરાત દીકરી તારે વાસ્તે રાખું?"

અને એ મુજબની બધી ગોઠવણોમાં છાટીપર પથ્થર મુકી તે છોકરી પોતાના બાપ સાથે વિગતે ઉતરી, જે દરમ્યાન તેનાં દિલમાં કેવા

બખેડા થતા હતા, તેનાં હૈયાંમાં કેવાં કેવાં તુફાનો મચી રહ્યાં હતાં, અને તેનો એકેક બોલ ધણીનાં કલેજાંમાં કેવો એકેક ચમટો તોડી રહ્યો હતો તે વિષે તે બાપ સમુલગોજ બેખબર રહ્યો હતો.

લૉર્ડ એરન્ડેલ જે બધું બોલવાનું હતું તે બોલી રહી પોતાની આરામ-ચેરપર અળોટાઇને તે છોકરીના ચ્હેરાગમ હસીને ગોઠવાયા અને રેનીએબી શાંત ચ્હેરે તેવણે જે કહ્યું તે સાંભળ્યું.

"રેના, એ બેઉ ઘણાંજ સુખી થશે, ખરૂં કેની? ને જ્યારે એ બેઉ પરણીને પરવારી જશે ત્યારે મને લાગેછ કે મેડમના ચ્હેરાપર જે હાલ ધુંમટો છે તે ઉતરી જઇ તેવણબી આગળ હતાં તેવાં ખુશાલ બનશે."

આનો કશોજ જવાબ રેનીએ દીધો નહીં. મેડમના ચ્હેરા સાથે હાલ તે છોકરીને લાગતું વળગતું હતુંજ નહીં.

"મારી તો ઘણી મરજી છે" તેવણે બોલવું ચાલુજ રાખ્યું "કે એરીક પરણીનેબી અહીંજ રેહે. હું ધારૂંછ કે તેને એ બાબે હું કહી જોવસ."

રેનીએ નજર ઉંચકી તેવણ સામે જોયું.

"એટલે, પપા, પન્યા પછી પોતાની બૈરી સાથે એવણ અહીંજ રહે એમ તમારી મરજી છે?"

"હા" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "કેમકે તો આપણને બધાંને મજેહનું લાગસે ને સોહોવાઇ જસે; આજેજ એની સાથે એ બાબદ વાત કરી જોવસ. ને રેની તું ઘણોવાર મારી સાથે ધીરજથી બધી વાત કરતી અહીં બેસી રેહીછ, થેંક યુ, હવે તું સિધાર દીકરી. હમણા આપણો વડો કારભારી આવી લાગસે ને મને તેની સાથે બે ત્રણ કલાક કામે રોકાવું પડસે."

તે ગઇ ત્યાંથી—તે ગઇ પોતાની છાટીમાં અદેખાઇ અને ધિક્કારની લાગણીને સાથે લઇને, અને એ બધી લાગણીને કેઠે એકાંત ખાલી કરવાની તે તલબ કરતી ગઇ.

"હવે એ બધું મારે ખમવું કેમ?" તે છોકરી ભરેલે હૈયે બોલી અને તેટલાંજ તડકાંમાં તેને કોઇનો ઓળો દેખાયો અને પાછળ ઝટ ફરીને જોતાં હસ્તે ચ્હેરે ત્યાં બેલ તેણીને ઉભેલી દેખાઇ.

"રેની, ડીયર, હું તુંનેજ શોધતી'તી" બેલ બોલી "જરા મારા ઓરડામાં આવસે? રેશમી કપડાંના નમુનાઓ આવેલા છે, મને તેમાંથી પસંદ કરવા મદદ લાગસે?"

એ નમુના મંગાવ્યા હતા એમ રેની જાણુતી હતી. તેણીનો ચ્હેરો લાલ સોખ઼ં થઇ રહ્યો.

"મને રેશમી કપડાંની સમજ નથી. જેને તેની સમજ હોય તેની સલાહ લે, બેલ." તે બોલી.

"તે મારીથી નહીં બનશે" બેલ હસીને બોલી "તુંને રેની તું કહેછ તેમ રેશમી કપડું સારૂં કીયું ને હલકું કીયું તેની સમજ નહીં હોસે, પણ તારી નાની બેહેનને તેનાં લગનપર કીયો રંગ શોભસે તે તો તું જાણી શકસે."

અને એટલું બોલતાં બેલનો ચ્હેરો તાજા ગુલાબની માફક ખિલી રહ્યો. તેણે પોતાનો એક હાથ રેનીની ગરદન આસપાસ વિંટાળ્યો અને તેણીની ડોક સામે પોતાની ડોક પટામણી ઢપે વાંકી ધરી તેની આંખોમાં જોઇ હસીને તેણીએ પુછ્યું—

"એટલું તો મારૂં કેહ્યું કરવા, મારી વ્હાલી રેની તું ના નહીંજ કહેશે કેની?"

અને અહીં એક રમખાણ થતું સ્હેજમાં અટકયું. ગુસ્સા અને ઝનુનથી ભરેલા બોલો રેનીના હોઠ સુધી આવ્યા અને તે છોકરીને તે ધુટકારી કાઢી પશેમાન કરવા જતી હતી, પણ, તેણીની ગરદન આસપાસ વિંટળાયલા બેલના હાથે રેનીનાં હૈયાંમાં અજબ ચમત્કારિક અસર નિપજાવી.

"હું જાણુંછ કે તુંને મારી મદદ કશી રીતે કારગત નથી લાગવાની"

રેની બોલી "પણ જ્યારે તું બોંહોંસજ કરેછ, તો ચાલ હું આઉંછ."

તે ગઇ અને બેલના રૂમમાં જઇને તેણીએ જોયું તો જે કામને માટે બેલ તેને બોલાવી લઇ ગઇ હતી તેજ કામને માટે ત્યાં એક નાની જેવી તપાસકારોની કમીટી બેઠી હતી! એરીક તે રેશમી ચળકતા ઢગલાઓ તરફ હસીને જોતો ઉભેલો હતો. મેડમ બે બિલ્લસ લાંબુ ડાચું કરીને ગંભીર બેઠાં હતાં. તેવણુના હાથમાં સાટીનનાં ફુલો ભરેલો એક સુફેદ કકડો હતો.

જેવી તે બે છોકરીઓ અંદર આવી કે મેડમના ચ્હેરાએ ઝટ પાછી નરમાશ પકડી. રેનીને જ્યારે તેવણુ જોતાં ત્યારે તેવણુના ચ્હેરાપરની ગંભીરતા ઉડી જતી હતી.

"સારૂં થયું તું આવી રેની" તેવણુ બોલ્યાં "તારા તેસ્ટનો તેથી અમુને લાભ મળશે. મને બધા નમુનાઓમાં આય એક ગમેછ, તારો શું વિચાર?"

મેડમના હાથમાંના કટકાપર તે છોકરી વાંકી વળી. એરીકને ત્યાં જોઇને તે અજબ થઇ હતી.

"તમે લોક જાણોછ, હું શાને વાસ્તે ક્યારનો હસુંછ તે?" તે બોલ્યો "આય તમારાં લોકનાં ગંભીર ડાચાં જોઇ 'લગનના વાગાની પસંદગી' નામનાં મેં જોયલાં એક પીકચરની મને યાદ આવેછ. રેની, આય બધા ઝગઝગાટને વાસ્તે તેં શું ધાર્યું?"

જો બોલ્યાથી પોતાની જીંદગીબી બચવાની હતે તે છતાં રેની તેની સાથે નહીંજ બોલતે; કેમકે તેણીનું આખું હૈયું તે તુચ્છકારેલા પ્યારથી ઉપજેલા ક્રોધે ભરાઇ ગયલું હતું. તોપણ મેડમ જેવણુની નજર બેલપર હતી તેવણુ તરફ જોઇ તેણીએ હસીને કાંઇ ટાહુકો મુકયો ખરો.

"આય મેડમે પસંદ કીધેલાંજ કપડાંમાં બેલ ઘણી હદથી જ્યાદા દિપી નીકળસે. તમે શું ધાર્યું એરીક?"

"હું તો એમ ધારૂંછ કે કોઇબી ડ્રેસમાં એ શોભી રહેશે" એરીક

જવાબ દીધો, અને જાણે લગનના વાગામાં બેલ કેવી લાગશે તેનો તેનાં મનમાં ખરો ખ્યાલ અને દિલમાં હરખ વસ્યો હોય તેમ બેલ જે તેની પાસેજ ઉભી હતી તેના હોઠપર તેણે એક કીસી ઝડપથી લઇ લીધી.

"માફ કરજે હું બેલ" બેલ શરમાઇને લાલ લાલ થઇ રહી તે જોઇ એરીક બોલ્યો "પણ મારીથી એ લાલચ થોભાવી શકાઇ નહીં. લગનના વાગામાં તું કેવી લાગશે તેનો ચિતાર મારી આંખ સામે આવીને ઉભો કે મારૂં માથું ફરી ગીયું."

પણ, તેટલાં બારણું બંધ થતું અફળાયાથી તે બધાંઓએ તે તરફ જોયું તો તેઓની નજરે રેનીનો બાહાર નીકળી જતો આકાર પડયો.

તેમાં તેઓએ કશું વિચારવાજોગ જોયું નહીં. એ બનાવ ઉપર તેઓએ પોતાનું મગજ પોચું કીધુંજ નહીં. તેઓ શું જાણે, રેનીનાં હૈયાંમાં શું શું થતું હતું તે? તેઓને શું ખબર કે તેણીનાં હૈયાંમાંનાં પજરણપર બેલને એરીકે લીધેલી ચુંમીની ચીંગારી ઉડી તેને સળગાવી મુકયું હતું?

તે છોકરી જાણે પોતાની મરજીની ઉપરવારી કોઇનાં ફરમાનને તાબે થઇ ચાલતી હોય તેવી ઢપે ચાલી પોતાના રૂમમાં ગઇ અને ત્યાંથી કાળી લેસની એક ઓઢણી લઇ બાહાર નીકળી પડી.

"જો ઘેરમાં રહેવસ તો મને લાગેછ કે હું ફાટીને મરીજ જવસ" તે બડબડી "તેથી જહાં કોઇને કશી વાતનો સંસારો નહીં હોય ત્હાં હું જતી રેહું."

એટલું બોલી તે બગીચામાં ઉતરી અને તે પસાર કરી નેવરસ્લીનાં મેદાન તરફ ચાલી, અને ત્યાં એકાંતમાં આવી લાગતાં તે છોકરી ધસાંધસ રડી પડી—ધોધમાર આંસુનો વર્ષાદ વર્ષાવતી તે બેઅખત્યાર રડી. તેનો તે અવાજ સાંભળનાર ત્યાં ઇનશાન તો કોઇ હતું નહીં, પણ ત્યાં ઝાડોપર આસાયશ લેતાં પંખીઓને તે અવાજ કાંઇ નવાઇ જેવો લાગ્યાથી તેઓ ત્યાં કળાબકોર કરી ગભરાઇને ઉડાઉડ કરી રહ્યાં.

"નહીં ખમાતું, ઓ ખુદા, આય દુઃખ હવે મારીથી નહીં ખમાતું"

તે છોકરી રડયાથી લાલ થયલી આંખો આસ્માન તરફ ઉંચકી બોલી "મારી શક્તિ ઉપરાંત હું ખમી ચુકી—હવે નહીં ખમાતું." એટલું બોલી તે જમીનપર ઉંધે મસ્તક પછડાઇ પડી.

પણ એમ કેમ?

રફ્તે રફ્તે તેનો ચ્હેરો પાછો શાંત અને ગંભીર કેમ થઇ ગયો?

લીલાં ઘાસોના તે ગાલીચાએ એવી તે શું તેના કાનમાં ફુંક મારી કે તે વિષે વિચાર કરતી અદાએ તે ઉઠીને ત્યાં બેઠી?

અને પછી તેણીનાં મગજમાં ઉત્પન્ન થયલા વેરવિખેર ખ્યાલોએ કાંઇ સંગીન રૂપ પકડયું હોય તેમ બન્ને હાથો જોડી તેમને આસ્માન તરફ ઉંચકી તે બોલી—

"નહીં, એ નહીં! એમ તો કદી નહીં કરૂં—હું છેઉં પાપી છેઉં—પણ એ કામ કરવા જેટલી વંઠેલ કે વિખરેલ હું નથી."

થોડીકવારે તે પાછી શાંત થઇ—તે થોડાક વખતપર મરતેહાલ રડી હોય તેવાં કશાંજ ચિન્હો તેણીના તે શાંત ચ્હેરાપર દેખાયાં નહીં—પેલા ઉત્પન્ન થયલા ખ્યાલે મને લાગે છે કે, તેણીના જાનનો કાબુ પોતાના હાથમાં લીધો હતો.



## પ્રકરણ ૪૩ મું.

**"તમે બેલને પુંજતા પુંજતા સમાધીની હાલત એટલી બધી ધારણ કરીને બેઠાછ કે હું તો ભુલાઈજ ગેઈછ!"**

રેની એ ટવળાત ખમી શકતી નહીં હતી. જો તે પોતે ડાહી, સ્યાણી અને અક્કલવાળી છોકરી હતે તો પોતાનાં આ દુઃખની વાત પોતાના બાપને વિશ્વાસમાં લઇ તેવણુ આગળ કહેતે અને પોતાને તે સુખી જોડાંથી દુર કેઠે હાલ તુરત લઇ જવાને તે બાપને સમજાવતે. પણ તેણીને તેની

મગરૂરીજ મારતી હતી. તેમ કરીને પોતાની મગરૂરીને તે કેમ નીચી પાડે? ઓ, તેથી બધાં લોક એમ જાણે કે લૉર્ડ એરન્ડેલ જેવા માતબર ઉમરાવની રેની જેવી ખુબસુરત દીકરી, જેની હજારો જબાને તારીફ થાય, જેની લખ્ખો મોંઢે ખુશામદ થાય, જેનાં કદમ પાસે પડવાને લખ્ખો આશકો તૈયાર, જેની ઉપર જાન નિસાર કરવાને હજારો ચાહનારા મોજુદ તેનોજ પ્યાર નાકબુલ રહ્યો! જેને તે છોકરીએ દિલ આપ્યું તેણે તે લેવાની ધસીને સાફ ના પાડી! અને તે ના પાડનાર કોઇ બીજીનેજ પસંદ કરી ચુકયો હતો–તે બીજી સાથેજ પરણવાની તૈયારી કરતો હતો, એવી તે લોક આપસ આપસમાં ચાવાચીવી કરે તે કરતાં તો આ ટવળાત તો શું પણ એવા હજારો ટવળાતે જીવવાને તે છોકરી તૈયાર હતી!

ઓ! એ બધી વાત જાહેરમાં આવે તે કરતાં તો તે પોતે મરીને ખતમ થાય તે તેણીને મનસે લાખ દરજ્જે બેહેતર તેણીએ ધાર્યું!

ઘણીકવાર તેણીને પોતાનો જાન કબજ કરવાની લાલચ થઇ, જે દુર કરવા વાસ્તે તેણીને જીવપર જેહમત ઉઠાવવી પડી હતી.

તેણીને મરીનેબી એ દુઃખોમાંથી છુટવાનું મન નહીં થયું. તેણીએ વિચાર કીધો કે એમ મરી જવું શા ખપનું હતું? બે ચાર મહીના શોકના ગયા કેડે બધું ભુલાઇ જવાનું! ને તેનાં મરણથી તેઓને તો ફાયદોજ હાંસલ થનાર હતો–દુઃખ તો કશુંએજ નહીં! એ પોતે મરી ગઇ તો લૉર્ડ એરન્ડેલનું જે બધું હતું તે એમનું એમ તે બેઉ–એરીક અને બેલ–નું થવાનું! ત્યારે તેનાં મોતથી તેઓજ ગબ્બર થવાનાં કેની?

"તે વતરોગે" તે મનસે બડબડી "મને મુવા પછીબી ચેન તો નહીંજ પડવાનું. તે લોક એમ સુખી રેહી આય દુન્યામાં મોજ મારે તે ખ્યાલે મારીથી મારી કબરમાંબી નચીંતે ઉંઘાઇ નહીં રહેવાવાનું!"

નહીં, મૌત તેને પોતાને દુઃખમાંથી છોડવે એ વાત ખરી હતી, મગર, તેથી તે લોકને તો કશુંજ ખમવું નહીં પડવાનું!

એવા એવા વિચારો કરતાં તે કમનસીબ, કંગાળ છોકરીપર બેલ

પ્રત્યેના ધિક્કારે ગલબો કીધો.

તે છોકરી—જે ના તેનાં પોતાનાં કુટુંબી લોહીની કે ના તેનાં ખાનદાનની, તદન પારકી, જે તેણીના બાપની ખોટી અને ગેરવાજબી મેહેરબાની—માયાથી તેણીની સાથે રહેવા પામી હતી, એ છોકરી—જો આજે ત્યાં નહીં હતે તો તેની જગ્યાએ આજે તે પોતે એરીકનાં પાસાંમાં હોતે એમ રેનીએ ધાર્યું.

"ને હું ખરેખર કેવી સુખી હોતે" તે બડબડી "એ જો પેલાની નજરે પડી નહીં હોતે તો તે મનેજ ચાહતે એમ તેણે પોતાને મોંઢેજ કબુલ કીધું. ત્યારે શા વાસ્તે એ છોકરીને હું નહીં ધિકકારૂં? ને એને હું ધિકકારૂંછજ. એક પારકી દાખલ એ મારા બાપનાં ઘેરમાં આવીને, જે ઇનામ જીતવા વાસ્તે મારી જીંદગીના ભોગનેબી તુચ્છ સમજું, તેજ ઇનામ મારી પાસેથી તે ઝુંટી ગેઇછ! એ અમારી કેવી સગી વહાલી? એને અમારીપર હકકજ શું? એ તો ફકત મારા બાપની ખોટી મેહેરબાનીને આધારે અહીં પડીને ટુકડા ખાયછ! અરે, અરે, એણે મારી બગલ-માંથી, મારાં પાસાંમાંથી એરીકને ખુંચવી લીધો તેને બદલે મારી તમામે તમામ દોલત, મારૂં જે કાંઇ છે—જે હવે પછી મને મળવાનું છે તે મારી પાસેથી લુટી લીધું હોત!"

અને વખત જતે રેની તે છોકરી બેલને વધારે ને વધારે ધિક્કા-રતી ગઇ અને સેવટે તો બસ તે બીચારીનાં મોતનીજ તે આરજુ કરતી થઇ—તેનાં લોહીનીજ તે તરસી બની રહી! અને જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ તેની એ ઘેલછા વધતીજ ચાલી.

અંતે તેનું એ ઘેલાપણું એવી હદે આવીને અટક્યું કે જે હદે ઇનશાનનું મગજ તેના કાબુમાં રહેતું નથી. પોતાની હરીફને પોતાથી બનતું નુકશાન પુગાડવાની તે કમનસીબને હવે તલબ થઇ રહી; તેને મુવેલી જોવાને તે તડપી રહી—તેણીએ ચાહ્યું કે તે છોકરી અત્યાર અગા-ઉની મરીજ ગઇ હોતે!

"તે મરીજ ગેઇ હોતે તો કેવું મજેહનું!" એ વાક્ય તેનાં મોંહમાં હરદમ રમી રહ્યો હતો.

એમ ચાલુ ઉશ્કેરણીના આવેશમાં તેનું મગજ તે હાલતે પુગ્યું હતું કે જે હાલતમાં એક ઇનશાનને શાંતીની કશી આશા હોતી નથી; કે જે હાલતમાં ખરૂં શું અને ખોટું શું તે વચ્ચેનો ફરક તે ઇનશાન શોધી શકતું નથી; કે જે હાલતમાં તે ઇનશાનને ભલાઇ, નેકી, જાતીભોગ એવી એવી બીજી સારી લાગણીનો કશોજ સ્પર્શ થતો નથી. બેહેસ્ત અને દોજખનો ખ્યાલ હાલે તેનાં મગજમાંથી ગુમ થયો હતો; ખુદાનો ખૌફ યા પાપનો ફેજ હાલે તેણીનાં મગજમાંથી નાબુદ થઇ ગયો હતો; તેને જે હાલ માલમ હતું તે એટલુંજ કે તે એરીકને પોતાનાં તન અને મનનાં સામટાં બળથી ચાહતી હતી અને તેજ તન અને મનનાં સામટાં બળથી બેલને તે ધિક્કારતી હતી!

બધું હતું, તેણીની પાસે ઘણું હતું અને હજીબી ચાહતે તો તે પોતે સુખી થઇ શકતે, પણ જેની તે જીવથી–જાનથી તલબ કરતી હતી તે તેને નહીં મળ્યું હતું એટલે તે દુઃખી હતી. તેની પાસે દાખલા તરીકે દોલત હતી, દરજ્જો હતો, સોસાયટીમાં પોઝીશન હતું, ખુબસુરતી હતી, રૂપરંગ હતું, ડોળડાળ હતું, ઘાટઘટમ હતો, એક તેની ઉંમરની જવાન છોકરીને મગરૂર કરનારૂં બધું જરાકે જરાક તેનામાં અને તેની પાસે હતું અને તે એવી સુખી; થઇ શકતે કે જેવી લાખમાં એકજ હોય, પણ–પણ–કમનસીબે તે પ્યારની ગુલામ બની, જબરદસ્ત જંગી પ્યારને પોતાનો સાહેબ–પોતાનો સરદાર બનાવી પોતે તેના પગની ખાક ચુંમતી ગુલામ બની કે સુખ તેણીને ધારીયુંજ નહીં! અને તે સિવાય હજીબી તેણીની પાસે એટલું બધું બાકી રહેવા પામ્યું હતું કે તે ચાહે તો સંતોષનો સિંગાર સજી હજીબી સુખી થઇ શકે, પણ—

પણ તે સંતોષ અને જે જીવને તે સંતોષ હાસેલ કરવાનો એ બે વચ્ચે ઘણી મોટી ખાહી જબરદસ્ત અવાચી ખાતી અરડાઇને પડેલી હતી!

પોતાનામાં પેવસ થયલી ધિક્કારની આ જોરાવર લાગણીપર કાબુ રાખવાની બીજાઓની હાજરીમાં તે કોશેશ કરતી હતી; છતાં પોતાની હરીફની સાથે રૂબરૂ થઇ જતાં જે કીસમે તે ચુપકીદી અને ગંભીરાઇ અખત્યાર કરી લેતી તે ઉપરથી કોઇ કોઇના કાન કાંઇક ઉભા થયા હતા.

બેલનેબી પ્હેલે લાગ્યું કે એ વિચારમાં તે ભુલતી હતી, પણ પછીથી વળી તેણીની ખાતરી થઇ કે એકાદ અવિચારી બોલથી તેણીએ રેનીને રીસે ભરાવાનું કાંઇબી કારણ આપ્યું હોવું જોઇયે; પણ, તે કારણ શું હતું તેનો ઘણો વિચાર કરતાં તેણીને જ્યારે પત્તો લાગ્યોજ નહીં ત્યારે તે ઘણીજ અજબ અને ઘણીજ દુઃખી થવા લાગી. સેવટે એમ અજબ થવાનું અને દુઃખી થવાનું તે છોકરીને મિથ્યા લાગ્યું. તેથી, એક સહવારે ડ્રૉઇંગ-રૂમમાં રેનીને એકલી એકાંતમાં બેઠેલી જોઇ, બેલ તેણીની આગળ ગઇ અને ઘણાંજ હેતથી રેનીની ઉપર તે વાંકી વળી તેણીનાં ગળાં આસ-પાસ હાથ ભેળવીને ઉભી.

"રેની" ઘણી પટામણી ઢપે તે બોલી "મેં તુંને કોઇ રીતે નારાજ તો નથી કીધી?"

"મેં કહાં તુંને એમ કેહ્યું?" રેની ટસ્સામાંજ બોલી.

"નહીં, મારી વ્હાલી બેહેન, તું એવું કાંઇ બોલી તો નથીજ" બેલ બોલી "પણ તારો દેખાવ એમ માનવાનું મને કારણ આપી ગભરાવેછ. તું મારી તરફ ઘણા ગુસ્સાથી જોતી દેખાયછઃ તું એવો દેખાવ કરેછ કે જાણે મારા બોલવાનો અવાજ અને મારી હાજરી વટીક તુંને અણ-ગમતી હોય. ને તે છતાં—તે છતાં હું વિચાર કરૂંછ કે એમ કેમ બને?"

આ છેલ્લા બોલ તે છોકરી ઘણા ધ્રુજતે સાદે બોલી કેમકે તે વખતે તેણીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં અને તેના હોઠ એક દુઃખી થયલાં બચ્ચાંના હોઠ જેમ ધ્રુજે તેમ ધ્રુજતા હતા; એ દેખાવ જો તે છોકરીએ એક પહાડની સામે રજુ કીધો હતે તો તેનાંબી પેટાંમાં ફાટ પાડી શકતે પણ રેનીનાં બરફ જેવાં ઠંડાં અને કસાઇ જેવાં ક્રુર હૈયાંપર તેની

કશીજ અસર થઇ નહીં.

"આય હસવા જેવો જે તું રકાસ કરેછ, બેલ, તેનું કશુંજ કારણ હું જોતી નથી. તું મને કહેછ શું? તું મારીથી માંગેછ શું? તું મારીથી આશાજ શું રાખેછ? શું તુંને ખુશી કરવા તારી આગળ હું નાચતી ફરૂં? તુંને ખુશી થવાનાં હાલ કારણો તો ઘણાં પુરતાં છે!"

"પણ–પણ, તું વ્હાલી જેવી આગળ હતી તેવી હવે નથી" તે ગરીબ ગુચવણમાં પડેલી બાળા બોલી "હું શું કરૂં? મને કાંઇ વાતની સમજ નથી પડતી!"

"સમજ નથી પડતી, તો સમજવાની વેતરણુજ ના કર. મારી ચાલચલણ, મારી રીતભાત, યા મારો સ્વભાવ કે મારી ખાસ્યત તું સમજે કે નહીં સમજે તેની સાથે મને કાંઇજ કામ નથી."

"પણ, રેની, આપણે બે બેહેન બેહેનોની માફક હંમેશ રહેતાં આયાંછ" બેલ બોલી અને તેણીની આંખોમાં, આગલો એખલાસ પાછો ચાલુ કરવાની આરજુ પ્રગટ દેખાતી હતી.

"તારાં હેતપર હવે જેમ નવો હક ઉભો થયોછ, તેમ મારી લાગણી-પર કોઇ નવો કાબુ આવી પડયો હોસે તે તું શું જાણે?"

બેલ તે છોકરી તરફ દલગીરીથી જોતી ઉભી.

"રેની" અંતે તે છોકરીએ ધીમે અવાજે પુછ્યું "મારાં લગનથી તું નારાજ છે?"

આ સવાલ સાંભળતાંજ તેની અંદરખાનેની મગરૂરી અને તેનો આતશી સ્વભાવ તેના ચ્હેરાપર જોશબંધ પ્રગટી નીકળ્યો, તેની આંખોમાં ધિક્કાર વસી રહ્યો અને તેના હોઠો તુચ્છકારની તાણથી તણાઇ ખેંચાઇ ગયા.

"તારાં લગન?" તુચ્છકારથી રેની બોલી "તેની સાથે મને શું લાગે વળગે? તું એમ ધારેછ કે એ વાહીયાત વાતને જેટલી તું અગત આપેછ તેટલીજ અગત દુન્યામાંનું દરેક જન આપતું હોસે?"

"નહીંજ તો" બેલ ઘણીજ ગરીબીથી બોલી. "હું તો એમ

ધારતીજ નથી. પણ, તારે તો મારી બેહેન તરીકે મારાં ભલાંમાં લાભજ લેવો ઘટે કેની?"

"ઘણાંજ થોડાંઓનાં ભલાંમાં હું લાભ લેતી હોવસ" રેની બોલી.

પણ તેટલાં તેની નજર બેલના અતી દુઃખ પામેલા ચ્હેરાપર પડતાંજ તે ઉતાવળે બોલી—

"બેલ, તારાં મગજમાં હસવા જેવા ધખારાઓને એમ જેમ ગમે તેમ દાખલ થવા ના દેતી. આપણા વિચારો ને આપણું સુખ દુ.ખ એક હતું તે વખત હવે વહી ગીયોછ. મારા વિચારો એવા હવે ઘણા છે કે જેની તુંને સમજ નથી પડવાની; વાસ્તે મેહેરબાની કરી તારા વિચારો ને ખ્યાલોને તારા એરીક ને તારાં લગનનીજ આસપાસ જમા કરી રાખ. તું મને તરેહ તરેહની વાહીયાત વાતોથી ચીડવે તે મને ગમતું નથી."

"આહ! રેની મને આગળની માફક તું કોઇજ વખત હવે ચાહવાની નહીં" ખરાંજ જીગરથી અફસોસ કરી તે ગરીબ છોકરી બોલી.

અને પછી તે બીચારીએ જોયું કે તેની હાજરી રેનીને કંટાળોજ આપી રહી હતી એટલે ત્યાંથી તે ચાલતી થઇ.

ઘણુંજ સારૂં થયું કે તે છોકરી પીઠ ફેરવીને ચાલતી થઇ અને પાછું ફરીને જોયું નહીં; જો તેમ તે કરતે અને તેમ કરતાં તેની તરફ જોતી રેનીની નજર સામે તે છોકરીની નજર થઇ જતે તો બેલનાં મનને કશુંજ સુખ યા ચયન તે પછીથી નહીંજ રહેતે! કેમકે તેની પાછળ ટીકતી રહેલી નજરમાં ધિક્કાર ભેગા કીનાની એવી તો લાગણી પ્રગટી નીકળી હતી કે તે જોતાંજ તે છોકરી ચોંકતે—અને તે પછીથી કદાચ તે ચોંકીનેજ ચાલતે અને કામ લેતે.

"બુચીના જેવો ચ્હેરો, બુચીનીજ રીતભાત ને બુચીનાજ જેવી ચાલઢાલ" રેની બડબડી, "ને તે છતાં શરતમાં તેણે મને હરાવીછ!"

તે પલથી જાણે રેનીનો ધિક્કાર કુદકે ને ભુસ્કે વધતોજ ચાલ્યો.

તે પછીથી તે ગરીબ ગરવી છોકરીને એવા તો જોરાવર અને જાલેમ ધિક્કારથી ધિક્કારવા લાગી કે તે ધિક્કારનું જોર અને જાલેમી વર્ણવા માટે ભલો અફ્લાતુન લેખકબી લાયક શબ્દો મેળવવાનાં ફાંફાં મારે તો તેને પણ તેવા લાયક શબ્દો ન જડે!

એરીક હમણાં હમણાં નેવરસ્લીથી ઘડી ઘડી ગેરહાજર રહેતો હતો, નહીં તો રેનીની આ ફેરવાયલી લાગણી તેની ચગોર ચશમથી છુપી રહી શકતે નહીં.

મેડમ પોતાના એજ વિષેના દુઃખી ખ્યાલોમાં મરી રહેલાં હતાં; પણ લૉર્ડ એરન્ડેલથી એ વાત છુપી નહીં રહી શકી કે બેલની તરફની રેનીની વર્તણુક અને લાગણીમાં ફેર પડી ગયો હતો.

"મારી વ્હાલી રેની" એક સહવારે તેવણે તેને બીહીતાં બીહીતાં કહ્યું "તારા ને મીસ ડી સેન્ટ લાન્સના એખલાસમાં કાંઇ અંતર પડયોછ, વારૂં?"

"તે હું નહીં જાણુતી, પપા" બેદરકારપણે રેનીએ જવાબ આપ્યો.

"મને કાંઇ એવું જણાતું હોય તેમ લાગું, દીકરી; ને તેમ નથીજ તે જાણી હું ખુશી છેઉં. એમ તો બે ઘણી જીવેજાનની સહીઓ વચ્ચેબી કોઇ વખત સ્હેજ મતફેર પડે—પણ બેલ ને તું કાંઇ સહીઓ નહીં કહેવાય, તમો બે તો બેહેન બેહેનોજ છેવો, એમજ તારે તો સમજવું જોઇયે છે."

"ત્યારે તમેબી બેલને પુંજવા ઉભી થયલી મંડલીના સભાસદ થયાછ એમ મને લાગેછ" રેની અધીરી પડી જઇ બોલી "ને તમારે ગમે તેવા ભક્તિભાવથી તમે લોક એને પુંજો, તે વાસ્તે મને જરાબી અડચણ નથી, પણ, એટલું યાદ રાખજો, પપા, કે હું એ પુંજારી વર્ગની એક નથી."

રેનીનાં આ બોલવાથી લૉર્ડ એરન્ડેલ કાંઇક સગરદમ થઇ ગયા ખરા, અને તેથી બોલ્યા—

"મને એવો કાંઇક ખ્યાલ થયો, તેથી મેં તુંને પુછ્યું, રેની, બીજું કાંઇજ નહીં." —

"એક પરાયી છોકરી ઘેરની માલેક જેવી માલેકને કેમ પછાટ નાંખી શકે તેનો મને જરાબી ખ્યાલ હતો નહીં" તે સ્હેજ હસતું મોંહ કરી બોલી "તમે બેલને પુંજતા પુંજતા સમાધીની હાલત એટલી બધી તો ધારણ કરી બેઠાછ કે હું તો ભુલાઇજ ગેઇછ!"

લૉર્ડ એરન્ડેલના કાનનાં ચપકાં હવે લાલ થઇ રહ્યાં. તેવણે ઝટ રેની તરફ જોયું, અને તેનો ચ્હેરો હસતો જોઇ તેવણને કાંઇક નિરાંત વળી ખરી.

"મારી વ્હાલી રેની! તું અદેખી તો નથી પડીની?"

"નહીં, ખચીતજ નહીં!" તે બોલી અને લૉર્ડ એરન્ડેલ તે સાંભળી ખુશી થયા.

"ખાલી ચીરડાયલીજ છે" તેવણે વિચાર્યું "કેમકે બેલ પ્હેલી પરણી જવાની છે કેની. ને એમ હું ધારૂંછ કે સ્હેજસાજ બધીજ છોકરીઓ એકમેકની અદેખી હોસે."

અને હું કહુ છું કે એ ઘણું કમનસીબી ભરેલું બન્યું કે રેનીની એ લાગણીને માત્ર અદેખાઇ સમજી તેવણે તેનાં હૈયાંનાં ઉંડાણમાં ઉતરવાની કશી વેતરણ કીધી નહીં. તેવણ હતા તે કરતાં વધુ પાહવરડા હતે તો નજીકનાં ભવિષ્યમાં જે આફતોનો મસમોટો ડુંગર એ બધાંઓનાં સીરપર ગબડી પડવા તૈયાર થઇ રહ્યો હતો તેને અટકાવી શકાતે!

"હવે તેને એથી વધારે કેમ હું ધિકકારી શકું?" પોતાના બાપના બોલોપર વિચાર કરતાં રેની બડબડી "પણ મેં એવું કીધુંછ કે મારી જીંદગીમાં ઝેર તે આમેજ કરી નહીં શકસે, મારાં દિલને તો તેણે ભાંજીને ભુકો કીધુંછ, પણ તેથી વધારે કશુંબી તે કરી શકસે નહીં."

એમ કરતાં સપટેમ્બર મહીનો આવી લાગ્યો, અને આવતે મહીને એરીક અને બેલનાં લગન હતાં.

* * * * * *

"હવે એક દોઢ મહીનો વધારે ને પછી આય નાનો નાજુક હાથ મારે કબજે હું લેવસ" એક સાંજે એરીક બેલ પાસે બેસી બોલ્યો.

રેની તેઓની આગળજ હતી.

"તમે જ્યારેબી એટલું ખાતરીથી બોલોછો ત્યારે મને હંમેશ બીહીક લાગેછે—તમે ઘડી ઘડી બોલ્યા ના કરો, વ્હાલા એરીક" બેલ બોલી.

"તુંને શાની બીહીક હોય હવે? હવે આપણને કોણ છુટાં પાડવાનું હતું ડારલીંગ?"

"સીકનેસ યા મોત" બેલે તદ્દન નિરદોષપણે જવાબ દીધો.

"અરે વાહરે મારી પારખુ!" તે હસીને બોલ્યો "ઉભી રહે, બે મહીના પછી તારા એ બોલોપર તુંજ પેટ પકડીને હસસે."

અને રેની હલુસે ત્યાંથી ચાલી ગઇ, કે રખે એરીકની નજર તેણીના ચ્હેરાપર પડે અને તે ઉપરથી તે તેણીનો ભરમ જાણી લેય."

## પ્રકરણ ૪૪ મું.

## "મારૂં ગળું બસ લાકડાંનાં છોર્યાંની માફક સુકકું પડી જઇ બળ્યા કરેછે."

એરીક એક અઠવાડયાંને ખાતર લંડન ગયો હતો. તેને લગન અને તે પછી હનીમુનપર મુસાફરીએ જવા વાસ્તે ઘણીક ખરીદીઓ અને બીજી ગોઠવણો કરવાની હતી. અને જો કે એ બધું વસાવતાં અને બધી ઘટતી જુદી જુદી ગોઠવણો કરતાં તેને લાગ્યું તો ઘણું મજેહનું છતાં, એકેક કલાક તેને તેની પ્રિયાથી જે વિખુટું રહેવું પડતું હતું તેને માટે તે ફફડાટ ચટકાટમાં પડયો હતો.

સપટેમ્બરનાં બીજાં અઠવાડયાંની એક સુંદર સાંજે અંતે તેને નેવરસ્લી ખાતે પાછું ફરવાનો શુભ જોગ થયો. રસ્તામાં તેને લૉર્ડ એરન્ડેલ

ઘોડાપર ફરવા જતા મળ્યા અને બધાંઓની પણ તેમ કરીને ખાસ બેલની ખબરઅંતર પુછવાની અધીરાઇ તે થોબાવી શકયો નહીં.

"છે બધાં સારીકાની છે" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "બેલની તબ્યત થોડાક દાહડા થયા સ્હેજ નરમ ચાલ્યા કરેછ."

"મને તો એણે પોતાનાં કાગળમાં તે વિષે લખ્યુંજ નહીં?" તે જવાન આશક બોલ્યો "એનાં કાગળો દરરોજ મારીપર આવતાં'તાં?"

"તું ધાસ્તી કરે એમ સમજી એણે નહીંબી લખ્યું હોય" લૉર્ડ એરન્ડેલ બોલ્યા. "ને એટલું બધું છેબી નહીં. મેડમે મને કેહ્યું કે એક વખત એ બેશુદ્ધ થઇ ગેઇ'તી ને ગેઇ કાલે એની તબ્યત ઘણી બગડેલી હતી, પણ, આજે મને ખબર મળીછ કે એ બેહેતર છે. એ લગનને ટાંકણે જુવાન બચ્ચાંઓને એમજ હોય—એ દાહડામાં ઘોડા જેવી થઇ જસે."

"હા, જલ્દી ફેર પડી જાય તો સારૂં" એરીક બોલ્યો "સાહેબજી."

લૉર્ડ એરન્ડેલને તે બાબે એવી નચીંતાઇ હતી કે તેવણ એ છોકરાની અધીરાઇ જોઇ મુછમાં હસ્યા.

"આહ! જુવાની, સુખી, અધીરી જુવાની!" તેવણ એરીકની પાછળ જોઇને બડબડયા "મારી તે ગયી જુવાની પાછી મેળવવા હું મારી દોલતમાંથી શું નહીં આપું?"

એરીક સેંકડો હજારો વિચારોનો ભોગ થઇ પવન વેગે ઉડયો એમ કહીશ તો ચાલશે.

તેની વ્હાલી સીક હતી અને તે વિષે તેણીએ તેને જણાવ્યુંજ નહીં! તે સીક ને એ પોતે તેનીથી દુર! હવે વિજળી વેગે તેણીએ દર્શાવેલા બધા વ્હેમોએ તેનાં મગજની કીલ્લેબંદીપર ઘેરો નાંખ્યો. હમણાં થોડુંકનીજ વાતપર તે શું બોલી હતી? સીકનેસ યા મોત! નહીં, ખુદા તે લોકની સાથે એટલો ઘાટકી તો થાયજ નહીં—નહીં, તેની વ્હાલીને તેની પાસેથી તે સાહેબ એમ છીણવી તો લેયજ નહીં! આસ્માન એમ કદી ખફા તો થાયજ નહીં! અને પછી પોતાના એ ધખારાપર પોતેજ

મોટે મોટે હસી પડ્યો! કેવો મુર્ખ તે પોતે! એવી ચીંતા રાખવાનું કાંઇબી કારણ હોતે તો લૉર્ડ એરન્ડેલ તેની આગળ છુપાવતે? એમ નચીંત જીવે તેવણ ફરવા નીકળતે? ને એમ તેવણ તેની બીહીક ઉપર પોતે હસતે?"

તોપણ તે પોતાના ઘોડાને એડ મારી દોડયો. દરવાજા આગળ તેણે ઝટ પોતાના ઘોડાને ખેંચી ધરી થોભાવ્યો અને બાહાર ગેટકીપરને તેણે સવાલ કીધો—

"ઘેરમાં બધાં સારી કાની છે?"

"હા, સાહેબ, હું તો ધારૂં છ—સૌ સારી કાની છે."

"શુકરાના ખુદાના! ત્યારે હવે એવું કાંઇ ગંભીર તો હોયજ નહીં, તેમ હોતે તો બધા નોકર નફરોને તે વાતની ખબર પડી જતે."

અને એમ મન મોટું કીધા છતાં, તેને જાણે મેહેલની સીડી આગળ આવી લાગતાં એક સદી નીકળી ગઇ હોય તેમ તેને લાગ્યું.

તેનો પ્હેલોજ સવાલ

"મીસ ડી સેન્ટ લાન્સ ક્યાં છે?" એ હતો. તુરત બેલની દાસીને તેની આગળ બોલાવવામાં આવી.

"સાહેબ, બાઇ સીક છે" તે દાસી આવતાંજ બોલી "પણ આજે સાંજે જરા બેહેતર છેજી, તેથી ડ્રૉઇંગરૂમમાં આવીને બેઠાંછ."

"મારીજ વાટ જોતાં હોસે" એરીક બોલી ઉઠયો.

પછી તે ડ્રૉઇંગરૂમનું અળગું બંધ બારણું ઉઘાડી અંદર ગયો અને તમે શું એમ સમજોછ કે ત્યાં પગ મુકતાં જે દેખાવ તેની નજરે પડયો તે તે પછી તે ભુલી જઇ શકયો હતો?

નહીંજ. તે ઓરડામાં એવે જગ્યે ગોઠવેલા કોચપર બેલ અઢેલીને બેઠી હતી કે જ્યાં તડકાંની ગરમ રેજાલ આવતી હતી અને તે ઉજાસની મદદથી એરીકે એકજ માત્ર નજરના સપાટામાં જોઇ લીધું કે તેની વ્હાલીનો ચ્હેરો ઉજળોસપ હતો.

તેણીએબી તેને જોયો અને જોતાંજ હરખની એક ચીસ તે છોક-રીથી પડાઇ ગઇ.

"એરીક!" તે બોલી, અને બીજીજ પલે તે ધસી જઇ તેણીની આગળ ગુંઠણ મરડયે પડયો અને તેણીનો સ્હોરાયલો ફિકકો મારી ગયલો ચ્હેરો હળવેથી હાથમાં લઇ તેણે તેને ચુંમીઓથી ગુંગળાવી નાંખ્યો.

"મારી ડારલીંગ, તું સીક પડી ગેઇ ને તેં તો મને લખ્યુંજ નહીં? મને તારી આય હાલતની જરાબી ખબર પડી હોતે તો તારી આગળ ઘણો જલ્દી હું દોડી આવતે, વ્હાલી."

"ને તેથીજ તો મેં તુંને જણાવવાના અખાડા કીધા, એરીક" તે બોલી "પણ હું હવે બ્હેતર છેઉં."

"બ્હેતર? બ્હેતર હોય તેનો આવો ચ્હેરો હોય કે? ને હું નહીં માનતો કે તું જરાકજ સીક હોય, કેમકે, તો તારામાં એટલો બધો ફરક પડેજ કેમ?"

"એટલો બધો ફેરફાર મારામાં થઇ ગીયોછ?" બેસે ધીમે અવાજે પુછ્યું. "ઓ, એરીક, મને તો બા બીહીકજ લાગ્યા કરેછ; મારી બીહીક હજુ નહીં ભાંગતી."

"પણ તુંને શાની બીહીક લાગેછ?" એરીકે ચિંતાતુર બની પુછ્યું. "મને કહેતો ખરી."

"હું કાંઇ અજબ જેવી રીતે સીક થઇ ગેઇ" તે બોલી "ને પછી પેલો આગળોજ ધખારો વળી પાછો મને થયો. ઓ, એરીક, મારા એરીક, રખે હું મરી જાઉં ને તું વ્હાલો એકલો પડી જાય!"

એરીકને આ સાંભળી છાટીમાં દુ:ખનું આંકડું ભરાઇ આવ્યું પણ, જેમ તેમ તેણે પોતાનાં મગજપર અસાધારણ કાબુ તે વખતે રાખ્યો.

"તું એમ શું કામ બીહ્યા કરેછ તેની મને સમજ પડતી નથી. એમ કરી કરીને તો તું સીક પડી ગેઇ."

"નહીં વ્હાલા એરીક, મારૂં માન, હું એમ કરી કરીને નથી

સીક થઇ ગેઇ–ને એમ હું હાથે કરીને શું કામ કરૂં? ને તું કાંય એમ કહેછ કે મારામાં ઘણો ફેરફાર થઇ ગીયોછ?"

"કેમકે, જે તરોતાજગી તારા ચ્હેરાપર જોવાની મારી આંખોને આદત પડેલી તે આજે નહીં જણાયાથી હું એમ બોલ્યો" એરીકે તેને હસીને કહ્યું "પણ કાંઇ નહીં વ્હાલી, ફીક્કા મારેલા ગુલાબને પાછો રંગ પકડતાં કાંઇ વાર નથી લાગવાની."

નજરને એકજ સપાટે પોતાની વ્હાલીનો હાલ બેહાલ જોઇ એરીક અજબ થયો હતો, એમ હું તમોને જણાવી ગયો, તો તેને હવે બરાબર જોઇ લેવાની જે તક મળી હતી તે તકનો ઉપ્યોગ કીધા પછી તો તેની અજાયબીનો પારજ નહીં રહ્યો હતો. જેમ જેમ તે તેણી તરફ ધારીને જોવા લાગ્યો તેમ તેમ તેણીની હાલહવાલી જોઇ તેનાં પેટમાં પડેલી ધસક વધતીજ ગઇ. ફકત એક અઠવાડયાંમાં તે છોકરી એટલી તો નખાઇ ગઇ હતી કે મહીનો સુધી તાપે પડેલાં ઇનશાનમાંથી એટલો ફરક નહીં પડવો જોઇયે એમ તેની ખાતરી હતી. ખરૂં હતું કે તેની આંખોમાં પ્રકાશ હતો, પણ તે તંદરોસ્તીનો નહીં પણ હાડની બોખારનો હતો એમ તેને ચેતી જતાં વાર લાગી નહીં. તેને કીસ લેતાં તેણીના હોઠ તેને ગરમ આગ જેવા અને સુકકા લાગ્યા હતા અને તેનો હાથ જે પોતાના હાથમાં લઇ તે બેઠો હતો તેથી બળતો હતો, પણ એ વિષે કાંઇ બોલી તેણે તેને વધુ ગભરાવી નહીં.

"તું કેટલોક વખત થયાની સીક છે, બેલ?" તેણે પુછ્યું.

"તું ગીયો ત્યારની. ને ઓ, એરીક, જાણે હું સાજી થવાનીજ નહીં હોઉં તેવી મને બીહીક લાગ્યા કીધી. તું ગીયો તેજ સાંજે મને ઠંડીનું લખલખું ભરાઇ આયું, મારા હાથપગના સાંધા કળવા લાગા ને હું ફેન્ટ મારી ગેઇ. સાથે આંખો ને ગળું બળવા લાગું તે હજુર નરમ નથી પડયાં."

"પણ, એ વિષે તારાં મમા મેડમ કાંઇ કહેતાં બોલતાં હોસેની?"

"તેવણુથી તમારીજ કાની કહેછ કે 'તું તો નહીં કામનું કામ

કાહાડી બેસેછ.' એરીક તું મને હસી ના કાઢ, પણ, હવે તું મારી આગળ છે, એટલે મને કોઇજ વાતની બીહીક લાગતી નથી–હવે તારી છાટીપર માથું મુકીને મરીબી જાઉં તો કાંઇ નહીં."

"વળી તું પાછી ચેડી થઇ? ને વારૂં તેં દાકતરને બોલાવ્યો'તો કે?"

"નહીં, મને દવા પીવા નહીં ગમતી–હવે મને કાંઇ નથી, ને જો દાકતર આવશે તો મને લાગેછ કે હું ખરેખરી સીક થઇ જવસ."

"નહીં, દાકતર વગર ચાલે? હું પોતે નેવરસ્તે જાઉંછ ને દાકતર ગ્રાન્ટને બોલાવી લાઉંછ–મને હવે તારીથી ના નહીં કહેવાસે."

"નહીં" બેલ ગરીબીથી બોલી "તમે જેમ કહેશો તેમ કરસ."

તેની આગળ ગુંઠણુ મરડયે બેસી બીજી થોડી ઘણી વાત તેણે કીધી જે દરમ્યાનમાં જે રીતે તેણીએ પીવાનું પાણી માંગ્યા કીધું તે ઉપરથી તે જોઇને ઘણોજ અજબ થયો કે એટલી બધી તેને સોકાર કેમ લાગતી હતી?

"બેલ, મોંઢાંમાં બરફનો કકડો કેમ નહીં રાખતી?"

"હું રાખુંછ, એરીક, તોબી મારૂં ગળું બસ લાકડાંનાં છોર્યાંની માફક સુકકું પડી જઇ બળ્યા કરેછ."

તે હવે તે છોકરીનું મન વેરવાની મકસદથી લંડનમાં જે તેણે બધી ખરીદી કીધી હતી, તથા હનીમુનપર જવાની જે બધી ગોઠવણો નકકી કીધી હતી તેની હસી હસીને તેના આગળ વાતો કરવા લાગ્યો, પણ તેનાં દિલને મન પુરતી વાત તેણીએ તેને કરવા દીધીજ નહીં. અધુરે તે છોકરીએ તેનાં મોંહપર પોતાનો નાનો નાજુક હાથ મુકી દઇ તેને અટકાવી દીધો.

"બસ, એરીક" તે બોલી અને એરીકે જોયું કે તેણીની આંખોમાં પલપલ્યાં ભરાઇ આવ્યાં હતાં. "મારાં જીગર, જે બનાવ નહીંજ બનવા પામવાનો તેને લગતી વાતો કરી તું હરખાય, તે મારીથી ખમી શકાતું નથી. મને તો લાગેછ કે તુંને અહીં મુકીને હું—"

એરીકનો ગુસ્સો હવે તામોસ થઇ શકયો નહીં. તેણે ઝટ મેડમને બોલાવ્યાં અને તે બેઉ એરીકના સોફા આગળ બેલનો ચ્હેરો જોતાં ઉભાં.

"મેડમ, બેલે તો નહીં મને લખ્યું. તમે તો મને લખીને એની હાલત જણાવતે?"

"બેલેજ ના કેહ્યું તે હું શું કરૂં?" મેડમ બોલ્યાં "હું તો તમુને કેટલા દાહડા થયા લખવાની હતી."

"હું હમણાંજ નેવરસ્તે ખાતે જાઉંછ ને દાકતરને બોલાવી લાઉંછ–એમ એને શું કામ બધાંએ પડી રહેવા દીધી હોસે તેની મને સમજ નહીં પડતી."

"મને કોઇયે પાડી રાખીજ નથી" બેલ ઝટ બોલી ઉઠી "બધાં હરતાં ફરતાં મારી મેનીજ કરેછ–પણ રખે દાકતર આવે ને દવા પીને ખરેખર હું સીક થઇ જાઉં તેથીજ મેં દાકતરને તેડવા ના કેહ્યું."

પણ એરીકે જોયું કે હવે વખત ખોહવામાં સાર નહીં હતો, અને તે ઝટ નેવરસ્તે દાકતર ગ્રાન્ટને માટે દોડી પ્હોંચ્યો.

---

## પ્રકરણ ૪૫ મું.

## "મેડમ, તમારાં ખાનદાનમાં કોઇને છાટીનું દરદ હતું? કોઈની છાટી કોઈ રીતે ખરાબ હતી?"

એ કલાકમાં તો દા૰ ગ્રાન્ટ બેલનાં બીછાણાં આગળ આવી ઉભો. ઘણો કાબેલ તબીબ હતો એ દા૰ ગ્રાન્ટ. ઘણીજ ધીરજ અને સંભાળ-ભરી શારીરીક તપાસપરથી અંતરની બીમારીનું મુળ શોધી કાઢવામાં તે એકકો હતો. વૈદકજ્ઞાનમાં જે જે નવી શોધો થતી રહેતી હતી તેથી તે હંમેશાં વાકેફ થયા કરતો હતો, એટલે તે જો કે ઘણો પુરાણો દાકતર હતો છતાં આજના બાહાર પડતા મોટા દાકતરો કરતાંબી તેની તબીબી

શક્તિ ઘણી વધારે ચઢયાતી લેખાતી હતી. નેવરસ્લી અને નેવરસ્તેની તરફનાં અને તેની આસેપાસેનાં જે ઘેરામાં તેનો પગદંડો હતો, ત્યાં જવ-લેજ મોટા કનસલ્તંતની જરૂર જણાતી હતી—બલકે તે નહીંજ જેવી દેખાતી હતી; અને તે છતાં અજબ જેવું નહીં હતું કે બેલની બીમા-રીએ તેને ગુંચવાવ્યો? જે જે સવાલો તેણે એ છોકરીની બીમારીના સંબંધમાં પુછ્યા તે સવાલો સાંભળી મેડમ ઘણાં અજબ થઇ રહ્યાં.

"મેડમ, તમારાં ખાનદાનમાં કોઇને છાટીનું દરદ હતું? કોઇની છાટી કોઇ રીતે ખરાબ હતી?"

મેડમે તેમ કશુંબી નહીં હોવાની દાકતરને ખાતરી આપી.

બીજો સવાલ જે તેણે પુછ્યો તે એ હતો કે—

"એવણ કાંઇ કોઇ વાતની મુશ્કેલીમાં છે? પોતે દુઃખી થાય એવી કોઇ ખબર અચાનક એવણે સાંભળીછ?"

દાકતરને મેડમ તરફથી જવાબ મળ્યો કે—

"નહીં, દાકતર; તેથી ઉલ્ટું મારી એ દીકરી હંમેશની સુખી ને ખુશાલ દેખાતી હતી, ને હમણાં હમણાં તો પોતાનો વખત એ પોતાનાં લગનની તૈયારી કરવામાં હસી હસીને ગુજારતી હતી."

આથી દા૦ ગ્રાન્ટ વધુ ગુચવાયલો દેખાયો.

"મને તો, મેડમ તમે ગભરાતાં ના, પણ મને તો બધી નીશાણી ખહીના રોગની લાગેછ. પણ, એનો પગપેસારો કાંઇ ઘણો વધી નથી ગીયો, ને મને ઉમેદ છે કે આસાયશ અને મનની નચીંતાઇથી એવણ સાજાં થઇ શકસે."

દાકતર એમ બોલ્યો ખરો, પણ, તે પછીથી બેલનો મીઠો ચ્હેરો અને આતુર ચશમ તે દાકતરથી ઘણો લાંબો વખત સુધી ભુલાયાં નહીં. તે આખો દાહડો તે દાકતરે પોતે ઘણી ચીંતામાં પસાર કીધો અને છેક મોડી રાત સુધી એક મોટી ચોપડીમાં માથું ખોસી તે બેસી રહેલો જણાયો હતો.

બેલના રૂમમાંથી બાહાર આવતાંજ એરીક દા૦ ગ્રાન્ટને મળ્યો.

"કેમ, દાકતર, તમારો શું વિચાર?" તેણે ઝટ પુછ્યું.

તેને એટલો બધો ફીકરમંદ જોઇ દાકતર હસ્યો.

"બીહીવા જેવું કાંઇ નથી, મી૦ સીલવર" દાકતરે જવાબ દીધો "મેં દવા લખી આપીછ તે અને પુરતી આસાયશથી એવણ પાછાં જેવાં હતાં તેવાં હુસ્યાર થઇ જસે—એવણની આગળ રેહી એવણને હસબોલ કરાવ્યા કરવી જોઇયે છે."

"તેમ હોય તો સારૂં દાકતર. હું તો જાણું કે એને લાગુ પડેલું દુ:ખ જાલેમ હોસે. એવણ તદ્દન સારીકાંની હતાં તે વખતે દાકતર એવણને જોવાની તમુને તક નહીં મળી હોસે—તમે આય પ્હેલીજ વખતે એવણને જોયાંની?"

"હા, ને તેથીજ એવણમાં હમણાં કેટલો ફેરફાર થયો હોસે તે હું કેહી શકતો નથી. પ્હેલાં ચ્હેરાનો રંગ એવણનો ઘણો મજેહનો તરોતાજગી ભરેલો હોવો જોઇયે, ને હવે તેથી તમે ધારોછ કે એવણ ઘણાંજ સીક થઇ ગીયાંછ, એમજ કેની?"

"હા, દાકતર."

"તે રંગ તમો પરણો તેની અગાઉ પાછો આવે એટલે બસ કેની?" દાકતર હસીને બોલ્યો. "ને હું કેહુંછ—તમુને ખાતરી આપુંછ કે તેમજ થશે. તમુને કોઇ રીતે ચીંતા કરવાનું કશુંજ કારણ હાલ તો હું જોતો નથી. મીસ ડી સેન્ટ લાન્સ ઘણાં જલ્દી સાજાં થઇ ઉઠસે."

"ઠેંક યુ, દાકતર, તમે આયા તેની અગાઉ મને ઘણી ફીકર લાગ્યા કરતી'તી. ને એ છોકરી પોતેબી દાકતર ઘણી 'નવરસ' છે. પોતે બીહ્યાજ કરેછ કે રખે 'હું સીક પડું ને મરી જાઉં!'"

દાકતરનો ચ્હેરો આ સાંભળી ગંભીર બની રહ્યો.

"તમે મી૦ સીલવર, એમ કહેવા માંગોછ કે મીસ ડી સેન્ટ લાન્સને આવતા મોતનો કાંઇ ધખારો થયા કરેછ? એક ગમથી એવણ પોતાનાં લગનની તૈયારી કરે, મેડમનાં કહેવા પ્રમાણે ને બીજી ગમથી

એવા મુરખાઇ ભરેલા ધખારા રાખે એ શું? તમે કેહોછ તેમ ત્યારે એવણુ નરવસ ઘણાં હોસે."

ત્યારે દાકતર ગ્રાન્ટને બેલને વાસ્તે કશી ધાસ્તી નહીં હતી એ દેખીતું હતું. તે હાલ છોડી બાહાર નીકળ્યો કે, રેની અંદર દાખલ થઇ. દાકતરને જોઇ તે છોકરીને અજાયબી લાગી. દાકતરબી તે છોકરીનો દેખાવ જોઇ ચકિત થયો, પણ, તેણીને માત્ર નમીને તે ચાલતો થયો.

"એરીક" રેની બોલી "મને નહીં ખબર કે તમે પાછા આવી પુગાછ."

એટલું બોલી તે છોકરીએ શેકહેન્ડ માટે પોતાનો હાથ તેની તરફ લાંબો કીધો અને હસી.

"રેની, હું તો સાંજનો આયોછ, પણ બેલની તબ્યત જોઇ હું એવો બીધો કે જેવો આયો તેવોજ દાકતરને તેડી લાવવા હું નેવરસ્તે દોડી ગીયો."

"તમે જરા જરામાં ગભરાઇ ઘણા જાવોછ" તે બોલી "બેલ કાંઇ એટલી બધી સીક હોય તેમ મને તો નથી લાગતું."

"હા, પણ એ નખાઇ ઘણી ગેઇછ" તે ઘણો દલગીર થઇ બોલ્યો.

"હું એમ ધારતી હતી કે આશક માશુકોની આંખોમાં ફરક હોયછ, ને આજે તે વાત હું માનુંછ" રેની હસીનેજ બોલી. "કેમકે બેલ એટલી બધી નબળી પડી ગેઇ હોય એમ મને તો નથી લાગતું. આય હમણાં ગીયા તે દાકતર હતા કે?"

"હા, ને બેલને તપાસીને તેવણેજ પુછ્યું કે એનાં ખાનદાનમાં કોઇની છાટી નબળી હતી કે? રખે એ વ્હાલીને કાંઇ છાટીનું જાલેમ દરદ હોય, જેનું મને નામ દેતાંબી ધ્રુજરાં છુટેછ, રેની."

"અલબત, મેડમની વાતપરથી હું સમજી શકુંછ કે એ ડી સેન્ટ લાન્સવાલાંઓ કાંઇ અસાધારણ તંદરોસ્તી ભોગવનારાં ઇનસાન તો હતાંજ નહીં" રેની બોલી "પણ તમે મારૂં મત પુછો તો તેઓને ખદીનાં

જેવું તો દરદ હતુંજ નહીં."

"ત્યારે કદાચ હું જોઇયે તે કરતાં વધારે ફીકરમંદ થઇ રેલ્હોછ તેને પરિણામે મને એ ધખારો થતો હોસે" એરીક બોલ્યો.

"ને ચાહતાં જીગરોએ એમ ફીકરમંદ થવું ઘટે છેજ—તે સિવાય તેઓનો છુટકજ નથી. એ દાકતર ગ્રાન્ટ હુસ્યાર છે કે?"

"હું ધારૂંછ—આય તરફ એની પ્રેકટીસ ઘણી સારી છે ને મેં એની વખાણબી ઘણી ગમથી સાંભળીછ—રેની બેલ સાજી થાય એવું તું તો તારૂં બનતું કરશે કેની?"

"હાજતો" તે છોકરી હસીને બોલી "એમાં પુછવાનું શાનું? મારીથી બનતું હું કરસજ, ને એરીક તમે ફીકર ના કરો, એ જલ્દી સાજી થશે." તેને તેણીએ હીંમત આપી.

જ્યારે લૉર્ડ એરન્ડેલે જાણ્યું કે બેલને વાસ્તે દા૦ ગ્રાન્ટને બોલાવવાની જરૂર પડી હતી ત્યારે તેવણબી ફીકરમંદ થયા.

"પરણતી છોકરી એમ સીક પડે ને સીક રહે તે આપણને નહીં પરવડે" તેવણ બોલ્યા "મેડમ, તમે શું ધારોછ એની સીકનેસનું કારણ?"

"મને કાંઇજ સમજ નહીં પડતી." તેવણ બોલ્યાં "આગળ બેલ એકબી દાહડો સીક પડી'તી નહીં. સીકનેસ શું તે એ જાણતી'તીજ નહીં. એમ તો કોઇ દાહડો સ્હેજ થાંસો, સ્હેજ તાપ થઇ આવતી'તી—એમ તો બધાંજ સીક પડેછ—પણ આવી રીતે એ કોઇ દાહડે નહીં પટકાઇ પડી'તી."

દાકતરે આપેલી દવા આવી પુગી અને તેના એક કે બે ભાગમાંજ બેલને ફેર પડેલો જણાયો, એટલે સુધી કે બાહાર બાગમાં સ્હેજ સ્હાજ તે લટારબી લેતી થઇ. એરીક તે જોઇ ખુશી થયો, અને રેની તેની મશ્કેરી કરવા લાગી.

"કાંય હવે તમારી બધી ધાસ્તી ફીકર કહાં ગેઇ?" રેનીએ પુછ્યું અને એરીકે હસીને પોતાની ભુલને માટે તે છોકરીની દરગુજર ચાહી.

તેજ રાત્રે એરીકને અજાયબીમાં ગરકાવ કરી નાંખનારો એક

બનાવ બન્યો.

બધાંઓના જીવ કાંઇક ઉચર પડેલા હોવાને લીધે સૌ પોત પોતાના રૂમમાં ધારા કરતાં વધારે જલ્દી સુવા ગયાં. એરીકબી બીછાણે પડયો પણ તેને વિચાર વિચારે ઉંઘ આવી નહીં. તેજ વખતે તેને યાદ આવી કે લંડન જતી વખતે જે ચોપડી તે વાંચતો હતો, અને જે તે અધુરી છોડી લંડન ગયો હતો, તે ઘણી રસીલી હતી અને તે જો હાલ વાંચતો પડે તો તે રાતનો કેટલોક વખત ઠીક ગુજારી શકે તેટલાં વળી આંખ થાકયાથી તેને ઉંઘબી આવે. તે ચોપડી લાઇબ્રેરીવાલા રૂમમાં હતી અને ત્યાં જઇ તેણે તે લઇ આવવાનો ઠેડાવ કીધો અને બાહાર નીકળ્યો. ચાલમાં દાદરને મુખડેજ ઘડયાળ હતું જેમાં તેણે જોયું તો બે વાગી ગયેલા હતા.

"મારે ઘણુંજ હળવે જવું પડશે, નહીં તો માણુસો 'ચોર, ચોર' બુમ મારતા ઉઠીને ગોધ્યારૂં કરી મુકશે" તેણે વિચાર કીધો.

તેના હાથમાં એક બતી હતી, વળી લાઇબ્રેરીનાં બારણાંમાંથી બતીનો ઉજાસ આવતો જોઇ તે ચોંકયો. અંદર ચોર તો નહીં ભરાયા હોય? પણ પછી તે ઓરડામાંથી કશો અવાજ નહીં આવતો જોઇ તેનો ખ્યાલ ભુલ ભરેલો હતો એમ તેણે સ્હેજમાં જાણ્યું. તેણે તે લાઇબ્રેરી રૂમનાં બંધ બારણાંને સ્હેજ આંચકો માર્યો કે તે ઉઘડી ગયું, અને અંદર તેની નજર પડતાંજ તે ચોંકયો, કેમકે ત્યાં તેબલ આગળ રેની કાંઇ ચોપડીમાં મુડું ખોસીને બેઠેલી હતી અને એવું ધ્યાનથી કાંઇ વાંચતી તે બેઠી હતી કે તે બારણું ઉંઘડવાનો અને તેના અંદર દાખલ થવાનો સંનસારો વટીક તે છોકરી સાંભળી શકી હતી નહીં! પણ પછી કોઇ તે ઓરડામાં હોવાની તેને જાણ થઇ અને તેણીએ ચોપડીમાંથી ડોક ઉંચકીને જોયું અને તે ચોંકી. એરીક તેનો આ ગભરાટ જોઇ હસી પડયો.

"રેની, તું એવડી મોડી રાતે અહીં શું કરેછ?"

તેણે પુછયું અને તેણીનો ચ્હેરો લાલ થઇ રહ્યો, અને તે જે

ચોપડી વાંચતી બેઠી હતી તેપર તેણીએ રૂમાલ ઢાંકી દીધો.

"મને ઉંઘ નહીં આવી ને હું અહીં વાંચતી બેઠી."

"મારીબી આંખ લાગી નહીં" તે બોલ્યો "ને હુંબી મારી એક અધુરી રહેલી ચોપડી લેવા અહીં આયો. તું શું વાંચેછ, રેની?"

તેણીએ ગભરાઇને તેની તરફ જોયું.

"મારી એક ચોપડી છે" તે બોલી "તમુને એ હું નથી દેખાડવાની."

અને જો કે એરીક આ સાંભળી હસી પડયો, પણ તેણે જોયું કે તે છોકરી ઝાડપર હીલતાં એક પાંદડાંની માફક ધ્રુજતી હતી.

તે હવે પેલી ચોપડી પોતાના હાથમાં મજબુત પકડીને ઉઠી.

"ચાલો, હવે હું સુવા જાઉંછ, એરીક" તે બોલી "પણ તમે મને અહીં જોઇ હતી, એમ કોઇ આગળ કહેતા ના-કહેશો કે?"

"નહીં, રેની, હું કોઇ આગળ નહીં કહેવસ, તેમ કહેવાની જરૂરજ શું છે? મારીપર વિશ્વાસ રાખ."

પણ રેની ત્યાંથી ચાલી ગયા પછી, તેને જોઇને તે એટલી બીહીને ફીકકી કેમ મારી ગઇ હતી તેનો અજબ થઇ વિચાર કરતો એરીક ઘણો વખત સુધી ઉભો રહ્યો. પણ પછી પોતાની મુરખાઇપર તે પોતેજ હસ્યો.

"મને અજબ લાગેછ કે રેનીને અહીં એવી તે શું ચોપડી મળી કે જે મને દેખાડવાને આટલી નારાજ હતી? ને રખે તે હું જોઇ લેઉં કરીને જેટલોવાર એ અહીં હતી તેટલોવાર બીહ્યા કીધી!"

પણ જો એરીકે તે ચોપડીનું નામ વાંચ્યું હતે તો તે પોતાની મુરખાઇપર જેમ હસ્યો તેમ તે નહીંજ હસતે.

તેજ રાત્રે વળી પાછો એરીક જે જેમતેમ જરા આંખ લગાડીને સુતો તે જાગી ઉઠયો. તેને લાગ્યું કે ચાલમાં કોઇ ચોરી છુપીથી ચાલતું હતું! અને વળી પાછો પોતાની મુરખાઇપર તે હસ્યો. સહવારે ચાર વાગે કોણ ચોરી કરવા ખામુખા આવતું હશે? એમ ધારવામાંજ સીફ઼ હેમાકત હતી!

સહવારે તે બેઉ સામસામાં થતાં રેની હસી.

"એરીક રાતની વાત કોઇ આગળ કહેતા ના" તે બોલી "વાંચવાનું લેવા આવી મોડી રાત્રે ઘેરમાં હું એમ તેમ ફરૂંછ તે જાણી પપા ચીરડાસે."

"આપણો બેઉનો ભરમ એકમેકના હાથમાં છે એટલે તે આપણે સાચવી શકીશું" એરીક હસીને બોલ્યો.

પણ, મેડમ નાસ્તા માટે નીચે ઉતરતાં તેવણે એરીકની ખુશાલી એક તડાકે ઉડારી નાંખી.

"આજે સહવારે બેલની તબ્યત વધારે બગડીછ" એમ મેડમે ખબર આપી. "હવે હું શું કરૂં તેની મને સમજ પડતી નથી. મને તો લાગેછ કે આપણે ધાર્યેછ તેના કરતાં મારી એ દીકરીનો કેસ વધારે ખરાબ છે. મને ઘણીજ ફીકર લાગેછ, લૉર્ડ એરન્ડેલ."

લૉર્ડ એરન્ડેલે ઘણી માયા અને દિલસોજીથી મેડમને ધીરજ આપી. હવે કરવુંબી કેમ? એરીક તો ફાટીજ ગયો અને રેની જાણે બધાંઓની આ બીહીક ખોટી હોય તેમ બેદરકાર લાગી.

"મને લાગેછ" તે બોલી "કે તમે બધાંઓ વગર કારણે હેબતી જાઓછ. બેલ ગેઇ કાલે તો સારીકાંની હતી. આજે વળી જરા તબ્યત ચસ્કીછ. માણસ સીક હોય ત્યારે એમજ થાય."

પણ તેથી મેડમને ધીરજ આવેલી નહીં લાગી.

"નહીં, રેની તેમ નથી. તું ધારેછ તે કરતાં તે વધારે સીક છે. મને લાગેછ કે દા૦ ગ્રાન્ટને ફરીથી બોલાવ્યે."

"પણ એ છોકરી ફર્યાદ શાની કરેછ?" લૉર્ડ એરન્ડેલે મેડમ તરફ જોઇ પુછ્યું.

"બસ કહેછ, કહેછ ને એમજ કહેછ કે ગળું બળીને ગળાંનો કાકરો સુકાઇ જાયછ ને જરા જરામાં ફ્રેન્ટ મારી જાયછ."

"ત્યારે એને હાડની ઝીણી તાપ છે?" લૉર્ડ એરન્ડેલે પુછ્યું.

"મને એ સીકનેસની સમજ નથી. પણ તાપ હોય તે એમ હોય?" મેડમ બોલ્યાં.

"હું જઇને દા૦ ગ્રાન્ટને બોલાવી લાઉંછ" એરીક જમવાની તેબલપરથી ઉઠીને બોલ્યો.

કોઇયે તેને 'ના' કહ્યું નહીં. મેડમનાં દુઃખનો પાર નહીં હોય તેમ લાગતું હતું. દાકતરની જરૂર નહીં હતી એમ રેની એકલીનેજ લાગ્યું.

"એરીક, દાકતરને તેડવા આખે રસ્તે કેવા દોડતા ગયા હતા એમ વિચાર કરી તમે પોતેજ પછી હસશો" તે બોલી "બધાં તમે ગભરાઇ શાનાં જાઓછ? ને મેડમ તો હંમેશનાં એવાં છે–બસ બુરૂં બનવાનું હોય તેમજ કાંઇ બીહેંછ!"

પણ, એરીક તો રેનીનું આટલુંબી બોલેલું સાંભળ્યા વગર ત્યાંથી ઉઠીને ચાલતો થયો.

નેવરસ્તે પુગી જતાં તેને કશીવાર લાગી નહીં.

"જલ્દી ચાલો દાકતર" તે દાકતર આગળ હાંફતો હુંફતો ધસી જઇ બોલ્યો "મીસ ડી સેન્ટ લાન્સ વધારે સીક થઇ ગેઇછ ને મને ફીકર લાગેછ."



## પ્રકરણ ૪૬ મું.

# મોતનો પડછાયો

### "આવું ઘાટકી કામ કરનાર કોણ ગુનાહગાર હોસે?"

એકવાર ફરીથી દા૦ ગ્રાન્ટ બેલના બીછાણાં આગળ તે બીમારના ફિક્કા મારી ગયલા ચ્હેરા તરફ દયાથી જોતો, તેની નાડ તપાસ્તો ઉભો. તે બેલની આંખો જે હાલતે દાકતર તરફ ટીંગાઇ રહી હતી, તેમાં તેણીની બીમારીને લગતા જાણે સેંકડો સવાલો રજુ થઇ રહ્યા હતા.

"દાકતર, મને ખરૂં કેહો" તે ધીમે અવાજે બોલી "એમ ના ધારતા કે તેથી હું હેબતી જવસ. હું મરી જવસ કે બચસ?"

દાકતરનું ડાચું આ સવાલ સાંભળી ઘણું ગંભીર થઇ રહ્યું.

"તમે મને એમ પુછોછ તેનું કાંઇ કારણ?"

"કેમકે, હું ઘણી સીક થઇ ગેઇ હોઉં તેમ મને લાગેછ—મારાં દુઃખની મનેજ કાંઇ સમજ પડતી નથી. મને તો જાણે આય મારાં મોતનો પડછાયો હોય તેમ મને લાગેછ; મને એમ કાંઇક મુદ્દત થઇ લાગ્યા કરતું હતું. તેથી તમુને કેહુંછ, કે જે હોય તે મને ખરૂંજ કહેજો."

"હા, જો તેટલું બધું હું જાણુસ તો તમુને હું ખરૂંજ કહેવસ" દાકતર બોલ્યો "પણ મારૂં ગ્નાન કાંઇ એટલું બોહોળું નથી કે હું પારખી શકું કે આય બીમારીમાંથી તમે ઉઠસોજ નહીં. તમે આય બીમારીથી મરવાનાં તો નથીજ" તે બીમારને ધીરજ આવે તેમ હસીને તે બોલ્યો "હા, એટલું ખરૂં, કે મેં તમુને છેલ્લાં તપાસ્યાં ત્યાર પછી તમે સીક તો વધારે થઇ ગીયાંછ."

અને તે પછી દાકતરે એરીકને ખાનગીમાં મળવા માંગ્યું તે જોઇ વળી એરીક હેબતી ગયો.

"જરા ખુલાસાથી આજે હું બોલું તો મને દરગુજર કરજો, મી૦ સીલવર" તે બેઉ—એરીક અને દા૦ ગ્રાન્ટ—લાઇબ્રેરીમાં એક થતાં દાકતર બોલ્યો "એ મીસ ડી સેન્ટ લાન્સ તમારીજ સાથે અદરાયલાં છે એમ મને ખબર થઇછ. તમારાં લગન કયારે છે? આય સવાલ પુછવાનાં મને કારણો છે અને તે ઘણાં ગંભીર છે."

"અમારાં લગન અકટોબર મહીનામાં ઠરયાંછ, દાકતર."

"મીસ ડી સેન્ટ લાન્સની બીમારીએ ઘણું ગંભીર રૂપ લીધુંછ, ને તેથી મને લાગ્યું કે તમારી સાથે એ બાબે ખુલ્લી વાત મારે કરવીજ જોઇયે. મેડમને જો કેહું તો તેવણ ગભરાઇ જાય ને કાલનો દુકાળ આજે પાડે!"

એરીકનો ચ્હેરો આ સાંભળી મોતને બીછાણે પડેલાં ધનશાન જેવો ફિક્કો થઇ રહ્યો.

"પણ, દાકતર, તમે એમ તો નથી ધારતાની કે એ છોકરી ધાસ્તીમાં છે?"

"તેમ છેજ, ને તેથી મારી મરજી છે કે તમે જો કેહો તો કોઇ મોટા દાકતરને હું કનસલ્ટ કરૂં. મારો વિચાર લંડનથી સર વિલ્યમ મીડને તાર કરીને બોલાવવાનો છે. એ ઘણો હુસ્યાર દાકતર છે."

"એની હાલત ત્યારે એટલી બધી જોખમભરેલી છે?" એરીક ઘણો નાસપાસ થઇ બોલ્યો. "દાકતર તમે પોતે કાંઇજ આશા નહીં આપી શકો?"

"મારવું જીવાડવું તો ખુદાને હાથ છે" દાકતરનો ગંભીર જવાબ હતો "ને મોટા દાકતરને બોલાવવો એ માત્ર સાવચેતીને કારણે છે. મને જે ઉપાયો ધ્યાનમાં નહીં હોય તે તેવણ સુચવી શકે. હું તમુને કેહુંછ કે મીસ ડી સેન્ટ લાન્સનો કેસ મને સમજ નથી પડતો એવું મારૂં ખાલેસ મત છે."

"તમુને તે સમજ નથી પડતો તેનો સબબ?"

જવાબ આપવા અગાઉ દાકતર જરા વિચારમાં પડ્યો; પછી તે બોલ્યો—

"જે નિશાણી હાલ એ બીમારમાં હું જોઉંછ, તેવી નિશાણીઓ, મારી આવી મોટી ને લાંબા વખતની પ્રાકટીસ છતાં મારા જેવામાં આવી નથી. એ નિશાણીઓનો નિર્ણય હું એકલો નહીં કરી શકું એમ મારૂં માનવું છે; ને તેથીજ તમુને હું સર વિલ્યમ મીડને બોલાવવાનો આગ્રહ કરૂંછ."

"કેસ એટલો ખરાબ કેમ થઇ ગીયો?" એરીક બોલ્યો, અને તેનો અવાજ એવો દુ:ખી હતો કે તે દાકતરને ઘણુંજ લાગી આવ્યું.

"જો બોલાવવાનાજ હોવ તો વખત ના ખોહવો એવી મારી

સલાહ છે, કેમકે, તાર કરવાને વાસ્તે નેવરસ્તે ખાતે માણુસ મોકલવું પડશે. આજે રાતેજ સર વિલ્યમ અહીં આવી પુગે તો સારૂં."

એક બોલબી બીજો બોલ્યા વગર એરીક પોને ત્યાંથી ચાલતો થયો; અને તે પછીથી નેવરસ્તે ખાતે એક વખત કેવાં તનનાં અને મનનાં દુઃખો સાથે તેને દોડી પુગવું પડયું હતું એ વાત એરીકની જીંદગીના છેક છેલ્લા દાહડા સુધી તેને યાદ રહી ગઇ.

તે તેલીગ્રામ ઝટ રવાના કરી શકયો, અને તેનાં પરિણામે તેજ રાત્રે ત્યાં સર વિલ્યમ મીડ આવી લાગ્યો. તેને મળવા દા૦ ગ્રાન્ટ ત્યાં તૈયાર ઉભોજ હતો.

સર વિલ્યમ આવે તેટલાં તો તે આખો મ્હેલ બેલની ગંભીર હાલતથી વાકેફ થઇ ચુકયો હતો અને એકબી અપવાદ સિવાય બધાં ગમગીનીમાં ગરક થઇ ગયાં—સરવેની દિલસોજી એ જોડાં તરફ ખેંચાઇ.

લૉર્ડ એરન્ડેલનેબી કશું સુજ પડતું ન હતું અને વિચારમાં ને વિચારમાં તેવણુ એક ઓરડેથી બીજે ઓરડે ફર્યા કરતા હતા; મેડમના ચ્હેરાપર જેમ ધારી શકાય તેમ દુઃખ પ્રગટી નીકળ્યું હતું.

તે બેઉ દાકતરો મળ્યા.

"કેસ ઘણો અરજન્ત છે કે?" સર વિલ્યમે પુછ્યું.

"એવી મને બીહીક છે ખરી" તે મોટા દાકતરને જવાબ મળ્યો "તમે એ બીમારને જોઇ મત બાંધી શકસો. ને સર વિલ્યમ, મારે આજે તમારી પાસે ખાસ માંગી લેવું એ છે કે તમે એ છોકરીને એકલાજ જઇને તપાસો, તમારૂં મત બાંધો ને પછી મેં બાંધેલાં મત સાથ તેની સરખામણી કરો. તમુને આવી અરજ હું કાંય કરૂંછ તેનો સબબ હું ધારૂંછ કે તમે સમજી જશો."

સર વિલ્યમ તેમ કરવા કબુલ થયા; અને તુરતજ મેડમ તેવણુને બેલના રૂમમાં લઇ ગયાં.

ત્યાં તેવણુ કેટલોક વખત રહ્યાં, જે દરમ્યાન બેલની ખુબસુરતી,

તેના ચ્હેરાનો મીઠાસ અને તે બીચારીના કેસની ગંભીરતાએ સર વિલ્યમ-પર ઘણી મજબુત અસર કીધી.

તેવણે જેટલા સવાલો પુછ્યા તેના જવાબો તેવણને મળ્યા અને બેલની સીકનેસને લગતી જરાકે જરાક વિગત તેવણ આગળ ખુલ્લી મુકવામાં આવીનેજ તે માહાન તબીબનો ચ્હેરો ગંભીર થઇ રહ્યો.

તેવણની તપાસ પુરી થતાંજ સર વિલ્યમ લાઇબ્રેરીમાં આવ્યા જ્યાં દા૦ ગ્રાન્ટ તેવણની રાહ જોતો ઉભોજ હતો.

"આપણે અહીં એકલાજ છીયે કે?" સર વિલ્યમે ઝટ ત્યાં દાખલ થતાંજ પુછ્યું "આપણી વાતચીત કોઇ સાંભળે તો નહીં?"

"નહીં સર વિલ્યમ, આપણે એકલાજ છઇયે ને આપણી વાત કોઇ સાંભળે તેમ અહીં નથી."

એટલું બોલી દાકતર ગ્રાન્ટે તે બારણું અંદરથી બંધ કરી તેને કળ દીધી અને પછી બેઉ ગંભીર મસલહત કરતા ત્યાં એક તેબલ આગળ બેઠા.

"તમે, દા૦ ગ્રાન્ટ, કેહ્યું તેમ કેસ ઘણોજ ગંભીર છે. એના કરતાં વધારે ગંભીર કેસ મેં જોયલો મને તો યાદ નથી. હું બધી તપાસ કરી એકજ સેવટપર આવ્યો છું, ને જાણવાને આતુર છેઉં કે તમેબી એવાંજ સેવટપર આયાછ કે?"

"મેંબી એ બીમારની પુરતી તપાસ કીધી છે ને મેંબી એકજ સાર બેંચ્યો—"

"ત્યારે સઉથી સરસ રસ્તો એ છે કે આપણે બેઉ પોત પોતાનાં મત કાગળ ઉપર લખ્યે ને પછી સરખાવી જોઇયે."

દા૦ ગ્રાન્ટ તેમ કરવા કબુલ થયો. તેણે ગજવાંમાંથી રૂપાંની એક નાની પેનસીલ કાઢી અને તે વડે ત્યાંજ તેબલપર પડેલાં એક કોરાં કાગળના ટુકડાપર પોતાનું મત લખ્યું. સર વિલ્યમેબી તેમ કીધું પછી પોત પોતાની કાપલી એક બીજાને આપી. એ બન્ને કાપલીપર લખેલું

મત મોટે ભાગે એકસરખુંજ હતું:

> "મારૂં મજબુત માનવું છે કે બીમારને એક ચોક્કસ જાતનું ઝેર ઘણાજ નાના ડોઝમાં આપવામાં આવે છે. એ ઝેર એવું છે કે તેથી આખાં તન બદનમાં આગનાં બળતરાં ઉઠે."

તેઓએ એક બીજાની કાપલી વાંચી તેઓ બેઉ એકમેક સામે જોતા બેઠા.

"એ ઘણું ઝબુન કામ કહેવાય" સર વિલ્યમ બોલ્યા "આવું ઘાટકી કામ કરનાર કોણ ગુનાહગાર હોવું જોઇયે? એ કાંઇ અકસમાતનું પરિણામ હોયજ નહીં; આય ઝેર ખાસ મતલબથીજ અપાતું હોય તેમ લાગેછ. આવી ગરીબ ને ખુબસુરત છોકરીનું દુશ્મનબી કોણ હોય?"

"મારી ગુંચવણનો સબબ હવે તમે સમજ્યા, સર વિલ્યમ?" દા૦ ગ્રાન્ટ બોલ્યો "એ ફેમીલીની કેટલો વખત થયો હુંજ સારવાર કરૂંછ, જે દરમ્યાનમાં મેં તો એમજ જોયુંછ કે એ છોકરી જેવી સર્વેની માનીતી કોઇજ નથી."

"મારી પ્રાકટીસ દરમ્યાન મેં ઘણા વિચીત્ર કેસો જોયા છે" સર વિલ્યમ બોલ્યા "એક કેસ મેં એવો જોયો જ્યાં એક નોકરે પોતાના શેઠને એવીજ કીસમનું ઝેર આપ્યું હતું. કાંય? તો કહેજે તેવણે તેને ધમકાવ્યો કેમ?"

"આ કેસમાં મને એવું નથી લાગતું કે નોકરનો હાથ હોય, કેમકે, એ બીમાર તેઓમાંબી સૌની માનીતી છે, ને વળી એકેએક નોકર એવો છે કે એ છોકરીના વાળનેબી ઇજા થવા દેય નહીં."

"એમ હોસેજ" સર વિલ્યમ બોલ્યા "એ છોકરી મોંઢાંપરથીજ ઘણી ગરીબ લાગેછ—તોપણ દા૦ ગ્રાન્ટ, ઝેર કાંઇ અમસ્થું પોતાની મેળે ચાલી ચલાવીને તો નહીં આવે? ઝેર આપવાનાં સેવટપર જ્યારે આપણે આવ્યે તો તે આપનાર તો કોઇ હોવુંજ જોઇયે કેની? તે કાંઇ અક-સમાતનું પરિણામ હોયજ નહીં. ને મને લાગેછ કે તેના ભાગોબી ઘણી

હુસ્યારી અને કુનેહથી અપાયછે. તે ભાગો એટલાં મજબુત પ્રમાણમાં નથી અપાતા કે બીમાર તેથી તુરત મરી જાય, પણ, તે ભાગોનું પ્રમાણ એટલું રહેતું હોવું જોઇયે કે બીમાર લાંબી બીમારી ભોગવી પછીજ મારગ લાગે."

"ત્યારે તમે એમ તો નથી ધારતાની કે એ કેસ સુધરી શકશે નહીં?" દા૦ ગ્રાન્ટે સર વિલ્યમનું મત પુછ્યું.

"નહીં. કેમકે ઘણા કટોકટ વખતે બીમારીનું કારણ માલમ પડી આયુંછે. હજી એકાદ બે ડોઝ એ છોકરી સહન કરી શકતે. ચોથો પાંચમો ડોઝ લેવા તે હૈયાત રહેતે નહીં. ઘણુંજ અજબ જેવું તો એ છે કે એ ઝેર ઘણાજ અભ્યાસ ને ઘણીજ સંભાળથી આપવામાં આવતું દેખાયછે, અને જે એ ઝેર આપતું હોસે તેણે તેની ખાસ્યતનો પકકો અભ્યાસ કરેલો લાગેછે. હવે એક ટીપુંબી વધારે એ છોકરીનાં પેટમાં નહીં જાય તેની આપણે સંભાળ ને તાકીદ રાખવી જોઇયે છે—સંભાળ ને તાકીદ હું કેહુંછ કે ઘણીજ સખ્ત રાખવી જોઇશે. આપણે પોતે બધું તપાસવું પડશે. એ વિશે આપણે કશુંબી હાલ બોલવું જોઇતું નથી. જો આપણો વ્હેમ જાહેર થઇ જશે તો એ ઝબુન કામ કોણ કરેછ તેને પકડવાની આશા આપણને છોડીજ દેવી પડશે."

"હા, સર વિલ્યમ, તે હુંબી સમજુંછ; આપણે જે શોધ કીધીછ, તેનો જરાબી સનસારો બાહાર આવતાંજ જે ગુનાહગાર હોસે તે પોતાનું એ નજીસ ને ઝબુન કામ આગળ ચલાવતું બંધ પડી જશે; ને તેથી એકબી બોલ બોલ્યા વગરજ એ પાપી કોણ છે તે આપણે શોધી કાહડવું જોઇશે. હું પોતે એ જાણીને એટલો અજબ થઇ ગીયોછ કે તેના સંબંધમાં હવે કેમ કામ લેવું તેની મને સમજ પડતી નથી. તમે પોતે શું સલાહ આપી શકોછ?"

સર વિલ્યમ વિચારમાં બેઠા.

"એ છોકરીનાં મોતથી કોણને લાભ થાય તે કાંઇ તમે જાણોછ?"

"નહીં, સર વિલ્યમ; એ છોકરીની અંગત દોલત કશીજ નથી. એ

છોકરીનું જો કે ખાનદાન ઘણું નામીચું ને પુરાણું છે, અને તે ફ્રેન્ચ રેવોલ્યુ-શનની વખતે નાશ પામ્યું હતું. એનાં મોતથી કોણને ફાયદો થાય તેનો મને કશોજ વિચાર આવતો નથી. મી૦ સીલવર જેવણ તેની સાથે અદરાયલા છે તેવણ એની ઉપરથી તો મરીજ ફીટેછ. બીમારીની જે નિશાણીઓ મળી છે, તે વિષે જો મારી પોતાની ખાતરી થઇ નહીં હોતે તો હું ધારતે કે આપણી બેઉની ભુલ હોસે, કેમકે, કોઇને એવા ઉપાય લેવાનું કશુંબી કારણ હોય એમ હું જાણતોજ નથી."

"આવા કેસમાં કારણ શોધી કાઢવું હંમેશાં ઘણું મુસ્કેલ હોયછ" સર વિલ્યમ બોલ્યા "પણ અહીં ખાસ કરીને કોઇને કારણ ઘણું મજ-બુત મળેલું હોવું જોઇયે. હવે, દા૦ ગ્રાન્ટ તમે જ્યારે એ આખી ફેમીલીને ઓળખોછ તો મને કેહી શકશો કે આપણે કોણને આપણા વિશ્વાસમાં લઇ શકયે? કોઇને આપણે વિશ્વાસમાં તો લેવુંજ જોઇયે."

દાકતર થોડીકવાર પોતાના તે સાથી તરફ ટગર ટગર જોતા બેઠા.

"લૉર્ડ એરન્ડેલ, મીસ ડી સેન્ટ લાન્સના કોઇ સગા નથી." દા૦ ગ્રાન્ટ બોલ્યો "ને તેથી હું ધારૂંછ કે એ બાબે એવણની સલાહ લેવી નકામી છે. મેડમ એ છોકરીની મા ભાજીનું પાણી છે. તમારૂં કોણ જાણે મત શું હોય, પણ મારૂં તો માનવું એમ છે કે એવા કેસોમાં સ્ત્રીઓની સામેલગીરી સલાહકારક નથી. મેડમને તો એક બે બોલજ કહેતાં ગભરાઇ જશે ને બેદરકારીથી એકાદ બે બોલો બોલી અભાડો બાળશે. મારા વિચાર પ્રમાણે એ છોકરીના અદરાયલા ખાવિંદ મી૦ સીલવરનેજ વિશ્વાસમાં લેવા ઠીક પડશે. એવણબી જાણે એ ફેમીલીનાજ એક હોય તેમ છે, ને આપણને સલાહબી ઘણી સારી આપશે."

"હું ધારૂંછ કે તમારૂં કહેવું ખરૂં છે" સર વિલ્યમે કહ્યું "મેહેરબાની કરી એવણને અહીં બોલાવશો? બરાબર બધું સમજીને સારી સમજથી એવણ કામ લેય તો સારૂં."

"તે વિષે તમે ખાતરી રાખો" દા૦ ગ્રાન્ટ બોલ્યો "આવી વખતે

આપણુને એવણુ ઘણા ઉપયોગી થઇ પડશે."

દાકતર ગ્રાન્ટે ઘંટ વગાડયો, જેના જવાબમાં એક નોકર ત્યાં દોડી આવ્યો, જેને તેણે મી૦ સીલવરને ત્યાં મોકલવા ફરમાવ્યું.

થોડીક મીનીટમાં એરીક ત્યાં આવી લાગ્યો. ત્યાં તે દાખલ થતાંજ સર વિલ્યમે તેનો ચ્હેરો એવો તો ફિક્કો મારેલો અને દુઃખી જોયો કે તેવણુને તેની તરફ જોઇ પુછવાની ફરજ પડી—

"કેમ તમુને શું છે?"

"નહીં, મને તો કાંઇજ નથી, સર વિલ્યમ," એરીક બોલ્યો "પણ તમે મને અહીં તેડાવી મંગાવ્યો તેથી મને ભય છે કે તમે મને કાંઇ ખરાબ ખબર આપવાના હોસો. એમજ છે કે?"

"અમે તમુને એક ચોક્કસ બાબદમાં અમારા વિશ્વાસમાં લેવા માંગેચ્છ, તેથીજ તમુને અહીં બોલાવી મંગાવ્યા. મી૦ સીલવર, બાબદ ઘણી ગંભીર છે, ને તેથી હું માંગી લેઉચ્છ કે જે અમે તમુને કહ્યે તે કોઇ આગળ તમે કહેતા ના."

"પહેલે તમે બેસો મી૦ સીલવર" દા૦ ગ્રાન્ટ બોલ્યા "કેમકે આપણુને વાત કરતાં જરા વખત લાગશે."

અને તેને શું વાત સાંભળવી પડશે તેના કશાબી ખ્યાલ વગર તે જવાન ત્યાં બેઠો.

---

## પ્રકરણ ૪૭ મું.

# "એ બીમારની જીંદગી કાચાં સુતરના એક બારીક તારપર લટકેલી છે."

"અમારે, મી૦ સીલવર, જે તમુને કહેવાનું છે, તે એટલું તો ગંભીર છે કે તેની શુરૂઆતમાં મારે માંગી લેવાની જરૂર છે, કે જે અમે

કહ્યે તે તમે ઘણુંાંજ ધ્યાનથી સાંભળજો" સર વિલ્યમ બોલ્યા "પ્હેલે તો તમુને હું ખાતરી આપુંછ કે જે અમે તમુને કહ્યે તે વિશ્વાસથી માનજો. એ વાત તદન સાચીજ છે, તેમાં કશી ભુલ કે કશોબી વ્હેમ નથી."

એરીક સર વિલ્યમનું કહેવું માનતો હોય તેમ તે નમ્યો, અને બોલ્યો—

"તમે, સર વિલ્યમ, મને જે કહેશો તે માનવાનું મારે માટે મુશ્કેલ થઇ પડવાનું નથી. મને પ્હેલે કેહી દેવો કે મીસ ડી સેન્ટ લાન્સ ઘણુાંજ સીક તો નથીની?"

"તેવણુ ઘણુાંજ સીક છે, પણુ, મારે કેહી દેવું જોઇયે કે તેવણુને સારાં થવાની મને ઘણીજ સારી આશાઓ છે. મીસ ડી સેન્ટ લાન્સનીજ વાત કરવા તમુને અમે અહીં બોલાવ્યા. એવણનાં કોઇ દુશ્મેન અહીં હોય એમ તમે ધારોછ, વારૂ?"

બધી સ્થિતી ઘણી ગંભીર હતી છતાં આ સવાલ સાંભળી એરીકથી હસ્યા વિના રહેવાયું નહીં. નહીંજ રહેવાય, કયાંથી રહેવાય? બેલ જેવી નમાની, નરમાશવાલી, મરતાંને મર નહીં કહે, જે કોઇના વાળને વટીક ઇજા ન કરે, જે એકે એકની માનીતી અને તેનાં દુશ્મન! હોય કેમ? બને કેમ?

"તમારા સવાલની મને સમજ નથી પડતી." તે બોલ્યો. "છતાં હું હીંમતથી કેહી શકુંછ કે કોઇ તેવણુનું દુશ્મન તો શું, પણ તેવણુ સાથે કોઇને મેં ચીરડાઇને કે ગુસ્સાથી વટીક બોલતાં સાંભળ્યું નથી. નહીં, હું કેહુંછ ને મારૂં તે કહેવું તમુને માનવાની હું અરજ કરૂંછ આખી દુન્યામાં તેવણુનું દુશ્મન કોઇજ નથી."

"એક બીજા સવાલનો જવાબ મને આપો" સર વિલ્યમે આગળ ચલાવ્યું "એવણુ જો ખુદા ન કરેને મરી જાય તો તેથી કોઇને કશો લાભ થાય કે? જવાબ આપો તે અગાઉ ખુબ વિચાર કરજો."

"વિચાર કરવાની કાંઇજ જરૂર નથી, સર વિલ્યમ" તે બોલ્યો

"તેવણનાં મરવાંથી કોઇનેબી કશો લાભ થવાનો નથી. અલબત તેમ થતાં આખી દુન્યાજ મારા હાથમાંથી ગેઇ એમ હું તો સમજસ. મેડમની એ એકપુરી દીકરી છે. મીસ એરન્ડેલ તેને એક બેહેનજ સમજેછ ને તેજ મુજબ ચાહેછ. હવે એવીના જવાથી કોણને કેમ લાભ થાય? એ બનવુંજ ને માનવુંજ બેજા છે. આવો વિચીત્ર સવાલ પુછવાનું તમુને કાંઇ કારણ?"

"તે તમુને જલ્દીજ સમજ પડશે" સર વિલ્યમ બોલ્યા. "એક બીજો સવાલ—મીસ ડી સેન્ટ લાન્સ પોતે સુખી છે કે? પોતાને પોતેજ તેવણ નુકશાન પુગાડે તેવું તો કશુંજ નથીની?"

"નહીં, દાકતર" એરીક બોલ્યો "મારાં મત પ્રમાણે એ છોકરી દુન્યામાં પોતાને સૌથી સુખી સમજેછ. તમારી આગળ વાત છુપાવવી અને દાઇ આગળ પેટ છુપાવવું બરાબર છે, તેથી તમુને હું કેહુંછ ને ખાતરી આપુંછ, કે એ છોકરીને હું ચાહુંછ ને મને એ ચાહેછ. મારીજ માફક તેબી અમારાં લગનની કાગને ડોળે વાટ જોયછ. મારૂં પ્રમાણીક મત છે કે સીક પડયા અગાઉ મીસ ડી સેન્ટ લાન્સ ઘણીજ સુખી હતી અને તેમજ દેખાતી હતી."

"ત્યારે હમણાં કેમ નથી?"

"કારણકે આય બીમારીથી તે ઘણી ચીંતાતુર બની ગેઇછ, ને બસ બીહ્યા કરેછ કે રખે એ મરી જાય."

"તે તો તેવણને જે બીમારી છે તેને સબબે છે. વારૂં બીજું તમે કશુંજ જાણતા નથી?"

"નહીં, સર વિલ્યમ" એરીક બોલ્યો "ફકત એટલુંજ કે એ આય માંદગીમાંથી સહી સલામત ઉઠશે એમ જો એને ખાતરી આવે તો એ છોકરી પાછી જેવીને તેવી થઇ જાય, એવી મારી ખાતરી છે. સર વિલ્યમ, આય બધા સવાલો મને પુછવાનો તમારો સબબ મેહેરબાની કરીને જણાવશો?"

"તે હું તમુને કેહું" સર વિલ્યમ ગંભીર ચ્હેરો કરી બોલ્યા "તમે તે સાંભળી જેમ ઘણાજ દુઃખી થશો તેમ તમે વળી હેબતીબી જશો, ને તેથી તમારે હીંમત ઘણીજ રાખવી પડશે, કેમકે, જે ભેદનો પડદો હાલ અમારી નજર સામે છે, તેને ઉંચકી નાંખવા માટે અમુને તમારી મદદની ઘણીજ જરૂર છે. મીસ ડી સેન્ટ લાન્સની શારીરીક તપાસ અમે બેઉ જને કીધી છે, ને અમે બેઉ એકજ સેવટપર આવ્યા છીયે અને તે એ છે કે મીસ ડી સેન્ટ લાન્સને એક ચોક્કસ જાતનું ઝેર આપવામાં આવેછ, ને તે ઝેર એટલાં તો થોડા પ્રમાણમાં અપાયછ કે ધીમે ધીમે તે બીચારીની જીંદગીનો ઝરો સુકાતો જઇ અન્તે સદંતર નાશ પામે."

એરીક આ સાંભળી ફાટીજ ગયો; પણ પછી જરાવારમાં તે મોટે મોટે હસી પડયો.

"કાંઇ ભુલ હોસે ભુલ, સર વિલ્યમ" તે બોલ્યો. "બાકી, તમે કેહોછ તે ખરૂં હોય એમ મારીથી મનાતું નથી."

"તમે એમજ પ્હેલી હરોલમાં કહેશો એમ હું આશા રાખતોજ હતો, ને મારૂં આય કહેવું તમારાં ધ્યાનમાં ઉતારતાં મને મુસ્કેલી પડશે એમ તો હું ધારતો'તોજ; પણ, એક દાકતર તરીકે, તેમજ એક ગ્રહસ્થ તરીકે તમુને હું ખાતરી આપુંછ કે જે મેં કહ્યું તે તદન ખરૂંજ છે. દાકતર ગ્રાન્ટ, તમારૂં મત મી૦ સીલવરને કહી સંભળાવશો?"

"અમે જે સેવટપર આયાછ, મી૦ સીલવર તે ખરૂંજ છે. પ્હેલી શોધ મેં તે વિષે કીધી ને મને ફીકર લાગી તેથી તો સર વિલ્યમને કનસલ્ટ કરવા મેં મોંઢે ચઢીને માંગ્યું. પ્હેલે તો મેં ધાર્યું કે મારી ભુલ હોસે, પણ પછી મેં તે ઉપર ઘણુંજ બારીક ધ્યાન આપ્યું, અને જેમ જેમ મેં તે ઉપર વધારે ધ્યાન આપ્યું તેમ તેમ તે વિષે મારી વધારે ને વધારે ખાતરી થતી ગેઇ કે એ બીચારી છોકરીને કોઇ ધીમું ઝેર આપેછ."

એરીક હવે ઘણોજ ગભરાયો. તે બેઉ દાકતરોએ જોયું કે તે પાણી પાણી થઇ ગયો હતો અને ગભરાટને મારે તેના હોઠ ઉડતા હતા.

"માફ કરજો, મેહેરબાનો, તમે મનમાં કશું માઠું ના લાવતા, પણ એ વાત હું કેમ માનું? હજીબી તમો સાહેબો કાંઇ ભુલ તો નહીં કરતા હોય?"

"મી૦ સીલવર, મારાં વૈદક જ્ઞાનની તમોને મોટાઇ દેખાડવા માંગુછ, એમ ના સમજતા, પણ, મારે કહેવું જોઇયે કે હું તો ભુલ કરી શકુંજ નહીં, મારીથી ભુલની આશા કોઇથી રાખી શકાયજ નહીં, અને જો હું ભુલ કરૂં તો તે લાગતાં વળગતાંઓને પરવડેજ નહીં. તેથી મી૦ સીલવર, એ સચાઇ જો કે ઘણી ભયાનક છે, છતાં એ સચાઇજ છે, એમ સમજી તમો હવે એક ચોક્કસ ઠેડાવપર આવો, કેમકે, એ બાબે અખાડા થઇ શકે તેમ નથી. તમે બીહીક જરાબી રાખતા ના, ખુદાની મદદથી આપણે મીસ ડી સેન્ટ લાન્સને બચાવી, જે તેવણની જીંદગીનો જમ થઇ લાગ્યું હશે તેના હાથ ભોંયે પાડી શકસું.

"જીંદગીનો જમ!" એરીક બોલ્યો "એ ખ્યાલજ એટલો ભયાનક છે. મારા માનવામાં જાણે એ વાત હજી નથી આવતી!"

"તમોએ અમુને મદદ કરવી જોઇયે છે" સર વિલ્યમે આગળ ચલાવ્યું. "પ્હેલી ચીજ જે તમારાં મનપર હું ઠસાવવા માગુંછ તે એ છે કે એ વાત તદન ખાનગી રાખજો. એક હરફબી જો બાહાર પડયોછ તો ગુનાહગાર આપણા હાથમાંથી છટકી જશે."

એરીકે પોતાનાં મગજને કાબુમાં લેવાની જીવતોડ કોશેશ કીધી. તેણે જોયું કે તે દાકતરો જે કાંઇ કહેતા હતા તેની તેઓ બન્નેને એકસરખી ખાતરી હતી, અને આવા બે કાબેલ દાકતરો ભુલે એબી બનવાજોગ ન હતું. કદાચ એક ભુલે—બે તો નહીંજ; અને તે બેમાં એક તો લંડનનો પંકાયલો તબીબ સર વિલ્યમ મીડ! ત્યારે હવે તે વાત ગમે તેવી ભયંકાર હોય તો પણ તે માનવી તેણે સજાવાર ગણી. અને તો પણ

બેલને નુકશાન કોણ પ્હોંચાડતું હશે?

"મારીથી બનતું હું કરસ" એરીક બોલ્યો "પણ તે છતાં તમે મને એ બાબદમાં ઘણો કમજોર યા ગુંચવણ પડેલો જુવો તો માફ કરજો, કેમકે, આય ફટકો મારે માટે કાંઇ જેવો તેવો નથી."

"મારી સંપૂર્ણ દિલસોજી તમારી તરફ છે, મી૦ સીલવર" સર વિલ્યમ બોલ્યા "પણ, તમે હીંમત રાખજો અને દ્રઢ મનના રહેજો; કેમકે, એટલું ધ્યાન રાખજો કે જે બાનુંને તમે ચાહોછ તેની જીંદગીનો આધાર થોડે ઘણે ભાગે તમારા હાથમાં છે. એમ ધારો કે અમે જે શોધ કીધીછ તેનો શોર બકોર હમણાંથી કરી નાંખ્યે, તો પેલું પાપી-પછી તે જે હોય તે-પોતાનું કામ અધુરે છોડી દેશે, મીસ ડી સેન્ટ લાન્સ તેથી સાજાં થશે, અને થોડીકવાર બધું સમાધાન ચાલશે; હવે તેની આ ચાલુ કોશેશથી માલમ પડેછ કે એ બાઇનો જીવ લેવાનો કોઇનો ઠેરાવ મક્કમ છે, તો પછી સમજો કે થોડાક વખતની શાંતી પછી પાછું પોતાનું પાપી કામ જો તે ચાલુ કરે તો તેનો અંત કેવો આવે તે કોણ કહી શકશે? હવે તમે આ વાત તદન ખાનગી રાખવાની અગત્ય પીછાણી કેની?"

"હા, સર વિલ્યમ, હું સમજયો" એરીકે જવાબ દીધો "હું મારૂં બની શકતું કરસ. તમુને મારીથી બનતી સઘળી મદદ આપસ, તમારી સૂચનાઓપર હું ધ્યાન આપસ. પ્હેલે હું ગભરાઇ ગયો હતો, પણ હવે તે ગભરાટ સમી ગયોછ ને હું મારી હાલત સમજી શકુંછ."

સર વિલ્યમે ઘણી માયાથી તેની તરફ જોયું. તેનો ચ્હેરો શાંત હતો, તેના હાથ અને હોઠ સ્થિર હતા. જે છોકરીને તે ચાહતો હતો તેની જીંદગી જોખમમાં હતી અને તેણીને ખાતર તે ઘણું કરી શકે તેમ હતું.

"ત્યારે પ્હેલી જે જરૂર છે તે એ છે" સર વિલ્યમ બોલ્યા "કે મીસ ડી સેન્ટ લાન્સને કોઇની સંપૂર્ણ સંભાળ હેઠળ જેમ બને તેમ જલ્દી મુકવી જોઇયે છે. જે તેણીનો ચાર્જ લેય તેણે રાત ને દીસ એ

છોકરી આગળ રહેવું પડશે અને તેણેજ એ છોકરીને દવા–પાણી અને ખોરાક આપવાં પડશે. એવાં કામને માટે તમે મી૦ સીલવર કોણની ભલામણ કરી શકોછ? એ કોઇ નોકર યા પગારદાર નર્સનું કામજ નથી."

"એ ચાર્જ એનાં મમા યા તો મીસ એરન્ડેલ લઇ શકે" એરીક બોલ્યો.

"એવણનાં માય તેવણની ઉંમરને સબબે મને વધુ લાયક લાગેછ. બીમારના ખોરાક ઉપર ઘણી બારીક નજર રાખવી જરૂરની છે એમ આપણે તેવણનાં ધ્યાનપર ઠસાવવું જોઇયે છે, પણ તેમ કરતાં ખરી વાતનો કશોબી ઇશારો આપણે નહીં કરવાની સંભાળ રાખવી. બાનુંઓ માટે મને ઘણું માન ને ઘણો સારો વિચાર હંમેશાં છે, તે છતાં મારૂં મજબુત માનવું છે કે ભરમ જાળવી રાખવામાં હજીબી તે બીચારીઓ કાચી છે. હું તેવણને ફકત એટલુંજ કહેવસ કે ખોરાકની બાબદમાં એટલી બધી સંભાળ લેવાની જરૂર છે કે બીમારે શું લેવું અને શું નહીં તે બધું દા૦ ગ્રાન્ટ નક્કી કરશે અને રોજનો તેણીનો ખોરાક તેવણ લખી આપશે."

"મીસ એરન્ડેલ, મેડમ કરતાં ઘણાં વધારે જવાન છે ને તેથી મને લાગેછ કે તેવણજ ઘણાં ખાતરી પુરવક નર્સ પુરવાર થશે." એરીક બોલ્યો.

"નહીં; મને લાગેછ કે એ જવાન બાનુંનાં મમાજ તેવણની સંભાળ ઘણી બેહેતર રવેશે લઇ શકસે. બીજું એ કે અમે બેઉ અને તમો સિવાય, કોઇબી બીજું કાંઇબી બાહાણે તેવણના રૂમમાં જાય નહીં. આપણે એ બધો બંદોબસ્ત કર્યે તેટલાં, તમે મેહેરબાની કરી જરા બારીક નજર બધે રાખીને ફરજો હરજો. એ બધું કરશું તો જો કે કાંઇ વધારે તો નહીં પણ એ ઝેર આપનાર કોણ છે તે તો આપણે શોધી કાઢસું."

"તમો કેહોછ તેમ હું જરૂરજ કરસ." એરીક બોલ્યો.

"રાતને દીસ હાલ તુરત તમેજ તપાસ રાખો તેટલું સારૂં" ડા૦ આન્ટે સુચવ્યું. "પણ તમે એવી રીતે તે કરજો કે તમે એમ કરોછ તેપર કોઇનું ધ્યાન ખેંચાય નહીં."

"ઠીક છે, દાકતર, તે મુજી પકડાય નહીં ત્યાં સુધી મારી તપાસ હું મુકનાર નથી યા જંપીને હું બેસનાર નથી." એરીક બોલ્યો "એટલું તો હું તમોને વચન આપુંછ."

તે એમ બોલતો હતો તેટલાં લૉર્ડ એરન્ડેલ તે રૂમમાં આવ્યા. સર વિલ્યમને તેવણુ ઘણીજ સારી રીતે ભેટયા.

"હું ઉમેદ રાખુંછ" તેવણુ બોલ્યા "કે અમારી બધાંની વ્હાલી બીમારનો તમારે સારોજ રીપોર્ટ કરવાનો હોસે. એ એટલી બધી સીક છે તે જાણી મને ઘણી બેચેની ઉપજીછ."

"મને લૉર્ડ એરન્ડેલ ઘણી આશા છે" તે કાબેલ તબીબ બોલ્યો "ફકત એટલુંજ કે એવણપર ઘણી બારીક તપાસ રાખવી જોઇયે છે. એક બે દીવસ તમારા પરોણા તરીકે મારો અહીં રહેવાનો વિચાર છે મારા લૉર્ડ."

"મને, સર વિલ્યમ, તેથી ઘણું મોટું માન મળેલું હું સમજસ ને ઘણો ખુશી થવસ" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "ફકત એટલુંજ કે તમારી આ માંગણીથી મને બેલાને વાસ્તે વધારે ચિંતા ઉપજેછ."

"હા, ધાસ્તીમાં એ છોકરી હાલને કાજ છે તો ખરી" તેવણુને જવાબ મળ્યો "પણ અમે તેને એ જોખમમાંથી સલામત બાહાર ખેંચી કાઢસું એવી મને આશા છે. તમારા પરોણા તરીકે મને રાખવાની મેં તમુને કીધેલી અરજનો તમે આવો સરસ સ્વિકાર કરોછ તેને વાસ્તે તમારો ઉપકારી છેઉં. કેસ ઘણો ગુંચવણ ભરેલો છે, ને તેથી તેની ઉપર મારી પોતાની બારીક નજર રાખવાની ઘણી જરૂર હું ધારૂંછ."

તે પછી રેની જે લૉર્ડ એરન્ડેલ સાથે ઘોડાપર ફરવા ગઇ હતી તે અંદર આવી. તેનો ચ્હેરો મજેહનો ખિલેલો અને તંદરોસ્ત હતો. તે

છોકરી અંદર દાખલ થતાં પ્હેલાં એક તરફ પછી બીજા તરફ એમ અવારનવાર જોતી સ્હેજ દંગ થઇને ઉભી, અને તેથી ઝટ તેણીની સર વિલ્યમ સાથે તેના બાપે ઓળખ કરાવી. સર વિલ્યમ મીડ તો તે છોકરીના ખુબસુરત ચ્હેરા તરફ એકી ટગરે જોતો ઉભો.

"મીસ ડી સેન્ટ લાન્સ ઘણાં બીમાર છે, તમે એમ ધારોછ?" તેણીએ પુછ્યું.

"હા" સર વિલ્યમ બોલ્યા "તેવણુની બીમારી ઘણીજ ગંભીર છે. મારો વિચાર તેથી તો એકુ બે દાહડા તેવણુ આગળ અહીં રહેવાનો છે."

"હું ઘણીજ દલગીર થઇ તે સાંભળીને" રેની બોલી "હું તો જાણું કે એ બધી ગડબડ અને ધધુખર ધાંધળ નકામી ને ખ્યાલી માત્ર હોસે. હું તો એ બીચારીને એમજ કેહ્યા કરતી'તી."

"નહીં, તેવણુ ખરેખર ધાસ્તીમાં છે" સર વિલ્યમ દલગીર અવાજે બોલ્યા.

રેનીએ તેવણુ તરફ જોયું. તેના ચ્હેરાપરની તાજગી સ્હેજ ઝાંખી થઇ ઉડી ગયલી લાગી.

"એવણુને શું છે?" તેણીએ પુછ્યું "ખહી તો નથીની? એ બધાંજ ડી સેન્ટ લાન્સવાલાંઓને ખહી હતો એમ મેં સાંભળ્યુંછ."

"ખરેખર!" સર વિલ્યમ બોલ્યા "તમારા સવાલનો જવાબ હું હાલ આપી શકું તેમ નથી. મારી જો કે ખાતરી નથી, તોપણ મને વ્હેમ છે કે મીસ ડી સેન્ટ લાન્સની બીમારી નબળાઇ, નખાઇ જવું, જોરનું ધોવાઇ જવું એને લીધે છે, પછી તેને તમે જે ગમે તે નામે ઓળખો."

"ગરીબ મારી બેલ!" રેની દયા ખાઇને બોલી "એટલે સુધી વાત વધીછ, એમ મને ખબર નહીં. ત્યારે તો હું એની આગળ જઇ એની સારવારમાં ખડે પગે રેહું."

"તમે તેમ નહીં કરો તો બેહેતર" સર વિલ્યમ બોલ્યા "કેમકે શાંતી ને આસાયશની એવણુને ઘણીંજ જરૂર છે. હું તો હુકમ કરવાનો

છેઉં કે જેવણની સંભાળ હેઠલ એવણને મુકવામાં આવે તેવણ સિવાય કોઇ બીજું એ બીમારના રૂમમાં પગ વટીક નહીં મુકે."

"પણ હું એવણની બેહેનજ છેઉં" રેનીએ તકરાર લીધી "ને મારી સોસાયટી એવણને ગમેછ ને મને જોઇને એવણ ખુશી થાયછ. મને તો તમારે જવાની રજા આપવીજ જોઇશે."

"તમો જેવાંને મારે ધસીને ના કહેવું પડેછ તે માટે હું દલગીર છેઉં, બાનું" તે કાબેલ દાકતર નમીને બોલ્યો "પણ મારે તો મારી ફરજ બજાવ્યા સિવાય છુટકજ નથી."

"રેની" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "સર વિલ્યમના કહેવાંને તારે તાબે થવું જોઇયે છે. એવણ રજા આપે ત્યાં સુધી તારે બેલના રૂમમાં જવું જોઇતું નથી. કાંઇ ઉડે તેવું તો એ દરદ નથીની, સર વિલ્યમ?"

"બીલકુલ નહીં" તેવણને જવાબ મળ્યો "હું મારા લૉર્ડ તમુને ખરૂંજ કેહુંછ કે એ બીમારની જીંદગી કાચાં સુતરના એક બારીક તાર-પર લટકેલી છે; ને તેથી ચોક્કસ હુકમો કાઢવાની અને તેમને અમલમાં મુકવાની મને રજા આપશો?"

"સર વિલ્યમ, તમે અહીં આય મકાનમાં રેહો તેટલાં એ મકા-નને તમારૂં પોતાનુંજ સમજસો એવી હું આશા રાખુંછ. અમારી ગરીબ બેલના સંબંધમાં આવું બધું સાંભળી મને ઘણું દુ:ખ થાયછ; મને તમારાં વૈદકજ્ઞાનપર સંપૂર્ણ વિશ્વાસ છે."

પછી લૉર્ડ એરન્ડેલ અને રેની લાઇબ્રેરીવાલો તે ઓરડો છોડી ચાલતાં થયાં.

"દાકતર ગ્રાન્ટ" સર વિલ્યમ બોલ્યા "આય હવેના બે કલાક તમે બીમાર આગળ રહેશો કે જેથી તેની તબ્યતમાં જરા સારો ફેર થતાંજ તે પાછી બગડે નહીં તેની આપણે સંભાળ લઇ શકયે? ને મી૦ સીલવર, તમે તમારી તપાસ જેટલી જલ્દી શુરૂ કરો તેટલું સારૂં."

એરીક ત્યાંથી ચાલતો થયો.

તે લાઇબ્રેરી રૂમમાંથી નીકળતાં તેને સામીજ રેની મળી.

"એ આય દાકતરો નકામું રોખરૂં જગાડેછ, એરીક" તે બોલી "મને નહીં લાગતું કે બેલ એટલી બધી બીમાર હોય."

તે છોકરીનો હસ્તો નભરવસ ચ્હેરો જોઇ એરીકને જે હતું તે કહી દેવાનું ઘણું મન થયું.

"મારાં કરતાં એ છોકરી વધારે સારી રીતે તપાસ રાખી શકસે" તેણે મનસે વિચાર્યું.

"એરીક" તેને એમ બડબડતો જોઇ રેનીએ પુછ્યું. "તું શું બબડેછ? તું તારે હીંમત રાખ."

---

## પ્રકરણ ૪૮ મું.

# "એરીક, જો બીચારી બેલ મરી જાય તો તમે શું કરો?"

એરીક સીલવર, ગયાં પ્રકરણમાં બનવા પામેલા બનાવો પછી, એકલો પડતાં વધારે ગુંચવાયો. તે બે દાકતરોએ તેને જે કહ્યું હતું તે વિષે તેને કશોજ શક રહ્યો ન હતો, તો જો કે એવું કોણ હૈયાં સ્હુનું અને ઘાટકી હોય જે બેલ જેવી નિરદોશ બાળાને નુકશાન પુગાડે તેની કશીબી તે અટકળ કરી શકયો નહીં. બેલ, જેણે પોતાની આખી જીંદગીમાં કોઇબી માણસ જાતની લાગણી નહીં દુ:ખવેલી; બેલ, જેની આખી હૈયાતીની મુખ્ય નેમ માયાળુ થવાની ને કોઇનાબી વાંક તરફ અખાડા કરી તેને દરગુજર કરવાની, જેના વિચારો અને આચારો તેના ઉચારો જેવા નેક, મીઠા અને નિરદોષ, તો એ જેવી છોકરીને ઇજા કરવાનો વિચાર કોણને આવે—એવી હીંમત કોણ કરે?

લૉર્ડ એરન્ડેલના આખા ઘરંખટલામાં એકબી નોકર કે એકબી

દાસી એવી ન હતી કે જેઓ તેને એક દેવી સમજી પુંજતાં ન હતાં, અને જેઓ તેનાં મોંહમાંથી હુકમનો અડધો બોલ પડતાં ગમે તેવા જોખમેભી તે બજા લાવવાને તૈયાર ન થઇ જતાં.

એક બીજા જે વિચારે તેને ગુંચવણમાં નાંખ્યો તે એ હતો કે જે કોઇ એ કર્મ કરતું હતું તેની તેમ કરવામાં મતલબ શું હતી? એ બીચારીનાં મોતથી કોઇને ફાયદો કેવી રીતે થનાર હતો? તેની પાસે કાંઇ દોલત નહીં હતી–તે કોઇને રાહે રસ્તે આાડી પડી નહીં હતી–અરે, તેની જીંદગીના જેવી નિરદોષ, નિતરી, નિતીમાન, મીઠી અને ઉપયોગી જીંદગીજ કોણ બીજાંની હતી?

એરીક હવે શીગાર કાઢી તે સળગાવી મોંહમાં લઇને બેઠો; પણ જેટલો તે વધારે વિચાર કરતો રહ્યો તેટલો તે વધારે ગુચવાતો ગયો. તેનાં અંધારાં મગજમાં બતીનો ઝાંખોભી ઉજાસ નહીં દેખાયો તે નહીંજ દેખાયો. એની જીંદગી લેવા જેવી હદ સુધી બેલને કોણ ધિક્કારતું હોવું જોઇયે? તેને બીચારીને મુવેલી જોવા જેવું તેને કોણ હીંણતું હોવું જોઇયે? આહ! તે મુજી તેના હાથમાં આવે! અને તેને પોતાના હાથમાં લેવાના ખ્યાલે તેના હાથની મુઠ્ઠીઓ આપો આપ વળી અને ચ્હેરો લાલ ભુંડ બની રહ્યો. જો ભોગ ચોઘડયે તેના સપાટામાં તે કોઇ આવ્યું તો પછી તેણે દયાની આશા રાખવી ફોકટ સમજવી!

એ બીચારાનાં મગજની સલામતી માટે એટલું ઠીક થયું કે તે ઝાઝો વખત એકલો પડી શકયો નહીં. રેની જે તેની હીલચાલપર હમણાં હમણાં વધારે ધ્યાન આપી રહી હતી તેણે તેને બાહાર નીકળતો પોતાના રૂમની બારીએથી જોયો હતો અને તેને મળવા તે છોકરી ઝટ બાહાર નીકળી; પણ તેને તે ખાસ મળવાને તડપી રહી હતી એમ તે જવાન સમજે નહીં તેવો દેખાવ કરવાની તેણે ઘણી સંભાળ અને ઘણી કાળજી રાખી હતી.

દીનપર દીન એરીક પ્રત્યેનો રેનીનો પ્યાર વધ્યો જતો હતો, છતાં,

તેણીએ પોતાની ગરૂરી છોડી નહીં હતી. તમે જોયું કેની કે તે તેને ખાસ મળવાજ આવી હતી એવુંબી તેને દેખાડવાને તે છોકરી નારાજ હતી. તેણીએ હાથમાં એક ચોપડી લીધી અને તે વાંચતી બેસવા જાણે કોઇ શીતળ છાંયાવાલી જગ્યાની તે શોધમાં હોય તેમ બાગમાં ચાલી આવી; તેટલાં તે બેઉની નજર એક થઇ અને તે જવાનને ત્યાં જોઇ તે અજબ થઇ હોય તેમ ચોંકી!

"એરીક, હું તો જાણું કે ધોધમાર આંસુઓના રેળા તળે તમો પીગળી જતા એકાદ ખુણાંમાં બેઠા હોસો!"

બેલની હાલતની ગંભીરતા જાણ્યા છતાં રેની આવી રીતે બોલી તે તેને જરા થઇ ગમ્યું નહીં. એ ખરૂં હતું કે બેલ કાંઇ તે છોકરીની ખરેખર બેહેન નહીં હતી, પણ તેથી શું થયું? તે બેઉ એક માયનાં બચ્ચાંની માફક સાથે રમતાં ઉધર્યાં હતાં કેની? અને તેથી બેલ જ્યારે આ અને પેલી દુન્યા વચ્ચે હાલ ટીંગાયલી હતી તે વખતે રેનીને દુઃખ યા દલગીરી નહીં ઉપજવી જોઇયે?

"હું રડતો નથી, રેની" તે જવાન બોલ્યો "અને કદાચ જો હું રડતો હોઉંબી તો બેલની ગંભીર બીમારી તરફ જોતાં તેમાં કશીજ નવાઇ નથી. આય દાકતરોએ મને હેબતાવીને મારી નાંખ્યોછ એમ કેહુ તો ચાલે.

"ને તેમજ છે" રેની બોલી ઉઠી "તેઓની મતલબજ તમુને બીહીવડાવવાની છે—તેઓની એ આદતજ હોય છે, એટલે પછી જો બેલ સારી થાય તો જાણે તેઓએ મોટી 'તોપ ફોડી' તેથી તે સારી થઇ એમ તમો માનો. દાકતરોપર મને પોતાને વિશ્વાસ નથી; તેઓ એકમત કદી થતા નથી; બે દાકતરો એકસરખું મત કદી આપતા નથી. મારૂં મત તેથી એમ છે કે બેલને એ દાકતરોના હાથમાં ન સોંપતાં તમે કુદરતપરજ તેને રહેવા દીધી હોતે તો પણ તે સારીજ થતે. એક દાકતરે તેને સાજા થવાનો કાંઇક ચાન્સ હતો—બેએ તેનો કેસ હાથમાં નથી આવવાનો."

"રેની," એરીક ગુસ્સાથી બોલ્યો "તું આવી રીતે બોલેછ તે જોઇ હું અજબ થાઉંછ! તું જાણેછ કે જે છોકરીને તું બેહેન તરીકે સમજતી ને ચાહતી આવીછ તે મોતને બીછાણે પડીછ?"

તે છોકરીનો ચ્હેરો લાલ થઇ તપી આવ્યો.

"હું તે માનતી નથી" તે બોલી "બેલ મરીજ જશે એમ હું માનતી નથી; ને જો મરીજ જશે તો તે ઘણુંજ દુઃખ ભરેલું કહેવાશે, પણ ત્યારે આપણને બધાંનેજ મરવાનું છે!"

"તે આપણે જાણયેછ તે છતાં જેની કમનસીબીમાં એ ૫ટકો ઝીલવાનો હોયછ તેનીથી તો તે નથીજ સહન થઇ શકતો."

"પણ તોબી તે જાણવાથી આપણને દિલાસો તો મળેછ. હમણાં ધારો કે હું મરી જવાની હોઉં તો મારે વાસ્તે કોણ વિલાપ કરવાનું છે?"

"કાંય નહીં?" એરીકે પુછ્યું.

"બેલ ઘણી ભલી છે ને હું ઘણી ખરાબ છેઉં. તેના કેસમાં એમજ કેહી શકાય કે બે પાંચ દીનને માટે આ દુન્યામાં આવી વસેલો ફીરેસ્તો પાછો પોતાની જેહાનમાં ચાલી ગીયો. મારી વાત જુદી છે; મારામાં ફીરેસ્તા જેવું કશું નથી ને તેવી હું થવાનીબી નથી."

"બેલને વાસ્તે તું જે કહેછ તે ખરૂં છે રેની" તે બોલ્યો "પણ તારે વાસ્તે જે તું કહેછ તે ખોટું છે."

"નહીં, મારે વાસ્તે જે હું કેહુંછ તે ખરૂંજ છે" તે બોલી "બેલ નાનેથી ઘણી મધુર, ઘણી નમાની, ઘણી કહ્યાસરની ને તાબેદાર ઉછરવા પામી હતી. એને કોઇ વખત એક વાત બે વખત મેડમને નથી કહેવી પડી. હું તેથીજ ઉલ્ટી ઘણી ગુસ્સાબાજ, ખચ્ચર જેવી અડયેલ, મીજાસી, આંકોશને ધિક્કારનારી અને મારીજ મરજી મુજબ કામ લેનારી બચપણથીજ હતી."

"તું ઘણી ખુલ્લાં દિલની છે" તે બોલ્યો.

"હા; ને તે માટે જેટલું મારે શરમાવું જોઇયે તેટલી હું શરમાતી નથી, એ માટે હું દલગીર છેઉં. મને લાગેછ કે તેથી સારાં છોકરાં કરતાં ચેડાં છોકરાંઓપર મને ઘણોજ પ્યાર છે. ચોપડીમાં છોકરાંઓની નમુનેદાર ચાલને માટે વાંચુંછ ત્યારે મને ધિકકાર છુટેછ."

"રેની, તું આજે ફાટું ફાટું બકેછ" તે બોલ્યો.

"પેલાં પંખીઓનું ગાણું તમુને સંભળાયછ? હવે તમે કબુલ કરશો કે તેઓ કશાબી ઢંગધડા વગર ગાયછ તેથીજ તે એટલું મધુર લાગેછ. બેલ જ્યારે તમારી સાથે વાત કરેછ ત્યારે ફાટું ફાટું બકવાને લીધે તમુને એને ધમકાવવી તો પડતી નથીની?"

"નહીં, કદી નહીં" તે ગંભીર થઇ બોલ્યો.

"ત્યારે તે ચોપડીઓમાંનાં નમુનેદાર બચ્ચાંઓ જેવી છે. આહ! એરીક હું કોઇ દહાડે નમુનેદાર નથીજ થવાની. ને હું બોલુંછ તે ઉપર તમારૂં ધ્યાન નથી. તમારી નજર કેડે દુર દુર ગયલી દેખાયછ. હમણાં તમે શાનો વિચાર કરોછ?"

"બેલનો" તે બોલ્યો.

"એરીક, જો બીચારી બેલ મરી જાય તો તમે શું કરો?" તે છોકરીએ તેને પુછ્યું.

એરીકનો ચ્હેરો આ સવાલ સાંભળી ફીકકો મારી ગયો, અને તેની આંખોમાં આંસુંના ટીપાં ઝળીઝળી રહ્યાં.

"હું શું કરૂં, તું મને પુછેછ? હું કાંઇબી કરૂં કે નહીં તે વિષે હું ખાતરી ભરેલો નથી. તેમ જો બન્યું તો મારી જીંદગીનું તેજજ ગીયું એમ હું સમજું. હું કાંઇ એમ નથી કહેતો કે હું આપઘાત કરૂં, કેમકે માણસથી જેમ જાન પોતાની મેળે પોતાનાં તનનાં ખોખાંમાં મુકાતો નથી, તેમ તેમાંથી તેને બાહાર કાઢવાનો તેને કશોજ હક નથી એમ હું માનુંછ. ઇનશાનના જાનનો એકલો અચુક માલેક ખુદા છે; પણ એટલું તો હું કહી શકું કે તે ગેઇ કે મારી કુલે આશાંઓ ગેઇ; તે ગેઇ કે મારૂં જનમનું

સુખ ગીયું. એ બાબદનો વિચારજ કરતાં મને ધ્રુજરાં છુટેછ."

"પણ, ત્યારે તમારી સાથે પરણ્યા પછી જો એ બુરો બનાવ બને તો તમુને તે વધારે કાતિલ થઇ પડે ખરૂં કેની?"

"તે હું નહીં જાણુતો; પ્હેલે તો સવાલ એ છે કે હવે પરણ્યા પછી તે શું વધારે એને હું ચાહવાનો છેઉં? રેની, ખુદા ખાતર પેલું બનશે ને ફલાણું બનશે એવી વાતજ મારી આગળ ના કર–મારીથી તે ખમાતી નથી."

તેણીએ એકાદ પલ તેની તરફ ટીકીને જોયું.

"ત્યારે તમો એરીક એવું જાણ્યું ન જાણ્યું કાંઇ કરો તો નહીંની? દાખલા તરીકે આપઘાત, તમે તેનો તો આશરો લેવો નહીંની? કેમકે, ઘણાંઓ પોતાના પ્યારને કબરવાસ થયલો જોઇ એવો ઉપાય ઝટ લઇ લેયછ."

"નહીં" તે બોલ્યો "મેં તુંને હમણાંજ શું કેહ્યું? એવું પગલું તો હું હરગીજ લેનાર નહીં. ખુદાના હુકમને તાબે થઇ તે જે કરવાનું ડાહપણ ભરેલું સમજે તેપર સબુરી રાખીને હું બેસસ. બસ, એટલુંજ કે તેથી મારી જીંદગીનો જોશ બધો ઉડી જશે."

પછી તેઓ જોડેજોડ ચુપકીદી અખત્યાર કરી થોડીકવાર સાથે ચાલ્યાં.

"રેની, પ્યાર શું છે તે તેં અનુભવ્યું હોતે તો મારાં આજનાં દુઃખનું માપ તું કરી શકતે. તે વખત આવી પુગે તેટલાં મારા પ્યાર યા મારાં દુઃખનો ખરો ખ્યાલ તુંને નહીં આવવાનો."

તે છોકરીએ ઘણીજ ઓજરખ્વાહીથી તેની તરફ જોયું.

"તમે એરીક ત્યારે એમ ધારોછ કે પ્યાર શું છે તે મેં અનુભવ્યું નહીંજ હોસે?"

"તું ઘણીજ મગરૂર છોકરી છે એટલું હું જાણુંછ" તે બોલ્યો "જે રીતે એક પછી એક તારાં કદમ ચુંમતા આવેલા તેઓને તેં ના કહી તેથી આપણાં લાગતાં વળગતાંઓમાં ઘણી અજાયબી ફેલાઇ રહી

હતી; ને તે ઉપરથી હું કેહુંછ કે હું નહીં ધારતો કે તુંને પ્યારનો કશોબી ખ્યાલ હોય."

તરેહવાર લાગણીઓથી ભરેલો ચ્હેરો તેની ગમ ફેરવી તેણે એકાદ પલ તે જવાન તરફ જોયું. જો તેજ વખતે તે જવાનની નજર તેણીના ચ્હેરાપર પડી હતે તો થોડે ઘણે દરજ્જે તેણીના ભરમથી તે વાકેફ થતે; પણ તે વખતે તેની નજર બેલના ઓરડાની બારી તરફ ટીંગાયલી હતી, કે જ્યાં તેની વ્હાલી મોત સાથે બાથેબાથ લડતી પડેલી હતી.

તે કયાં જોતો હતો તે તેણીએ જાણ્યું અને તે છોકરીની આંખોમાં અંગારની જવાળા પ્રગટી નીકળી.

"રેની" એરીક એકાયક બોલી ઉઠયો "કોઇ બેલને ધિક્કારતું હોય એમ તું ધારેછ?"

આ સીધા સવાલથી તે એવી ગભરાઇ ગઇ કે ઘડીભર તેણીથી જવાબ વટીક નહીં આપી શકાયો. તેનો ચ્હેરો ફીકકો મારી ગયો અને તેના હાથ ધ્રુજવા લાગ્યા.

"બેલને ધિક્કારેછ? શું કામ?"

"તેજ સવાલ તો હું તુંને પુછુંછ ને તેનો જવાબ તો મને મળ્યો નહીં."

પણ ધ્યાનમાંને ધ્યાનમાં, જે નહીં બોલવું જોઇયે, તે બોલવાપર તેની જબાં લપસી જતી હતી એમ તેને તુરત ધ્યાન આવ્યું અને તેથી ઝટ તેણે ઉમેર્યું કે—

"હું એમ હમણાં વિચાર કરતો હતો કે આજે જો દુન્યામાં એવું મારે મનસે કોઇબી હૈયાત હોય કે જેને તેનું મીત્રમંડલ ખરાં જીગરથી ભલી દુઆઓ દેતું હોય તો તે બેલ હોવી જોઇયે."

"હુંબી એમજ ધારી શકું એરીક" રેની બોલી "મારી આખી જીંદગી મેં એની સાથે કાઢીછ તો તે દરમ્યાન એકબી વખત એને એકાદ કડવો બોલ કાઢતી કે કાંઇ અણઘટતું કામ કરતી મેં જોઇ

કે જાણુી નથી. તેને કોઇ ધિક્કારતું તો રેહ્યું, પણ, કોઇ એવુંબી નહીં હોસે કે જેને મનસે તમારી બેલ અણગમતી હોય, તમે મને પેલો સવાલ કાંય પુછ્યો?"

"મને એ વ્હાલીનો ઘણો વિચાર આવેછ" તે જવાન બોલ્યો. "તમે બન્ને સાથે અહીં આયાં તે વખતે એ એવી મજેહની તંદરોસ્ત હતી! તે વખતે એને જેણે જોઇ હોસે તેને એવો તો સ્વપ્નેબી ખ્યાલ નહીં હોસે કે એ એમ જુવાનીમાંજ—"

"એ ડી સેન્ટ લાન્સવાલાંઓ બધાંજ દેહનાં નબળાં હતાં એમ હું જાણુંછ" રેની બોલી ઉઠી "મેડમ પોતાના વરને વાસ્તે જ્યાર ત્યાર મારી આગળ બોલતાં હતાં કે તેવણબી કાંઇ સારી તંદરોસ્તી ભોગવતા નહીં હતા. દાખલા તરીકે, આપણાં એરન્ડેલનાં ખાનદાન જેવી તેઓની તંદરોસ્તી જણાયલી નહીં હતી."

"હું કાંઇ બેલને નાજુક ને નબળા બાંધાની નહીં સમજતો હતો. કલાકોના કલાકો સુધી એ છોકરીની હીલચાલો ઉપર હું બારીક નજર રાખતો હતો; તે ચાલહાલ મજેહથી કરતી હતી ને આય એકાયક ફેરફાર એનામાં કેમ થઇ ગીયો તેની મને સમજ પડતી નથી."

પછી તેને ઝટ યાદ આવી ગઇ કે જે સેવટપર તે દાકતરો આવ્યા હતા તે ખરૂંજ હોય તો પછી એમ એકાયક બેલની તબ્યત અને તંદરોસ્તી લહડી જાય તેમાં અજબ જેવું કાંઇજ ન હતું.

"તમે એરીક ઘણા દુઃખી દેખાઓછ" રેની તેના ચ્હેરાપર થયલો ફેરફાર જોઇ બોલી "તમારૂં દુઃખ ઓછું થાય તેવું હું કાંઇ કરી શકું તેમ છે?"

"નહી" તે નરમાઇથી બોલ્યો "રેની તારી ઘણી મેહેરબાની છે. પણ બેલ સારી થયા સિવાય સુખ શું હોય ને કેવું હોય તે હું નથી જાણવાનો."

તે છોકરીએ તેની તરફ ટગર ટગર જોયું અને અજબ કે આજે તેની તે આંખોમાં દયાનો સ્હેજ પસંરાટ દેખાતો હતો.

"એરીક, તમો બેલને કેવા જોરાવર પ્યારથી ચાહતા હોસો!"

"ચાહતો હોવસ! ઓ, રેની! તુંને તેનો પુરતો ખ્યાલ આપવાને આપણી ભાષામાં એવા જોરાવર બોલોજ નથી. દુન્યામાં કોઇયેબી પોતાની પ્રિયાને એ કીસમના પ્યારથી ચાહી હોય એમ હું માનતો નથી."

"ચાલો હવે હું તો અંદર જાઉંછ" રેની એકાયક બોલી ઉઠી "હું તો જાણું કે જરા અહીં મારો જીવ વેરાસે, પણ સામો તે દુઃખી થયો."

તે ખુબસુરત વચવચતા ચ્હેરાપર રતાશ ધાઇ આવ્યો હતો, અને તેના હોઠ ધ્રુજતા હતા.

"હું તો સમજ્યો કે તું અહીં બાગમાં વાંચવા આવી?"

"ખરી વાત છે, પણ મારે મનસે બધીજ જગ્યા એકસરખી છે. અહી વાંચું ને અંદર જઇને વાંચું તે મારે મનસે સરખુંજ છે. સાહેબજી, એરીક."

"વાંચવામાં મારૂં ધક લાગતું હોય તો કેવું મજેહનું!" એરીક બોલ્યો "મારા વિચારોનો બખેડો સમી જાય એમ હું ચાહુંછ."

એટલું છતાં રેનીએ જોયું કે એરીક તેણીને પોતાની આગળ થોબાવવાની કશી તજવીજ કે વેતરણ કરતો ન હતો. રેની ત્યાં થોબે તેવી મરજી એરીકે જણાવીજ નહીં અને તે ભારી દિલે ત્યાંથી ચાલી ગઇ.

"બુચી જેવા ચ્હેરાની છોકરીને કોઇબી ઇનશાન કેમ ચાહી શકે તે એક અજાયબી છે!" તેણીએ મનસે વિચાર્યું "ને તે ઇનશાનબી એરીક પોતે–આવો આસુદો તંદરોસ્ત જવાન ને મરદાંને મરદ! આહ, જો હું એક મરદ હોતે તો એવા દમ સાહસ વગરની છોકરીને તો કદીજ પસંદ નહીં કરતે! એક ખરા મરદને લાયકની પરણેતર મારાં મત મુજબ ખાટા–મીઠા ને તીખા સૉસ જેવી હોવી જોઇયે, બેલ જેવી બૈરીજ શું કામની?"

રેની પાછી અંદર ગઇ અને એરીક ત્યાં બાહાર લટાર મારતોજ રહ્યો. હવે તે કરેબી શું? બેલના દુશ્મનને તે પકડે કેમ? રેની એ

કામને લાયકની બરાબર હતી એમ તેને લાગ્યું અને તેથી દાકતરોએ તેને કહેલી વાત સદંતર છુપી રાખવાનું તેણે જે વચન આપ્યું હતું તેને માટે હવે તે પસ્તાવા લાગ્યો, કેમકે, જો તેણે તે દાકતરાને એ વચન ન આપ્યું હતે તો રેની આગળ એ ભેદ જાહેર કરી તે તે છોકરીની મદદ માંગી શકતે.

હવે મેડમ બગીચામાં આવ્યાં અને તે જવાનના હાથનો ટેકો લઇ તેવણુ તેની સાથે લટાર મારવા લાગ્યાં.

"બેઉ દાકતરો બેલની આગળ છે, ને તે લોકે મને જરા બાહાર ખુલ્લી હવામાં જઇ આવવા કેહ્યું. એરીક, એ લોક કેવા અજબ જેવા ઉપાયો લેયછ? તમુને ખબર છે કે મને ને લોકે રાત હોય કે દીસ પણ બેલનો ઓરડોજ છોડવાની મનાઇ કીધીછ. તે લોક અંદર આવે કે મારે જરા બાહાર ફરી આવવું એમ તે લોકોએ મને સખ્ત તાકીદ કીધીછ!"

"દાકતરોને બેલને માટે ધાસ્તી છે ને તે લોક જાણેછ કે એનાં માય તરીકે તમે ઘણી ચોક્કસ સંભાળ રાખી શકસો—અલબત તમુને જે તજદી પડે તે મને માફ કરજો" એરીક બોલ્યો.

તેણે જોયું કે મેડમનો ચ્હેરો કંટાળેલો હતો અને આ ફરજ તેવણુને જાણે ઝાઝી પસંદ નહીં હોય તેમ તેવણુના ચ્હેરાપરથી લાગતું હતું.

## પ્રકરણ ૪૯ મું.

# "પેલી મરી જાય તોબી એ મારી તો દરકાર કરવાનોજ નહીં!"

આખરે તે દિવસ તો ખલાસ થયો. એરીકને તે એક સદી જેટલો લાંબો લાગ્યો; અને ગરમી એટલી હતી કે તે બેજાર થઇ રહ્યો; તેનાં મગજપર એટલો ભાર હતો કે તેને તનનું તેમજ મનનું દુઃખ લાગુ

પડયું હતું; મીનીટે મીનીટની ચિંતા તેને માટે નહીં ખમી શકાય તેવી થઇ પડી હતી. પ્હેલેથીજ તેની હાલત એવી તો હતીજ પણ દાકતરોએ તેને કહેલી વાતથી તે વધારે—ઘણી વધારે બગડી ગઇ હતી.

એક સીધું કામ કરવાની ફરજ એક ઇનશાનને માથે નાંખવામાં આવે છે તો તે ફરજ પાર ઉતારવાને તે પોતાથી બનતું કરે છે, પણ એરીકને માથે દાકતરોએ નાંખેલી ફરજ પાર ઉતારવાને તેણે શું કરવું તે તેને સુઝતું ન હતું. તેને તપાસ રાખવાને માટે કહેવામાં આવ્યું હતું—પણ તે તપાસ તેણે કોણ ઉપર રાખવી? એ તેની ગુંચવણ હતી.

એક પછી એક નોકરની તેણે પોતાનાં મનમાં બારીક તપાસ લેવા માંડી. તેમાં તે ફાવ્યો નહીં, કેમકે, તેઓમાંથી એવું કોઇબી તેને માલમ પડયું નહીં કે જે બેલનું બુરૂં ચાહતું હોય. વળી, તેની સાધારણ સમજ શક્તિએ તેનેજ સવાલ પુછ્યો કે માળીઓ, મસાલો, હમાલો, રાંધનારીઓ, દાસીઓ, કોચમેનો અને ઘોડાવાલાઓમાંથી કોણ એવો હોય કે જેને એ મીસ ડી સેન્ટ લાન્સની ખરાબીમાં યા મોતમાં લાભ હોય? નહીં, તમો ધારી શકો તેના કરતાં એરીકની ગુંચવણ ઘણીજ વધારે હતી.

એક તો એરીકને બેલની ભયભીત માંદગીનો બળાપો હતો અને બીજું તેને આ ગુંચવણની મુંઝવણ હતી. અલબત, તમે એક ખુનીની સાથે એકજ ઘરમાં એકજ છાપડાં હેઠળ વસોછ એમ તમોને ખબર પડે તો તમો ખુશી તો થાવોજ નહીં; અને બેલનું ખુન કરવાની કોઇ વેતરણ કરતું હતું એ તો દેખીતુંજ હતું. રાતનો જમવાનો ઘંટ થયો કે તેણે છુટકારાનો દમ ખેંચ્યો—તેને જમવાની ઘણી ભુખ લાગી હતી તેથી નહીં, પણ, દાહડો હવે પુરો થયો હતો તેના વિચારથી.

મેડમ બેલ આગળ હતાં, એટલે લૉર્ડ એરન્ડેલે તે બેઉ દાકતરોને તેબલ ઉપર સાથેજ જમવા કહેવડાવ્યું અને તેઓ બન્ને તેમ કરવા કબુલ થયા. લૉર્ડ એરન્ડેલે ઘણીજ માયાથી તે બીમારની તેઓથી ખબર પુછી, અને તેવણુને જણાવવામાં આવ્યું કે તેની હાલતમાં કશોજ ફેરફાર

હજી થયો નહીં હતો.

રેની ફાંકડો ડ્રેસ કરી ડાઇનીંગ રૂમમાં દાખલ થઇ. સર વિલ્યમ ઘણો બાહોશ અને ઉંમરે પુગેલો તબીબ હતો છતાં તે છોકરીની અનુપમ ખુબસુરતી અને અદા જોઇ તે છક થઇ ગયો એમ હું કહીશ તો ચાલશે.

તેને ભલો શેહનશાહ વખાણે કે રસ્તે ચાલતો એક ભીખારી વખાણે તે રેનીને માટે બેઉ એકસરખું હતું. તેનાં હૈયાંમાં જે પ્યાર બરપા થયો હતો તે એવું તો જાલેમ જોરાવર ભડકું લઇ ઉઠયો હતો કે તેની આડે આવનાર બીજી બધી લાગણીઓનો તેણે નાશ કીધો હતો.

તે મોટા તબીબની વાખવાખી અને વખાણથી તે ઘણીજ ખુશી થઇ, અને તેના બદલામાં તે છોકરીએ પોતાની મીઠી જબાનથી તેને માહાત કીધો. ખુબસુરતી અને હુસ્યારી એ બે તે તબીબે સાથે જવળેજ જોઇ હતી અને એ મિશ્રણ તે છોકરીમાં જોઇ તે મોહ પામ્યો.

જમી ઉઠી રેની પ્યાનાપર બેઠી અને એક એવો તો ત્યુન પસંદ કરી તેણીએ વજાડયો કે તેણીનાં નાજુક આંગળાંના અસીર બની તે પ્યાનાના ધુજી રહેલા તારોના જવાબમાં તે કાબેલ તબીબનાં તનના તંબુરાના તારો ખુશ લ્હેરથી લરઝી રહ્યા!

"તમે તો જાણે કે ગેઇ જુવાની પાછી લાવવાનો ધંધોજ લેઇ બેઠાંછ!" તે તબીબ હસીને બોલ્યો "તમારાં આય એકજ મ્યુઝીકથી મારી આખા દિવસની થાક તમે તો ઉતારી નાંખી."

"તમે આંગ એવાં તો ઉમદા કારણે રગડોળોછ કે મારાં મત મુજબ તમુને થાક ચઢવી જોઇતી નથી." હસીને ઘણી નજાકતથી તે છોકરી બોલી. "તમે સર વિલ્યમ આ દુન્યામાં છેવો તેથી તો દુન્યામાં જાણે નચીંતાઇ કેટલી છે? તમે કેટલાં દુ:ખી દરદી ભાઇ બેહેનોને સારાં કીધાં હોસે? તમે કેટલાંઓને મોતનાં ડાચાંમાં અડધાં ગયેલાં ત્હાંથી ખેંચી લાયા હોસો?"

"મને ઇનશાનજાતને એવી રીતે ઉપ્યોગી ખુદાએ બનાવ્યોછ,

તો પછી મારો ઇલ્લાજ શું? તે વાસ્તે ખુદાનો હું શુકરગુજાર છેઉં."

રેનીથી, ટુંકમાં કેહું તો સર વિલ્યમ ઘણોજ ખુશી થયો.

"આય છોકરી ચાહે તો રાજપાટ જીતી શકે" તેવણે મનમાં વમાસ્યું "યા ચાહે તો તે લુટાવી શકે. એ છોકરીમાં એવી કાંઇ શકિત છે. તેનાંમાં એક કીસમનું લોહચુંબક છે."

અને તે છતાં એરીક સીલવરે પુનેમનો ચાંદ છોડી સેતારાને પસંદ કીધો હતો!

તેઓ બધાં ઝાઝો વખત ડ્રૉઇંગરૂમમાં થોભ્યાંજ નહીં. લૉર્ડ એરન્ડેલ દેખાડવાની દરકાર કરતા હતા તેના કરતાં ઘણા વધારે ચિંતાતુર બેલના સંબંધમાં બની રહ્યા હતા. તેવણ એ છોકરીને કેવા ચાહતા હતા તે હવે તેની આ માંદગીમાં તેવણને માલમ પડયું. જયારે બેલ મોતની શીહા છાંયામાં વિંટલાઇને પડી હતી ત્યારે એવણ ડ્રૉઇંગરૂમમાં બેસી ટાહેલાં કરે અને મ્યુઝીકની મજાહ ચાખે? બનેજ કેમ? તેવણ તેથી જલ્દી ઉઠીને ચાલતા થયા અને તે તમોઓબી પોત પોતાના ઓરડામાં ગયા. એરીક એકલો ત્યાં બેસી રહ્યો. ધારા પ્રમાણે બતલર ત્યાંની બતી બુજાવવા આવ્યો, જેમ કીધા અગાઉ તેણે બતી રાખવી કે નહીં તે વિષે એરીકને પુછ્યું અને એરીકે બતીઓ બુજાવવાનો પોતે હુકમ આપ્યો.

તે બે દાકતરો પોતે પોતાના રૂમમાં જવા અગાઉ સ્હેજ વાત કરવા થોભ્યા.

"શું આય મીસ એરન્ડેલ છે!" દાકતર ગ્રાન્ટ બોલ્યા "કાંઇ અજબ જેવી ચીતચોર છે."

"હા" હસીને સર વિલ્યમ બોલ્યા "હું તો એટલે સુધી અજબ થાઉંછ કે મી૦ સીલવરને આ બે છોકરીઓમાંથીજ જયારે પોતાની પરણેતરની પસંદગી કરવાની હતી તો એનેજ કેમ નહીં તેણે પસંદ કીધી?"

દા૦ ગ્રાન્ટે હસીને પોતાના વડા ભાઇબંધ તરફ જોયું.

"એક બાબદની સર વિલ્યમ મેં શોધ કીધીછ; મી૦ સીલવરે

પોતાની મરજી મુજબની પસંદગી કીધીછ, પણ મારી તદન ખાતરી છે કે એવણુને તો મીસ એરન્ડેલ ચાહેછ."

સર વિલ્યમ હસી પડયો.

"હું નહીં ધારતો" સર વિલ્યમ બોલ્યો "મીસ એરન્ડેલ એકને ચાહે ને તેને પોતાનાં કબજામાંથી છટકવા દેય તે નહીં બને તેવું છે."

પણ તેથી દા૦ ગ્રાન્ટ કાંઇ પોતાનાં મતમાં ધીલો નહીં પડયો.

"મેં તેનો ચ્હેરો આજે ઘણાંજ ધ્યાનથી તપાસ્યો" દા૦ ગ્રાન્ટ બોલ્યો "અને મેં જોયું કે બીજાંઓ સાથે ગમે તેવી તે વાતે વળગી હોય છતાં તે છોકરીનું બધું ધકધ્યાન મી૦ સીલવરપરજ લાગી રહેલું હતું, અને તે વખતે એ છોકરીની આંખ્યોમાં મેં અજબ પ્રકાશ જોયો; વળી બીજું શું કે આપણે બધાંઓ સાથે વાત કરતી વખતેનો અવાજ એક અને તે જવાનના કાંઇ સવાલનો જવાબ આપતાં તેના અવાજમાં કાંઇ. મેં ઓરજ કીસમની લાગણી અનુભવી. અને તમે પોતે કેહોછ તેમ તમે એની વાતમાં એવા ચકચુર બની ગયા હતા કે મેં જોયલી બાબદોપર તમારૂં ધ્યાન ગયું નહીં હોય તો તે કુદરતી છે."

"નહીં, મારૂં તો ધ્યાન તેપર ગીયુંજ નહીં. ત્યારે તમે એમ ધારોછ કે મીસ એરન્ડેલ મી૦ સીલવરને ચાહેછ?"

"મારી તે વિષે પુરતી ખાતરી છે" દા૦ ગ્રાન્ટે જવાબ દીધો.

"તેમ જો હોય તો" સર વિલ્યમ જાણે એક એક બોલ વિચાર કરીને બોલતા હોય તેમ બોલ્યા "એમજ થયું કે એ છોકરીની કશીબી ભલી લાગણી મીસ ડી સેન્ટ લાન્સ તરફ હોયજ નહીં."

આટલું બોલી તે બે દાકતરો એકમેકનું મોંહ જોતા ઉભા; પછી સર વિલ્યમ બોલ્યા—

"ત્યારે તો ખુદા આપણુ બધાંની શરમ લાજ રાખે!"

"આમીન!" ઝટ દા૦ ગ્રાન્ટનાં મોંહમાંથી આ શબ્દ બાહાર નીકળી પડયો.

તેઓ પછી બેઉ છુટા પડયા, પણ તે પછી સર વિલ્યમ પોતાના ઓરડામાં સ્હુના સાવજ જેવા ઘણો લાંબો વખત સુધી વિચારમાં લિન્ન થઇ ઉભા રહ્યા.

"દુન્યામાં હું ઘણો લાંબો વખત થયો છેઉં-મેં ઘણા ચમતકારો તેથી જોયલા ને અનુભવેલા છે ને તેઓથી મને કશીબી અજાયબી.ઉપજી નથી. આ બનાવ મને ખરેખર અજાયબીમાં ગરક કરી નાંખેછ. આવું ભયાનક મારી જાણમાં આવે એમ હું કદી માનું નહીં!"

એરીક બીચારો એકબી બતી વગરના અંધારા ડ્રૉઇંગરૂમમાં બારીની બાહાર જોતો એકલો અટુલો બેઠો હતો. તે ઘણો દુઃખી થતો હતો. બેલ સીક હતી, બેલની જીંદગી ધાસ્તીમાં હતી, એ બધું ખરૂં હતું, પણ બેલને કોઇ ઝેર આપતું હતું! બેલને કોઇ ધીમાં મોતે ટવળાવી ટવળાવીને મારી નાંખતું હતું! એ બધું તેને તો સ્વપ્ના જેવું લાગતું હતું.

જો તેને એ બાબદમાં પોતાની મરજી મુજબ ચાલવાને છુટો રાખવામાં આવ્યો હતે તો તે શોરબકોર કરી મુકી એ વિષે આખા મેહેલને જાગ્રૃત કરી મુકતે, અને એવું તુફાન ત્યાં તે મચાવી મુકતે કે તે ગુનાહગાર આપો આપ કોઇનાબી પોહોળા કીધેલા બે હાથોમાં જઇ પડતે. દાકતરે તેને સખ્ત તાકીદ કીધી હતી કે તેણે જો જરાબી ગડબડ કીધી તો હાલ તુરત તે ખુની પોતાનું નીચ કામ અધુરે છોડી દેઇ તેને વળી પાછી તક મળતાં તે નવેસરથી ચાલુ કરવાને લલચાશેજ, એટલે તે જવાન લાચાર થઇ ગયો હતો; બાકી તે તપાસ કોણપર રાખે? તપાસ કરવાનો ખ્યાલજ તેણે તેથી પડતો મુકયો હતો.

એ મુજબ ગુંચવણમાં તે બેઠો હતો તેટલાં ત્યાં રેની દાખલ થઇ.

એરીક કયાં હતો તેના તે વિચારમાંજ હતી, અને જો કે તેની સાથની એ છોકરીની મિલાકાતોનું પરિણામ તેણીના સંતોષ પુરતું આવતું ન હતું, છતાં, તે રાત્રે તેનો એક વધુવાર મેળાપ કરવાની અને ફરીને તેની તરફનો એકબી બોલ સાંભળવાંની તે છોકરીને લાલચ થઇ હતી.

"ડ્રૅાઇંગરૂમમાં એકલો તો તે હોયજ નહીં" તેણીએ ધાર્યું અને પોતાની અટકળ ખરી હતી કે ખોટી તે જોવા તે છોકરી અંદર આવી.

બારણાં આગળ પાંથરેલા એક તરકીશ ગલીચાપર હાથનો ટેકો દઇ તે ઉપર માથું ટેકવી બારણામાંથી બાહાર જોતો કોરવંકો તે પડયો હતો, અને બાહાર ચંદનીના ઉજાસ તરફ જોઇ શા માટે તેને આવાં દુઃખમાં કુદરતે ગીરફતાર કીધો હતો તેનો તે બીચારો અજબ થઇ વિચાર કરતો હતો.

"એરીક, આવાં અંધારાં એકાંતમાં એકલો પડી એમ ગમમાં ગીરફતાર રહે એ શું તમુને છાજતું છે? હીંમત રાખો, કદાચ કાલે વળી બેલની તંદરોસ્તીનાજ સમાચાર તમે સમજશો."

ઝટ તે ઉઠીને બેઠો અને આભારની લાગણીથી તેણે તે છોકરી તરફ જોયું. તે તેની આગળ આવી અને ગુંઠણ મરડયે તેની નજીક બઠી અને પોતાનો ગોરો નાજુક નરમ હાથ તેણીએ તેનાં ખભાંપર મુકયો.

"એરીક" તે બોલી "એમ કાંઇ પરવડવાનું છે? તમે એમ લેવાઇ લુટાઇ શું જાવોછ? તમે હીંમત રાખો. તમોને સાથી દિલાસો મળી શકે તે હું જાણતી હોતે તો કેવું સારૂં!"

તે વિચાર વિચારે ઘણો થાકીને નબળો પડી ગયો હતો, અને અધુરાંમાં પુરૂં તેમ તે છોકરીના માયાળુ અવાજના મીઠાસે તેનાં હૈયાંનાં અંતરમાં અસર નિપજાવી, અને પોતાના બન્ને હાથના ખોભામાં માથું મુકી દઇ તે મરદાંને મરદ જવાન ડુસ્કે ડુસ્કે રડી પડયો. ઇંગ્રેજ બચ્ચો આવી લાગણી જરા જરામાં તો શું પણ તેનાં માથાં ઉપર દુઃખનો પાહાડ ગબડી પડે તો પણ બતાવે નહીં, પણ એરીક એ લાગણીને આજે તાબે થયો!

અને તે વખતે તે છોકરીનોબી ચ્હેરો જોવાજોગ થઇ ગયો—તેપર અદેખાઇ, અધીરાઇ અને હવસ એ. ત્રણે લાગણીઓનો સામટો સંપીલો બખેડો બરપા થયલો દેખાયો.

"એરીક" તે નર્મીથી બોલી "મારૂં માનો, તમારો આય સંતાપ મારીથી દેખી શકાતો નથી."

"ને રેની બેલનું આય દુઃખ મારીથી જોવાઇ શકાતું નથી. બેલને હું ખોહવસ તે મારીથી સહન થઇ શકાવાનું નથી. હું શું કરસ તેમ થશે તો તે મારીથી કેહી શકાતું નથી."

"પણ તમે તેને ખોહવો તો તમુને કોઇજ દિલાસો દઇ શકવાનું નથી? કોઇનાબી દિલાસામાં તમે માનવાના નથી?" રેની બોલી.

રેનીના આ બોલવામાં શું મતલબ હતી તે તે જવાન સમજી શકયો નહીં.

"નહીં" તે બોલ્યો "તે ગેઇ કે દુન્યા મારે મનસે રેતાળ રણ જેવી લાગશે! રખે એમ બને તે ખ્યાલજ મને દેવાનો અક્કલથી બેગાનો બનાવવાને પુરતો છે; અને મને મારીપરજે ધિક્કાર છુટેચ કે એ વિચારમાંને વિચારમાં હું એક નાનાં બચ્ચાંનાં જેવાં મગજનો થઇ ગીયો છેઉં. નહીં, તેવો બનાવ જો બન્યો તો કોઇનાબી દિલાસાથી મારૂં દીલ મનાવાનું નથી. તું રેની ઘણી માયાળુ છે, ઘણી ભલી છે, પણ તારીથી કાંઇ મારી બેલને તંદરોસ્તી ને શકિત પાછી અપાવાની છે?"

તે ઝટ ત્યાંથી ઉઠી અને કાંય તે એમ ઉઠી તે તે જવાનનેબી અજબ લાગ્યું, કેમકે, ઉઠીને તે ચાલી જવા કરતી હોય તેમ તેની ઢબ લાગી; પણ પછી જાણે તેનો વિચાર ફરી ગયો હોય તેમ તે પાછી બેઠી.

"એરીક, એમ સમજ કે તમારી ફીકર ખરી પડી—બેલ ગુજરી ગેઇ—તોબી તમુને તેમાં એટલું બધું નિરાશ થવાનું છેજ શું? વખત જતાં વળી કોઇ તમુને એવી મળશે કે જેને તમો બેલ કરતાંબી વધારે ચાહી શકસો."

"અરે, રેની!" તે બોલી ઉઠયો "તું મને દિલાસો આવો દેયછ કે? આખી દુન્યાની ખુબસુરતી, આખી દુન્યાની નમનતાઇ, નરમાસ, નજાકત અને અદાઅંદાજ એ બધાં સામટાં મળીનેબી એક બેલ ઉપજાવી

શકવાનાં નથી. જો, સાંભળ! લૉર્ડ એરન્ડેલ મને બોલાવેછે—ચાલ હું જાઉંછ."

તે ઉઠયો અને તેની આંખોમાં જે આંસુનાં ટીપાં ચમકતાં હતાં તે સમેતજ રેનીને એકલી છોડી તે જવાન ત્યાંથી ચાલતો થયો. તે તે ઓરડામાંથી બાહાર નીકળ્યો કે રેની ત્યાં તેજ ગાલીચાપર પછડાઇને ઉંધે મસ્તક પડી.

"ઓ મારા પ્યાર!" તે ડચકાં ખાતી બોલી "મારા જખમી થયલા, ફોકટ ગયલા પ્યાર! એ ત્યારે મારો તો કદીજ થવાનો નહીં!"

અને હવાના સપાટામાં ઝાડોની ડાંખળીઓ ડોલે તેમ તેનાં રડવાથી તેનું આખું આંગ હીલ્યું.

"એ મારી દરકાર કરવાનો નથી" તે બોલી "ને તેને હું એવો ચાહુંછ કે એને ખાતર મારો જીવ વટીક આપું; ને તે છતાં પેલી બુચી જેવા ચ્હેરાનીજ છોકરીપર તે મરેછ!"

અને તેને ઉપજતાં દુઃખોને આધિન જે વખતે તે છોકરી પડી હતી તે વખતે તેની હાલત ખરેખર દયા ખાવાને લાયકજ હતી.

"પેલી મરી જાય તોબી એ મારી તો દરકાર કરવાનોજ નહીં. તેની યાદને સાચો રહી દુન્યામાં તે નામ ખપાવવાનો! કેવો આંધળો એ! એ બુચીને ચાહવા જેવો કેવો નબળાં મનનો! ત્યારે શાને વાસ્તે એને હું ચાહું? શાને વાસ્તે ત્યારે મારો પ્યાર, મારૂં દિલ, મારો જીવ, મારી જીંદગી એનીપર હું હરામ ગુમાઉં? હવે તો મને મારીપરજ ધિક્કાર છુટેછ."

હવે તે ઉઠી. તેના ખોરાયલા વાળો તેણે સરખા કીધા, અને પછી બારણાં આગળ જઇ ત્યાં સાંભળતી ઉભી.

બધેબધ શાંત ચુપકીદીનું રાજ્ય શુરૂ થઇ ચુકયું હતું, અને તે આવી સખ્ત હૈયાંની હતી છતાં તે અઘોર અંધારાંમાં તે બીહી અને તેનું આંગ ધુજયું.

"નરૂં જાણે ઘોરસ્થાન!" તે બડબડી.

પછી લાઇબ્રેરીવાળું બારણું ઉંઘડતું તેણીને સંભળાયું અને તે ઓરડામાંથી એરીક અને લૅાર્ડ એરન્ડેલ બાહાર આવ્યા. તેઓએ સલામ સાહેબજી કીધી અને લૅાર્ડ એરન્ડેલે એરીકને તેના રૂમમાં જઇ સુઇ જવાનો આગ્રહ કીધો.

"તું એમ બીમાર પડી જશે" તેવણ બોલ્યા "ને હજીબી મને તો લાગેછ કે આપણી બેલ કાંઇ એટલી બધી ધાસ્તીમાં નથી."

---

## પ્રકરણ ૫૦ મું.

## "તમારી દીકરી રેની પાપીઓની એક પાપી છે; તે જુઠી, દગલબાજ ને ઠગારી છે!"

તે આખું મકાન શાંત અને ચુપ હતું. માત્ર એક સિવાય બધા નોકરો વટીક દાંયબાંય થઇ સુઇ ગયા હતા. સર વિલ્યમે બેલને માટે બીધરાવનારૂં મત ઓચર્યા પછી રાત અવારસુ કાંઇ કામ પડે કરી લૅાર્ડ એરન્ડેલે અવારનવાર અકેક નોકરને રાત્રે ૭–૭ કલાક જાગૃત બેસી રહેવાની તાકીદ કીધી હતી.

લૅાર્ડ એરન્ડેલ પોતાના રૂમમાં હતા. દાકતરો પોત પોતાના ઓરડામાં હતા, અને એરીક જો કે આસાયશ લેવાની તલબ કરતો હતો, મગર, તે હજી ઉંઘી શકયો ન હતો. તે ઘડયાલમાં અગ્યાર, બાર, એક અને બે વાગતા પ્રગટ સંભળાયા હતા, તો પણ તેને ઉંઘ આવી નહીં; તે બેલનોજ વિચાર કરતો હતો. તેના ઓરડામાં અંદર સુધી ચાંદણીનો ઉજાસ આવતો હતો અને તે તરફ જોતો એરીક બીચારો વિચાર કરતો બેઠો હતો કે એવીજ ચાંદણીમાં હવે બેલની સાથે રાત્રે ફરવાની તેની સરજત હશે કે નહીં?

એકાયક વળી પાછો પેલોજ અવાજ, જેણે તેને આગળ એકવાર ચોંકાવ્યો હતો, તે તેને કાને પડયો. જાણે કોઇ અળગે પગલે તેના રૂમનાં બારણાં આગળથી પસાર થઇ ગયું હોય તેમ તેને લાગ્યું. તે પગલાંનો અવાજ એટલો તો ધીમો હતો કે ફકત 'કસારીના કાન' ધરાવનારથીજ તે સાંભળી શકાય; અને એરીકના કાન હમણા હમણા 'કસારીના કાન' જેવાજ થઇ રહ્યા હતા.

"એ શું હોસે?" તેણે વિચાર કીધો "એ કોણ હોસે? આવે અળગે પગલે સાવચેતી રાખીને કોણ ચાલતું હોસે? એ કોણ હોસે ને શું કરવા તે જતું હોસે? આવી મોડી રાતે જો કોઇને કામ પડયું હોય તો આવી સંભાળથી ચાલી જવાનું કારણ શું?"

પછી એકાયક વીજળીનો ચમકારો તેનાં અંધારાં મગજમાં થયો—

"એજતો કોઇ બેલને ઇજા પ્હોંચાડતું નહીં હોય?"

બીજીજ પલે તે ઉઠયો અને બારણું ઉઘાડી તેમાંથી બાહાર નીકળીને તેણે જોયું.

તે ચાલને છેક પેલે નાકે તેણે એક ઉંચા આકારને ધીમે પગલે ચાલતાં જોયો—તે આકારે મોટો સુફેદ ડ્રેસીંગ ગાઉન પ્હેર્યો હતો.

તેણે આસ્તેથી પોતાના ઓરડાનું બારણું બંધ કીધું અને પેલા આકારની પુઠે તે ધસ્યો.

તે ઉંચો આકાર દાદર ઉતરી નીચે ગયો અને ચાલ મારફતે બેલના ઓરડા આગળ આવીને તે ઉભો. એરીક તેની પુઠેજ રહ્યો.

બેલના રૂમનાં બારણાં આગળ તે આકાર ઉભો અને એરીકબી ચાલતો અટકી પડયો. તે આકાર રખે પ્રસી જાય તેની વમાસણમાં પડેલો એરીકને લાગ્યો.

ત્યાં હવે ભેદનો પત્તો હતો એમ એરીક સમજી ગયો. આ આદમી પછી તે ગમે તે હો તે બેલને ઇજા કરવા—બેલનું ખુન કરવા—બેલના રૂમમાં જતું હતું; ને નહીં તો પછી આવી અસાધારણ સંભાળનો સબબ શું?

પછી બેલના ઓરડાનું બારણું ઉઘડયું અને તે એમ ઉઘાડુંજ રાખી, પેલો આકાર અંદર પેંઠો. ઝટ એરીક પણ તેની પુઠે અંદર ગયો અને એક આડી સ્ક્રીન હતી તેની પાછળ તે સંતાઇને ઉભો.

યા ખુદા! બેલ કેવી શાંત પોઢી હતી. ત્યાં લેમ્પ એવી રીતે મુકયું હતું કે બેલના ચ્હેરાપર તેનો ઓજપ રહે; તે છતાં જે થોડો ઘણો ઉજાસ તે ઓરડામાં પડતો હતો તેથી બેલનો ફિક્કો ચ્હેરો તે જોઇ શકયો. તે ચ્હેરો એવો હતો કે તેનો દમ ચાલવાથી તેની છાટી સ્હેજ ઉઠબેસ ન થતી હતે તો તેને બીચારીને સૌ કોઇ મુવેલીજ સમજતે.

મેડમ ડી સેન્ટ લાન્સબી એક ઇઝીચેરપર ભરઉંઘમાં પડયાં હતાં. તેવણબી બીચારાં શું કરે? કેટલી રાત ને કેટલા દહાડા તે છોકરીની તેવણ ચોકી કરે?

આ બધું મને લખતાં અને તમુને તે વાંચતાં કાંઇક વખત લાગ્યો છે, મગર, એરીકે તો એ બધું આંખના એકજ સપાટામાં જોઇ લીધું હતું.

તે આકાર બેલના ચ્હેરાપર વાંકો વળ્યો અને તે છોકરી ઉંઘતી હતી એમ તેની ખાતરી થવે તે આકાર મેડમ આગળ ગયો અને તેવણના ચ્હેરાપરબી તે એમ વાંકો વળ્યો.

એરીકે પછી તે આકારને બેલના પલંગ આગળની એક નાની રાઉન્ડ તેબલ આગળ જતાં દીઠો, પણ તેજ વખતે તેને સાપે ડંખ્યો હોય તેમ એરીક ચોંકયો, કેમકે, તે આકારના બાંધા અને તેની ચાલવાની ઢબ ઉપરથી તે ચેતી ગયો કે તે આકાર એક અબલાનો હતો!

તે આકાર મેં આગળ કહ્યું તેમ પેલી રાઉન્ડ તેબલ જે ઉપર લેમ્પ અને દવાની બાતલીઓ મુકેલી હતી ત્યાં ગયો. તેણે ત્યાંથી દવાની એક બાતલી ઉંચકી અને તેને પેલી બતી આગળ ધરી તેમાં હજી કેટલી દવા હતી તે તેણે તપાસી. તે સર વિલ્યમે આપેલી દવાની બાતલી હતી અને તેમાં હજી બે ત્રણ ભાગ બાકી હતા. તે ઉંઘાડીજ તેણે તેબલપર મુકી, પછી તેણે પોતાના ગાઉનનાં ગજવામાંથી એક નાની શીશી કાઢી

અને બીજા હાથમાં પેલી દવાની બાતલી પકડી તેમાં પેલી શીશીમાંની કાંઇ પ્રવાહીનાં થોડાંક ટીપાં તેણે ઉમેર્યાં.

એલનને ઝેર કેમ અપાતું હતું તે વિષે હવે કશોજ શક રહ્યો ન હતો.

તે આકારે પેલી બાતલી પાછી બતી ગમ ધરી તેને તપાસી, અને આ વખતે તે એવી રીતે ઉભો કે તે બતીનો ઝાંખો ઉજાસ તેના ચ્હેરાપર પડયો, અને એરીકે તે ચ્હેરો જોઇ લીધો.

"ઑ ખુદા!" તે બોલ્યો "એ તો રેની છે!"

કોણ જાણે તેને કાને એરીકના બોલવાનો સનસારો આવ્યો કે શું તે તેણીએ તે તરફ પોતાની ડોક ફેરવી અને જ્યાં તે ઉભી હતી ત્યાંથી તે બાજુ થવા ગઇ, પણ તેમ કરતાં તે લેમ્પ અને બાતલીઓ સાથેજ પેલી રાઉન્ડ તેબલ ઉલટાઇ ગઇ અને ત્યાં જરાવારમાં અંધારૂં થઇ રહ્યું, તેબલ, લેમ્પ અને બાતલીઓ સામટી પડવાના અવાજે મેડમ જાગી ઉઠયાં. એક મોટી ચીસ પાડી તેવણ ખુરસીપરથી છલાંગ મારીને ઉઠયાં ખરાં, મગર, અંધારાંમાં તેવણ કાંઇજ જોઇ શક્યાં નહીં. ઝટ તેવણને ચોરો પેઠા પઠવાનો ખ્યાલ આવ્યો. વળી તેવણ એલનાં ઓરડાનાં બારણાંને કળ દેતાં ભુલી ગયાં હતાં તે હવે તેવણને યાદ આવ્યું અને તે ઉઘાડાં બારણાંનો લાભ લઇ ચોરોજ અંદર આવ્યા હોવા જોઇયે એમ તેવણે નક્કી માન્યું, અને તેથી બારણાં આગળ ઉતાવળે દોડી પ્હોંચી તેવણે "ચોર! ચોર! ચોર!"ના અવાજેથી આખું મકાન ગજાવી મુક્યું.

હવે એરીકે તેવણ તરપ ધસી જઇ તેવણને બાજુમાંથી પકડયાં.

"ચોરો નથી, તમે ગભરાવો ના" તે બોલ્યો "ચોરોજ હોતે તો પીડા જતે" એમ કહી તેણે બારણું બંધ કીધું "તમારી પાસે અંગાર કાંડી છે કે?"

પણ મેડમ એટલાં ગભરાઇ ગયલાં હતાં કે તેવણથી કાંઇજ બોલાયું નહીં.

તેટલાં બાહારથી બારણું ઠોકવાંના અવાજો આવ્યા. લૉર્ડ એરન્ડેલ

અને સર વિલ્યમ એ બેનેજ કાને મેડમની ચોરની બુમ સંભળાઇ હતી, અને તેઓ ઝટ ત્યાં આવી પ્હોંચ્યા હતા. સારે નસીબે લૉર્ડ એરન્ડેલના હાથમાં સળગાવેલી મીનબતી હતી, જેના ઉજાસની મદદથી તે બેઉ, તેઓની નજરે ત્યાં પડેલો દેખાવ અજાયબીથી જોતા ઉભા.

બેલ બીચારી ધ્રુજતી લખલખતી એકબી બોલ બોલવાની શકિત વગર પોતાનાં બીછાણાંપર ટવળતી પડી હતી; મેડમ અડધાં બેશુદ્ધ જેવાં ખુરસીપર અરડાઇને પડયાં હતાં; એરીક તસતસ થતી આંખો અને લાલ ભુંડ જેવા ચ્હેરા સાથે રેનીને પકડીને ઉભો હતો. પણ રેનીના ચ્હેરાએ ત્યાંનાં બધાંઓનું વધારે ધ્યાન ખેંચ્યું; તેનો ચ્હેરો કોઇ વખત દેખાયલો નહીં તેવો ભયાનક બની રહ્યો હતો.

લૉર્ડ એરન્ડેલ, એરીક અને રેની તરફ અવારનવાર જોતા ઉભા.

"એરીક ! રેની !" તેવણુ બોલી ઉઠયા "શું બીના છે?"

ઝટ એરીકે રેનીનો હાથ પકડી તેના બંધમાંથી પેલી શીશી લઇ સર વિલ્યમને આપી અને બોલ્યો—

"આય શીશી લેવો, સર વિલ્યમ, ને એમાં શું છે તે અમુને કેહો."

સર વિલ્યમે તે લીધી અને તેમાંની પ્રવાહી તપાસી પછી ત્યાં ભેગાં મળેલાંઓ તરફ જોયું.

"ખુદાને વાસ્તે બોલી દેવો, એમાં શું છે, સર વિલ્યમ?" એરીકે ફરીથી પુછયું.

તે કાબેલ તબીબે એક કાતિલ ઝહરનું નામ દીધું.

"હવે મેહેરબાની કરીને એ શીશી પાછી માંગવામાં આવે ત્યાં સુધી તમે સંભાળીને—"

"પણ એ શું ધધુખર? એ શું ગડબડ ઘોંટાળો છે?" લૉર્ડ એરન્ડેલ ગભરાટમાં પડી બોલ્યા "મેડમ ચીસ તો મને તમારી સંભળાઇ–તમે ચીસ કાંય પાડી?"

મેડમ જવાબ આપવાને બદલે ધસાંધસ રડી પડયાં.

"એરીક!" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "એ શું બાબદ છે? તું અહીં કેમ? મારી આગળ ખુલાસો કરો. રેની, તું એટલી ધ્રુજેછ કેમ? તું અહીં શું કરેછ? બધાં એમ સ્હુના સાવજ કેમ બની ગીયાંછ? કોઇનાજ મોંઢાંમાં જીભ નથી?"

"મેહેરબાની કરી તમે ધીરા પડો, મારા લૉર્ડ" સર વિલ્યમ બોલ્યા "સાચી વાત શું છે તેનો સ્હેજ ઇશારો મને થાયછ; ને હું ધારૂંછ તેમજ હોય તો ચુપકીદી અખત્યાર કરવામાંજ ડહાપણ છે."

પછી એરીક જેણે હજી રેનીનો હાથ છોડયો ન હતો તે બોલ્યો—

"આય રૂમ બીમારનો છે એમ આપણે ભુલી જવું જોઇતું નથી. લૉર્ડ એરન્ડેલ ચાલો તમે બાહાર આવો, હું તમુને બધું ખુલાસાથી કેહું."

એટલું બોલી રેનીનો હાથ પકડી તે તે ઓરડામાંથી બાહાર નીકળી બીજા એક મોટા ઓરડામાં આવ્યો.

"એરીક," લૉર્ડ એરન્ડેલ બોલ્યા "મને કાંઇજ સમજ નથી પડતી. તેં મારી દીકરીને એમ પકડી કાંય રાખીછ? આવી મધરાતે એમ રોખરૂં જગાડવાનું કાંઇ કારણ? રેની, એરીક નહીં બોલતો તો તું તો મને કહે?"

એરીકે હવે રેનીનો હાથ છોડી દીધો અને તેને એક ખુરસી આગળ તે લઇ ગયો, જ્યાં રેની બેડી.

"તમે આ બધા ગભરાટનો ખુલાસો માંગોછ, મારા લૉર્ડ" તે બોલ્યો "તો સાંભળોઃ તમારી દીકરી રેની પાપીઓની એક પાપી છે; તે જુઠી, દગલબાજ ને ઠગારી છે!"

"સબર એકદમ!" લૉર્ડ એરન્ડેલ ગુસ્સે થઇ બોલ્યા "તારે યા કોઇનેબી મોંઢે મારી દીકરીને વાસ્તે અપસોખન હું સાંભળનાર નથી."

તેવણ ગુસ્સે થઇને આટલું બોલ્યા એટલુંજ નહીં, પણ તેવણ લાલચોળ બની તે જવાનની આગળ ધસી ગયા અને તેને ધમકી આપી—

"એક બોલ વધારે, એરીક સીલવર, ને તારો દમ આખરજ થંયલો

સમજજે!" એટલું બોલી તેને મારવા જતા હોય તેમ તેવણે પોતાનો હાથ વટીક ઉંચો કીધો.

પણ તેવણના હાથને અટકાવી એરીક, જેનું ઝનુંન લૉર્ડ એરન્ડેલના દમથી કાંઇ સમી ગયું ન હતું તે બોલ્યો—

"થોભો, લૉર્ડ એરન્ડેલ! મારે જે કહેવું છે તે ધીરજથી સાંભળો; એ છોકરીને વાસ્તે મેં જે તમોને કહ્યું છે તે તદન ખરૂંજ છે–એટલુંજ નહીં પણ મેં કહીછ તે કરતાંબી તે વધારે કમીની પુરવાર થઇછ. એ બાબદ શું છે તે માટે તમુને મેં આ આગમજ ચેતાવ્યા નહીં, કેમકે, એને લગતો ભેદ સાચવવાની મને તાકીદ ફરમાવવામાં આવી હતી. તમે જાણોછ કે જે છોકરી માથાંના વાળથી તે પગનાં તળયાં સુધીની નિરદોશ, જેણે નથી કોઇનું દિલ દુખવ્યું કે જેણે નથી કોઇને ગુસ્સાનો એક સોખન કેહ્યો તે શાથી દુ:ખી થાયછ? તમે જાણોછ કે તેની જવાન જીંદગીની જોત શાથી ધીમી પડી બુજાયછ? તમે જાણોછ તેને તેની કવખતની કબરમાં કોણ ધકેલો મારીને હડસેલેછ?"

"નહીં" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "તે હું કેમ જાણું?"

"ત્યારે તે હું તમુને કેહું. તે છોકરીને તમારી આય દીકરી રૈની ધીમું ઝેર આપી વવાણીને મારેછ!"

અને પાછા તેવણ જાણે હમણા એરીકને ટાટે બાઝે તેવો તેવણનો દેખાવ થઇ રહ્યો.

"કદી નહીં માનું, એ વાત, એરીક સીલવર, હું કદી નહીં માનું, તું તે સોગંદપર કહે તો પણ નહીં માનું."

"ને હૂં જે કેહુંછ તે વાત ખરીજ છે. જુવો સાંભળો: દાકતર ગ્રાન્ટને પ્હેલીજ તપાસમાં વ્હેમ ગયો, પણ, તેવણે તે કબુલ નહીં રાખ્યો. તેવણને પોતાની તપાસ અને પોતે બાંધેલાં મત ઉપર વિશ્વાસ નહીં આવ્યો. પણ, જ્યારે તેવણના તે વ્હેમને ટેકો આપનારાં ચિન્હો એલમાં જણાવા લાગ્યાં કે તુરત તેવણે સર વિલ્યમ મીડની મદદ માંગી

તેનણુંને બોલાવી મંગાવ્યા, જેવણનું પણ મત દાકતર ગ્રાન્ટનાં મતને મળતુંજ આયું. તેઓની બેઉની ખાતરી થઇ કે બેલને ધીમું ઝેર ચોરી છુપીથી આપવામાં આવતું હતું. હવે મુસ્કેલી મોટી જે ઉભી થઇ તે એ હતી કે એ ઝેર આપેછ કોણ? એ શોધી કાઢવા માટેજ બન્ને દાકતરો અહીં રેલ્યા. આજે તો એ લોક પોતેજ તમુને વિશ્વાસમાં લઇ એ વ ત કહેવાનાં હતા, પણ, તેટલાં ઇનસાફની નેમ જાળવવાના હેતુથી, જો બને તો એ ગુનાહગાર કોણ છે તે શોધી કાઢવાની મને તેઓએ અરજ કીધી. એ કામ કેટલું મુસ્કેલ હતું તે તમે સમજી શકસો, મારા લૉર્ડ. એકે એક જન એ છોકરીને ચાહતું હતું, એટલે એને ઇજા કરે એવું કોણ હોય તે શોધી કાઢવું ઘણું મુસ્કેલ હતું. મેં ઘણી જીવતોડ તજવીજ કીધી પણ મારૂં કાંઇજ વળ્યું નહીં. બેલ જેવી એકને ઇજા કરે એવું કોઇ મને મળશે એમ મારી સ્વપ્ને ખાતરી ન હતી. એ મુસ્કેલી ખુદાએ આસાન કીધી. ગેઇ રાત્રે બીજી વખત મારા ઓરડાનાં બારણાં આગળથી અળગે પગે કોઇ ચાલીને ગીયું. મારૂં બારણું ઝટ ઉઘાડી તેની પુઠે હું નીચે બેલનાં બારણાં સુધી આયો, અને તેની પુઠે ઓરડામાં દાખલ થઇ સ્ક્રીન પાછળ ભરાઇને હું બધું માજણું જોતો ઉભો. વળી બતીના ઉજાસે એક વખત મને જોવાને બની આવ્યું કે જેની પુઠે હું બેલના રૂમમાં આવ્યો હતો તે એક અબલા હતી. તેણે પોતાના ગાઉનનાં ગજવાંમાંથી એક નાની શીશી કાઢી અને તેમાંથી બેલની દવાની બાતલીમાં થોડીક પ્રવાહી નામી. તે શીશી સાથેજ તેં અબલાનો હાથ મેં પકડયો. તે અબલા કોઇજ નહીં પણ તમારી આય રેની છે અને તે શીશીમાં ઝેર હતું એમ તમે સર વિલ્યમ મીડથી તો જાણ્યું. એટલે હવે તમુને ફરીથી ભાર મુકીને કહુંછ કે મારી વ્હાલી બેલને તમારી આય રેનીએ ઝેર આપ્યુંછ! રાતે એકાંતમાં બેલના રૂમમાં તે રોજ અવારનવાર જઇ તે બીચારીની દવામાં રોજ ઝેરના થોડાં થોડાં ટીપાં તે આમેજ કરતી હોવી જોઇયે. એણે તે બીચારીનું કાટલું કાઢી

નાંખવાની બાજી રચી."

"મારા માનવામાં એ વાત નથી આવતી" લૉર્ડ એરન્ડેલ બોલ્યા, પણ એરીકે જોયું કે તેવણના ચ્હેરાપર રતાશ અને આંખોમાં ગુસ્સાનો પ્રકાશ હવે હતો નહીં. "હું એ વાત માનતો નથી, ને હું તો આગળ વધીને એમ કેહુંછ કે તું ઘેલો હોવો જોઇયે ઘેલો કે મારી રેનીપર તું જુઠું તોહમત મુકેછ!"

"નહીં, લૉર્ડ એરન્ડેલ, એ વાતને હસી કાઢી મને ઘેલો કહેવો એ બધું સ્હેલ છે; પણ તમુને હું ખાતરીથી કેહુંછ કે એ વાત ખરીજ છે. સર વિલ્યમેજ એના હાથમાંથી તે શીશી લીધી'તી અને તે શીશીમાં શું હતું તે તેવણુજ તમુને કહેશે."

"એરીક" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "મારીપર દયા કર! રેની મારી. એકપુરી દીકરી છે! મારીપર દયા કરીને કહે કે એ વાત ખરી નથી."

"તે હું કેમ કેહું? હા તેમ હોતે તો જરૂર એમ હું કહેતે. ખુદાની નજરમાં તે ગુનાહગાર છે ને ગુનાહગાર તરીકે મારે એને જાહેર કરવાની ફરજ પડેછ."

લૉર્ડ એરન્ડેલે પોતાની દીકરી તરફ જોયું; અને અજબ કે તેના ચ્હેરાપરની બીહીક તમામે તમામ ઉડી ગઇ હતી અને તેની જગ્યાએ તે ચ્હેરો પાછો તરોતાજગી ભરેલો થઇ રહ્યો હતો!

"રેની! રેની!" તેવણ બોલ્યા "હું આય વાત માનતો નથી. તારે મોંઢે મને કહે કે એ વાત ખરી નથી."

તે છોકરીએ કશોજ જવાબ દીધો નહીં. હવે તેવણે દયામણું મોંહ કરી એરીક તરફ જોયું.

"ને એણે એમ કાંય કીધું?" તેવણે તેને પુછ્યું "એ અકકલમાં વાત નથી ઉતરતી. એને એમ કરવાનું કાંઇ કારણ? આવાં નજીસ પાપમાં હાથ બોળવાની એની મતલબ શું?"

"તે હું નથી જાણતો" એરીક બોલ્યો "એની એમાં મતલબ

શું તે હું બી સમજી નથી શકતો. બેલે એને કશું નુકશાણ કદી કીધું નથી. એ બેઉ બેહેન બેહેનોની માફક રહેલી હતી; લગભગ હમણાં સુધીની આખી જીંદગી એ બેઉએ સાથે ગુજારીછ; એ કામ એણે કાંય કીધું તે હું કેહી શકતો નથી; જે કેહી શકુંછ તે એટલુંજ કે એણે એ કીધુંછ; કારણ હજી ભેદમાં છે."

તેટલાં તે ઓરડાનું બારણું ઉઘડવાનો અવાજ તેઓને કાને આવ્યો અને એરીકે તે તરફ ફરીને જોયું તો મેડમને અંદર દાખલ થતાં તેણે જોયાં. ગભરાયલા અને ફીકકા મારી ગયલા ચ્હેરાએ તેવણ એરીક આગળ ધસી ગયાં અને ધ્રુજતે સાદે તેને તેવણે પુછયું:

"એરીક એ બધી શું બાબદ છે? મને કેહો, બેલ ઘણી સીક થઇ ગેઇછ. રેનીએ શું કીધું?" પછી રેની તરફ જોઇ તેવણ બોલ્યાં:

"ઓ, રેની! મને તું કહે-તેં શું કીધું?"



## પ્રકરણ ૫૧ મું.

## "હા, બેલને ઝેર આપવાની વેતરણ મેં કીધી ખરી."

જાણે ત્યાં બધાં ભેગાં મળેલાંઓની મનમાં મશ્કેરી કરતી હોય તેવી ઢબે સ્હેજ હસ્તી રેની તેઓ તરફ અવારનવાર નજર ફેરવતી ઉભી રહી.

મેડમને એરીક યા રેની તરફથી જવાબ નહીં મળ્યો ત્યારે તેવણે લૉર્ડ એરન્ડેલનો આશરો શોધ્યો.

"મારા લૉર્ડ, રેનીએ શું કીધું તે મને તમે જણાવશો?"

"એની ઉપર શું તોહમંત છે તે હું તમુને કેહી સંભળાઉં" તેવણ બોલ્યા "આય એરીક સીલવર તમારી દીકરી બેલને ઝેર આપવાનો આરોપ તમારી સંભાળ હેઠળ ઉછરેલી મારી દીકરી રેની ઉપર

મુકેછ! એવું ઘાટકી તોહમત એવી છોકરીપર મુકાયલું તમે કે કોઇયે સાંભળ્યુંછ? ને એ પોતે અહીં મુગી મુગી સ્હુની સાવજ જેવી બનીને ઉભી રેહીછ; નથી તે એ ગુનાહનો ઇનકાર કરતી કે નથી પોતાનો તે બચાવ કરતી."

મેડમનો ચ્હેરો ફિક્કો તો હતોજ, પણ આ સાંભળી તે તદ્દન ઉજળો વાખ મારી ગયો, અને એક ખુરસીની પીઠને પોતાના હાથનો ટેકો દઇ તેવણ ઉભાં.

"બેલને ઝેર!" તેવણ બોલ્યાં "બનવાજોગ લાગતુંજ નથી; એ એમ ઝેર આપેબી કેમ?"

મેડમ બોલ્યાં ખરાં પણ પોતાના એ બોલોને છેડે આવતાં તેવણનો અવાજ ધીમો પડી ગયો. તેવણને કાંઇ બાબદ યાદ આવી અને તેથી એ કામ રેનીનું હોયબી એમ એવણને બનવાજોગ લાગ્યું. તેવણને યાદ આવી કે એક રાતે એકાયક સજાગરૂ થતાં રેની બેલના રૂમમાં જણાઇ હતી, અને તેના હાથમાં એક શીશી હતી, અને તેવણપર તે છોકરીની નજર પડતાં તેના ચ્હેરાપર ગભરાટની કેવી નીશાણીઓ પ્રગટી રહી હતી એ વાત તેવણનાં મનમાં પાછી તાજી થઇ.

"તું અહીં શું કરેછ, રેની?" તેવણે તેને તે વખતે પુછ્યું હતું, અને જવાબમાં તે બોલી હતી કે તેને ઉંઘ નહીં આવવાને લીધે બેલ કેમ હતી તે જોવા ત્યાં તે આવી હતી.

મેડમને તેજ વખતે બેચેની ઉપજી હતી. પણ, હવે તે બાબદ તેવણનાં મનમાં પાછી તાજી થતાં, એની નીચે બે મુકી ચાર ગણતાં તેવણને ઝાઝીવાર લાગી નહીં. એવા તો બીજા સેંકડો નાના નાના બનાવોની તેવણને તે પછી યાદ આવી અને તે બધાનો વિચાર કરતાં તેવણનાં કલેજામાં ચમટો તુટો હોય તો તેમાં નવાઇ ન હતી.

"રેની" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "બુરૂં બન્યું તો બન્યું, પણ, મારી આગળ તું ખુલાસો કર. તેં ખરેખર આય નજીસાતમાં તારા હાથ

બોલ્યાછ? તેં ખરેખર બેલને ઝેર આપવાની તજવીજ કીધીછ?"

તે છોકરીએ ઘણાજ દમામથી પોતાની ડોક લૉર્ડ એરન્ડેલ તરફ ફેરવી અને ભલી ધનેતર શેહેનશાહબાનું પોતાની આગળ ઉભેલા કમીના દરબારીઓને આંખને એક ઇશારે રૂખસદ આપતી હોય તેવો તેના ચ્હેરાનો તે વખતે ઠંડેર હતો. તેના ચ્હેરાપર જોકે નાશીપાશી અને નિરાશી તો હતીજ પણ એ બે લાગણીઓની ત્યાં જગ્યા કરવા મગરૂરી અને તોરે ત્યાંથી કાંઇ હજી રૂખસદ નહીં લીધી હતી.

"ના કહેવું કાંઇ કામનું હોતે તો હું નાખી કહેતે" તે બોલી "પણ પેલી શીશીની અને સર વિલ્યમની શાક્ષી મને તેમાં ખોટી પાડવાને પુરતી છે. હા, બેલને ઝેર આપવાની વેતરણ મેં કીધી ખરી."

રાતની તે અઘોર શાંતીમાં તેના આ બોલો તેને સાંભળનારાંઓમાં કાંઇ અજબ જેવી અસર ઉપજાવી રહ્યા. લૉર્ડ એરન્ડેલના સાંધેસાંધા આ સાંભળી એવા ઢીલા પડી ગયા કે તેવણથી ઝાઝોવાર ઉભું રહી નહીં શકાવાને લીધે તેવણ એક ખુરસીપર બેસી પડયા.

"અને તેમાં હું ફત્તેહ નહીં પામી તે વાસ્તે હું ખુશી છેઉં એમ જયારે તમો બધાંઓને કેહુંછ ત્યારે એમજ સમજ્જો કે મારામાં ભલાઇનો અંશ હજી બાકી રહેલો છે. બુચીના જેવા ચ્હેરાની તે છોકરીપર મને હજુબી થોડુંક હેત છે, અને સારૂંજ થયું કે મારૂં એ પાપ આજે પકડાઇ આયું, કેમકે, એ જો મરીજ જતે તો હું સુખથી જીવી નહીં શકતે."

લૉર્ડ એરન્ડેલ હવે ઉઠીને ઉભા થયા અને રેનીની આગળ જઇ તેવણ બોલ્યા—

"રેની તું એક સ્ત્રીજાતીની છે કે ખુબસુરત વેશે એક સેતાન છે?"

"તમે જે કેહો તે પપા" તે બેદરકારીથી હસીને બોલી "એમ સમજોની કે થોડી થોડી બેઉ છેઉં. મારાં દિલમાં જે સેતાન્યત સુસ્ત પડેલી હતી તે હવે હવે સજાગરૂ થવા લાગી છે, ને તે છતાં, જુવોની, બેલની જીંદગી બચી ગેઇ તેને વાસ્તે તો હું ખુશીજ થાઉંછ કેની?

જીવવા દેવો બીચારી એને પોતાની નબળી પડી ગયેલી જીંદગીએ!"

"રેની! રેની!" લૉર્ડ એરન્ડેલ પોતાનું કપાળ હાથે દાબીને બોલ્યા "એમ તું બોલેછ એમ મારા માન્યામાં વાત આવતી નથી; તું એ હોયજ નહીં. તો જો કે હું જાણુંછ કે તારામાં જીગર જેવું તો કશુંજ નથી."

"આહ! જો જીગર જેવું મારાંમાં નહીંજ હોતે તો ઘણુંજ બેહેતર થતે" તે હજીબી મોંહ હસતુંજ રાખીને બોલી. "કમનસીબી એ છે કે મારામાં જીગર છે તો છે પણ તે ઘણું મોટું અને ઘણી લાગણીવાળું છે—હા, તે બીજાં ઇનશાનોનાં જીગરને મળતું કદાચ નહીં હોય, એ હું કબુલ કરૂંછ."

હવે તેવણે તેની તરફ બે હાથ જોડી કાલાવાલા કરતી ઢબે જોયું.

"ઓ, રેની!" તેવણ ધ્રુજતે અવાજે બોલ્યા "તું આય બધું શું બોલેછ તે તું સમજેછ કે? ઓ, ખુદા! હું આય દુઃખ કેમ ખમું?"

એરીક જે અત્યાર સુધી ચુપ ઉભેલો હતો તે હવે રેનીના આગળ આવ્યો.

"રેની" ઘણો ગંભીર થઇ તે બોલ્યો "મને તું કહેશે કે આય ગુનાહ કરવાનું તુંને કારણ શું મળ્યું? તું ખુદાઇ નુર પામેલી તે અંગારનો ભભુકો કેમ લઇ ઉઠી? તુંને ખુની થવાનું કારણ?"

"હું તમુને તે કહેવસ એમ હું ધારતી નથી" તે બોલી "હું ધારૂંછ કે જેને તમો મારો ગુનાહ કેહોછ તેને લગતી તમુને કશીબી બાતમી આપ્યા વગર તમારી નજરથી દુર જતી રહેવાનું હું બેહેતર પસંદ કરસ:"

"હું તે જાણુંછ!" મેડમ રડી પડીને બોલ્યાં "ગરીબ કમનસીબ છોકરી, હું જાણુંછ!"

"હું કાંઇ તારો બચાવ કરવા તુંને કહેતોજ નથી, કેમકે કશાથીબી તારો એ ગુનાહ ઓછો થવાનો નથી. તું ખુની ને દગલબાજ તો ઠરી ચુકીછ; તે નિરદોશ છોકરી દુઃખથી હેરાન થાયછ, ને તું હસેછ; ઓ રેની!

તારા હોઠ જો ને તારા હાથ જો! તારા હોઠે તું તેને કીસ લેની હતી, તારા હાથે તું તેની દવામાં ઝેર ભેળતી હતી! આહ! જુઠી, પાપી, કમીની, તું આહણુંજ હવે શું લાવી શકે?"

"હા મેં એ બુરૂં કીધું તો ખરૂં" તે બોલી, "પણ તમે જાણોછ કે મને જો બુરાઇની પાછી લાલચ થઇ તો પાછી બુરાઇ કરૂં ને એથી વધારે બુરાઇ કરવાને ચુકું નહીં! ગમે તે હોય, પણ બેલ બચી ગેઇ તેથી હું ખુશીજ છેઉં."

"તું હૈયાંફુટી છોકરી છે" એરીક ચીરડાઇને બોલ્યો "બોલ, આય ગુનાહ કરવાનું કારણ શું?"

ઘણીજ ધીમે, ઘણાજ દમામથી, ઘણીજ મગરૂરીથી અને ઘણાજ તોરથી તેણીએ ડોકી ફેરવી તેની તરફ જોયું અને આહ! તેણીના છુટા વેરવિખેર ખભાંપર પડીને કમર સુધી નીચે ઉતરી પડેલા ભરાવદાર લાંબા કાળી નાગણ માફક વળખાતા વાળો સાથનો તે છોકરીનો દેખાવ એટલો તો ખુબસુરત લાગતો હતો કે ઘડીભર, લૉર્ડ એર-ડેલ, મેડમ અને એરીક તે જોઇ દંગ થઇ ગયાં! તેના ચેહેરાપર એ વખતે રતાશ હતો અને આંખ્યો કાંઇ અજબ પ્રકાશથી એ વખતે ચમક ચમક થતી હતી.

"મને આય સવાલ **તમે** પુછોછ?" તે બોલી "મને ઠપકો આપી **તમે** ગુંગળાવોછ? મને ખુલ્લી પાડી ઠગારી તરીકે **તમે** જાહેર કરોછ? લોકની નજર આગળ મારૂં પાપ ખુલ્લું **તમે** મુકોછ? **તમે-તમે** કે જેને ખાતર મેં ખમ્યું ને જેને ખાતર અંતે મેં પાપબી કીધું તે **તમે**? લેવો, બેલને કાંય મેં ઝેર આપ્યું તે હું તમુને કેહું. તમુને એવા તો જોરાવર પ્યારથી હું ચાહતી હતી કે તમારો પ્યાર વળતો જીતવાને વાસ્તે કોઇબી ગુનાહ કરવાને હું તૈયાર હતી!"

એરીક ચોંકીને બે કદમ પાછળ હટ્યો, અને તે છોકરીએ જાણે છાટીમાં તેને જખમ કીધો હોય તેમ છાટીપર હાથ મુકી તે હરણફાળ થઇ ઉભો.

"તમુને મારાં જીગરથી જાનથી-મેં ચાહ્યા" તેણીએ બોલવું ચાલુ રાખ્યું "તેથીજ તમે મને દગારી, જુડી ને દગલબાજ કહેવા નીકળ્યાછ, નહીં?" અને જાણે તેની ઉપર લાગુ પાડેલા ખોટા વાંકનો રદ્દ જવાબ આપી પોતાનો તે બચાવ કરતી ઉભી હોય તેવો દેખાવ તેણીએ કીધો "મેં આગળ એક વખત કેહ્યું તુંજ, કે જ્યારે મારામાં પ્યારની લાગણી બરપા થશે ત્યારે તે આતશજ પુરવાર થશે-અને તેમ તે પુરવાર થઇછ. તમુનેં આજેબી હું ચાહુંછ, એમ કહેતાં જરાબી હું શરમાતી નથી; મેં પ્હેલા જેવા તમુને જોયા કે મારૂં દિલ તમારી ઉપર ફીદા થયું. તમે મારી તરફ ગમે તેવી ઠંડક ને બેદરકારી બતાવી પણ હું તો તમુને એકસરખા જોરાવર પ્યારે ચાહતીજ રેહી. મને મારા ખરા આકારમાં રજુ કરનારનેજ મેં ચાહ્યો-ને તેબી કેવા પ્યારથી? તેનો તમો જેવા નબળાં મગજના કંગાળોને સ્વપ્નોબી નહીં હોસે! તે મારો પ્યાર એવો હતો કે એ ખુદા! તે મેળવવા જો હું ભાગ્યશાળી થઇ હોતે તો હું એક ભલી ને નમુનેદાર અબલા નિવડવા પામતે! હવે તે બધાંને માટે જોઇયે તે કરતાં વધારે અસુરૂં થયું છે-હવે તે વાતનો મારે વિચારજ કરવો ફોકટ છે; પણ, એટલું તો સાચુંજ માનજો એરીક કે મારા તે પ્યારનો વિસ્તાર-તેની ઉંડાઇ અને ઉંચાઇ-તેં માપ્યો હોતે તો આજે-આજે તું વટીક મારી દયા ખાતે-તારી દયાને હું સજાવાર થાતે!"

પ્યાનાનો એક ધ્રુજતો તાર જેમ મોટો ધોંધાટ મચાવી આસ્તે આસ્તે ધીમો પડી તેનો ગણગણાત સદંતર બંધ થાય તેવી રીતે તેણીનો અવાજ પણ પુર જોરમાં શુરૂ થઇ છેડે આવતાં ધીમો પડતો ગયો અને તેના છેલ્લા બોલો તેના હોઠમાંથી બાહાર નીકળતાં હોઠપરજ ખતમ થઇ ગુંગળાઇ ગયા. ઘડીભર તેની મગરૂરી અને જોર પીગળી ગયાં અને તે છોકરી પોતાના હાથોમાં માથું મુકી ડચકાં ખાવા લાગી.

"એ મારો પ્યાર કમનસીબ નહીં પુરવાર થયો હોતે તો હું કેવી ભલી નિવડતે ને હું સુખી થતે" તે બોલી "ને જેના પ્યારને ખાતર

મેં જે આય બધું કીધું તેજ—એ તેજ મને ખુનીનો ડાહામ દેવા તૈયાર થઇ ઉભોછ!"

આ સાંભળતાં એરીકના ચ્હેરાપર ગભરાટ પ્રગટી નીકળ્યો.

"રેની" તે નરમ પડી જઇ બોલ્યો "મને એ વાતની જરાબી ખબર નહીં પડી."

"નહીં" તે બોલી "તમે એ વાત નહીં જાણતા હતા. હવે તે વાત જવા દેવો; પણ, એરીક મેં તમુને મારો એવો પ્યાર અર્પણ કીધો હતો કે જે એક મર્દને તાજ વગરનો રાજા બનાવી તખ્તે બેસાડે; તે એવો પ્યાર હતો એરીક જે મુશ્કેલીની વખતે તમારે આડે ઢાલ બનીને ઉભો રહેતે; તે એવો પ્યાર હતો કે જેને તે ફળતે તેને તે અમર્ગ બનાવી પોતે અમર્ગી પામતે; તે પ્યાર એવો હતો કે જેણે મને આજે સેતાનમાં ફેરવી નાંખીછ, પણ જે જો ચાહતે તો મને દુન્યામાં એક નમુનેદાર અબુલા બનાવી શકતે! દુન્યામાં ખુબસુરતીબી ઘણી છે ને દોલત અને દરજ્જાથીબી દુન્યા ચીકાર છે, છતાં મારા પ્યારના અવેજમાં મેં શું માગ્યું? ફકત તમારો પ્યાર! મને તે માંગ્યો મળ્યો નથી તો હવે મારૂં ગમે તેબી થઇ જાય તેની મને પરવાહ નથી. તમારે ગમે તો મારૂં પાપ હવે દુન્યાને જાહેર કરો કે ગમે તો તેને ઘરોનાં છાપડાંપર ચઢી પુકારો. મને હવે તમે ચાહે તે કરો."

"પણ રેની, જેને તું પ્યાર કહેછ, તે કાંઇ તુંને આવું અઘોર કરમ કરવાની ફરજ નહીં પાડે?"

"મેં તમુને કેહ્યું કેની કે મારો પ્યાર તે નાદાન છોકરીઓને રમવાનું રમકડું નહીં પણ આતશનો ભભુકો હતો—આતશનો તે ભભુકો કે જે તેની આડે આવનારાંઓને બાળીને ખાખરાખ કરે—આતશનો તે ભભુકો જે બાળીને બધું ઉજડ વેરાન કરે! તે બુચી જેવા ચ્હેરાની છોકરી મારી ને મારા પ્યારની આડે પડી; મેં તેનો નાશ કરવા માંગ્યો. એરીક, જેવું મને માલમ પડયું કે તમો મારી નહીં પણ તેની દરકાર

કરતા હતા કે બસ હું ઘેલી દેવાની થઇ ગેઇ. ઓરીક! તમો દુઃખની વાત કરોછ! ઓ, શાંતીમાં સુખે દાહડા કાઢનારા તમો, દુઃખ શું હોય ને કેવું હોય તેનો ખરો ખ્યાલ તમુને કાંહાંથી આવે? એ તો હુંજ કે જેને મળેલી નિરાશી–નાસીપાસીએ તેને એક ખુની બનાવીછ તે હુંજ તમુ લોકને તેનો ખરો ખ્યાલ આપી શકું."

અને આ વખતે તેનો ચ્હેરો અને સામાન્ય દેખાવ જોઇ ત્યાં ઉભેલાં સૌની છાટીમાં ધસક પડી.

"હજી, કાંઇ ઘણું અસુરૂં નથી થયું રેની" એરીક જેને તે છોકરીની આ શરમીંદગીભરી હાલત જોઇ ખરેજ લાગી આવ્યું હતું તે બોલ્યો "હજીબી કાંઇ છેક મોડું થયું નથી. કેમકે, ખુદાના શુકરાના કર કે ઘણું મોડું થાય તેટલાં એ પાપ પકડાઇ આયું–અને તેથી તું ચાહે તો હજીબી તું એક ભલી અને સુખી અબલા થઇ શકે."

"નહીં, મારે હવે ખુદાની શુકરગુજારીબી નથી કરવી, મારે ભલી અબલાબી નથી થવું ને હવે મને સુખબી કશુંજ નથી જોઇતું. હવે તો બુરાઇનેબી મારાં ભલાંમાં સમજી તેજ હું અખત્યાર કરસ!"

"રેની, રેની, એમ ફાટું ફાટું ના બોલ" લૉર્ડ એરન્ડેલ ગુસ્સે થઇ બોલ્યા "તારો એકેક બોલ મારા કલેજામાં તીરની માફક વાગેછ."

"તેમ મારૂં કલેજું એરીકે મને તરછોડયાથી લાંબા વખતની વાત ઉપર વીંધાયું હતું" તે બોલી "મને તો જે લાગેછ તે હું બોલુંછ. હું હવે છેલ્લે પાટલે બેઠીછ. હું પકડાઇ આવીછ તેની મને શરમબી નથી. બુરાઇ તરફ હંમેશ હું ઢળેલી હતી અને હવે હું બુરાઇ અખત્યાર કરી ચુકીછ. ગમે તેવી પાપી છેઉં, દગલબાજ છેઉં, જાલસાજ છેઉં, ખુની છેઉં–તમે મી૦ સીલવર તમે મને કેહોછ તેમ–પણ તે છતાં ઉપકારી છેઉં કે બેલ બચી ગેઇછ!"

મેડમે હવે જરા દમ કરી તેને હુકમ કરતાં હોય તેમ તેની તરફ જોયું અને બોલ્યાં—

"રેની તુંને આવી બેદરકાર ઢબે હું બોલવા નથી દેવાની. એવું ફાટું ફાટું બકેછ તેને બદલે ગુહણુ મરડયે પડી ખુદાનો ઉપકાર માન કે તેં શુરૂ કીધેલું પાપ તે પુરૂં કરવા તું નથી પામી."

રેનીએ ઘણાજ મીજાસથી તેવણુ તરફ જોયું.

"તમે વચમાં બોલતાંજ ના, મેડમ," તે બોલી "અમારી વાતમાં તમારૂં કાંઇજ કામ નથી."

"અલબત છે" મેડમ ઉખડયાં "મેંજ તુંને ઉધારીછ ને વરસો સુધી તું મારી પોતાનીજ દીકરી તરીકે ગણાતી આવી'તી."

"મને તમારાં મોટાં ડી સેન્ટ લાન્સનાં ખાનદાની નામનો કશોજ મોહ્યો નથી. મને મારૂં પોતીકુંજ નામ બસ છે."

"કે જેને તેં આજે ઝાંખ લગાડીછ" મેડમ ચમક ચમક થતી આંખે લાલચોળ થઇ બોલ્યાં. પણ કશુંજ તે છોકરીની ખાતરમાં નહીં આવ્યું તે નહીંજ આવ્યું.

"ને હું શું કેહુંછ તે સાંભળી લેવો, મેડમ; મારા બાપની સખાવતપર તમારે જીવવું હોય તો હજીબી જીવો, તેમાં મને જરાબી વાંધો નથી, પણ, મારીપર તમારી હકુમત ચલાવવા ના આવતાં. અમારાં મકાનને તમે તમારૂંજ ઘેર બનાવી દીધું, અને મારી અને મારા પ્યારની વચ્ચે આડી પડવા તમારી દીકરીને તમે અહીં ઘસડી લાયાં, ને એનાં કરતુક તમે દેખતી આંખે અખાડા કરીને જોયા કીધાં; એટલુંજ નહીં, પણ જે પ્યારને વાસ્તે મારો જીવ આપવા હું તડપી રહેલી તે પ્યાર મારી પાસેથી ઝુટી લેવામાં તમે મદદ વટીક તેને આપી ને હવે તમે મારી આગળ વાયજી કરવા નીકળ્યાંછ?"

"રેની, તુંને બધું આય ઉંધે દાહડે ઉંધું સુઝ પડેછ" મેડમ બોલ્યાં. "ખુદા તુંને માફ કરે!"

રેની ખડખડ હસી પડી.

"તમારી વાયજી મેડમ સાંભળું તો મને ખરેખર ખુદાની માફી

માંગવાની જરૂર પડે!"

આ કીસમની નફટાઇ જોઇ મેડમ ઘણાં ઉશ્કેરાઇ આવ્યાં.

"માઇ લૉર્ડ, આય એની નફટાઇ ને પાક બેહાઇ જોઇ?" તેવણ લૉર્ડ એરન્ડેલ તરફ જોઇ બોલ્યાં.

પણ, લૉર્ડ એરન્ડેલ બીચારા ફસડાઇજ પડયા હતા, અને મેડમને કોઇ રીતે મદદ થઇ શકે તેવી હાલતમાં તેવણ નહીં હતા.

"ઓ, ખુદા!" તેવણ બોલ્યા "આય બધું જોવા ને જાણવાની અગાઉ હું મરી ગીયો હોતે તો બેહેતર થતે. અરે મેડમ, તમારી આગળ નિરદોશ અને પાક મનશનીનાં નાનાં બચ્ચાંને લેઇને હું આયો હતો, ને તમે મને તેને એક દોજખી હેવાન તરીકે પાછું આપ્યું! તમે મને મારા માય વગરનાં બચ્ચાંનાં માયજ થઇ રહેવાની કબુલાત આપી હતી તો તમારી કેળવણીને વાસ્તે હવે તમે મને શું જવાબ આપોછ? કહાં છે તે તકેદારી ને સંભાળની નીશાણી કે જે એક ભલી અબલા થવા માટે એક છોકરીમાં જરૂરજ જોઇયે? મેં તમુને ફિરેશતાઇ અવતારનું બાળ સોંપ્યું તો તમે તેને ખુની બનાવી પાછું મારે સ્વાધિન કીધું. હવે તમુને મારે શું કહેવું?"

"રેની" એરીક ખરે મને ગંભીર થઇ બોલ્યો "તું શું દુઃખોનો વર્શાદ વર્શાવી રેહીછ તે તુંજ જો. તારાં બુરાં કામોની તું તોજેસ કર; તારી તુંદાઇ ને મગરૂરીને પશ્ચાતાપ અને શરમીંદગીમાં ફેરવી નાંખ, કે જેથી વખત જતાં આપણે બધાં સુખી થઇએ."

"ને તમારાં સુખની આડે આવવાજ હું કહાં માંગુંછ?" તે જેવોને તેવોજ દેખાવ કાયમ રાખી બોલી "મારા વગરબી તમો બધાં પુરતાં સુખી થઇ શકસો! એરીક, મેં તમુને પ્હેલા જોયા તે ઘડીને મારે શ્રાપ દેવા જોઇયે છે. ને બોલો—ઓ બોલો તમે ધર્માંધ બનેલાં લોકો, જે બીજાંઓની નેકી બદીનું તોલ કરવા ને તેઓને ઇનસાફ આપવા અપાવવા જરા જરામાં ગંભીર ડાચાં કરીને બેસોછ, તો તમે બોલો કે જે

બાપે મને મારી બચગીમાં તજીને વિસારી મેલી, અરે, જે મારી માયથી શરમાઇને ભરાતો સંતાતો ફર્યો ને તે બીચારીને તેની કમોતની કબરમાં પ્હોંચાડી, પછી મારીથી લજવાયો ને સુગાયો તેની તપાસ તમો પાક પરીઝગારો કીયા ગુનાહને માટે કરવા તૈયાર છેવો? ને તે ગુનાહગાર ઠરે તો તેને કેથી સજાને લાયકનો ધારી શકો?"

આ સાંભળી બીચારા લૉર્ડ એરન્ડેલે અગાધ દુઃખની એક ચીચારી પાડી. પણ, તેટલાં મેડમ લાલચોળ બનેલા ચ્હેરાએ ઉઠ્યાં અને કાંઇ દુઆ યા તો શ્રાપ દેવાનાં હોય તેમ બે હાથ ઉંચા કરી તેવણ બોલ્યાં—

"બસ! કોઇયે એક બોલબી બોલવો નહીં, મારે કાંઇ ખુલાસો કરવોછ."

## પ્રકરણ પર મું.

## "રેની દીકરી મારી છે, તમારી નથી."

"મારે તમુને કાંઇ કહેવું છે, લૉર્ડ એરન્ડેલ" મેડમ બોલ્યાં "ભલાઇ અને માયાનો બદલો મેં જે રીતે બુરાઇ અને ઘાટકીપણાથી વાળ્યો-છ, તેમ દુન્યામાં કોઇએજ વાળ્યો નહીં હોસે. તમે મારીપર વિશ્વાસ મુકયો ને મેં તે વિશ્વાસનો નીચપણે ભંગ કીધો, જેમ કરી મારી ઉપરની તમારી મેહેરબાનીનો મેં ઘણો બુરો બદલો વાળેલો લેખી શકાય. જુવો! મારામાં ખાનદાની મગરૂરી ઘણીજ હતી ને હજીબી તે હદ બાહાર પ્રમાણમાં છે, છતાં, તમારી, મારા લૉર્ડ, માફી માંગવાની આરજુ કરી હું તમારી આગળ સર ઝુંકાવી ગુંઠણુ મરડયે પડુંછ."

એટલું બોલી સર ઝુંકાવી તેવણની સામે તે જઇફ અબલા ખરે-ખર ગુંઠણુ મરડયે પડી અને લૉર્ડ એરન્ડેલ તેનાં સુફેદ વાળથી ભરેલાં

માથાં તરફ એકી ટગરે જોતા દિગમુઢ થઇને ઉભા.

"તમે લૉર્ડ એરન્ડેલ દુઃખને ગમમાં ગીરફતાર થયલા મારા આગળ વરસોની વાતપર આયા હતા અને તમારી પંક્તિનો એક ઉમરાવ, એક ઓરતપર જેટલો વિશ્વાસ રાખે તે કરતાં ઘણો વધારે વિશ્વાસ તમે મારી ઉપર મુકયો, ને તમારી બુચીને મારી સંભાળમાં સોંપી. તમારા એટલા વિશ્વાસને લાયક હું તો નહીંજ હતી છતાં, તે બચ્ચાં તરફ મેં મારી ફરજ બજાવી. તેને મેં મારાં પોતાનાંજ બચ્ચાંની માફક કેળવી ને ઉધારી. એ અગાઉ લગભગ ભુખમરાએ હું અધમુઇ થઇ ગઇ હતી—એવી મારી કફોડી, કબસ હાલત હતી. તે બચ્ચાંની સંભાળ માટે મને જે બાદશાહી લવાજમ તમે આપતા રહ્યા હતા તેણે મને મારાં એ સંકટ-માંથી છોડવી હતી. કેટલાં કેટલાં વરસો પછી પાછી હું જીંદગીની સગવડો જુદે જુદે રૂપે ભોગવવા લાગી. કેટલાંક વરસો સુધી તો મેં ઘણી શાંત જીંદગી પસાર કીધી; અને ત્યાર પછી '**જીવતું દોજખ**' એકાયક મારી સાંમે પોતાનું નેહેસ્ત ડાચું વકાસીને આડું આવીને ઉભું ને તેમાં હું પડી.

"તમારૂં મને એક કાગળ મળ્યું જેમાં તમે લખ્યું હતું કે તમારી છોકરી હવે તમારી આગળ આવી પોતાની હકદાર જગ્યે વસે એવી તમારી મરજી હતી. ત્યાં મારા લોભને થોભ નહીં રહ્યો. મારેઓ તમારે ત્યાં આવી રહેવું એમ તમે મને ઘણી માયાથી લખી વાળ્યું હતું, અને તમારાં તે લખાણુની ઢબ ઉપરથી મેં તો માની લીધું કે તમે મને તમારે ત્યાં સબરદબર મારૂં ઘેરબાર ઉંચકી ઉપાડી આવી રહેવા કહેતા હતા. પણ પછી મેં વિચાર્યું કે એવા સંજોગો ઉભા થાય કે મને વળી પાછો તમારે ત્હાંથી પાવડો ઉંચકવો પડે—તમે બીજી વખત પરણો તો? તો પછી હું તો ઘેરબાર વગરનીજ થઇ જાઉં કેની? તેજ વખતે—એવો વિચાર કરતી વખતે—મારા લૉર્ડ ત્યાં મારી સામે રમતી એ બુચીઓપર મારી નજર પડી ને મારી દીકરીને તમારી પોતાની દીકરી દાખલ ઠેસવ-વાનો મને એકાયક ખ્યાલ થયો!"

લાર્ડ એરન્ડેલથી અજાયબીની એક ચીસ પડાઇ ગઇ અને એરીક ડોળા ફાડી મેડમ સામે ટગર ટગર જોવા લાગ્યો; રેની જેવી ને તેવીજ ઉભી રહી હતી; તેના ચ્હેરાપર માત્ર ફરક એટલોજ થયો હતો કે તેપર ધિક્કાર પ્રગટી નીકળ્યો હતો.

"મેં એમ કાંય કીધું તે હું તમુને કેહી શકતી નથી" મેડમે આગળ ચલાવ્યું. "એ વિચાર મારાં મગજમાં વીજળીના ચમકારાની માફક એકાયક આયો. મેં એમ ધાર્યું કે એમ કીધાથી તમારી ઉપર મારો કબજો રહેશે. મેં એમ ધીર્યું કે તમો પાછા પરણો, મારાં ભલાંમાં લાભ લેતા તમે બંધ પડો, મારીપરની તમારી માયા રફતે રફતે ઓછી થઇ સદંતર ઉડી જાય ત્યારે અને ત્યારેજ તમારી દીકરીને હું કેહી શકું કે 'તું તો મારી દીકરી છે, તારા બાપની નથી' અને તે આય ભરમ સદા સુધી સાચવવાને ખાતેર મને પાછી ગરીબીમાં ગબડી પડતી જરૂર બચાવવાનીજ. એ વિચાર ઘણો મુરખાઇ ભરેલો ને બેહુંડો હતો, પણ ગરીબાઇનો ડંખ માહ જબુન હોય છે, ને તે ડંખની મને ઘણીજ ધાસ્તી હતી. એ ખ્યાલ મુરખાઇ ભરેલોજ હતો, કેમકે, હું જાણતી'તી કે હું પોતે ગમે તેવી હોવસ પણ મારીથી મારી દીકરીને મારાં પાપમાં શરીક બનાવી તેને બેઇજતી મારીથી શીખવાવાની નથી. મારા લૉર્ડ એ બેઇજતી મારી છે, એ બેશરમી મારી એકલીની છે ને તમારી લ્યાનતબી મારી એકલીપરજ છે. રેની દીકરી **મારી** છે, **તમારી** નથી; ને જે નાની નીનાને તમે વરસો અગાઉ મારી સંભાળ હેઠળ સોંપી હતી તે બેલ છે."

"પણ મેડમ" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "આવી ધાટકી ઠગાઇથી તમે શું મેળવ્યું?"

"કાંઇજ નહીં" તે બોલી. "મેં તમુને કેહ્યુંની કે ગરીબાઇના ડંખથી હું હેબતી ગેઇ? મેં ધાર્યું કે મારી દીકરી જો નેવરસ્લીમાં ઠરી-ઠામ કાયમની થશે તો પછી ગરીબી શું તેનો કોઇબી દાહડે પાછો અનુભવ મને નહીંજ થશે—મારી જરૂરીયાતો બધી તેજ પુરી પાડશે. એ મારાં

મગજની નબળાઇ માત્ર હતી એમ હું કબુલ કરૂંછ—એ એવી નબળાઇ હતી કે આવી જબુન લાલચમાં તે વખતે હું કેમ પડી તેની મને સમજ પડતી નથી. પણ આજે ખુદાનો ખરાં મનથી હું ઉપકાર માનુંછ કે એલ તમારી દીકરી છે, ને તમારાં મકાનમાં થયલાં માહ જબુન પાપની જવાબદારી ને લ્યાનત તમારે સીર નથી, મારે સીર છે."

"એ બધું તો ઠીક છે" રેની જેવું ને તેવું હસ્તું મોંહ રાખીને બોલી "તેથી કાંઇ હું બીહી ધ્રુજીને રડી નથી પડતી. મેડમ એમ ચેંગાં મેંગાં થઇને એવા ચકરારો કરવા એ એક વાત છે, પણ અમારાં તે ધ્યાનમાં ઉતારવા એ જુદીજ વાત છે. જાવો, તમારા સેંકડો સોખનો કરતાં કોઇ વધુ લાયક ને વધુ મજબુત પુરાવાઓ લેઇને અહીં આવો."

"ઓ આંધળી છોકરી" મેડમ છેડાયાં "તું શું એમ ધારેછ કે મારી વાતમાં સચાઇ નહીં હોય તો એ વાત કાઢવાની હું હીંમતબી કરૂં? ને એમાં શું? લાવની મારી જુની દાસી જેનેટને બોલાઉં યા આપણને બધાંને જે ઓળખતાં હતાં તેઓમાંથી કોઇને બોલાઉં ને તારી ખાતરી થશે. તારી હું કમનસીબ માય છેઉં, બાકી જ્યાં સુધી એકને ગળે આવી ફાંસી નહીં આવે ત્હાં સુધી તારા જેવીને દીકરી તરીકે કબુલ રાખવાની કોણની જુતી દરકાર કરે?"

"શુકરાના ખુદાના" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "આય તોછડી, તુંદ, ગર્વિષ્ટ છોકરી કહાં ને મારી નમાની, સાલેસ, સભ્યાસુ, માયાળુ મીઠા સ્વભાવની દીકરી કહાં? ને તોબી રેના મેં તુંને બાપનાં ખરાંજ હેતથી નિવાજી હતી."

"ખરેખર?" તે છોકરી બોલી "મને નહીં ખબર! બાકી મને તો એમ ખબર છે કે તમે મારી પીડા પટાવવા માંગતા'તા!"

"મેડમ" એરીક બોલ્યો "આય વાત ખરીજ છે કે? વળી તમે અમુને બીજી વખત તો નથી ઠગતાં?"

"એરીક, આય દુકનીની માફક તમે કાંય શ્રેલીં કાઢોછ? એ વચ્ચેનો

ફરક તમે નહીં જોઇ શકતા? બેલને શું છે કે તેને હું નાકબુલ રાખી આવીને મારી દીકરી તરીકે જાહેર કરવાની લાલચમાં હું પડું? બેલ જેવી મારી દીકરી હોય તો મારી ઘડપણની લાકડી થઇને રહે! ને આય દુકતી જો મારી નહીં હોય તો શું માથું ફોડવા તેનીપરનો માય તરીકેનો મારો હક હું જાહેર કરૂં?"

"બસ મારી ખાતરી થઇ ચુકીછ" એરીક બોલ્યો "મેં ઘણાંઓને કહેતાં સાંભળ્યાંછ ને હું પોતે એમ ધારતો હતો કે રેની કરતાં બેલ લૉર્ડ એરન્ડેલને વધારે મળતી આવતી હતીજ."

"ત્યારે હવે તો તમારાં સુખનો કશોજ પાર નહીં હોસે, હેં, એરીક?" રેની તુચ્છકારથી બોલી "જે છોકરીને તમે ચાહોછ તેનેજ તમે પનસો એટલુંજ નહીં પણ લૉર્ડ એરન્ડેલની દીકરી ને તેવણની દોલતની વારસ તમારી પરણેતર થશે. ને મારે વાસ્તે પુછો તો હું કોણની દીકરી હોવસ કે કોણનીજ નહીં તેની મને ટચાકરીભાર દરકાર નથી; હવે મારી જીંદગીના તખ્તાપર કાળો પડદો જે પડયોછ તે સદા તેમ પડેલોજ રહેશે."

"મારા લૉર્ડ" મેડમ બોલી "તમારી માફીની ઓજરખાહીભરી આરજુ કરતી હું ઉભીછ. હું સુખી તો હતીજ નહીં. મેં ઘણા ધડક ધુજારાના દાહડા કાઢયાછ, કેમકે, જે મેં કરતુક કીધું હતું તે મારૂં હૈયું સદા કોતરતું રહ્યું હતું. મારાં મગજપર સદા ભાર હતો, મારાં અંતઃકરણપર સદા બોજો હતો જેણે મને અહીં સુખથી ટકવા વસવા દીધી નથી. હું માનુંછ કે આ બનાવ બનતે કે નહીં બનતે તો પણ એકુ દાહડે તમારી આગળ એ ભેદ ખોલવાનો મારો વિચાર હતોજ."

"મેડમ, તમુને કાંઇ છુપું દુઃખ હોય એવો મને હંમેશ વ્હેમ તો હતોજ" એરીક બોલ્યો "તમારો ચ્હેરો હંમેશાં ઘણોજ દુઃખી યા દલગીર દેખાતો હતો."

"હવે હું તમુ લોકને શું કેહું? પણ મેં આટલો બધો વખત

ઘણી કંગાલ્યતમાં ગુજાર્યોછ. ગરીબી સ્હેવવાની હેબતથી હું લાલચને તાબે થઇ ખરી પણ તેનું એક બીજાું કારણ એ હતું કે રેનીપર મારો હદ બાહાર પ્યાર હતો. આવી ખુબસુરત છોકરી અને એ એમ એક દેશનીકાલની માફક ગરીબીની કંગાલ્યતમાં સબડતી રહે એ વિચારજ મને મગજથી બેમગજ બનાવવાને પુરતો હતો. મેં ધાર્યું કે અહીં લૉર્ડ એરન્ડેલની દીકરી તરીકે એ આવશે તો મોટે ખાંચરે એ પરણીબી જશે, અને એક વખત આબાદીમાં એ ઠર પડી કે પછી મારી ઠગાઇ પકડાઇ આવે કે નહીં તેની મને દરકાર નહીં હતી. અલબત તેથી કાંઇ એમ તો કહેવા હું માંગતીજ નથી કે જે પાપ મેં કીધું તેનું મને વાજબી કારણ મળ્યું હતું."

"ખરેખર મેડમ એ છોકરીએ તમારૂં નખ્ખોદ વાળ્યુંછ" એરીક બોલ્યો.

"મારા લૉર્ડ, મને માપ્ર કરો—મેં તમુને જે મોટામાં મોટું નુકશાણ પુગાડયુંછ તેને વાસ્તે તમારી હું માફ માંગુંછ."

"કીધું—તમુને મેડમ હું માફ કરી ચુકયો" લૉર્ડ એરન્ડેલ તેની આગળ જઇ તેનો હાથ પકડી તેને ઉઠાડીને એક ખુરસીપર લઇ જઇને બેસાડતાં બોલ્યા "મારી આગળ તમારે ગુંઠણ મરડયે પડવાની કાંઇ જરૂર હતી નહીં ને છે નહીં. મેડમ તમારા રસ્તામાં લાલચ આવીને ઉભી ને તે તમે પકડી પાડી. એ વાતમાંથી ઘણું બુરૂં પરિણામ નિપજતે પણ શુકરાના ખુદાના કે બધું કટોકટ વખતે પકડાઇ આયું. મેડમ ખરાં દિલથી તમુને હું માફ કરૂંછ; આપણા વચ્ચે હવે વિશ્વાસ જેવું તો કશુંજ રહેશે નહીં, પણ, મારી તરફથી ઠપકાનો એકબી બોલ તમે સાંભળશો નહીં. હું વધુ એટલું કેહુંછ કે જે ગરીબીથી તમે આટલાં હેબતોછ તે ગરીબીનાં ડાચાંમાં ફરીથી જવાની તમુને ફરજ નહીંજ પડે તેનો હું બંદોબસ્ત કરસ."

પછી તેવણ રેની તરપ્ર ફર્યા.

"કમનસીબ છોકરી" તેવણ બોલ્યા "તુંનેબી કશો ઠપકો હું આપતો નથી. તારાં પાપેજ તું ફસી અને ખુનીનો ડાહામ તારે કપાળે ચોંટતાં સ્હેજમાં તું બચી ગેઇછ, ને તેની શુકરગુજારીમાં હું ધારૂંછ કે તારાં પાપનો પસ્તાવો કરી તું ભલી જીંદગી ગુજારસે!"

તે છોકરીનું, અરે, એક પાંપણ હીલે? અરે, તુમાખમાં તણાઇ ખેંચાઇ રહેલો તેનો ચ્હેરો જરા તો નરમાશ પકડે? જરાબી નહીં!

વ્હાલાં વાંચનારાંઓ, તમારી આટલી જીંદગીમાં તમે ઘણીબી હૈયાં ફુટી અબલાઓ જોઇ હશે, ઘણીબી નફ્ત ઓરતો વિષે વાંચ્યું હશે, મગર, મારી ખાતરી છે કે આવી એક બલા—ખુબસુરત બલા—નો અનુભવ તમુને નહીંજ મળ્યો હશે—અને ખુદા પાસે માંગી લેઉંછ કે હજીબી તેવો અનુભવ તમુને ખુદા નહીંજ દેખાડે!

ના તે છોકરીના હોઠ સ્હેજ ફડફડયા કે ના તેના હાથ ધ્રુજયા.

"લૉર્ડ એરન્ડેલ, તમે મને કદી ચાહીજ નથી. તમે એલનેજ હંમેશ વધારે પસંદ કરતા હતા."

"રેની, તારે માટે સૌથી માયાળુ બાપ હું પુરવાર થયોછ, પણ જો ખરૂંજ કેહુ તો તારીથી મને હંમેશ નિરાશીજ મળતી રહેતી હતી, કેમકે તારામાં જીગર જેવી કોઇ ચીજજ નથી."

"જીગર જેવી મારામાં ચીજજ નથી!" તે તિરસ્કારથી બોલી "પ્યારને ખાતર મેં મારી જવાનીનો—મારી જીંદગીનો આય નાશ કીધોછ ને તે છતાં મારામાં જીગર જેવી ચીજજ નથી એમ તમે કેહોછ?" એટલું બોલી તે છોકરીએ હસ્તે ચ્હેરે બધાંઓ તરફ જોયું અને તે બોલી—

"જાણે આય એક કરૂણામય નાટકનો છેલ્લો 'સીન' છે: **નેકીની**—એટલે એલની—આયંદેહ ફત્તેહ થાયછ, તે પરણેછ ને પછી એક લાંબી સુખી જીંદગી ગુજારેછ. **બદી**—જેનું સ્વરૂપ હું છેઉં તેને—તેનાં પાપની સજા થાયછ ને પછીથી તે કંગાલ્યતમાં સબડતી જીવેછ! હવે એક સવાલ:

મેં મારૂં પાપ કબુલ કીધુંછ; મેં ખુલ્લો યકરાર કીધોછ કે બેલને મારી નાંખવાની મેં તજવીજ કીધીછ; મેં તજવીજ એ કારણે કીધી કે જો એ મરી જાય તો એરીક સીલવર મારી સાથે પરણે. મેં ધાર્યું કે તેનો પ્યાર રફતે રફતે મેળવવા હું ભાગ્યશાળી થવસ. હવે મારી ભુલ હું જોઉંછ. મારે વાસ્તે એને પ્યાર કશો હતોજ નહીં. મારૂં પાપ હું કબુલ કરૂંછ ને તમો બધાંને એકજ સવાલ પુછવા માંગુંછ; મને તેની સજા કરવા કરાવવાનો ઇરાદો તમો રાખોછ? મારે કેહી દેવું જોઇયે કે તેનાથી મને દરકાર નથી, કેમકે, મેં તમુને કેહ્યું તેમ મારી જીંદગીપર શીહા પડદો તો પડી ચુકયોછ; તમારો ઇરાદો મને બંદીખાને મોકલાવવાનો હોય તો તે માટેબી હું તૈયાર છેઉં. હવે મને શું? હું મેહેલમાં રહી ને બંદીખાનામાં સબડી એ મારે મનસે સરખુંજ છે! મારી તમે તપાસ કરાવશો તો હું 'ગીલ્ટી' હોવાનો ઝટ યકરાર કરસ ને મને તરીપાર કાઢવામાં આવશે, તેનીબી મને કાંઇજ દરકાર નથી. ફકત એટલુંજ કે મારા સંબંધમાં શું પગલાં લેવાનો તમારો વિચાર છે તે જાણવા હું આતુર છેઉં."

"તેં મારી દીકરીને દુઃખી કીધીછ" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "પણ તેની તુંને સજા કરાવવા હું ખુશી નથી. જા, તું આજથી છુટી છે, પણ, તારાં પાપને વાસ્તે તું પસ્તાયછ એમ સમજી હું ખુશી થવસ."

"તેં મારી થનારી પરણેતરને કમોતે મારવાની તજવીજ કીધીછ, પણ મારે તેનું વેર લેવું નથી" એરીક બોલ્યો "તું તારાં કામને વાસ્તે પસ્તાય એટલે બસ."

"નહીં, પસ્તાવાનું મારી જાતમાં નથી" રેની બોલી "એરીક, તમારો પ્યાર હજીબી મેળવવાની મને જો આશા હોય તો આવોજ ગુનાહ હું ફરીથી કરૂં—એને તમે પસ્તાવો કેહો કે? બસ, એજ આજે મારાં મનની હાલત છે. ત્યારે મને સજા નહીંજ કરવાનો તમો ઠેડાવ કરી ઉઠયાછ. મેડમ, તમારો શું વિચાર? તમારે મને સજા કરવીછ કે છોડી

મુકવીછ? તમે મારીપર વાંક લાગુ પાડોછ કે મને બચી જવા દેવોછ?"

"હું તુંને ખુદાપર છોડુંછ" મેડમ હુજતે ધીમે અવાજે બોલ્યાં.

"મને ઘણો ભય છે કે ખુદાની મદદ મને કારગત નથી લાગવાની" રેની હસીને બોલી "ત્યારે તમો બધાંજ મને છોડી મુકોછ, તો હવે એવે ઠેકાણે હું જવસ કે જ્યાં કોઇની–એટલે તમારી કોઇની–મારીપર નજર વટીક નહીં પડસે. હું ચાહું તો પસ્તાઇને બુરાઇમાંથી પાછી ફરી ભલાઇ અખત્યાર કરૂં, પણ નહીં, મને બુરાઇનોજ પલ્લો પસંદ છે, ને બુરાઇનેજ હું જઇ મળસ. મારો અવાજ વટીક હવે તમારે કાને ન આવશે."

"રેની, સમજ" લૉર્ડ એરન્ડેલે તેને સમજાવવાની વેતરણ કીધી "જેઓ હજીબી તારાં ભલાંમાં છે તેઓનું તું માન. તારો હું બંદોબસ્ત કરસ. અલબત, તારીથી અહીં હવે રહેવાસે તો નહીંજ; બેલનેબી મળવાની કે જોવાની તુંને મનાઇ રહેસે, પણ જો તું સમજશે તો તુંને રહેવાનું, ખાવાનું અને બીજું જરૂર જોગું મળતું રહે તેનો હું બંદોબસ્ત કરસ."

"થેંક યુ" તે બોલી "મને જે ઘટે તે કરતાંબી વધારે માયા તમે મારી તરફ બતાવોછ."

પણ પાછળથી તેઓ સર્વેને માલમ પડયું કે તેની તરફ બતાવેલી એ માયાનો તેણે કશોજ લાભ લીધો નહીં હતો.

"બેલને હવે તારે મળવું નહીં" લૉર્ડ એરન્ડેલે બોલવું ચાલુજ રાખ્યું "ને તું એકવાર મારી દીકરી તરીકે ઓળખાતી હતી, એકવાર દીકરી તરીકે તુંને મેં ચાહી'તી, તું હજી જુવાન છે, તુંને હજી ઘણી લાંબી જીંદગી કાઢવાની છે, એ બધાંને ખાતર એક બાબદનું તુંને હું વચન આપુંછ, ને તે એ કે તારા આય શરમ ભરેલા ગુનાહની વાત સર વિલ્યમ મીડ સિવાય કોઇ જાણસે નહીં. તેવણને તો અમારે કહેવુંજ પડશે, પણ, તેવણ તુંને ફસાવશે નહીં એમ મારી ખાતરી છે; ને તેથી

જો તું ખરે મને પસ્તાવો કરી બદીના રસ્તાપરથી પાછી ફરી તો હજીબી એક લાંબી સુખી જીંદગી તું ભોગવી શકસે."

આટલું સાંભળતાં તે છોકરીનો ચ્હેરો લાલ ભુંડ થઇ ગયો.

"મને ઘટે તે કરતાં તમે મારી તરફ ઘણીજ વધારે માયાથી વરતોછો" તે બોલી "એ હું સદાકાળ યાદ રાખસ.

અને તેઓ તેને અટકાવે યા વધુ એક બોલ સંભળાવે તેટલાં તો ત્યાંથી તે ચાલતી થઇ!

---

## પ્રકરણ ૫૩ મું.

## "તું મને નથીજ માફ કરવાનો? તો ચાલ તારી મરજી! છેલ્લી સલામ!"

એ બધી વાત સાંભળીને સર વિલ્યમ મીડ તમો ધારો તેટલા અજબ થયા નહીં. કાંઇબી ટાહુકા વચમાં મુકયા વગર લૉર્ડ એરન્ડેલે તેવણની આગળ જે વાત કીધી તે બધી તેવણે ઘણાંજ ધ્યાનથી સાંભળી. જ્યારે તે પુરી થઇ ત્યારે તે ઉમરાવના ઉશ્કેરાયલા ચ્હેરા તરફ એકી ટગરે તેવણ જોતા બેઠા.

"તમે જાણોછો" અંતે સર વિલ્યમ બોલ્યા "તમારી આ વાત સાંભળી હું બીલકુલ અજબ થયો નથી. મને એમ જોતાંજ લાગું હતું કે એ છોકરી ઇંગ્રેજ નહીં પણ ફ્રેન્ચ તોખમનીજ હોવી જોઇયે. અને તેનામાં નેકીની બુલંદી અને બદીની પસ્તી સામટી જણાઇ હતી. મોટું માહાભારત કામ તેને હાથે થયલું હું સમજતે તો તે વાસ્તેબી હું અજબ થતે નહીં; તેમ આ નીચમાં નીચ ને ઘાંટકીમાં ઘાટકી ગુનાહ તેને હાથે થયલો જોઇ મને કશીબી અચરતી ઉપજતી નથી. ખરેખર તો એ ઘણું દયાજણુક છે કે એ આડે રસ્તે ઉતરી પડી. હવે એના સંબંધમાં તમે

શું કરવા ધારોછ, મારા લૉર્ડ?"

"મેં તો મેડમને એક ચોક્કસ લવાજમ બાંધી આપી ફ્રાન્સ પાછાં મોકલી દેવાનો વિચાર કીધોછ" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "એ છોકરી હજી ઉંમરે નાની છે ને તેથી કદાચ આગળ જતાં એનામાં સુધારો થાયબી."

પણ તે જમાને ખાધેલા શ્યાણા તબીબે શકથી ડોકું ધુણાવ્યું.

"મૂને તેમ નથી લાગતું" તેવણ બોલ્યા "એનાં જેવાં મક્કમ મન અને દૃઢ ભેજાંની છોકરીઓ જ્યારે આડો રસ્તો પકડે ત્યારે તેમાંની સોએ માત્ર એક સુધરીને ત્યાંથી પાછી ફરે એમ હું તો ધારૂંછ."

"હા, પણ ખુદા કરે ને એ સુધરે" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "એ મારીજ દીકરી છે એમ માનીને મેં એને ખરા પ્યારથીજ ચાહી'તી. જો તે જુદીજ રીતે કેળવાઇ હોતે તો એ ઘણી ભલી નિવડી શકતે, કેમકે, એનામાં સારા ગુણબી છે, નથી તેમ નહીં."

પછી બારીમાંથી સામે દેખાતાં ઝાડો તરફ વિચારમાં ને વિચારમાં જોતા તેવણ બોલ્યા—

"મને અજબ લાગેછ કે એ મારી દીકરી નહીં હોવાનો વ્હેમ મને આય આગમજ નથી આયો. મને એમ દિલમાં ખટકયાજ કરતું હતું કે રેની કરતાં બેલ મારી મરહુમ પ્હેલી ધણ્યાંણીને વધારે મળતી આવતી હતી; અલબત ઘાટઘટમની સુંદરતામાં તો નહીંજ—કેમકે મારી એલીસ બસ એક કમળ ફુલનાજ જેવી હતી—મગર બેલમાં મારી એલીસની નરમાશ, નમ્રતા, શરમાળપણું એ બધું જાણે હુબહુ ઉતર્યુંછ. રેની તમે કેહોછ તેમ ફ્રેન્ચોના જેવી હુલડ, આપખુદ, મગરૂર ને મીજાસી છે. ખરેખર, ઘણું દુઃખ ભરેલું ને જો હું સમજું તો એ માટે હુંબી કેટલેક ભાગે જોખમદાર છેઉં."

"તે કેમ?" સર વિલ્યમે પુછ્યું.

"પ્હેલે તો એમ કે મારાં બચ્ચાંને મેં વરસો સુધી વિસારી મુકયું. બીજું તો એમ કે રેનીનાં મનપર મેં એવું ઠેસવ્યું કે જેથી એરીકને

તે ચાહતી થાય."

"કેવી રીતે?" સર વિલ્યમે પુછ્યું.

"તેઓ બેઉ પરણી શકે તો મને ઘણી ખુશી ઉપજે એવું મેં તેણીને દેખાડયું. તેઓ બન્ને જ્યાં જાય ત્યાં સાથેજ હોય ને સાથેજ રહે એવું હું કરતો હતો; તે છોકરી સાંભળે તેમ એ જવાનની હું વખાણ ઘણી કરતો રહેતો હતો. મને તેથી લાગેછ કે એમાં મારોબી વાંક ઘણો છે. છતાં, મારીથી બનશે તેટલું એ છોકરીને વાસ્તે હું કરસ. સર વિલ્યમ આય બધી કમનસીબ બાબદ ખાનગીજ રાખજો."

"તે વિષે તમો નચીંત રેહો. મારા ધંધાની રૂહે આના કરતાં ઘણી વધારે અચંબો પમાડનારી બીનાઓ મેં જોઇ છે ને જાણી છે. પણ એ બાબદ તમારે મોડે વ્હેલે જાહેર તો કરવીજ પડશે. કાંઇ એકાયક રેનીને બદલે બેલને તમારી દીકરી તરીકે છુપા છુપ કેમ ઠેસવી શકશો?"

"મારે જાહેર તો કરવુંજ પડશે." લૉર્ડ એરન્ડેલ બોલ્યા "મારી દીકરીને મારે પુરેપુરો ઇનસાફ આપવાની મારી ફરજ છે, અને મેડમનું કાવતરૂં જાહેર પાડયા વગર મારીથી એ ફરજ અદા કરી શકાવાની નથી. અલબત તે વિષે ઘટે તે કરતાં જ્યાદા હોહા હું કરવાનો નથી. લંડનનાં 'તાઇમ્સ'માં એક ફકરો હું મોકલાવસ, જે વળી બીજાં પેપરો કોપી કરશે, અને તેથી જે અમુને લોકો તરેહવાર પુછપરછ કરી કંટાળો આપશે તે અમારે મુગે મોઢે સહન કરવો પડશે. તે '**મોટે બાંયરેની એક કાંહાંણી**' કહેવાશે ને લેખાશે; મગર, જેમ બધી નવી નવાઇઓ નવાઇ તરીકે ગણાતી સ્હેજ વખતમાં બંધ પડેછ, તેવોજ ફેજ એ નવાઇ જેવી કાંહાંણીનોબી થશે. હવે એ બધું જેમ બને તેમ જલ્દી કરવું જોઇયે છે. અમે બેલને એ વિષે કશુંજ કેહ્યું નથી; પણ તમે ધારોછ કે એની જીંદગી હજી ધાસ્તીમાં છે?"

"નહીં" સર વિલ્યમ હસીને બોલ્યા "ધાસ્તી ચાલુ ઝેર લીધાથીજ ઉપજતી હતી; હવે કારણ બંધ પડયુંછ તો પરિણામબી નિર્મુલ થશે.

તે ઘણી વ્હેલી સારી થઇ પાછી તંદરોરસ્તી પકડશે, પણ અલબત હજીબી એની સંભાળ લેવાની જરૂર છે."

"તમે શું ધારોછ, સર વિલ્યમ? અમે એને આય વાત કરીએ?"

"થોડીક વાત ગમે તો કરો, પણ તેબી હાલ તુરત નહીં કરો તો સારૂં. અલબત એ તમારી દીકરી છે એમ એને જણાવવું તો પડશે, પણ, જો તમારે જગે હું હોઉં તો હું તો એને કદી નહીં જાણવા દેઉં યા જણાઉં કે જેને તે એક બેહેન તરીકે ગણીને ચાહતી હતી તેણેજ એને ઝેર આપવાની તજવીજ કરી હતી. એ જાણવાથી એને કશો ફાયદો થનાર નથી, ઉલ્ટું તેને દુઃખ થશે. મારી સલાહ માનો તો એ વાતથી બેલને મુતલગ વાકેફ કરતાજ ના."

"હુંબી ધારૂંછ કે તમારૂં કહેવું વાજબી છે" લૉર્ડ એરન્ડેલ બોલ્યા "થોડાક દીવસમાં તે સારી થઇ ફરતી હરતી થશે એમાં કાંઇજ શક નથી ને પછી તેને જે જાણાવવાજોગ હોસે તે હું પોતે તેને કહેવસ. સર વિલ્યમ, તમે મારી ઉપર જીંદગીભરનો ઉપકાર કીધો છે. તમારો ધંધોજ આશીરવાદથી ભરેલો છે, મગર, મારે ત્યાં તો તમે તબીબ કરતાં દોસ્તની ગરજ ઘણી વધારે સારી રીતે સારી છે."

લૉર્ડ એરન્ડેલને તે કાબેલ તબીબ વચ્ચેની આ વાતચીત રેની પકડાઇ તેની બારવને થવા પામી હતી. દા૦ ગ્રાન્ટને હજી કોઇ વાતની ખબર નહીં હતી.

"જેટલા એ ભેદ ઓછા જાણે તેટલું બેહેતર" એમ લૉર્ડ એરન્ડે-લનું માનવું હતું.

દા૦ ગ્રાન્ટને ગુનાહગાર પકડાઇ આવ્યો હતો એટલું માત્ર કહે-વામાં આવ્યું હતું, મગર, ઘણાં કારણોસર બધીજ વિગતો તેવણ સામે ખુલી મુકવામાં આવી ન હતીં. તેવણે તેમ વળી તે જાણવાની કનવાર કીધીબી નહીં, અને તેવણે તે જાણીબી નહીં.

તે યાદગાર રાત્રે તો તેઓ સૌ પોત પોતાને વગે થઇ ગયાં હતાં.

મેડમ બીમારના ઓરડામાં ગયાં અને રેની પોતાના ઓરડામાં ઠેર પડી હતી. એરીક અને લૉર્ડ એરન્ડેલ બેઉ સાથે છુટા પડયા.

એરીક પોતાના રૂમમાં જતો હતો તે વખતે રેની તેની આગળ આવી.

"બુરામાં બુરી હું પુરવાર તો થઇછ" તે બોલી "પણ એરીક મને એક બોલ તો કેહી સંભળાવ. તારીપરના મારા પ્યારનેજ લીધે મેં આ પાપ કીધું હતું."

એરીક ગુસ્સાભેર ચાલી જવા કરતો હતો, મગર તેમ કરતો અટકી જઇ તે બોલ્યો—

"માફ તો તુંને હું કરૂંછ, પણ મારી તરફથી કશા મીઠા બોલની આશા તોા તું રાખતીજ ના, કેમકે મારી થનારી પરણેતરને તેં મરણ-તોલ બીમાર કીધી'તી."

પણ એ છોકરીએ તેનો હાથ પકડયો અને તે ઉપર ઘણી લાગણીથી તેણીએ ચુંમીઓ લીધી. તે હોઠનો સ્પર્ષ તે જવાનને આતશના અંગાર જેવો લાગ્યો, પણ તેનો હાથ પોતાના હોઠ આગળ લઇ જતાં રેનીના ચ્હેરાનો થઇ રહેલો દેખાવ તે પછી તેનીથી ઘણું સુધી ભુલાયો નહીં હતો.

"તું મને નથીજ માફ કરવાનો?" તે બોલી "તું મને એકબી માયાનો બોલ નથી બોલી સંભળાવવાનો? તો ચાલ તારી મરજી! છેલ્લી સલામ!"

જેઓએ તે દુઃખ ભરેલા 'સીન'માં ભાગ લીધો હતો તેઓને તે રાત્રે ઉંઘ હરામ થઇ પડી હતી.

એલને એ વાતનો સ્વપ્નો વટીક નહીં હતો. મેડમે તેને કહ્યું હતું કે રેની બધાં કરતાં વધારે ચીંતાતુર બની મધરાતે તેના રૂમમાં તેની તબ્યત જોવા આવી હતી અને તેબલ સાથે તેનો પગ અટડી લેમ્પ ઉંધું વળી ગયું અને તેના અવાજે બધાઓ ગભરાઇને તે ઓરડામાં દોડી આવ્યા હતા. અને તે ભોળી છોકરી એ વાતથી સંતોષ પામી હતી.

લૉર્ડ એરન્ડેલ તો પોતાના રૂમમાં વટીક તે રાતે પાછા ગયા નહીં હતા. તેવણે મનસે ઠેડાવ કરી રાખ્યો હતો કે રેનીને સહવારની સહવાર

મળી તેને કેઠે મોકલી આપવાનો બંદોબસ્ત જરૂરજ કરવો.

"મારી દીકરી બેલ તે છોકરીની સાથે એકજ છાપડાં હેઠળ સલામતીથી હવે વસી શકવાનીજ નથી. મારી ગરીબ નીના, મારી એલીસની બુચી! ખરેખર ઘણુંજ ઘણુંજ દુઃખ ભરેલું એ બધું બનવા પામ્યું."

સર વિલ્યમ પોતાનાં લંડનનાં બીમારોથી દુર ઝાઝા હવે રહી શકે નહીં તેમ હોવાથી તેવણ પાછા લંડન સિધાર્યા. તેવણ બધાંને મળ્યા, પણ રેનીને મળવાની કશી તેવણે કનવાર કીધી નહીં.

બેલને તો અલબત તેવણ મળ્યા અને તેની તબ્યતમાં મોટો સુધારો જોઇ ખુશી થયા. તેવણે તે છોકરીનો એક હાથ પોતાના હાથમાં માયાથી લીધો.

"તમે સારી પેઠે છેવો, હવે?"

આભારની લાગણીથી હસીને તે છોકરીએ તેવણ તરફ જોયું.

"હવે પેલો તમુને ખરાબ ધખારો થાયછ કે?"

"નહીંજી" તે બોલી "પણ હું હવે સ્હેજ બેહેતર થઇછ તે કારણે તે ધખારો બંધ પડી ગીયો હોસે. જાણે કેવાંએક અઘોર અંધારાંમાંથી પસાર થઇને હું ઉજેરડાંમાં આવી હોઉં તેમ મને લાગેછ."

"હું ઉમેદ કરૂંછ બાનું કે હવે તમારાં લગનના કાર્ડ મારફતે તમારી સારી ખબર લંડનમાં હું સાંભળસ" સર વિલ્યમ હસીને બોલ્યા.

સર વિલ્યમ ત્યાંથી વિદાય થયા, અને એવા વિદાય થયા કે બેલની પછીની આખી જીંદગીમાં એકબી વખત તેવણને બોલાવવાનો કે મળવા જવાનો જોગ તેણીને કશો થયોજ નહીં.

તેજ દાહડે લૉર્ડ એરન્ડેલે રેનીને પોતાની આગળ બોલાવવા મોકલી; પણ તે કેઠેબી હતીજ નહીં. તેને બદલે તેના હાથની લખેલી એક ચીઠી મળી, જે નીચે મુજબ હતી:

"મને શોધવાની તજવીજ કરતાં ના; તમે કોઈબી મને આસ દુન્યામાં ફરીથી જોશો નહીં; હુ જો સંતોષી હોતે તો ભલી નિવડી હોતે ને તેથીજ

સુખી થઈ હોતે, પણ મારાં ફુટેલાં કરમ કે તેમાંનું કશુંજ બનવા નહીં પામ્યું તો નહીં, પણ હજીબી મને સંતોષ યા સંપજનો મારગ મને દેખાતો નથી. જોવાની મારી આંખો તો છે, પણ મારાં મનની આંખોની કીકી ઉલ્ટી બેઠેલી હોવી જોઇયે. મરદો દુઃખથી આજેઝ થઈ દારૂ પીવા માંડેછ, તો હું વળી કાંઇ બીજોજ ઉપાય લેવસ. હું વળી એવાં જીવતાં દોજખમાં ગોળાંટ લેવસ કે તમો બધાં તે વિષે સાંભળીને ત્રાહે ત્રાહે પુકારસો. એક ફકત એરીકે મને જો ચાહી હોતે-મારા પ્યાર બદલ પોતાનો પ્યાર મને દીધો હોતે તો આજે મારી આય હીણી હાલત નહીં થતે; પણ જે હાલતે આજે હું છેઉં તેવી હાલતમાં હું કશીબી આશા રાખી શકતી નથી. તમો સરવેને મારી આ સેવટની સલામ પુગાડતાં હું ફરીથી કેહુંછ કે ગરીબ બીચારી બેલને મેં મારી નથી નાંખી તેને વાસ્તે હુ ઘણીજ ખુશી છેઉં.

લી૦ તમો બધાંઓની એક વખતની લાડકી પણ આજની
હીણાયલી અફળાયલી કમનસીબ
**રેની.**"

એ ચીઠી વાંચીને પુરી કરતાં લૉર્ડ એરન્ડેલની આંખોમાંથી આંસુઓનો દરીયાવ વ્હેતો થયો. તે છોકરીપર તેવણ ગમે તેટલા ખફા થયલા હતા છતાં એ રેની માટે તેવણને ખરેજ દયાની લાગણી બરપા થઇ.

તેને શોધી કાઢવાની તેવણે તજવીજો કીધી, પણ તે બધીજ નિષ્ફળ નિવડી.

તે એમ ગઇ તેથી એક રીતે લૉર્ડ એરન્ડેલ ખુશીબી થયા, કેમકે, તેવણે જોયું કે તે છોકરી અહીં રહેતે તો પણ કોઇનીબી નજરો નજર થઇ જવાની તેને હીંમત થતેજ નહીં. છતાં, તે ગેઇ તો ગેઇ પણ તે કયાં ગેઇ હતી, શું કરતી હતી, કેમ પોતાનો ગુજારો કરતી હતી એ બધું તેવણ જાણતે તો તેવણનાં મનને સ્હેજ ધીરજ રહેતે.

મેડમે લૉર્ડ એરન્ડેલને વધુ તકલીફ આપી. તેવણે તો તે મેહેલ છોડવાજ નહીં માંગ્યો. બેલ સારી થાય ત્યાં સુધીની તેવણે મેહેતલ માંગી. તેવણે અરજ કીધી કે ગમે તો હલકાંમાં હલકું કામ કરનારી દાસી

નરીકે લૉર્ડ એરન્ડેલે તેવણને ત્યાં રહેવા દેવાં. બેલમાં, તેવણે કહ્યું કે, તેવણનો વણોજ જીવ હતો અને જ્યારે તેવણની હવે કોઇ દીકરીજ નહીં હતી તો બેલની સંભાળ કરવા તેવણને રહેવા દેવાં.

પણ લૉર્ડ એરન્ડેલ એકના બે થયા નહીં. બસ, હવે જે બુરૂં બન્યું હતું તે બન્યું હતું, હવે વધારે બુરૂં બને એમ તેવણની મરજી નહીં હતી. તેવણે તેથી મેડમને ફ્રાન્સ પાછાં ચાલી જવાની બસ બોંહોંસજ કીધી, અને તેવણને માટે એક ઘણુંજ સારૂં વરપાશણ પણ નક્કી કીધું.

"રહેવા દેવો ખુદા ખાતેર મને તમારી સાથે લૉર્ડ એરન્ડેલ" તેવણ રડીને બોલ્યાં "ફ્રાન્સ હવે આગલું ફ્રાન્સ નથી—મારીથી ત્યાં સુખે છુટથી ફરાય તેમ નથી—મને તેમ કરવાની સરકારી મનાંઇ છે. મારી ધણ્યાતી એક બીલ્લસ જેટલીબી જગ્યા નથી. મરસ તો મને ત્યાં દફણ દેનારૂંબી કોઇ મારૂં જડવાનું નથી. નથી ત્યાં કોઇ મારાં સગાં વહાલાં કે નથી કોઇ દોસ્ત આસ્ના. મારી બેલ આગળ મને રહેવા દેવો."

નહીં, તેવણના સંબધમાં લૉર્ડ એરન્ડેલે જે બીજું કરવું જોઇએ તે બધું કીધું, પણ આય બાબદમાં તો તેવણ મકકમજ રેહ્યા, અને આખરે મેડમે પેરીસ જઇ વસવું એમ નકકી થયું. લૉર્ડ એરન્ડેલે એટલી માત્ર છુટ બક્ષી કે જેથી બેલ બીછાણે હતી ત્યાં સુધી તેવણ ત્યાં રહી શકયાં.

રેની પોતાની સાથે કોઇ ચીજ નહીં લઇ ગઇ હતી એમ તેઓને માલમ પડયું. લૉર્ડ એરન્ડેલે જે જે કીંમતી ભેટો તેને કીધી હતી તે બધી તે છોકરી ત્યાંજ છોડી ગઇ હતી. તેમાંની એકબી ચીજ તે પોતાની સાથે લઇને નહીં ગઇ હતી. તે ખાલી હાથે જેમ આવી હતી તેમ ખાલીજ હાથે ગઇ હતી.

ત્યાર પછી ઘણે લાંબે વખતે એરીક સીલવરની લોકેટના કદની એક તસ્વીર ત્યાંથી ગુમ થયલી માલમ પડી અને બધાંએ ધાર્યું કે તે રેનીજ લઇ ગઇ હતી. ત્યારે કીંમતીમાં કીંમતી દાગીનાઓને ઠોકડે મારી

તે છોકરી જેને તે ચાહતી હતી તેની એક સખી માત્રથી સંતોષ પામી હતી! અને ત્યાં વળી પાછાં લૉર્ડ એરન્ડેલની આંખોમાં આંસું ભરાઇ આવ્યાં.

તેજ દીને પોતાના ઘરખટલાને પોતાની આગળ બોલાવી મંગાવી સાચી વાત તેવણે તેઓ આગળ જાહેર કીધી. મેડમે કીધેલી ઠગબાજીનો કશોજ ઇશારો તેવણે કીધો નહીં. સૌને પોત પોતાને મન ગમતો સાર ખેંચવા દીધો.

તેવણે જે કેહ્યું તે એટલુંજ હતું કે એક ઘણી ગંભીર ભુલનાં પરિણામે તેઓ બધાં જેને મીસ એરન્ડેલ તરીકે ઓળખતાં હતાં તે તેવણની દીકરી નહીં, પણ જેને તેઓ મીસ ડી સેન્ટ લાન્સ તરીકે ઓળખે છે તે છે. બસ એટલુંજ તેવણે જાહેરમાં મેલ્યું.



## પ્રકરણ ૫૪ મું.

### "મને તમારો બધો પ્યાર આપજો, ને વ્હાલી રેનીને તમારી બધી દોલત આપજો; એટલું મારૂં કેહ્યું તમે નહીં કરો, પપા?"

"એમ કેમ?" બેલ થોડા દાહડા પછી બોલી "મને સમજ નહીં પડતી કે રેની મારી આગળ કેમ નથી આવતી? મમા, એને વાસ્તે પુછતાં પુછતાં મારી જબાંબી હવે તો ઘસાઇ ગઇ. એ અહીં કેમ નથી આવતી?"

મેડમે તે ફિકકા ચ્હેરા તરફ ફિકરમંદ થઇ જોયું. તેને કયારે શક્તિ આવે કે તેને જે જાણવું હતું તે જણાવવામાં આવે, એમ મેડમે વિચાર્યું.

"મારી સાથે ગુસ્સે તો તે હોયજ નહીં" બેલે આગળ ચલાવ્યું. "તેને મેં ગુસ્સે તો કીધીજ નથી. અમે નાધલાં બચ્ચાં હતાં ત્યારે એને ગુસ્સે થવાનું હું કારણ આપતી'તી ખરી. તે દાહડે રાતે એને હાથે લેમ્પ

પડી ગીયું ને હું જાગી ઉઠી ત્યારની કોણ જાણે એ બીધીછ કે શું તે અહીં ફડકતીજ નથી!"

તો પણ મેડમ મુગાં મુગાં ગગડીજ રહ્યાં અને બેલે બોલતું ચાલુજ રાખ્યું.

"મમા, તમુને કાંઇ કેહું-તમે માનશો? ઘડી ઘડીસે રેની મારા સપનામાં આવેછ ને જયારે તેને સપનામાં જોઉંછ કે તે દલગીર જેવી ઉભેલી મને દેખાયછ-જાણે મારી દયા, મારી દિલસોજી, મારી માફી માંગતી હોયની!-એમ શાને વાસ્તે હોસે?"

"મારી વ્હાલી દીકરી" હવે કાંઇબી બોલ્યા વિના મેડમનો છુટકો હતો નહીં "એ તો તું સીક હતી કેની તેથી."

"પણ હવે તો હું સારી પેઠે છેઉં કેની? તમે જાણતાં નહીં હોસો પણ હવે તો જાણે મને કલાક કલાકે શક્તિ આવેછ."

"જોની તું સીક હતી ત્યારની રેની ફ્રાન્સ ફરવા ગેઇછ-ને થોડીક-વાર એ ત્હાં રહેસે. તું દલગીર થાય કરીને આટલોવાર તુંને અમે કેહ્યું નહીં."

ને હવેબી જાણતાં તે છોકરીનો ચ્હેરો સ્હેજ ઉતરી ગયો.

"ફ્રાન્સ ગેઇછ! એ મમા ને મને મળીનેબી નહીં ગેઇ?"

"મેં કેહ્યુંની દીકરી કે તે વખતે તું ઘણી સીક હતી? તુંને સ્હેજબી કંટાળો કે તકલીફ આપી શકાય તેમ નહીં હતું."

"જયારે એટલી બધીજ હું સીક હતી ત્યારે રેનીની મને છોડીને જવાની છાટીજ કેમ ચાલી? તેમ હોય તો એને જવા ગમેજ નહીં. હું તો એને એવી હાલતમાં છોડીને ચાલી નહીં જતે; મને તો બા ઘણું અજબ લાગેછ."

"દીકરી જોની તું એટલી સીક હતી કે તુંને દલગીરી ઉપજે કે તારી લાગણી દુઃખાય તેવી વાત તારી આગળ કરાય નહીં, પણ, દાક-તરોએ તો ખાતરીજ આપી હતી કે તું સારીજ થશે."

"ને એ જાણેછ—એને તમે કોઇયે લખ્યુંછ કે હવે હું સારી થઇછ તે? હવે મને શકિત આવતી જાયછ એ એમ જાણેછ કે?"

"હાજતો—એ જાણતીજ હોસે."

"કાંઇ નહીં મારી રેનીપર હું મારે હાથે કાગળ લખસ—હવે મારા હાથ કાંઇ ધ્રુજતા નથી" બેલે મનસે સધ્યારો લીધો.

મેડમે જવાબ આપવાના અખાડા કીધા.

એક સહવારે લૉર્ડ એરન્ડેલ બેલના ઓરડામાં આવ્યા અને બેલે હસીને તેવણુ તરફ પોતાનો નાજુક નરમ હાથ લાંબો કીધો.

"તમુને જોઇને હું ઘણી ખુશી થઇ. મારી સીકનેસમાં તમે જે મદદ આપી મારી તરફ જે મેહેરબાની ને માયા તમે બતાવી તેને વાસ્તે અલબત મારાં બીચારાં મમાએ તો તમારો ઉપકાર પલેપલ માન્યો હોસે પણ મારે મોંઢેથી તમારો આભાર માનવા વાસ્તે હું ઘણીજ આતુર બની રેહી હતી. હું નહીં ધારતી—નહીં, મારી ખાતરી છે કે કોઇ એમ પારકી છોકરી સાથે એટલું નહીં કરે?"

તેવણે વાંકાવળી તેના હાથપર ને કપાળપર કીસીઓ લીધી.

"આખી દુન્યામાં જેટલી માયા ભરેલી હોય તેટલી બધી મેળવવાને તું લાયક છે" તેવણ બોલ્યા. "તારીપર દીકરી મેં માયા બતાવી હોસે તો તેનો બદલો તું સાજી થઇને જે વાળેછ તે મારે મનસે ઘણોજ છે. બેલ, એક ઘણી અજબ જેવી વાત સાંભળવા જેટલી તારામાં શક્તિ છે?"

"મને એમ લાગેછ તો ખરૂં" તે બોલી "તમે જેબી અજબ જેવી વાત લાવો તેથી તો ઉલ્ટી શકિત વધે, ઘટે નહીં, મારા લૉર્ડ—તમે કોણુની રેનીની વાત કરવા માંગોછ?"

તે ગરીબ, ગરવી, નરમ દીલની હેતાળુ હૈયાંની છોકરીનો જીવ બસ રેનીમાંજ ભરાયલો હતો.

"બધીજ કાંઇ રેનીને લગતી વાત નથી."

પછી બેલની સોડમાંજ તેવણુ તેનાં બીછાંણાંપર બેઠા અને તેને

કહેવાજોગ જે હતું તે બધું કહ્યું.

પ્હેલે તો એ વાત તેના માન્યામાંજ નહીં આવી.

"પોતાની આખી જીંદગીમાં મેડમને મેં એક બોલ ખોટો બોલતાં નથી સાંભળ્યાં. હું નહીં ધારતી કે એ ઠગબાજી એવણુની પોતાની હોય; ને તોબી પપા—ઓ! આય મીઠો મધુર બોલ મારીથી કેવો અચાનક એકાયક બોલાઇ ગીયો!—તમે જાણોછ કે મને હજીબી કાંઇ કાંઇ યાદ છે જો! મને ઘડી ઘડીસે એમ લાગ્યાજ કરતું'તું કે મેં તમારો ચ્હેરો કેડે જોયલો હતો. મને યાદ છે કે ફુલોની વેળોથી ઘેરાઇને ભરાઇ ગયેલી એક સમકલી બંગલીમાંથી તમારા જેવાજ ચ્હેરાના કોઇ સાથે નીકળીને મેં લાંબી મુસાફરી કીધી'તી. તે વખતે તમારો ચ્હેરો જુવાન, સખત ને કરડો હતો."

"મારી બ્હાલી દીકરી, તુંને એટલું બધું યાદ હતું તો, મારી આગળ બોલીજ કાંય નહીં?"

"હું બીધી કે વખતે તમે હસસો" તે બોલી "મને કાંઇ બસ એમજ થયા કીધું કે કેઠે બીજે ઠેકાણે તમારીજ સાથે હું રહેતી'તી. મને તો બીજા બીજાબી એવા સપના આવ્યાજ કરતા'તા કે તે તમુને કહેવાની મારી હીંમતજ નહીં ચાલી."

"પણ, બેલ, મારી દીકરી, તારે તે મને કહેવાજ હતા: તો જો કે તેથી ભેદનો પડદો ખુલ્લો થતે કે કેમ તે હું કેહી શકતો નથી. મેડમ જેવાં ઇજતવાલાં, ઇમાનદાર, પ્રમાણીક ઇનસાન એવી લાલચમાં કેમ પડે તેની મને સમજ પડતી નથી."

"મને સમજ પડેછ—હું તે સમજી શકુંછ" બેલ બોલી "જો કે હું તેવણુનીજ દીકરી છેઉં એમ હું માનતી'તી, તોબી ઘડી ઘડીસે હું જોતી'તી કે રેનીપર તેવણનું હેત ઘણું વધારે હતું. તેના વગર એવણ બ્હીલાં પડી જતાં હતાં. તેને વાસ્તે એવણ ઘણાં મગરૂર હતાં. એવણની જીંદગીની મોટાંમાં મોટી બીહીક ગરીબીને વાસ્તે હતી. તેવણ બીહીતાં'તાં

કે એવણ ગરીબીમાં ગબડસે તો રેની ઉંચકાવી કઠણ હતી. એને જોઇ જોઇને એવણ અફસોસની હાય ખેંચતાં મને જણાયાં હતાં. મેડમને હું ધારૂંછ દુન્યામાં રેની જેવું બીજું વ્હાલું નહીં હતું. એ ગરીબાઇ પોતાને માટે દુર કરી રેનીનું નસીબ સદાનું બુલંદ કરવા બીચારાં આય લાલચમાં એવણ પડયાં. તમારે ખાતરી રાખવી, એ બધું એવણે રેનીને ખાતેરજ સોસ્યું."

"હુંબી એમ ધારૂંછ—ને ત્યાર પછી એવણની જીંદગી કેવી કંગાલ્યતમાં ગુજરી હોસે!"

"એવી લાલચમાં એક અબલાજ પડે, પપા" બેલ બોલી "મરદોપર એવી લાલચ ગલબો કરેજ નહીં—ને પપા કેવું અજબ જેવું કે તમુને હું તો ઘણીજ ચાહતી'તી—મારૂં હેત તમારીપર ઘણુંજ દોડતું'તું—તમુને બસ જોઉં કે મારૂં હૈયું અંદરથી હસીને હરખઇ હરખઇ જાય—ખરૂં કેહુંછ, પપા, કે હું તમારી દીકરી છેઉં તેથી હવે મારીથી ઘણું વધારે હેત તમારે ફાળે નથી આવવાનું—તમે મારા પપા થયાછ તેની મને ખુશાલી એટલી છે કે મેડમનાં પાપને હું તો ઘણું નજીવું ગણુંછ—તેની મને કશી દલગીરી લાગતી નથી—કશુંજ દુ:ખ ઉપજતું નથી."

લૉર્ડ એરન્ડેલે તેના બેઉ હાથ લઇ આંખોમાં દાબ્યા.

"બેલ, નરી તું તારી માયનું હૈયું લઇને જનમીછ. તારી માયનુંબી હૈયું તારીજ માફક હેતથી છલાછલ ભરાઇ ગયલું હતું. તેનાં જીગરમાં પ્યારનો અખુટ ઝરો હતો."

તે અડધી હાથનો ટેકો દઇને ઉઠી ને પોતાના બાપની ડોક પોતાના હોઠ સુધી ખેંચી તેવણને તેણીએ કીસીઓ લીધી.

"પપા, રેની બીચારી ઘણું ફીલ કરેછ કે?" તે છોકરીએ પુછ્યું. "પપા, મારૂં માનો ને હજીબી એ વ્હાલી બેહેનને તમારી કરી લીધેલી દીકરી તરીકે આપણે ત્હાંજ રાખો. મને તમારો બધો પ્યાર આપજો ને વ્હાલી રેનીને તમારી બધી દોલત આપજો—એટલું મારૂં કેહ્યું તમે નહીં કરો?"

"અરે–અરે–આ બેલ બોલતી હતી કે કોઇ ફિરેશ્તો?" તેવણે મનસે વિચાર્યું.

"દીકરી, એમ બનેજ નહીં" તેવણ બોલ્યા "જેપર તારો હક તે તુંને મળવુંજ જોઇયે."

"ને રેનીને પછી મારે હાથે ઉંચકીને ગમે તે આપું તો? તમે રેનીને આટલી ચાહતા'તા, તમે રેનીપર કેવા રીઝા હતા, પપા? જુવો, એમ કરો–જેમ તમારી દીકરી રેની ને મારા વચ્ચે તમે ફરક નહીં રાખતા હતા, તેમજ હવેબી તમારી દીકરી બેલ ને તેના વચ્ચે ફરક ના રાખતા. પપા, આજની સુખી ઘડીએ તમારી પાસે હું કાંઇજ માંગતી નથી–જુવો, કોઇને ખાતર નહીં તો મારે ખાતર રેનીને એટલું આપજો–એટલું આપજો કે જીંદગીમાં એને જરાબી તંગી નહીં પડે–એનું પપા તમે દિલ ના દુઃખવતા. એ મારી વ્હાલી બેહેનને ટાંચણી ભોકાશે તો મારાં કલેજાંમાં પપા ચમટો તુટશે."

લૉર્ડ એરન્ડેલ તો આ કીસમની આજુજી જોઇ છક થઇ ગયા. તેવણની આંખોમાંથી આંસુનાં ટીપાં નીકળી પડયાં–અને તે બેલે જોયાં.

"કાંય પપા આંખપાણી કાંય કરોછ?"

"દીકરી, તું મને મળી તેનાં સુખનાં એ આંસું છે" લૉર્ડ એરન્ડેલે તેને ઉડાવી.

"હું જાણુંછ કે તું રેનીને હંમેશ ચાહતી'તી. તું તેનો કેટલો બધો વિચાર કરેછ? તારૂં દિલ બેલ એક દરીયાવ જેવું છે" તેવણે હસીને ઉમેર્યું.

"એ મારી બેહેનજ છે કેની?" તે છોકરી બોલી "ને તેનેજ નહીં ચાહું તો તે ઘણું અજબ જેવું કહેવાય. એ પાછી ઘેર કયારે આવશે, પપા? હું મારી એ વ્હાલી બેહેનને જોવા અધીરી પડી ગેઇછ. અમારા વચ્ચે જેમ છે તેમજ ચાલુ રહેશે ને કાંઇ ફરક પડવાનો નથી એમ તેને કેહી સંભળાવવા મારો જીવ તડપી રેહ્યોછ. સ્હેજ મીજાસી

હોવા છતાં મારી રેની એવી ઉમદા જીગરની છે, એવાં દરીયાવ દિલની છે કે મારા નફાને પોતાની ખોટ તે હરગીજ ગણવાની નથી. મને હવે એને મળવા ગમેછ. તમારી પાસેથી પટાવીને કાંઇ કાંઇ લઇને મારી એ વ્હાલી બેહેનને આપી દેવા ગમેછ. અં, પપા, હું કેહું તે મને તમે અપાવશો કેની? ને પછી તે કહાં ગીયું, તેનું મેં શું કીધું તે તમે મને પુછતા ના જો! પણ એ આવવાની કયારે?"

હવે ત્યારે ઘણીજ માયાથી, ઘણુંજ સંભાળીને લૉર્ડ એરન્ડેલે તેને વાત કેહી.

તેવણના કહેવાનો સાર એ હતો કે મેડમનું કાવતરૂં પકડાઇ આવવાથી રેનીએ જોયું કે તે પોતે લૉર્ડ એરન્ડેલની દીકરી નહીં પણ મેડમનીજ હતી તેથી તેને ગુસ્સો લાગ્યો અને તે નેવરસ્લીનો મેહેલ છોડી ચાલી ગઇ હતી.

"એ પાછી આવવાની નથી, બેલ. તુંને રેની વગરજ હવે રહેવાની ને વસવાની આદત પાડવી પડશે. હવે એ પાછી અહીં દેખાવ દેશેજ નહીં."

અને બેલની સમજમાં એ વાતબી ઉતરી.

બેલને તે પછી પાછી શકિત લેતાં વખત ન લાગ્યો અને જેવી તે ફરતી હરતી થઇ કે પોતાને જગપ્રસિદ્ધ થયલી જોવા પામી.

એ વાત બધે બાહાર ફેલાઇ ગઇ હતી અને બાહારની દુન્યામાં તેથી શોરબકોર મચી રહ્યો હતો. એવી કાંહાંણીઓ વારતાઓ અને કીસ્સાઓમાંજ વાંચવામાં આજ સુધી આવતી હતી, જે આજે તેઓની નજર સામે ખરી પડેલી બધાંઓએ જોઇ. બધાંઓ તે મગરૂર બાળા કયાં હતી કયાં નહીં તેની પુછપરછ કરવા લાગ્યાં, અને તેટલાં મેડમબી ત્યાંથી ઉઠાંગરી કરી પેરીસ તરફ રવાના થયલાં હોવાથી, લૉર્ડ એરન્ડેલને કહેવાનું ઠીક બાહાનું મળી ગયું કે એ બેઉ માય દીકરી નેવરસ્લી છોડી ફ્રાન્સ તરફ ગયાં હતાં. એક બાબદે લૉર્ડ એરન્ડેલનાં હૈયાંમાં ઘણીજ

અસર નિપજાવી. વાંચીને વાકેફ થનારાંઓમાં એક લૉર્ડ બ્રાન્ડન રેનીનો આગલો આશક પણ હતો. તે ઝટ તે વાંચી નેવરસ્લી ખાતે દોડી આવ્યો અને લૉર્ડ એરન્ડેલ સનમુખ રજુ થયો.

"કહાં છે એ? મને કેહો એ કહાં ગેઇછ? મારા પ્યાર સાથે મારી દોલત, મારો દરજ્જો ને મારૂં નામ તેનાં કદમ આગળ હું મુકસ નહીં ત્હાં સુધી હું જંપીને બેસવાનો નથી."

"હું તેનું ઠર ઠેકાણું જાણતો નથી" લૉર્ડ એરન્ડેલે અલબત ખરે મને ખરૂંજ કહ્યું. "હું કોઇ આગળ તો નહીં કેહુ પણ તમારી આગળજ કેહુંછ કે એ છોકરી પોતાની મરજીથી પોતેજ ચાલી ગેઇછ, ને કહાં ગેઇછ તેની અમુને કોઇને ખબર નથી."

"મગરૂરજ તે એટલી હતી કે પોતાની માયનું પાપ પકડાઇ આયા પછી તમારા આશરા હેઠળ રહેવાનું એ પસંદજ કેમ કરે?"

લૉર્ડ એરન્ડેલે તેનાં એ મતને જેમનું તેમ રહેવા દીધું—તેવણે તેને એમજ ધારતો છોડયો, અને તેમ કરતાં તો તે જવાન ઉમરાવ ઘણો રસપર ચઢયો.

"પ્યાર સર્વથી શકિતમાન છે" તે ગંભીર થઇ જઇ બોલ્યો "આખી દુન્યા તેને ખાતર હું ખુંદી મારસ પણ એને શોધી કાઢસ, ને પછી જુવો કે તેને લેડી બ્રાન્ડન બનાઉંછ કે નહીં?"

અને એમને એમ વરસો સુધી તેણે તે છોકરીની શોધ ચલાવી—તે શોધ પાછળ તેણે પોતાની અડધી દોલત ફના કીધી પણ તે તેને મેળવી તો શકયોજ નહીં. તે અસલ કરતાં વધારે જોરાવર પ્યારથી તેને ચાહતો થયો હતો, પણ તેના પ્યારનાં ઝાડને ફળ કશાંજ લાગ્યાં નહીં.

વરસો પછી રેનીનાજ ચ્હેરાને સ્હેજ મળતા આવતા ચ્હેરાની ઉંચ ખાનદાનની એક સભ્યાસુ છોકરી સાથે તે પરણી ગયો. તેણીની સાથે પરણયો, મગર, રેનીને તે આપતે તેવો પ્યાર પોતાની એ પરણેતરને વટીક તેણે નહીં આપ્યો.

મેડમનું બેલથી છુટું પડવું ઘણુંજ દુઃખ ભરેલું હતું.

બેલને કશોજ વ્હેમ હજી સુધી ગયો નહીં હતો. તેને મનસે તો એમજ હતું કે મેડમ પોતાની દીકરીની સાથે રહેવા હવે ફ્રાન્સ જતાં હતાં; જ્યારે કીસ્મતની કરામત તો એવી હતી કે રેની જ્યારથી ગઇ ત્યારથી તે મા દીકરી એકમેકને મળ્યાંજ નહીં! મેડમ ત્યારે પાછાં ફ્રાન્સ આવ્યાં. થોડીકવાર તેવણ પૅરીસ જઇ વસ્યાં, પણ પછી રેનીને શોધી કાઢવાની તલબે તેવણપર ગલબો કીધો. તે ઘેર વળી પાછું તેવણે ઉંચકી ઉપાડી નાંખ્યું અને રેનીની શોધમાં ગામે ગામ અને શેહેરે શેહેર રખડયાં. તેઓ એવે બદ ચોઘડયે છુટાં પડયાં કે પાછાં એક થયાંજ નહીં; અને આખરે તે મોટાં ફ્રેન્ચ ખાનદાનની બાનું, જે એકવાર મોટા શેહેનશાહો અને શેહેનશાહબાનુંઓની સાથે એક તેબલપર જમેલી, જેણે તેઓની પરોણાગત કરી, જેઓની પરોણાગત તેણે ચાખેલી તે કોલોં ખાતેના હોતેલના એક ઓરડામાં એક દિવસ મુવેલી મળી આવી! ના તેને રડનારૂં તેની આગળ હતું કે ના તેની કબરપર એક મુઠી જેટલીબી મટ્ટી નાંખનારૂં તેનું પોતાનું કોઇ ત્યાં હતું!

કરણી તેવી પાર ઉતરણીનો એક જબરદસ્ત દાખલો જગતને પુરો પાડી આ દુન્યાથી તે ચાલતી થઇ.

* * * * * *

બેલની ખાસ મરજીથી એરીક સાથનાં તેનાં લગન કશીબી ધામધુમ વગર પસાર થયાં. તે જો કે પાછી જેવીને તેવી તંદરોસ્ત થઇ હતી, તે એટલે સુધી કે તે ગુલાબના મંડપ હેઠળ એક વખત બેઠી હતી અને ઝુમી પડેલો એક ગુલાબ તેના ચ્હેરાને અઢડી રહ્યો હતો. તે વખતે એરીક ઓચીંતો આવીને તેને કીસ લેવા જતાં તે વિચારમાં પડી ગયો કે બેલનો ગાલ કીયો હતો અને ગુલાબ કીયો હતો?

એ બધું છતાં તેનો ચ્હેરો જોઇ કહેવાનું મુશ્કેલ નહીં થઇ પડતું

હતું કે તે છોકરીએ રેનીની ટગર હજી છોડી નહીં હતી.

"બેલ, હવે તુંને હું મળ્યોછ કેની" પોતાની પરણેતરને રેની વિષે બળાપો કરતી સાંભળી એરીક બોલ્યો.

તે છોકરીએ તેનો હાથ પોતાના હાથમાં લીધો અને બોલી—

"તમે વ્હાલા મારી દુન્યા છેવો; તમે ચીરડાતા ના પણ મારી બેહેન રેની વગર મને સોહોવાતું તો નથીજ."

તેઓ પરણ્યાં અને હનીમુન કરવા ઉપડીબી ગયાં. તે દિવસે લૉર્ડ એરન્ડેલનો જીવ ઘણોજ મધનં હતો, છતાં તેવણને ઇનસાફ આપવા કહેવું જોઇયે કે તે આખા દિવસમાં રેનીનો વિચાર તેવણને એકથી અનેક વખત આવ્યા કીધો હતો.

એવી ગોઠવણ કરવામાં આવી હતી કે એરીક અને બેલ હનીમુનથી પાછાં ફરતાં તેઓએ પોતાનું કાયમ મુકામ નેવરસ્લી ખાતેજ કરવું.

"અને પછી—પછી મોતજ માત્ર આપણુને છુટાં પાડી શકસે" લૉર્ડ એરન્ડેલ બોલ્યા.

---

## પ્રકરણ ૫૫ મું.

## "મારે વાસ્તે હવે કોઇ મજાહબી નથી રહી અને કોઇ માહેતમબી નથી રહી!"

પેરીસમાં એકાયક આવી વસેલી તે જાદુઇ ખુબસુરતીની વાત ત્યાંનાં લોક આજેબી કરે છે. તે ત્યાં એકાયક આસમાનપરથી તુટી પડી હોય તેમ આવી હતી ખરી, પણ તે ક્યાંથી આવી હતી તેની કોઇને કશીજ ખબર નહીં હતી.

તે છોકરીની ખુબસુરતી અજાંયબ જેવી હતી. તેના ચ્હેરા તરફ

એકજ માત્ર નજર કરતાં મરદો પોતાનું હૈયું ખોહી બેસ્તા હતા. પણ તેજ ચ્હેરો તેનામાં એક આખી વારતા ભરી મુકી હોય તેવો સૌને લાગતો હતો.

તેના ચાહનારાઓ તેના પગે પગ વિંટળાતા હતા, પણ તેઓમાંના કોઇને પણ ચાહતી તે જણાઇ નહીં હતી. તે ઘણી રંગીલી, મોજીલી, ભેજાં ફાટેલ, ફાંટાબાજ, મગરૂર અને બેહોસીલી હતી, છતાં તે પુંજાતી હતી. જેમ મુરતી આગળ હીંદુઓ નમન કરે છે, તેમ મરદો તે છોકરી આગળ વાંકાવળી નમતા હતા. એક રાણી જેમ પોતાની રૈયતપર રાજ ચલાવે તેમ તે છોકરી મરદોનાં હૈયાંપર હકુમત ચલાવતી હતી. ગમે તેવા મજબુત મનનાને તે નાક પકડીને ચલાવતી હતી. કોઇની મકદુર કે મજાલ નહીં હતી કે કોઇ તેની મરજીની વિરૂધ્ધ થાય કે ચુંચાં કરે!

કાળી આંખ, ગુલાબી ગાલ અને લાલ લાલ હોઠવાળી જાદુગરણીઓ પેરીસમાં ઘણી હોય છે, અને તે વખતેબી હતી, મગર તે સર્વમાં સૌથી ખુબસુરત એજ હતી. કોઇથી તેની ખુબસુરતી સામે ટકી શકાતું નહીં હતું; અને તે છતાં સંગેમરમરનાં એક ઠંડાં બરફ જેવાં પુતલાંને દિલ આપ્યું અને તેને દિલ આપ્યું એ બરાબર હતું. તે લેતી હતી બધું—આપતી હતી કશુંજ નહીં; તેનાં હસવામાં ઝેર હતું; તેની નજરના માત્ર એક લ્હેકામાંજ મોત હતું. એક વાઘણ કરતાં વધારે ઘાટકી તે હતી. તેના પંજામાંથી કોઇબી મરદ—પછી તે ઘરડો હોય, જવાન હોય કે મોટો અમીર હોય તે—બચવા પામતો ન હતો, તે બધાઓનો ફેજ એકસરખો હતો—બધાઓનો નાશ એકજ રીતે અને એકજ ધોરણપર થતો હતો.

એક મરદાંને મરદનાં હૈયાંને જીતી તેને વવાણી વવાણીને મારવું અને પછી તેના તેણીએ કીધેલા હાલપર હસી તેને છોડી દેવું એ તો તેને મનસે એક રમત હતી. કમનસીબ પ્યારથી એક મરદાંને મરદને રડતો તતરતો અને ટવળતો હસી હસીને જોવો એબી તેને મનસે

એક રમત હતી. ના તેનાં હૈયાંમાં દાઝ હતી, ના તેનાં દિલમાં દયા હતી કે ના તેનાં મનમાં રહેમ હતી.

તે શું હતી અને કેવી હતી તે તેના સમાગમમાં આવતો દરેક મરદ જાણતો હતો. તેના બસમાં કોઇ રખે ફસે એવી કાળજી કરી તેઓ એકમેકને ચેતાવતા રહેતા હતા, છતાં તેઓજ તેના ભોગ થઇ પડતા હતા. તે એક મીનબતી અને પતંગ્યાંનો ખેલ હતો. એક પતંગ બીજા પતંગને તે મીનબતીની આંચથી દાઝીને મરી જતાં જોય, છતાં તે આંચની આશનાઇ કરવા તે ઉડી આવતું અને તેના પણ હાલ તેવાજ થતા હતા. તેઓએ તેને **દોજખની દેવી**ની ઉપમા આપી હતી, અને તે માટે તે છોકરી સામી મગરૂર હતી!

તે કોણ હતી, કહાંથી આવી હતી, શા કારણે પેરીસમાં તે આવી વસી હતી તે કોઇને માલમ ન હતું. જે બીના તેના સંબંધમાં જણાયલી હતી તે માત્ર એટલીજ હતી કે તે કોઇ ઉંચ કુળની, સારી કેળવણી પામેલી, સારો વખત જોઇ ઉધરેલી અને સારી સોસાયટીમાં ફરી હરીને પરવારી ગયેલી એક જવાન બાનું હતી. તે ઉપરાંત તેને વિષે કોઇ કશુંજ જાણતું ન હતું.

તેની આગળ જો કોઇ સાચાં આશક માશુકની વાત કરતું તો તેને તે ધિક્કારથી હસી કાઢતી; તેની આગળ જો કોઇ ખુદાઇ પાક પ્યારની વાત છેડતું તો તે છોકરી તેને તુચ્છકારી કાઢતી હતી. કોઇ સુખી સંપીલી જીંદગીની તેને યાદ આપતું તો તેનાબી હાલ તેવાજ થતા હતા.

"તારા જેવી ખુબસુરત, તારા જેવી દમામવાલી અને તારા જેવી ઘાટકી અબલા, હું બી દુન્યા ફરી વળ્યોછ, પણ, મેં નથી જોઇ" એક મોટા રશીયન શાહજાદાએ તેને એક વખત કહ્યું.

"મારી જીંદગીએ જેવી મને બનાવીછ તેવી હું છેઉં" તેણીએ તેને જવાબ દીધો.

તેનાજ પ્યારથી નિરાશ થઇ આપઘાત કરીને મુવેલા એક જવાન લશ્કરી અમલદારનું શબ તેણીને કોઇએ બતાવ્યું. તે જોઇ તે છોકરી ખડખડ હસી. તેણીએજ તેનું દિલ ચોર્યું હતું; તેણીએજ તેને પોતાની કાતિલ નજરથી વિંધી નાંખ્યો હતો—અને તેણીનો તે બીચારો પુંજારી બન્યો હતો. તેનું દિલ તેણીએ લીધું અને તેને જમીનપર પટકી પોતાના પગે તેને છુંદી તેનો ભુકો તેના હાથમાં પાછો આપી તેને હડસેલો મારી પોતાની આગળથી કાઢી મુકયો હતો; અને પછી જ્યારે લોકોએ તેને કહ્યું કે તે બીચારો મગજ ખોહી બેઠો હતો ત્યારે તે છોકરી કળવાઇ કળવાઇને હસી.

"બીજાઓએ ગમે તેટલું ખોહ્યું, પણ મગજ તો તેઓ સાબુત રાખી શકયાછ" તે બોલી.

પોતાનાં ઘેલાપણાંમાં તે બીચારો અસ્તરાએ ગળું કાપી ઠાર મુવો. લોહીથી ખરડાયલો તેનો સુંદર ચ્હેરો તેણીને તેના દોસ્તોએ બતાવ્યો.

"જો ખુદ—કોશી એ હીચકારાપણું નહીં હોતે તો તેની સાથે મારી જગ્યા અદલ બદલ કરવા હું હમણાં તૈયાર થઇ જતે!" તે બોલી.

તેની તરફ તેણીએ નજર કીધી અને તે છોકરીનું પાંપણ વટીક નહીં હીલ્યું.

"તમે શું મરદોની જાતને ધિક્કારોછ?" એક દિવસે એક મોટા લખનારે તેણીને પુછ્યું "તમુને તેઓ સામે કાંઇ વેર છે?"

તો જવાબમાં તે ખડખડ હસી અને બોલી—

"જો મને અમરગી મળે, તોબી જે મેં ખમ્યુંછ તેનું વેર લેવાનું મારીથી પુરૂં નહીં થાય!"

એક મોટા ડયુકે તેને મોટા લખોટા જેવો એક હીરો ભેટ આપ્યો. તે હીરો તેના કહેવા મુજબ એક મોટા હીંદી રાજાનાં તાજમાં એકવાર બીરાજતો હતો; તેણીએ તેને હાથમાં લઇ તપાસ્યો અને પછી તેને

જમીનપર પટક્યો. તે હીરાના બે ટુકડા થઇ ગયા. તે કોડીની કીંમતનો થઇ ગયો.

"એ એમ કાંય?" પેલાએ અજબ થઇ તેણીને પુછ્યું.

"હું ઝવેરાતની કદર કરૂં?" તે બોલી "અરે કોઇ મને ગોલકોન્ડાની આખી હીરાની ખાણ આપે તો તેથી એક મીનીટનીબી હું મજાહ નહીં પામું."

"ત્યારે તુંને ગમેછ શું?"

"કાંઇ નહીં" તે બોલી "મારે વાસ્તે હવે કોઇ મજાહબી નથી રેહી ને કોઇ માહેતમબી નથી રેહી."

એમ કરતાં તે ઘણાં વરસો સુધી જીવી અને જેટલો વખત તે જીવતી રહી તેટલો વખત જરાબી તેણીએ નરમાશ બતાવેલી જણાઇ નથી.

ફકત એકજ વખત જ્યારે તે ઘણીજ સીક પડી અને તેણીએ પોતાનાં મોતની અગમચેતી કીધી તે વખતે તેણીના ચ્હેરાએ કાંઇક નરમાશ પકડી. ત્યારે ને ત્યારેજ તેણીએ પોતાની દાસીને એક નાનો હાથીદાંતનો બાકસ જે તેણીના રૂમમાં તેણીના પલંગની પાસેજ મુકવામાં આવેલો હતો તે લાવવા ફરમાવ્યું.

તેણીની આગળ તે લાવવામાં આવતાં પોતાનાં ગળાંમાં પ્હેરેલી એક ઝીણી કુંચીથી તેણીએ તે ઉંઘાડયો અને તેમાંથી એક જવાન ઇંગ્રેજની નાની લાકેટનાં કદની સબી કાઢી અને તે તરફ ટગર ટગર જોતી તે પડી. તેની આંખોમાંથી ધોધમાર આંસુઓ ગબડી પડયાં અને ડુસ્કે ડુસ્કે રડીને તે છોકરીએ તેને હજારો–લાખોં ચુંમાઓ લીધી.

"ઓ, એરીક! એરીક!" તે બોલી "જો તેં મને ચાહી હોતે તો હું ભલી નિવડતે ને સુખી થતે."

અને–અને–જ્યારે તેણીનો દમ આખેર થયો, આ દુન્યાની તેની જાલમી અને જંજાળ પુરી થઇ, ત્યારેબી જેઓ તેના ચ્હેરાને છેલ્લો સેજદો કરવા આવ્યા તેઓએ તેની છાટીપર તેજ સબીને મુકેલી જોઇ અને તેની

લગોલગ પાસે કાળી બારડર સાથનો એક નાનો કાર્ડ તેઓએ પડેલો જોયો, જે ઉપર માત્ર એક બોલ "**નાઉમેદ**" લખેલો તેઓએ વાંચ્યો.

*   *   *   *   *   *

" ઉન્હાળાની તે સુંદર સાંજ હતી. બેલ અને એરીક નેવરસ્લીના મ્હેલના બગીચામાં ઉભાં હતાં. તેઓની આસપાસ નાનાં ભુલકાંઓ રમતાં ફરતાં હતાં. તેઓમાંનું એક બેલ આગળ આવ્યું.

"મમા ડીયર" તે બોલ્યું "આજે તમે હસતાં નહીં? તમે આજે દલગીર કાંય છેવો?"

"નહીં, મારી ડારલીંગ, હું દલગીર નથી પણ કાંઇ જુદાજ વિચારમાં છેઉં" એટલું બોલી તે બુચીને તેણીએ કીસ લીધી 'અને તેનાં ભાઇ બેહેન આગળ રમવા જવા તેને કહ્યું.

"આજે બેલ તું દલગીર લાગેછ ને કાંઇ ઉંડા વિચારમાંબી તું છે–શું છે?" એરીકે તેને પુછ્યું.

"આજે વ્હાલા આખો દહાડો રેનીનોજ મને વિચાર આવ્યા કરેછ" તે બોલી "ઓ, એરીક, મને એ કેટલું અજબ લાગેછ! અમે બેહેન બેહેનની માફક રહેલાં, ને એકમેકને અતી વ્હાલથી ચાહતાં હતાં. આજે દશ વર્ષ થયાં એ ગેઇછ, પણ તેની તરફથી આપણને કાંઇજ ખબર નથી મળતી!"

"હા, એ અજબ જેવું તો અલબત છે" તે બોલ્યો "પણ, બેલ, હવે તારા પ્યારની તલબ કરનારાંઓ અહીં ઘણાં છે, અને એમ રેનીનો વિચાર કરતાં તારે દલગીર કે દુ:ખી થવું જોઇતું નથી. તે, અલબત, જીંદગી લેવાની પોતાની રીત મુજબ આજે સુખી તો બેશક હોસેજ."

તે એમ બોલ્યો ખરો, પણ તેનાં અંતઃકરણે તેને કહ્યું કે રેની અને સુખ એ બેને વેર હતું. તેઓ બુદ્ધિ જુદાંજ હતાં.

"રેનીને એરીક હું એવાં જોરાવર હેતથી ચાહતી હતી કે તે

મારીથી ભુલાય તેમ નથી."

અને પોતાની પરણેતરના મીઠા ચ્હેરા તરફ જોઇ ખુદાના તેણે શુકરાના કીધા કે રેનીના ગુનાહની ખબર તેણીને સ્હેજબી હતી નહીં.

ત્યારે સાર એજ નીકળે છે કે—

જુવો નતિજો નેકનો નેકજ છે અંજામ,
જુવો જહાંનમગાર છે બદનું બુરૂં ઠામ;
બદને તો બસ અહીંજ છે જીવતું દોજ઼ખ નેહેશત,
પનાહ ખુદાની નેકને દુન્યામાંજ છે બેહેશત;
જે છે તે બસ અહીંજ છે ત્યાંની વાત તો દુર,
દોજ઼ખબી તું અહીં સમજ બ્હેશતનુંબી અહીં નુર;
'રફીક' કહે આ જન્મમાં મનસે મારો મેખ—
કરવું તેવું પામવું એ અચલ છે લેખ!

